રસિક નવલકથામાળા　　　　પુસ્તક ૧૮ મું

# વિલાસમાં વિનાશ!

લેખક

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

રાણપુર

---

પ્રકાશક

પુંજાલાલ ભગવાન પારેખ

વઢવાણ સીટી

---

આવૃત્તિ ૧લી　　　　પ્રત ૫૦૦

સંવત ૧૯૮૫　　　　સને ૧૯૨૯

---

મૂલ્ય રૂ. ૩-૮-૦

# પ્રસ્તાવના

આંગ્લ નવલકથાકાર મી. જ્યોર્જ. ડબલ્યુ. એમ. રેનોલ્ડઝની કેટલીક નવલકથાઓ મેં આપણી ભાષામાં અનુવાદિત કરી છે. આ પણ તેની 'સીમ્સ્ટ્રેસ' નામક સામાજિક નવલકથાનું અનુકરણ છે.

તેણે પોતાની નવલકથાઓમાં મોટે ભાગે એ દેશના સમાજમાં રહેલા સડાને ખૂલ્લો પાડવાનો પ્રયત્ન કર્યો છે. અને એથી, પાપી હૃદય પણ પોતાનાં પાપ પ્રકટાવનાર સામે તિરસ્કારની નજરે જૂએ છે, એ નિયમે મી. રેનોલ્ડઝની આવી નગ્ન સત્ય દર્શાવનારી કૃતિઓનો પોતાને જાહેરમાં શિષ્ટ અને સચ્છીલ દેખાડવાને ઇચ્છતા ત્યાંના સમાજે અનાદર કર્યો છે. પરંતુ એ એક પ્રકારનો દંભ જ ગણાય. અને અત્યારે એ જ દંભનું અનુકરણ આપણે ત્યાં પણ થતું જતું જોવાય છે. પરિણામ એ આવ્યું છે કે અત્યારે પશ્ચિમની કહેવાતી સંસ્કૃતિને પોષનારાં આપણાં મુંબઇ જેવાં મોટાં શહેરોમાં એવી ઘટનાઓ રોજના સામાન્ય બનાવ જેવી થઇ પડી છે.

એ વસ્તુસ્થિતિ આપણે માટે સર્વથા અસહ્ય છે. અને તેથી દંભના પડદાને ચીરી આજનો સમાજ જે વિનાશપંથે પ્રયાણ કરી રહ્યો જણાય છે તેને ચેતવણી રૂપે આવાં કથાનકો આપણી ભાષામાં સ્વતંત્ર લખાવાની તેમ જ અનુવાદિત થવાની અનિવાર્ય આવશ્યકતા છે. માત્ર એ કથાનકો એવાં ન હોવાં જોઇએ કે જે વાચકોની જુગુપ્સાને ઉશ્કેરી તેમને અનાચારને પંથે પ્રેરનારાં બને. આ નવલકથામાં એ વસ્તુ પ્રત્યે ખાસ લક્ષ આપવામાં આવ્યું છે અને આપણા સામાજિક રીતરીવાજો તથા રહેણીકરણીની દષ્ટિએ કરવો જોઇતો ફેરફાર કર્યો છે. માત્ર મુખ્ય વસ્તુ અસલ સ્થિતિમાં જાળવી રાખ્યું છે.

અંતમાં પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના છે કે આ નવલકથા લખતાં જે ઉદ્દેશ રખાયો છે તે સફળ બને અને ભવિષ્યમાં આવું વધુ સાહિત્ય સર્જી સમાજની સેવા કરવાનું બળ મને પ્રાપ્ત થાય.

રાણપુર,
કૃષ્ણ જન્માષ્ટમી સં. ૧૯૮૫ } ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

# અનુક્રમણિકા

# વિલાસમાં વિનાશ !

—:o:—

## પ્રકરણ ૧ લું

### સુભદ્રા

પ્રાતઃકાળનો સમય સમીપ આવી પહોંચ્યો હતો. જેઓ આખો દિવસ શારીરિક કિંવા માનસિક શ્રમપૂર્વક પ્રામાણિકતાથી દ્રવ્ય સંપાદન કરી, શાંતિપૂર્વક વ્યવસ્થિત જીવન ગાળતા હતા તેઓ અત્યારે સુખનિદ્રાનો ઉપભોગ કરતા હતા. દુર્વ્યસની, ઉચ્છૃંખલ અને પાપાચરણમાં નિમગ્ન રહેનારા લોકો પણ પોતાનાં દુષ્કૃત્યોને સહાય આપનારી અંધકારપૂર્ણ રાત્રિ સમાપ્ત થવાની તૈયારી જોઇને ઘુવડાદિ પક્ષીઓની માફક પોતપોતાનાં ગુપ્ત નિવાસસ્થાન તરફ પલાયન કરતા હતા. એવા પ્રશાંત સમયે મુંબઇ શહેરમાં જે સ્થળે કેવળ દીન અને હીન દશામાં જીવન વ્યતિત કરનારાં લોકોનો નિવાસ છે તેવા કામાટીપુરાની એક ગલ્લીમાં આવેલા એક મકાનની બારીમાંથી દીવાનો મંદ પ્રકાશ બહાર પડતો હતો.

મુંબઇ-શહેર એટલે મુંબઇ ઇલાકાની રાજધાની—ભારતવર્ષના પરદેશો સાથેના વ્યાપારનું કેન્દ્રસ્થાન. મુંબઇ શહેરના મોટા ભવ્ય પ્રાસાદો પાસે રજવાડાના રાજમહેલો પણ ક્ષોભ પામી જાય. લક્ષાધિપતિઓનો ત્યાં શુમાર નહિ, કોટયાધિપતિઓની સંખ્યા પણ જેવી તેવી નથી. મુંબઇ શહેરમાં પ્રથમ વાર પગ મૂકનારને જાણે એમ જ લાગે કે શ્રીમંતાઇ અહીં ઉભરાઇ ચાલી છે. વીજળિક બળથી ચાલતી ટ્રામ, મોટરો, વિકટોરીયા, આદિમાં ટાપટીપવાળાં વસ્ત્રો સજીને બેઠેલાં સ્ત્રીપુરુષો તરફ જોતાં જાણે એમ જ થાય કે સ્વર્ગના સાચા

સુખનો અનુભવ મુંબઇગરા જ કરે છે. સાયંકાળે ચોપાટી કે પાલવાબંદર ઉપર જાઓ, ત્યાંની બહાર તમને જરૂર છક્ક બનાવી દેશે. શ્રાવણ સુદી પૂર્ણિમાના રોજ મુંબઇમાં નાળીયેરી પુનેમનો મેળો મેદાન અને બેકબે ઉપર ભરાય છે. તે વખતે સર્વ લોકો સમુદ્રપૂજન કરવા જાય છે. આ મેળાનો અનુભવ કરવાનું ભાગ્ય જેને પ્રાપ્ત થયું હશે તેણે તો એમ જ માની લીધું હશે કે શોભા અને સંપત્તિનું પિયર મુંબઇમાં જ છે.

પરંતુ જ્યારે આ અખીલ જગત સારી અને નરસી બન્ને પ્રકારની બાબતોથી ભરેલું છે, તો પછી તેમાં મુંબઇ અપવાદ રૂપ તો ન જ બને! ત્યાં એક તરફ મોટા રાજમહેલોને પણ શરમાવે તેવા ભવ્ય પ્રાસાદો છે તો બીજી તરફ સાંકડી અને અંધારી ગલ્લીઓમાં પડું પડું થઇ રહેલા જૂના ખડખડપંચમ માળાઓની પણ ખોટ નથી. ત્યાં વસ્ત્રાલંકારોથી સજ્જ થઇ પોતાની શ્રીમંતાઇનું પ્રદર્શન કરનાર જનસમૂહની જેમ વિપુલતા છે, તેમ ઇંદ્રનાં સહસ્ત્ર નેત્રોની સાથે સ્પર્ધા કરનારાં વસ્ત્રો અંગ ઉપર ધારણ કરી, લજ્જાનું સંરક્ષણ કરવાનો પ્રયત્ન કરનાર દીન અને હીન દશાને પાત્ર થયેલાં મનુષ્યોની પણ ઓછી સંખ્યા નથી. અહીં કોઇ કોઇ ભવ્ય અને વિશાળ મકાનોમાં મનુષ્યસંખ્યા પ્રમાણમાં અત્યંત અલ્પ જોવામાં આવે છે; જ્યારે મધમાખીઓની માફક બણબણતાં માનવી પ્રાણીઓથી ચિકાર ભરાયેલા માળાઓ પણ પુષ્કળ છે. અમે આજે અમારા વાચકોને લક્ષ્મીદેવીના કૃપાકટાક્ષને પાત્ર થયેલા સુખવસ્તુ પ્રાણીઓના પ્રસંગમાં નહિ લાવતાં, તે દેવીની મોટી બ્હેન દરિદ્રતાના પ્રેમનો અનુભવ કરનારાં દીન જનોની મુલાકાત કરાવવાનો વિચાર રાખ્યો છે.

જે મકાનની બારીમાંથી મંદ પ્રકાશ બહાર આવવાનુ જણાવ્યું છે, તે મકાન કામાટીપુરાની એક અંધારી ગલ્લીમાં આવેલું છે. આ ભાગમાં શ્રીમંત અને સુખવસ્તુ મનુષ્યોનો આગમનનો કદી પણ યોગ આવતો નહિ. તથાપિ એ શ્રીમંતોની શ્રીમંતાઇ અને ડોળ–

તમામ જે લોકોના શારીરિક પરિશ્રમ ઉપર અવલંબી રહેલ છે, એવાં ગરીબ અને મજૂરી કરીને કોઇ પણ રીતે ઉદરનિર્વાહ કરનારાં ઉદ્યોગી મનુષ્યો આ ભાગમાં અને વિશેષ કરીને આ મકાનમાં રહેતાં હતાં. આ મકાનને ચાર માળ હતા અને દરેક માળમાં મહા મુશ્કેલીથી એકેક મનુષ્યનો નિર્વાહ થાય એટલા ક્ષેત્રફળની દશ-દશ કોટડીઓ હતી. તેમાં બીજા માળની એક કોટડીમાં એક તરૂણી શણીયાની છાપેલી જાજમ પર બેસીને મખમલના પોષાક ઉપર જરીનું ભરતકામ કરવાના કાર્યમાં નિમગ્ન બની ગઇ હતી.

આ કોટડી જો કે ન્હાની હતી, તથાપિ ત્યાં સર્વત્ર સ્વચ્છતા અને ટાપટીપનું દર્શન થતું હતું. કોટડીમાં કશો પણ સામાન ન હતો એમ કહીએ તો ચાલે. એક ખૂણામાં ચૂલા પાસે ઘસીને ચકચકિત બનાવેલાં રાંધવાનાં વાસણો હતાં. દિવાલમાં એક ન્હાનું હાટીયું હતું. તેમાં અનાજ તથા મીઠા-મસાલાના ન્હાના મોટા થોડાક ડબા હતા. બિછાનામાં પાથરવાને એક ગોદડી અને ઓઢવાને માટે એક ધુંસો હતાં. તેણે અત્યારે જે વસ્ત્રો પહેર્યાં હતાં તે ઉપરાંત બહાર જતી વખતે પહેરવાનાં વસ્ત્રો જુદાં હતાં. પરંતુ તે સર્વ વસ્ત્રો તદ્દન સાદાં હતાં. સુઘડગરી ટાપટીપનો એ વસ્ત્રોમાં લેશ પણ પ્રવેશ થયો ન હતો. આ કોટડીમાં મહત્ત્વનો સામાન આટલો જ હતો; અને તે ઉપરથી આ યુવતિની સાંપત્તિક સ્થિતિનું અનુમાન સહજ કરી શકાશે.

દ્રવ્યસંપત્તિમાં આ યુવતી દરિદ્રી હતી ખરી, તથાપિ શરીરસંપત્તિમાં અને રૂપસંપત્તિમાં મોટા બંગલાઓ અને ભવ્ય પ્રાસાદોમાં રહેનારી સેંકડો લાવણ્યવતી સુંદરીઓની સાથે પણ તે સ્પર્દ્ધા કરી શકે તેવી હતી. એવું સૌંદર્ય કોઇ કોઇ સ્થળે જ દૃષ્ટિએ પડી શકે. તેનાં સર્વ અવયવો કુશળ કારીગરે પોતાનું તમામ બુદ્ધિચાતુર્ય એકત્ર કરીને બનાવેલી પુતળીના જેવાં પ્રમાણબદ્ધ હતાં. તેનો ચ્હેરો તદ્દન ગોળ અથવા તો બહુ લાંબગોળ ન હતો. અંગકાંતિ મૃદુ, ગૌર

અને સતેજ હતી. તેની મુખશ્રી ઉપર કોમલતા જાણે નૃત્ય કરી રહી હતી. તેનો ભાલપ્રદેશ વિસ્તીર્ણ અને શરદ ઋતુની ચંદ્રિકાના જેવો શુભ્ર હતો, અને તેના યથાપ્રમાણ વિસ્તાર ઉપરથી તે બુદ્ધિમાન્ હોવી જોઇએ એમ સમજી શકાતું હતું. તેણે પોતાના કાળા અને લાંબા ચમકદાર વાળનો સાદો અંબોડો બાંધ્યો હતો. શરીર પરનાં વસ્ત્રો પણ સાદાં અને સ્વચ્છ હતાં, તેના તરફ એક વાર દૃષ્ટિ કરતાંની સાથે જ અંતઃકરણની સ્વચ્છતાનું બાહ્ય સ્વરૂપની શોભા અને સાદાઇની સાથે મનોહર મિશ્રણ થયેલું સ્પષ્ટ દેખાતું હોવાથી જાણે આપણે પવિત્રતા–દેવીની પ્રતિમાનું દર્શન કરી રહ્યા છીએ એવો ભાસ થતો હતો.

તેનાં નેત્રો શ્યામ અને વિશાળ હતાં. તે નેત્રોમાં ક્ષુદ્ર મનોવૃત્તિદર્શક ચંચલતાનો પૂર્ણપણે અભાવ હતો. તેનું તેજ ગંભીર અને શાલીનતાનું દર્શક હતું. ભમરો નાજુક અને કમાનદાર હતી. નાસિકા સરલ હતી અને તે મસ્તિષ્કની વિસ્તીર્ણતા તથા હડપચીના ગોળપણાને બિલકુલ અનુરૂપ હતી. તેના મૃદુ ઓષ્ટ ગુલાબ પુષ્પના જેવા શુદ્ધ રકત વર્ણીય હતા. એવા ઓષ્ટમાંથી નિકળતો દરેક શબ્દ અત્યંત મધુર તથા મનોહર હોવો જોઇએ એવી સહજ કલ્પના કરી શકાતી હતી. જ્યારે જ્યારે તે મુખ ઉપર હાસ્ય વિલસતું અને અંદરની મૌક્તિકવર્ણ દંતપંક્તિ કિંચિત્ દૃષ્ટિગોચર થતી ત્યારે તો આ મુખમંડળનું સૌંદર્ય શતવાર વૃદ્ધિંગત થયેલું લાગતું.

તે આટલી મોડી રાત્રીએ આ કોટડીમાં કામ કરતી એકલી જ બેઠેલી હતી. કોટડીનાં દ્વાર બંધ હતાં અને અંદરથી સાંકળ વાસેલી હતી. તથાપિ તેના શરીરપરનાં સર્વ વસ્ત્રો પોતપોતાના સ્થાને ઠીકઠાક હતાં. તેમાં કયાંય પણ અવ્યવસ્થિતપણું દેખાતું ન હતું. વસ્ત્રો સાદાં અને અલ્પ મૂલ્યનાં હતાં તથાપિ તેના દેહની શોભાને વધારતાં ન હતાં એમ નહિ. આ સાદાં વસ્ત્રોને બદલે તેના શરીરપર ભરજરી મખમલનો ઉંચો પોષાક હોત અને હીરા મોતીના

અલંકારોથી તેનું શરીર ભરાઈ ગયું હોત તો પણ એથી તેના સૌંદર્યમાં કશો પણ વિશેષ ઉમેરો થયો હોત નહિ. હા, તેના સૌંદર્યથી વસ્ત્રાલંકારની શોભામાં કદાચ વૃદ્ધિ થઇ હોત ખરી. તેની દેહયષ્ટિ પાતળી અને કોમળ હતી. તે નીચું મસ્તક રાખીને કામ કરવામાં નિમગ્ન બનેલી હોવાથી તેનો બાંધો ઠિંગણો હશે એમ કદાચ લાગે; પરંતુ તે ઉભી રહેતાં તેની ઉંચાઇ યથાપ્રમાણ હોવાની ખાત્રી થતી.

તે આટલી બધી સુંદર અને સ્વચ્છ હતી, તથાપિ તેનું સૌંદર્ય પ્રેક્ષકની દૃષ્ટિને આંજી નાખે તેવું ઝગઝગિત ન હતું. તેના મુખ પરનું ગાંભીર્ય અને નેત્રોમાં રહેલી શાંતતા તેના વાસ્તવિક સૌંદર્યને મર્યાદિત રાખતાં હતાં. વિનય, લજ્જા અને શાલીનતા આદિ સાત્વિક મનોભાવનો બુરખો તેણે કાયમને માટે મુખપર ધારણ કર્યો હોવાથી અને તેમાં વળી ઔદાસિન્યની સ્હેજ છાંટ હોવાથી તેનું સૌંદર્ય અસ્પષ્ટ બનેલું હતું. તેના પ્રત્યેક અવયવની રમણીયતાને લક્ષમાં ઉતારવાને માટે તેની સામે પુષ્કળ સમય સુધી જોઇ રહેવું જોઇએ. વિનય અને લજ્જાની ઉપરછલ્લી છટા તેની મુદ્રા પર દેખાતી ન હતી, પરંતુ તે ખરેખર વિનયવતી અને લજ્જાવતી હતી. તેને પોતાને આ જગતના કટુ વ્યવહારનો વિશેષ અનુભવ મળ્યો ન હતો, કિંવા દરેક મનુષ્યની જેમ દુર્ગુણ અને દુરાચાર તરફ સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે તેવી પણ તેની ન હતી. તે અંતર્બાહ્ય શુદ્ધ અને પવિત્ર હતી. તે દરિદ્રાવસ્થામાં તો હતી જ. તે માતાપિતાના સુખથી વંચિત બનેલી હતી અને કોઇ ઇષ્ટ મિત્ર પણ ન હતું. વયમાં પણ તે ન્હાની હતી. આવી સ્થિતિમાં સ્વાવલંબનથી કષ્ટમય ઉપજીવિકા ચલાવતાં અપવિત્ર મનોવિકારને ઉત્તેજીત કરનાર અને ક્ષણિક સુખ માટે મનમાં મોહ ઉત્પન્ન કરનાર પ્રસંગ તેની દૃષ્ટિએ બિલકુલ પડતો જ નહિ એવું ન હતું. જ્યારે જ્યારે એવો પ્રસંગ તેની નજર સમક્ષ આવતો ત્યારે ત્યારે તે આત્મસંયમન કરતી હતી. દુરાચરણનો માર્ગ પ્રથમ દર્શને સુખકારક લાગે છે ખરો, તથાપિ

અંતમાં તે ઘાતક બને છે, એ તત્ત્વ તેના અંતઃકરણમાં પૂર્ણપણે દ્રઢ થયેલું હોવાથી એવી વિકટ અને ઘાતક પરિસ્થિતિમાં પણ તેણે પોતાના મનને શિયલથી રંચ માત્ર પણ ઢળવા દીધું ન હતું.

પ્રથમ દર્શને કોઇને કદાચ એમ લાગે કે તેની શારીરપ્રકૃતિ સારી હશે; પરંતુ ખરી રીતે તેમ ન હતું. ઉદરનિર્વાહને માટે તેને હદથી જાદે શ્રમ કરવો પડતો હોવાથી તેના કપોલપ્રદેશ ઉપરનો ચમકાટ ઘણો ઓછો થઇ ગયો હતો. તારૂણ્યનું જોમ તેનામાં હોવાથી સતત શ્રમ કરવામાં તે પાછી હઠતી નહિ, તથાપિ સૃષ્ટિ-નિયમનું વારંવાર ઉલ્લંઘન કરવાની ફરજ પડતી હોવાથી તેનું પરિણામ તેને ભોગવવું પડતું હતું. જો તે સારી પરિસ્થિતિમાં હોત તો તેના સૌંદર્યની બહાર કોઇ ઓર હોત. પરંતુ અત્યારે તો રાજ-મહેલના બગીચાનું પુષ્પવૃક્ષ નિર્જન અને કંટકમય અરણ્યમાં પડયું હોય એવી તેની સ્થિતિ હતી.

આ અલ્પવયી કુમારિકાનું નામ સુભદ્રા હતું. જે કામ તેની પાસે હતું તે સૂર્યોદય થયા પહેલાં પૂરૂં કરીને, જેની પાસેથી લાવી હતી તેને સુપ્રત કરવાનું હોવાથી પરોઢ થયાં પહેલાં નિદ્રાનો ત્યાગ કરીને તે કામે લાગી હતી. શિયાળાની ઋતુ હોવાથી ઠંડીથી તેના હાથ પગ અત્યંત અકડાઇ ગયા હતા. એક સરખી રીતે નીચું મસ્તક રાખવાથી તેનો બરડો ફાટતો હતો અને અધૂરી ઉંઘે ઉઠવાથી નેત્રો બળતાં હતાં. છતાં પણ એ સર્વ શારીરિક વેદનાને બાજુ પર રાખીને તેને આ કામ કર્યા વગર ચાલે તેમ ન હતું. એવી સ્થિતિમાં પણ તેનાં આંગળાં ત્વરાથી ચાલતાં હતાં. જો વખત-સર આ કામ પૂરૂં ન થાય તો મજૂરી ઓછી મળવાની ભીતિ તેના શરીરમાં જાગૃત હોવાથી તે શરીરને થતા કષ્ટ તરફ જાણીબૂઝીને દુર્લક્ષ કરતી હતી. એવી સ્થિતિમાં કેટલોક સમય પસાર થયા બાદ તેનો હાથ મંદ પડયો અને અકડાઇ ગયેલા પગ તથા ફાટતા બરડાને સ્હેજ આરામ આપવાને માટે તેને કામ છોડી દેવું પડયું. તે ધીમે

ધીમે ઉઠી અને કોટડીમાં આમતેમ ફરવા લાગી. એટલામાં સામેના માળામાંથી ઘડિયાળના પાંચ ટકોરા સંભળાયા. હવે સમય થોડો બાકી છે એ વાત તેના લક્ષમાં આવી અને તે પુનઃ કામ પર લાગી. પુનઃ તેના હાથ ત્વરાથી ચાલવા લાગ્યા. આ માળામાં રહેતા બીજા મનુષ્યો પણ જાગૃત થયાં હતાં અને પોતપોતાનાં કામે લાગ્યાં હતાં. આ માળામાં મજૂરીથી ઉદરનિર્વાહ કરનારા ગરીબ લોકોની વસતિ હોવાથી પરોઢ થતાંની સાથે શરીર પરની ચાદર, ધુંસો કે ગોદડી ફેંકી દઇ ઠંડીની સાથે યુદ્ધ કરવાને માટે ઉદ્યોગે લાગવા સિવાય તેમને માટે બીજો ઉપાય ન હતો.

સુભદ્રા જે પોષાક પર કામ કરી રહી હતી તે અત્યંત મૂલ્યવાન્ હતો. તેનું મૂલ્ય ઓછામાં ઓછું આઠસોથી હજાર રૂપીઆનું હશે આવો મૂલ્યવાન્ પોષાક જેને નહિ ઘરબાર કે નહિ માબાપ એવી એક દરિદ્રી છોકરીને સ્વાધીન કરેલો હતો. એ સ્હેજ વિલક્ષણ ખરૂં, પરંતુ વ્યવહારમાં આવું કાયમ બન્યા જ કરે છે. પચીશ–ત્રીશનો પગારદાર ગુમાસ્તો પચીશ–પચાશ હજારની ઉઘરાણી કરતો મુંબઇમાં કોણે નહિ જોયો હોય? શ્રીમંતો જો ગરીબો ઉપર એટલો પણ વિશ્વાસ ન મૂકે તો તેમનું કામ બને જ નહિ. એ એક કારણ ઉપરાંત આ મૂલ્યવાન્ પોષાક એ દરિદ્રી છોકરીના હાથમાં આવવાનું એક બીજું પણ કારણ હતું. એ કારણ આગળ ઉપર સમજાશે.

સુભદ્રાનો હાથ અત્યારે અત્યંત ઝડપથી ચાલતો હતો. જેમ જેમ કામ પૂરૂં થવાનો સમય નજીક આવતો ગયો તેમ તેમ તેની મુદ્રા અધિક પ્રફુલ્લિત દેખાવા લાગી અને તેને થતા શારીરિક શ્રમની પણ દરકાર ન હોય એમ લાગ્યું. છેવટે કામ પૂરૂં થયું એટલે તેણે પોષાકને બરોબર ઘડી કરીને એક શ્વેત મલમલના રૂમાલમાં બાંધી દીધો. એટલું કરીને તે આ જાજમ ઉપર આડે પડખે થઇ. તેની આંખો ઘેરાતી તો હતી જ. એટલે તુરત તેને નિદ્રા આવી ગઇ. નિદ્રામાં તેને એક સ્વપ્ન આવ્યું.

પોતે એક રમણીય ઉદ્યાનમાં ફરે છે, મંદ અને સુગંધિત વાયુ વાય છે, સર્વત્ર સુંદર પુષ્પો ખીલી રહ્યાં છે; પોતે તે આનંદનો અનુભવ લેતી એ બાગમાં આગળ ચાલી જાય છે. ત્યાં એક ન્હાનો ઝરો ખળખળ વહે છે. તેના કિનારા ઉપરના વૃક્ષ પર બેઠેલાં સુંદર પક્ષીઓ મધુર રવે ગાન કરી રહ્યાં છે, કેટલાંક ફળવૃક્ષો પાકી ગયેલા. ફળોથી લચી રહ્યાં છે. તે માંહેનું એક રસભરિત ફળ પોતે હસ્તમાં લીધું છે. એટલામાં એકાએક તેને પોતાની ગરીબાઇનો ખ્યાલ આવ્યો અને પોતે કોઇ અજાણ્યાના બાગમાં દાખલ થઇ છે એ યોગ્ય નથી થયું એવો તેના મનમાં વિચાર આવ્યો કે તે જ પળે 'આ બાગ તારો જ છે' એવું કોઇએ તેના કાનમાં ધીમેથી કહ્યું, તે આ રમણીય ઉદ્યાનના આનંદનો ઉપભોગ કરવામાં મગ્ન બની હતી તે વખતે નજીકના દેવમંદિરમાં થતા ઘંટારવનો ગંભીર અને પવિત્ર ધ્વની તેના કર્ણ પર પડયો અને તે સુખસ્વપ્નમાંથી એકદમ જાગૃત બની ગઇ.

તેનાં નેત્રો સમક્ષનું એ રમણીય દૃશ્ય એક ક્ષણમાં જ નષ્ટ થઇ ગયું અને તેની ખરી દરિદ્રાવસ્થાનું ભાન થતાં તેનું અંતઃકરણ ખિન્ન થયું. તથાપિ બીજી જ ક્ષણે તેણે શય્યાનો ત્યાગ કર્યો. તેણે પ્રેમાળ મનથી ઈશ્વરનું ચિંતન કર્યું અને પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સદાચરણથી વર્તવાની ધીરજ આપવા માટે તેણે અંતઃકરણપૂર્વક પ્રભુને પ્રાર્થના કરી. આ તેનો નિત્યક્રમ હતો. તે સમજણી થઇ તે પહેલાંથી જ નિત્ય પ્રાતઃકાળે ઈશ્વરની પ્રાર્થના કરતી હતી. સમજણી થયા પછી તેના હૃદયમાં ભક્તિની ઉત્પત્તિ થઇ હતી અને એ ઇશ્વર-નિષ્ઠાથી જ દારિદ્રની સાથે લડવાનું સામર્થ્ય તેને પ્રાપ્ત થયું હતું એમ કહેવામાં હરકત નથી.

ત્યાર પછી શૌચ સ્નાનાદિથી પરવારી એક ગોખલામાં રાખેલી કૃષ્ણ ભગવાનની છબીનું પ્રેમ અને ભાવપૂર્વક પૂજન કર્યું. એ નિત્યકૃત્યથી ફારેક થઇને બહાર જવાનો પોષાક ધારણ કર્યો. તે પોષાક બદલતી હતી તે વખતે આ માળામાં કામ કરનારી એક ઘાટણ

તેના દ્વાર પાસે આવી. સુભદ્રાએ ઘાટણને પૂછ્યું "ગિરજાબાઈની તબિયત આજે કેવી છે ?"

ઘાટણે મ્હોં મચકોડીને બેદરકારીપૂર્વક જે ઉત્તર આપ્યો તેનો સારાંશ એવો હતો કે ગિરજાબાઇની પ્રકૃતિ ઠીક હતી અને તેને થોડી ઉંઘ આવી હતી.

સુભદ્રાએ પોતાના મંજુલ સ્વરે તેને પુનઃ પૂછ્યું : "તું અત્યારે તેમના પાસે જવાની છે ?"

ઘાટણે હા પાડવાથી સુભદ્રા બોલીઃ "તો તું તેમને મારો એટલો સંદેશો કહેજે કે તમે આપેલો પોષાક તૈયાર થઇ ગયો છે અને તે લઇ હું હમણાં જ આવું છું."

ઘાટણ આશ્ચર્યપૂર્વક બોલીઃ "શું ! ગઇ કાલે સવારે જે કામ તેમની પાસેથી તું લાવી હતી તે ? એ કામ તેં ઘણી જ ઝડપથી તૈયાર કીધું ! આખી રાત જાગતી બેઠી હોઇશ !"

સુભદ્રાએ સ્મિતપૂર્વક ઉત્તર આપ્યો "આખી રાત તો નહિ પણ એક વાગ્યાથી સૂર્યોદય સુધી કામ કરવું પડયું છે ખરૂં."

ઘાટણે આશ્ચર્ય તથા સહાનુભૂતિયુક્ત મુદ્રાથી કહ્યું : "સુભદ્રા ! ઉજાગરો કરીને એક સરખી મહેનત કરવામાં સાર નથી અત્યારે તને નહિ વરતાય; પણ ભવિષ્યામાં તેનું ફળ ભોગવવું પડશે. તારો દેહ નાજુક છે. બહુ તો વરસ–બે વરસ આવી મહેનત તું કરી શકીશ. પછી શું કરીશ ? સુભદ્રા ! ખરૂં કહું તો તારા જેવી સ્વરૂપવતી સુંદરી ભાગ્યે જ હશે. એકાદા શેઠીયાની પત્ની થવાની યોગ્યતા તારામાં છે. પણ દૈવની લીલા અકળ છે. આવી પરિસ્થિતિમાં જો તારે પણ પુષ્પાવતીના જેવો માર્ગ લેવો પડે તો આશ્ચર્ય નથી."

"પુષ્પાવતી કોણ ? પહેલા માળ ઉપર પાંચમા નંબરની કોટડીમાં રહે છે તે જ ને ?"

ઘાટણે સ્મિતપૂર્વક ઉત્તર આપ્યો : "હા, તે જ. તારી અને તેની વચ્ચે હજી બ્હેનપણાં થયાં લાગતાં નથી."

સુભદ્રાએ કહ્યું: "એક-બે વાર અમે મળ્યાં છીએ અને થોડું ઘણું સંભાષણ થયું છે. વિશેષ નહિ. પણ મારે પુષ્પાવતીના જેવો માર્ગ લેવો પડશે એમ તેં હમણાં કહ્યું તેનો અર્થ શો?"

આ ધાટણની ઉમર ઓગણીશ-વીશ વર્ષથી વધુ ન હતી. પરંતુ જગતના અનુભવથી તે ઘડાયેલી હતી. એટલે તેને સુભદ્રાના પ્રસ્તુત પ્રશ્નથી આશ્ચર્ય થયું અને પોતાના કથનનો અર્થ સુભદ્રા ખરેખર સમજી નહિ હોય કે સમજવા છતાં સરલતા કે અજ્ઞાનતાનો દંભ કરે છે તેનો નિર્ણય કરવાને માટે તે સુભદ્રાના ચ્હેરા તરફ વેધક દૃષ્ટિથી જોઇ રહી. તેની ખાત્રી થઇ કે સુભદ્રાએ પ્રસ્તુત પ્રશ્ન કશા પણ કપટથી નહિ પરંતુ ભોળા હૃદયથી સરલપણે કર્યો છે એટલે તે સ્હેજ વ્યંગપૂર્ણ સ્વરે બોલી: "સુભદ્રા! મારા કથનનો હેતુ શું ખરેખર તારા લક્ષમાં નથી ઉતર્યો?"

"ના. હું કશું પણ સમજી શકી નથી." સુભદ્રાએ જવાબ આપ્યો.

ધાટણે કહ્યું: "તું સમજી શકી નથી અને ન સમજે એ જ ઠીક."

એટલું કહીને તુરત જ તે ત્યાંથી ચાલી ગઇ અને પોતાના કામે લાગી. સુભદ્રા પુનઃ પોતાની કોટડીમાં ગઇ અને થોડી વારે પેલા મખમલના પોષાકની પોટકી લઇને બહાર નીકળી. દ્વાર બંધ કરી, તાળું વાસ્યું અને દાદર ઉતરીને નીચે આવી. નીચે આવીને પહેલા નંબરની કોટડીને ધીમેથી ટકોરો માર્યો. અંદરથી અશક્ત અને ઊંડા સ્વરે "અંદર આવ" એવા એક સ્ત્રીએ ઉચ્ચારેલા શબ્દ તેના સાંભળવામાં આવ્યા.

ધીમેથી દ્વાર ખોલીને તે અંદર ગઇ અને બોલી: "ગિરજાબાઇ! આજે તમારી પ્રકૃતિ સ્હેજ સારી હોવાનું સાંભળ્યું છે તે સાચું છે ના?"

ગિરજાએ ક્ષીણ સ્વરે જવાબ આપ્યો: "હા, રાત્રે થોડી ઉંઘ આવી હતી. વૈદ્યનું એવું કહેવું હતું કે ઉંઘ આવશે તો ફાયદો થશે. વારૂ, તેં ભરતકામ પૂરૂં કર્યું ને? આમ વખતસર કામ પૂરૂં થવાથી બન્ને પક્ષને લાભકારક છે."

રૂમાલ છોડીને પોષાક દર્શાવતી સુભદ્રા બોલી: "કાલે લગભગ આખો દિવસ અને મધ્ય રાત્રિ પછી સ્હવાર સુધી બેઠી ત્યારે કામ પૂરૂં થયું છે. એક વખત આ જૂઓ અને કામ તમને પસંદ પડયું કે કેમ તે જણાવો."

ગિરજા ખાટલામાં સૂતી હતી તે બેઠી થઇ અને તેણે મખમલનો પોષાક પહોળો કરી, મોટી ચિકત્સક દષ્ટિથી તેનું નિરીક્ષણ કરવા માંડયું. છેવટે તેણે અભિપ્રાય વ્યક્ત કર્યો : "કામ ઠીક છે, ચાલશે. આ ભાગના ફૂલ જો જરીક વિશેષ ઉઠાવદાર હોત તો સારાં લાગત. વારૂ, બોલ તારી આ મહેનતના બદલામાં તને શી મજૂરી આપું ?"

સુભદ્રાએ કહ્યું : "મને આમાં કેટલી મહેનત પડી છે તેનો વિચાર કરીને તમે જ યોગ્ય લાગે તે આપો. તમે બધું સમજો છો."

સુભદ્રાના વદન તરફ દષ્ટિ રાખીને ગિરજા બોલી : "એમાં વિચાર વળી શાનો કરવાનો હતો ? હમેશના જેવું સાદું કામ છે. તને આઠ આના આપું તો ચાલશે ને ?" સુભદ્રાને બોલવાનો અવકાશ નહિ આપતાં તે જ આગળ બોલી : મારૂં એક બીજું કામ તારે કરવાનું છે. એ કામ હું તને બતાવત નહિ, પરંતુ શું કરૂં ? હું અત્યારે આવી સ્થિતિમાં પડી છું એટલે."

સુભદ્રાનો સ્વભાવ નમ્ર અને પરોપકારી હોવાથી તે વચ્ચે બોલી ઉઠી : "એમાં શું છે ? હું તમારૂં કામ જરૂર કરીશ. બજારમાંથી કશું લાવી આપવાનું છે ?"

ગિરજાએ પોતાના ઓશીકા તળેથી એક કોથળી લઇ તેમાંથી અર્ધો રૂપીઓ કાઢીને સુભદ્રાના ખોળામાં ફેંકતાં કહ્યું : "ગ્રાન્ટ-રોડ પર ફરામરોઝ શેઠની કાપડની દુકાન છે. તે દુકાને જઇને તેમની સ્ત્રી શિરીનબાઇને મળજે તથા મારૂં નામ આપી આ પોષાક આપજે અને પાંચ રૂપીઆ માગજે. તેમની પાસે મારા લ્હેણા છે. હું માંદી છું એ તેના જાણવામાં છે. ન હોય તો તું કહેજે એટલે પૈસા તુરત આપી દેશે."

અર્ધો રૂપીઓ જોઇને સુભદ્રાનું મુખ કરમાઇ ગયું. પોતાના કૌશલ્ય અને શ્રમના બદલામાં ઓછામાં ઓછા બે રૂપીઆ મળવા જોઇએ એમ તે ધારતી હતી. એથી ગિરજાએ આઠ આના આપવાથી તેને માઠું લાગ્યું. પણ બિચારી શું કરે ? તે એકલી અને અસહાય હતી. ગિરજા સિવાય બીજા કોઇની સાથે તેની ઓળખાણ ન હતી. એટલે વિશેષ બોલી શકે તેમ ન હતું. પોતાનાં નેત્રોમાં આવેલાં અશ્રુ ગિરજાની નજરે ન પડે તે માટે તે નીચું મુખ રાખી પોષાકની ઘડી કરીને રૂમાલમાં બાંધવા લાગી. પોટકું લઇને તે ઉઠી એટલે ગિરજાએ કહ્યું : "જો પાંચ રૂપીઆ જરૂર લેતી આવજે. ભૂલતી નહિ."

સુભદ્રા મસ્તક વડે હકારદર્શક જવાબ આપીને બહાર નીકળી. અર્ધા કલાકની અંદર તે ગ્રાન્ટરોડ પર જઇ પહોંચી. ફ્રામરોઝ શેઠની દુકાન પ્રસિદ્ધ હોવાથી તેને વિશેષ તપાસ કરવી પડી નહિ. તે દુકાનની અંદર દાખલ થઇ. ત્યાં એક માણસ ઉભો હતો. તેને પોતાનું કામ જણાવ્યું, એટલે તે સુભદ્રાને શિરીનબાઇ પાસે લઇ ગયો. શિરીનબાઇ એક કોચ પર બેઠી હતી અને એક દાસી તેના કેશ ઓળતી હતી. તેનું રૂપ મનમોહક ન હતું, પરંતુ એ ઉણપ વસ્ત્રાલંકારોથી ભરી કાઢી હતી. તેના સ્થૂલ શરીર પરથી તે સુખવસ્તુ અને નિષ્કાળજી હોય એમ સહજ સમજાતું હતું. સુભદ્રા બાજુએ ઉભી રહી. શિરીનબાઇએ તેની તરફ દૃષ્ટિ પણ કરી નહિ. કેટલીક વારે કેશરચના મનપસંદ થઇ એટલે તેણે સુભદ્રાની સામે જોયું અને શબ્દોચ્ચાર કર્યો : " તું પેલી ગિરજા કનેથી મખમલનો પોષાક લઇને આવી છ કે ? રૂમાલ શા માટે ખોલે છ ? હું માનું છ કે કામ સારૂં જ હોશે. ન હોય તો પન હવે તેમાં ફેરફાર કરવાનો વખત જ ક્યાં છ ? ઠીક, ગિરજાએ મજૂરીના પૈસા કેટલા કહ્યા છ ?"

સુભદ્રાએ બ્હીતાં બ્હીતાં જવાબ આપ્યો: "ગિરજાબાઇએ મને તો ઓધમ પાંચ રૂપીયા લાવવાનું કહ્યું છે. તેમની પ્રકૃતિ જરીક નરમ છે."

શિરીન સ્હેજ ગંભીર મુદ્રાથી બોલી: "શું કહ્યું? ગિરજા આજારી છે! બિચારીને જલ્દી આરામ થાઓ. તેણે પાંચ રૂપીયા કહ્યા છે કે? ઠીક છે, લેઇ જા. આ પોષાકની મજૂરી જ મારે તેને આપવાની છે. તેના બીજા પૈસા મારી કને માગણા નથી. છોકરી! તું મારૂં એક કામ કરશે વારૂ?"

મૃદુ સ્વભાવની સુભદ્રા તેને ના કહી શકી નહિ. તે બોલી: "હા, મારાથી થઇ શકે તેવું હશે તો જરૂર કરીશ."

"થઇ શકે તેવું જ છે જો." શિરીને કહ્યું: "આ પોષાક તું ગિરજા કનેથી લેઇને અહીં આવેલી છને, તેવી રીતે બીજી જગાએ પહોંચતો કરવાનો છે. મારાં બધાં માનસો આજે બહુ કામમાં હોવાથી તુને તસદી આપું છ, સમજી ના! જો, આ પોષાક લેઇને મલબાર હિલ્લ ઉપર પેડરરોડ છે ત્યાં જા. એ રોડપર કોઇને પૂછીશ એટલે રણછોડદાસ શેઠનો બંગલો તને બતાવશે. અંદર જઇને તારે કહેવું કે 'બાઇ સાહેબને મારે મલવાનું છે.' બાઇ સાહેબને તું મલે એટલે આ પોષાક તેમને આપજે. તે તને શિવણ અને ભરતકામની મજૂરી બદલ સવાલ કરે તો પંદર રૂપીઆ કહ્યા છે એવો જવાબ આપજે. તું હૂશિયાર અને ચાલાક છોકરી છે. આટલું કામ તો તું જરૂર કરી શકીશ. પન પૈસા લીધા સિવાય ત્યાંથી ખસીશ નહિ; કેમ કે હમણાં હમણાં શેઠ–શેઠાણીનો હાથ ભીડમાં રહ્યા કરે છ, અને લ્હેણું જલ્દી પતતું નથી."

"હા, બાઇ સાહેબ! મેં પણ ઘણાને મોઢેથી સાંભળ્યું છે કે રણછોડદાસ શેઠ પાસે લ્હેણા પૈસા વખતસર પતતા નથી." વાળ ઓળનારી બોલી.

સુભદ્રા જે સ્થળે ઉભી હતી ત્યાંથી દુકાન સામેનો રાજમાર્ગ સ્પષ્ટ દેખાતો હતો. દાસીનું પ્રસ્તુત ભાષણ ચાલુ હતું તે જ વખતે એક વિક્ટોરીઆ દુકાન સામે આવીને અટકી ગઇ. તે વિક્ટોરીઆમાં બેઠેલી વ્યક્તિ તરફ દૃષ્ટિ કરીને દાસી બોલી: "કેવો જોગાન જોગ!

જે શેઠ સાહેબની હમણાં આપણે વાત કરી રહ્યાં છીએ તેમનો જ દીકરો અત્યારે આ સ્થળે !"

શિરીન બોલીઃ "વિઠલદાસ કાંઇ શેઠ સાહેબનો દીકરો નથી. એ તો એમનો ભાનેજ છે. માત્ર તે તેને પોતાના દીકરા માફક લેખતા હોવાથી લોકો પણ વિઠલદાસને તેમનો દીકરો જ સમજે છે."

દાસી બોલીઃ "વિઠલદાસ કેટલો ખૂબસૂરત જુવાન છે ?"

સુભદ્રાનું લક્ષ એ તરફ ન હતું. તેનું મન જુદા જ વિચારમાં નિમગ્ન બન્યું હતું. તે પેલું પોટકું લઇ શિરીનબાઇની આજ્ઞાનુસાર શેઠ સાહેબના બંગલા તરફ જવાને માટે બહાર પડી.

—:o:—

## પ્રકરણ ૨ જું.

---

## સવિતાબાઈ

સુભદ્રાનું કથાનક આગળ ચાલુ કરતાં પહેલાં અત્ર એક વાર્તાનો ખુલાસો કરવાની જરૂર છે. સુભદ્રા જ્યારે ગિરજાના ઘરમાંથી બહાર નિકળી તે વખતે વિઠલદાસ તે જ ગલ્લીમાં ગયેલો હોવાથી તેણે તેને જોઇ હતી અને ત્યારથી તે તેની પાછળ લાગ્યો હતો. તેણે વિકટોરીઆવાળાને આ યુવતીની પાછળ પાછળ ધીમે ધીમે ગાડી ચલાવવાની આજ્ઞા કરી હતી. સુભદ્રાને ફરામરોઝની દુકાનમાંથી બહાર નિકળેલી જોઇને વિઠલદાસ ગાડીમાંથી ઉતરી પડયો. તેણે વિકટોરીઆનું ભાડું ચૂકવી આપ્યું, એટલે ગાડીવાન સલામ કરીને રસ્તે પડયો અને પોતે સુભદ્રાની પાછળ ચાલતો જવા લાગ્યો. જો કે સુભદ્રાને કોઇ પોતાની પાછળ પડયું છે તેની કલ્પના પણ ન હતી. તે તો પોતાના વિચારમાં નિમગ્ન બનીને આગળ પાછળ જોયા વગર ચટ–ચટ પગલાં ઉપાડતી ચાલતી હતી.

તેનો ચ્હેરો અત્યંત ખિન્ન બની ગયો હતો. તેના મનમાં આટલી ઉદ્વિગ્નતા આવવાનું કારણ સ્પષ્ટ હતું. પોતે કરેલા શ્રમનું ખરૂં મૂલ્ય પંદર રૂપીઆ છે, જ્યારે તેમાંથી પોતાને ભાગ તો માત્ર આઠ જ આના! એ વિચારથી તેનું મન ઉદાસ બન્યું હતું. મહેનત કરનારને આઠ આના અને વચ્ચે વગર મહેનતે ખાલી દલાલી કરનાર ગિરજાબાઇને સ્હાડા ચાર તથા શિરીનબાઇને દશ રૂપીઆ! આ જગતનો કેવો વિચિત્ર ન્યાય! પ્રસ્તુત વિચાર તેના મનમાં ઘોળાતો હોવાથી તેનું મન અસ્વસ્થ બન્યું હતું. એવી સ્થિતિમાં તે શેઠ સાહેબના બંગલા પાસે જઇ પહોંચી. વિઠલદાસ તેની પાછળ જ હતો.

સુભદ્રા આ બંગલાના કમ્પાઉન્ડના દરવાજામાં દાખલ થઇ, બગીચામાં થઇને આગળ ચાલી. બંગલા પાસે આવી, ત્યાં બહાર બે–ત્રણ જુવાન નોકરો બેઠેલા તેની દષ્ટિએ પડયા. તેઓ આ સૌંદર્યની મૂર્ત્તિ સામે જોઇને તેની તરફ કામપૂર્ણ દષ્ટિ ફેંકવા લાગ્યા. તેમના આવા અઘટિત વર્તનથી સુભદ્રાને મરણપ્રાયઃ દુઃખ થયુ. પરંતુ તે કરે શું? શિરીનબાઇએ બતાવેલું કામ કરવું જ જોઇએ. તેણે જે કામે પોતે આવી હતી તે જણાવ્યું. એટલે એક નોકર તેને એક ન્હાના દિવાનખાનામાં લઇ ગયો અને તેની પાસેથી પેલું પોટકું લઇને બાઇસાહેબની સૂચના આવે ત્યાં સુધી અહીં બેસવાનું કહી ગયો.

સુભદ્રા લગભગ એક કલાક પર્યંત અહીં બેઠી હશે તે દરમ્યાન બીજી કેટલીક સ્ત્રીઓને પેલા નોકરોએ અહીં લાવીને બેસાડી હતી. તે બધી પોતપોતાનું કાર્ય પૂરૂં થવાથી એક પછી એક ચાલી ગઇ, તથાપિ સુભદ્રા તો બેઠી જ હતી. છેવટે પોતાનો સંદેશો બાઇ સાહેબને પહોંચ્યો નહિ હોય અથવા પહોંચ્યો હોય તો તેનું તેમને સ્મરણ રહ્યું નહિ હોય એવી શંકા તેના મનમાં આવવા લાગી. પોતે આટલી વાર બેસવામાં ભૂલ કરી છે એમ પણ તેને લાગ્યું. પરંતુ પંદર રૂપીઆ લીધા સિવાય પાછી આવીશ નહિ એવું શિરીનબાઈએ આગ્રહપૂર્વક જણાવેલું હોવાથી તેને અહીં બેસી રહેવું પડ્યું. એવી

સ્થિતિમાં બીજો અર્ધો કલાક ગયા બાદ પેલો નોકર અહીં આવ્યો અને તેણે સુભદ્રાને પોતાની સાથે આવવાનું કહ્યું.

સુભદ્રાએ જે દિવાનખાનામાં પ્રવેશ કર્યો તેની દિવાલો આરસપહાણની હતી અને તેના પર પુષ્કળ ચિત્રો તથા છબીઓ ટાંગેલાં હતાં. તેનું સૌંદર્ય જોતી સુભદ્રા અલ્પ સમય ત્યાં ઉભી રહી. એટલામાં વસ્ત્રાલંકારથી વિભૂષિત બનેલી એક દાસી ત્યાં આવી. તે સુભદ્રાને બાઇ સાહેબ પાસે લઇ ગઇ. તેઓ બાઇ સાહેબ જે દિવાનખાનામાં બેઠાં હતાં ત્યાં ગયાં. રણછોડદાસ શેઠનાં પત્નીનું દિવાનખાનું એટલે સુંદર વસ્તુઓનું પ્રદર્શન ! જો કે વાસ્તવિક રીતે જોઇએ તો એ પદાર્થોનો શોભા સિવાય બીજા કશા પણ કાર્યમાં ઉપયોગ થાય તેમ ન હતું. તે વસ્તુઓના મૂલ્યમાં સેંકડો ગરીબ જનોનો કેટલાંય વર્ષો પર્યંત નિભાવ થઇ શકયો હોત. એ દિવાનખાનાની જમીન પર અત્યંત સુંવાળો ગાલીચો પાથર્યો હતો, તેના પર પગ મૂકતાં ઘુંટણ સુધી ખુંચી જતા હતા. દિવાનખાનામાં ખૂરસીઓ. કોચ, ટેબલ, કાચના કબાટ ઇત્યાદિ સર્વ વસ્તુઓ અત્યંત ઉંચા પ્રકારની કારીગીરીવાળી હતી. દિવાલ પર જુદા જુદા આકારના ન્હાના મોટા અરીસા લટકાવેલા હોવાથી અંદર પ્રવેશ કરનારા મનુષ્યને પોતાની અનેક પ્રતિકૃતિનાં ચોમેર દર્શન થતાં હતાં. સુભદ્રા ત્યાં ગઇ તે વખતે શેઠાણી એક કોચ ઉપર બેઠી હતી અને એક સુંદર તથા હોશિયાર દાસી સુભદ્રા જે પોટકું લાવી હતી તે ખોલીને અંદરનો પોષાક શેઠાણીને બતાવતી હતી.

શેઠાણીનું નામ સવિતાગૌરી હતું. મુંબઇની શેઠાણીઓ સવિતાગૌરીના સૌંદર્યની ઇર્ષ્યા કરતી હતી. અત્યારે તેનું વય બત્રીશ વર્ષનું હશે; તથાપિ સૌંદર્યમાં લેશ માત્ર પણ ઘટાડો થયો ન હતો. તેનાં કાળાંભોર નેત્રો તથા કેશકલાપનું તેજ રહે જ પણ કમી થયું ન હતું. તેનો અંગવર્ણ ગૌર હતો. સવિતા વિશેષ અલંકાર પહેરતી ન હતી. તેના શરીરનાં અવયવો જ અલંકારની ગરજ પૂરી પાડતાં હતાં.

તેના ચ્હેરાપરથી તે ચાણાક્ષ, સુસ્વભાવી અને હોશિયાર હોવી જોઇએ એવું અનુમાન થઇ શકતું. તેણે ઉત્તમ પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. શ્રીમંતાઇથી તેનો સ્વભાવ સ્હેજ ગર્વીષ્ટ બન્યો હતો ખરો, તથાપિ તેના મનમાં દયા, ઔદાર્ય, આદિ ગુણોને બિલકુલ સ્થાન ન હતું એમ નહિ. તેના સૌંદર્યનો ખ્યાલ આપવાને માટે તેના શરીરના પ્રત્યેક અવયવનું વર્ણન નહિ કરતાં અમે એટલું જ કહીએ છીએ કે તેના સૌંદર્યમાં દોષ દર્શાવવા જેવું એક પણ સ્થાન ન હતું–તે સર્વાંગસુંદર હતી.

શેઠાણીએ પોષાક હાથમાં લઇને તપાસી જોયો. ભરતકામ તેને પસંદ પડયું અને એ પસંદગી તેણે શબ્દો વડે પ્રદર્શિત પણ કરી. તથાપિ તેની દાસીને એટલાથી સંતોષ થયો નહિ. દાસીના આગ્રહથી શેઠાણીએ પોશાક શરીર પર ધારણ કર્યો. દાસીએ આગળ પાછળ તમામ સ્થળે બારિકાઇથી નિરીક્ષણ કર્યું. પરંતુ એક પણ સ્થળે દોષ દર્શાવવાની તક તેને મળી નહિ. શ્રીમંતો પાસે રહેનારા માણસો કેટલા બધા દોઢડાહ્યા હોય છે અને બીજાના દોષો દર્શાવી શેઠ શેઠાણી પાસે પોતાની કુશળતાનું પ્રદર્શન કરવાની તેમની વૃત્તિ હોય છે એ વાચકોના જાણવામાં હશે જ. શેઠાણીની આ દાસી પણ મહા ધૂર્ત હતી અને સૂર્યના પ્રકાશમાં પણ બની શકે તો અંધકારનું આરોપણ કરવાને ચૂકે તેવી ન હતી. પરંતુ તેને પણ આ પોષાકની તારીફ કરવી પડી. આવાં મનુષ્યો નિંદા કરવામાં જેટલાં કુશળ હોય છે તેટલી જ ખૂબીથી સ્તુતિ પણ કરી શકે છે. સુભદ્રાનું દૈવ અત્યારે તેને અનુકુળ હોવાથી તે નિંદાને બદલે સ્તુતિને પાત્ર થઇ.

વાસ્તવિક રીતે જોઇએ તો શેઠાણીએ સુભદ્રાને પોતાની પાસે બોલાવવાનું કશું પણ કારણ ન હતું. તેણે મજૂરીની કીમતના પંદર રૂપીઆ સુભદ્રાને આપવાનું દાસીને સૂચવી દીધું હોત તો ચાલત. પરંતુ શેઠાણીની સ્થિતિ જુદી હતી. ખરો પ્રકાર એવો હતો કે હાલમાં શેઠાણીને લ્હેણદારોના પૈસા વખતસર ચૂકતા કરવામાં

મોટી મુશ્કેલી પડતી હતી. આ પ્રસંગમાં પણ એવી જ કોઇ યુક્તિ યોજવાનો તેનો વિચાર હતો. મજૂરીના પૈસા પાછળથી મોકલી આપવાનો સંદેશો નોકર માણસની સાથે મોકલવાનું તેને ઇષ્ટ લાગ્યું નહિ. કેમકે પોતાની આર્થિક મુશ્કેલી નોકર દ્વારા જાહેર કરવાનું તેનામાં ધૈર્ય ન હતું. સુભદ્રા આવ્યા બાદ તેની સાથે મીઠું મીઠું બોલીને તેને પૈસા આપ્યા વગર પાછી કાઢવી, અને તેમ ન બની શકે તો પોષાકમાં કાંઇક દોષ કાઢી દુરસ્ત કરવાને માટે પાછો મોકલવો અને એ પ્રમાણે વખત કાઢી નાંખવો, એવો તેનો વિચાર હતો.

સુભદ્રા તેની પાસે આવ્યા બાદ શેઠાણીએ પૂછ્યું: " છોકરી ! આ પોષાક તું લાવી છે કે ?"

તેણે હા પાડવાથી શેઠાણીએ પુનઃ પ્રશ્ન કર્યો: " તું શિરીન-બાઇની પાસે નોકરી કરતી હશે ?"

"ના જી." સુભદ્રાએ જવાબ આપ્યો.

શેઠાણી પોતાની દાસી સામે જોઇને બોલી: " ગંગા ! શિરીન-બાઇએ પોતાના નોકરને બદલે અજાણ્યા માણસ સાથે પોષાક મોકલ્યો એ તને જરી ચમત્કારિક નથી લાગતું ?"

ગંગાએ તુરત જ ઉત્તર આપ્યો: " જરી શા માટે ? મને તો આ ઘટના અત્યંત વિલક્ષણ લાગે છે."

"એમ હોય તો આ અજાણી છોકરીને મજૂરીના પૈસા આપવાનું મને યોગ્ય લાગતું નથી." શેઠાણીએ પોતાના મનમાં જે મુદ્દો હતો તે રજૂ કર્યો.

"બરાબર છે ! આવી અજાણી છોકરીના હાથમાં એટલા બધા પૈસા આપવાની બાબતમાં હું તો ચોખ્ખી ના જ પાડું." ગંગાએ પણ ગોળો ગબડાવ્યો.

શેઠાણી ગંભીર મુદ્રાથી સુભદ્રા તરફ જોઇને બોલી: "છોકરી ! હવે તું જા અને મારા તરફથી શિરીનબાઇને સલામ સાથે કહેજે

કે આવતી કાલે સ્હવારે હું મારા નોકરની સાથે મજૂરીના પૈસા મોકલી આપીશ. મેં કહ્યું તે ધ્યાનમાં આવ્યું ને ?"

શેઠાણીના ગંગા સાથેના સંભાષણ ઉપરથી સુભદ્રાને પોતાનું અપમાન થયેલું લાગ્યું હતું. એટલે તે સ્હેજ જુસ્સાપૂર્વક બોલી: "શું ! તમે એમ સમજો છો કે હું કોઇ લબાડ માણસ છું અને તમને ફરેબ આપવાને અહીં આવી છું ? હું જો લબાડ હોત તો શિરીનબાઇએ આવો મૂલ્યવાન પોષાક મને સ્વાધીન કર્યો હોત ખરો ? વળી જો તેમનો મારા ઉપર વિશ્વાસ ન હોત તો તેમણે તમારી પાસેથી પૈસાની ઉઘરાણી કરવાનું મને શાનું કહ્યું હોત ?"

સુભદ્રાના આ શબ્દોથી શેઠાણીને થોડો ગુસ્સો ચડયો. તથાપિ તે પોતાનું મન શાંત રાખીને બોલી: "તો પણ મજૂરીના પૈસા મારા નોકર સાથે જ મોકલવાનું મને વિશેષ યોગ્ય લાગે છે."

શેઠાણીએ પુનઃ કરેલ કટાક્ષથી સુભદ્રા અગાઉ કરતાં પણ વિશેષ જુસ્સાપૂર્વક બોલી: "જો મારી પ્રામાણિકતા વિષે તમે શંકા કરી ન હોત તો તમારા એક શબ્દની સાથે હું મૂંગી મૂંગી ચાલી ગઇ હોત. એટલી મોટી રકમ સંભાળીને લઇ જવાની જવાબદારી મારા ઉપરથી ઉતરેલી જોઇને મને ઉલટો આનંદ થાત. પરંતુ જ્યારે તમે મારે માટે શંકા કરી છે ત્યારે તો એ રકમ લીધા સિવાય અહીંથી જવાનું મને પણ યોગ્ય લાગતું નથી."

આવી એક સાધારણ છોકરીએ કરેલી સ્પષ્ટોક્તિથી શેઠાણીને સ્હેજ આશ્ચર્ય થયું અને તેનું અભિમાની અંતઃકરણ ભેદાયું. તે ઉભી થઇ તથા દમામપૂર્વક સુભદ્રાની સામે આવીને અધિકારયુક્ત ગંભીર સ્વરે બોલી: "તું કોની સામે ઉભી છે એ તારા લક્ષમાં છે ?"

સુભદ્રાએ પણ સ્વાભિમાનપૂર્વક ઉત્તર આપ્યો: "પરંતુ તમને મારા પ્રામાણિકપણા માટે શંકા લેવાનો શો અધિકાર છે ? આ સુભદ્રા સત્યવાદી જો કે ગરીબ અને દરિદ્રી હશે, પરંતુ તેની પ્રામાણિકતા માટે શુદ્ધ આચરણના વિષયમાં કોઇ શંકા કરે તો તે સહન કરી લે નહિ."

સુભદ્રાના પ્રસ્તુત શબ્દોનું શેઠાણીના મન ઉપર વિલક્ષણ પરિણામ થયું. એક ક્ષણાર્ધમાં તેનો ચ્હેરો એકદમ ઉતરી ગયો. જો તે વખતે તેની સામે બારિકાઇથી જોનાર નજીકમાં હોત તો અત્યારે શેઠાણીના હૃદયમાં અસહ્ય વેદના થાય છે એવું તત્કાળ તેના લક્ષમાં આવ્યું હોત. એક ક્ષણાર્ધમાં જ તેની મુદ્રા ફીકકી પડી ગઇ. તેના હોઠ અને ગાલ ઉપરની લાલી નષ્ટ થઇ ગઇ અને તે સુભદ્રા તરફ ચમત્કારિક મુદ્રાથી જોઇ રહી તથા જે સ્થળે ઉભી હતી ત્યાંજ સ્તબ્ધ બની ગઇ. એક માણસ એકાદી કલ્પનાતિત ભયંકર વાર્તા સાંભળે કિંવા તેના અપમાનની પરમાવધિ થાય તો એથી જેવી તેની મુદ્રા થવી જોઇએ તેવી સવિતાબાઇની થઇ હતી. પણ આ સ્થિતિ એક ક્ષણ વાર જ ટકી. બીજી જ ક્ષણે તેની મુદ્રા પુનઃ નિર્વિકાર દેખાવા લાગી. તેની માનસિક સંવેદનાનો જો કે લોપ થયો હતો તો પણ તેના મુખ ઉપરની ફિકાશ માત્ર તેટલી ત્વરાથી દૂર થઇ નહિ. તેની મુદ્રા ઉપરનો ફરક સુભદ્રા અને ગંગા બન્નેએ જોયો હતો ખરો, તો પણ બીજી જ ક્ષણે તેની મુદ્રા ઉપર કોઇ પણ વિકારની છટા ન દેખાવાથી પોતાને દૃષ્ટિભ્રમ થયો હશે, ખાલી ભાસ થયો હશે એવું તેમને લાગ્યું. ગમે તે કારણ હો, પણ સુભદ્રાના ભાષણનું સવિતાબાઇના મન ઉપર વિલક્ષણ પરિણામ થયું હતું, તેના હૃદયમાં પુષ્કળ વેદના થતી હતી, તેનું આખું અંગ કમ્પતું હતું એ વાર્તા ખોટી ન હતી. ભરેલી તોપને બત્તી લગાડતાં નિમિષ માત્ર ચમકારો થાય છે, અને ક્ષણ વાર મોટો ગડગડાટ થાય છે. ત્યારબાદ એ તોપ તરફ દૃષ્ટિ કરીએ તો એ તદ્દન શાંત દેખાય છેઃ ચમકારા કે ગડગડાટની નિશાની સુદ્ધાંત દેખાતી નથીઃ તેવી સ્થિતિ શેઠાણીની થઇ હતી.

પંદર—વીશ સેકન્ડમાં તેના ગાલ ઉપરની લાલી પાછી આવી. તોફાન પછી શાંત થયેલો સમુદ્ર જેવો વિશેષ ગંભીર લાગે છે તેવી તેની મુદ્રા પુનઃ શાંત અને ગંભીર દેખાવા લાગી. તેણે શાંતિપૂર્વક

સુભદ્રા તરફ દૃષ્ટિ કરી અને ક્ષણાર્ધમાં જ તેના દેહનું નિરીક્ષણ કરી લીધું. પોતાની સામે જે વ્યક્તિ પહેલાં ઉભી હતી તે જ અત્યારે પણ છે એવી તેણે પોતાના મનની ખાત્રી કરી લીધેલી હોવી જોઇએ. આ ઉચ્ચ કુલોત્પન્ન શેઠાણીએ પુનઃ પોતાની દૃષ્ટિ નીચી નમાવી. પળવાર તેનું મન કોઇ ઉંડા વિચારમાં ગર્ક બની ગયું. સુભદ્રાની સ્થિતિ પણ અત્યંત ચમત્કારિક થઇ હતી. પોતે જે કાર્ય માટે આવી હતી તેનું જો અત્યારે તેને સ્મરણ રહ્યું ન હોત તો તે કયારનીએ અહીંથી ચાલી ગઇ હોત.

પોતાનું મન શાંત થયું છે એવી ખાત્રી થયા બાદ શેઠાણીએ મંદ સ્વરે ગંગાને કહ્યું: "તું કેશિયર પાસે જા અને અત્યારે મને ખાસ જરૂર છે એમ જણાવી એક સો રૂપીઆ લઇ આવ. આ શિરીનબાઇના રૂપીઆ આજે જ મોકલી આપવાના છે. પૈસા લીધા વિના આવીશ નહિ."

ગંગા ત્યાંથી ચાલી ગઇ. દિવાનખાનામાં શેઠાણી અને સુભદ્રા એ રહ્યાં. સવિતાબાઇએ સુભદ્રાના ચ્હેરા તરફ દૃષ્ટિ કર્યા વગર જ એને પૂછ્યું: "છોકરી! તું આ શિરીનબાઇને ત્યાં નોકરી કરે છે?"

સુભદ્રાએ જવાબ આપ્યો: "ના જી, તેને ત્યાં હું નોકરી કરતી નથી. એટલું જ નહિ પણ આજ સહવાર સુધી તેની અને મારી મુલાકાત પણ થઇ ન હતી. આ પોષાક તૈયાર કરીને હું તેની પાસે લઇ ગઇ, અને તેણે તે પોષાક આપને પહોંચાડવાની મને આજ્ઞા કરવાથી હું અહીં આવી."

શેઠાણી બોલી: "એ ઉપરથી એમ લાગે છે કે તું તારા ઘરમાં બેસીને કામ કરતી હોવી જોઇએ." પ્રસ્તુત શબ્દો ઉચ્ચારતાં તેના મનની સ્થિતિ ચમત્કારિક થઇ હતી અને તેનો સ્વર પણ સ્હેજ કરૂણાયુક્ત હતો. સુભદ્રાએ હકારદર્શક જવાબ આપવાથી તેણે પુનઃ કરૂણાપૂર્ણ સ્વરે પૂછ્યું: "તું તારાં માબાપની સાથે જ રહે છે ને?"

સુભદ્રાનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તે ભરાયેલા

સાદે બોલી: "હાય હાય ! મારાં માબાપ જો અત્યારે હયાત હોત તો મને કોઇ વાતની ઉણપ ન હોત."

આ શબ્દોથી શેઠાણીના મનને ભારે દુઃખ થયેલું હોવું જોઇએ. તેની સુંદર પણ તે પ્રસંગે નિસ્તેજ બનેલી મુદ્રા અધિક કરૂણાપૂર્ણ દેખાવા લાગી. સુભદ્રા તરફથી દૃષ્ટિ ફેરવી ને બીજી બાજુએ જોતાં તેણે ઉદ્ગાર કાઢયો: "અરેરે ! ગરીબ બિચારી !" શેઠાણીનાં આ દિલસોજીદર્શક ઉદ્ગારથી સુભદ્રાનાં નેત્રામાંથી પુનઃ અશ્રુધારા છૂટવા લાગી–એટલું જ નહિ પણ તે હીબકા ખાવા લાગી. શેઠાણીએ તેને મૃદુ પરંતુ કમ્પિત સ્વરે પૂછ્યું: "તારાં માબાપ ગુજરી ગયાને પુષ્કળ સમય થયો હશે ?"

સુભદ્રાનું ગળું ભરાઇ આવ્યું હતું. તેણે અસ્પષ્ટ સ્વરે ઉત્તર આપ્યો: "મારા બાપુનું તો મને સ્મરણ પણ નથી. પરંતુ મારી માતા–અહા,, તેના જેવી પ્રેમાળ માતા ભાગ્યે જ હશે. તેની મારા ઉપર એટલી મમતા હતી–તેનું સ્મરણ થતાં મને બીજું કશું સૂઝતું નથી."

શેઠાણીએ અનુકમ્પાયુકત સ્વરે ઉદ્ગાર કાઢયો: "તે પણ મરી ગઇ કે ?"

પોતાનાં અશ્રુ લૂછવાનો પ્રયત્ન કરતાં સુભદ્રાએ જવાબ આપ્યો: "હા, તેને ગયાને ત્રણ વર્ષ થયાં. તે અકસ્માત એકાએક ગુજરી ગઇ. તે રાત્રિએ સૂતી વખતે હું રોજની માફક આનંદમાં હતી. અને સ્હવારે–સ્હવારે મને કોઇનો પણ આધાર રહ્યો નહિ! હું તદ્દન અનાથ–નિરાધાર બની ગઇ ! હે પ્રભુ ! એવો પ્રસંગ દુશ્મનને પણ આપીશ નહિ !"

સુભદ્રાના હીબકા રહેતા ન હતા. તે હવે મુકત કંઠે રડવા લાગી.

શેઠાણી તેના તરફ એક સહાનુભૂતિપૂર્ણ દૃષ્ટિ કરીને તુરત બાજુના ખંડમાં ચાલી ગઇ. તે ખંડનું દ્વાર તેણે બંધ કરી દીધું. આ સુંદર દિવાનખાનામાં સુભદ્રા એકલી જ રહી. તેના મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. ગંગા કયારે પાછી આવશે એ તે

જાણતી ન હતી; અને શેઠાણી પણ એકાએક ચાલી જવાથી આ સ્થળે એકલાં રહેવું સારૂં કે ખોટું તેનો તે નિર્ણય કરી શકતી ન હતી. મજૂરીના પૈસા પોતાના હાથમાં આવશે કે નહિ એ પણ સમજાતું ન હતું. તેનું મન ભયગ્રસ્ત બન્યું. પોતે શેઠાણીનો અજાણમાં કશો અપરાધ તો કર્યો નહિ હોય, એવી શંકા પણ તેના મનમાં ઉદ્દભવી. પોતાના ઉપર કશું સંકટ તો નહિ આવે, એવી તેને ભીતિ પણ લાગી. બીનઅનુભવી, અલ્પવયી અને સ્વભાવતઃ ભીરૂ એથી આ ગરીબ અને અસહાય બાલિકાની આવા પ્રસંગે પ્રસ્તુત સ્થિતિ થાય તેમાં નવાઇ શી ? તેણે અહીંથી જવાનો વિચાર કર્યો અને તે આંસુ લૂછીને બહાર જવાને તત્પર થઇ ત્યાં બાજુનું દ્વાર ખૂલ્યું અને પુનઃ શેઠાણી ત્યાં આવી.

શેઠાણી આશરે પાંચેક મીનિટ બીજા ખંડમાં રહી હશે. પોતાના મન પર થયેલા પરિણામને એકાન્તમાં બેસીને દૂર કરવાની ઇચ્છાથી જો તે અહીંથી ચાલી ગઇ હોય તો તે કાર્યને માટે એ સમય બિલકુલ ઓછો હતો. તો પણ તેટલા સમયમાં ભલે ને બાહ્યાત્કારી પણ તેણે પોતાના મનોવિકાર ઉપર વિજય મેળવ્યો હતો. અત્યારે કોઇ તેને જૂએ તો થોડી મીનિટ પહેલાં તેની મનઃસ્થિતિમાં ફરક પડયો હોય એવું તેને લાગે નહિ. તે શાંત, ગંભીર અને સાભિમાન મુદ્રાથી પુનઃ કોચ ઉપર બેઠી અને સ્થિર તથા દયાયુકત સ્વરે બોલીઃ "છોકરી તને અહીં ઘણો વખત રોકાવું પડયું તે માટે હું દિલગીર છું; તેમ જ તારાં સ્વર્ગવાસી માતાપિતાનું સ્મરણ કરાવીને મેં તારૂં મન દુઃખવ્યું એ પણ ઠીક કર્યું નથી. ગંગા પણ હવે આવવી–"

તે જ વખતે ગંગા ત્યાં પૈસા લઇને આવી. શેઠાણીએ સુભદ્રાને પંદર રૂપીઆ આપી જવાનું કહ્યું અને પોતે પણ ઉઠીને બીજા ખંડમાં ચાલી ગઇ. થોડી વાર પહેલાં જેણે દયાશીલ અંતઃકરણથી પોતાને માટે સહાનુભૂતિ પ્રદર્શિત કરી હતી તેનું અત્યારે આવું વિલક્ષણ વર્તન જોઇને આશ્ચર્ય પામેલી સુભદ્રા દિવાનખાનામાંથી બહાર પડી.

## પ્રકરણ ૩ જું.

---

### કેરસનદાસ

સુભદ્રા આ બંગલામાંથી બહાર પડીને આગળ ચાલતીહતી તે વખતે એક ઉંચા કદનો તરૂણ પોતાની પાછળ આવતો હોવાનો તેને ભાસ થયો. પોતાના મનની ખાત્રી કરવાને માટે તેણે એક-બે વાર પાછળ જોયું. તે બન્ને પ્રસંગે તેની અને તરૂણની નજરોનજર થઇ; એટલું જ નહિ પણ તરૂણના મનમાં પોતાના જ સંબંધમાં કશો વિચાર ઘોળાય છે એવી શંકા પણ સુભદ્રાને આવી. બીજી જ ક્ષણે આવા સભ્ય અને સજ્જન દેખાતા ગૃહસ્થ વિષે મિથ્યા કુશંકા લાવવી યોગ્ય નહિ એવો પણ તેને વિચાર આવ્યો અને તેણે પુનઃ એક વાર પાછળ જોયું. ત્રીજી વાર તે બન્નેની નજર એક થઇ. સુભદ્રાની દૃષ્ટિ ભયચકિત હતી, તરૂણની નજર તેના સ્વરૂપનો આસ્વાદ લેવામાં ગર્ક બની હતી. તથાપિ તેની દૃષ્ટિ કે મુદ્રા પર અસભ્યતાનું ચિહ્ન દેખાતું ન હતું.

સુભદ્રાના અંતઃકરણમાં લજ્જા ઉત્પન્ન થઇ. કૌમાર્યને ઉચિત શાલિનતાનો તેના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ થયો. આ તરૂણ પોતાના સ્વરૂપનું નિરીક્ષણ કરી રહ્યો છે એ વિષયમાં તેને શંકા રહી નહિ. ત્વરાથી પગલાં ઉપાડીને પસાર થઇ જવાના ઇરાદાથી તે ઉતાવળી ચાલવા લાગી. પરંતુ તેનો એ પ્રયત્ન સિદ્ધ થયો નહિ. કેમ કે બીજી જ મીનિટે તેનાથી પણ વિશેષ ત્વરાથી પગલાં ઉપાડતો તરૂણ તેની નજીક આવી પહોંચ્યો.

સુભદ્રા સ્વાભિમાનપૂર્વક તેની સામે જોઇ રહી. તેણે આ તરૂણના આવા વર્તન માટે પોતાની દૃષ્ટિથી નાપસંદગી જાહેર કરી. તથાપિ તરૂણ પાછો હઠયો નહિ કિંવા તેણે તેનો સ્પર્શ પણ કર્યો નહિ. કામી જનને સહજસાધ્ય મંજુલ સ્વર વડે, સાભિલાષ દૃષ્ટિથી

જોતો તે બોલ્યો: "સુંદરી! મારૂં આ વર્તન શિષ્ટાચારથી વિરૂદ્ધ છે એમ જો તને લાગતું હોય તો મારા અપરાધની તું ક્ષમા કર! હું એક વાર નહિ પણ દશ વાર—અરે દશ હજાર વાર તારી ક્ષમા માગવાને તૈયાર છું! પરંતુ હું શું કરૂં? તારા અલૌકિક લાવણ્યે મારી સારાસાર-વિચારશક્તિને નષ્ટ કરી નાંખી છે. તને દુઃખ દેવાની કે તારૂં અપમાન કરવાની મારી બિલકુલ ઈચ્છા નથી. તું કૃપા કરીને મારી પ્રાર્થના શ્રવણ કર. તારા આ અદ્વિતીય સૌંદર્યથી અને તેને શોભાવનારી શાલિનતાથી મારૂં મન એટલું બધું મુગ્ધ બન્યું છે કે—"

આપણી પવિત્ર કુમારિકાની વાચાશક્તિ ભીતિ અને આશ્ચર્યથી કુંઠિત બની ગઇ હતી. તથાપિ તે પ્રયત્નપૂર્વક હિમ્મત લાવીને સ્પષ્ટ સ્વરે બોલી: "સાહેબ! તમારા જેવા અજાણ્યા યુવકે મારા જેવી એકલી અસહાય અબલા સાથે આવા પ્રકારનું વર્તન રાખવું તે તદ્દન અયોગ્ય છે. આપ મારા રસ્તાની વચ્ચેથી દૂર થઇને મને જવા દેશો તો આપનો મારા ઉપર મોટો આભાર થશે."

યુવક તેના માર્ગની વચ્ચે ઉભો રહી આવેશ અને આતુરતાથી બોલવા લાગ્યો: "સુંદરી! હું સાક્ષાત્ સૂર્યભગવાનને સાક્ષી રાખીને કહું છું કે તારૂં અપમાન કરવાની કિંવા તને ત્રાસ આપવાની મારી બિલકુલ ઇચ્છા નથી. આવા અનુપમ સૌંદર્યને આવી નિર્દયતા—આવી કઠોરતા બિલકુલ શોભતી નથી."

ક્ષણવાર સુભદ્રાનું મુખ લજ્જાથી લાલચોળ બની ગયું. તેના ગાલ પર લાલી ચડી. તથાપિ બીજી જ ક્ષણે તેનું અભિમાન જાગૃત થયું અને તેણે કેવળ પોતાની દૃષ્ટિ વડે એવું સૂચવ્યું કે તમારૂં આ વર્તન તમારી પ્રતિષ્ઠાને બિલકુલ શોભતું નથી. પછી તે બાજુએ ખસીને આગળ ચાલવા લાગી.

તેણે દશ પગલાં ભર્યાં નહિ હોય ત્યાં આ તરૂણ પુનઃ તેની પાસે આવી પહોંચ્યો. અગાઉની માફક જ આવેશયુક્ત સ્વરે તે તેની સાથે

બોલવા લાગ્યો. "તારૂં અપમાન કરવાની કિંવા તને ત્રાસ આપવાની મારી ઇચ્છા નથી. તું કૃપા કરીને શાંતપણે થોડો સમય મારૂં કથન સાંભળી લે." એમ તે આગ્રહપૂર્વક તેને કહેવા લાગ્યો. તે વખતનું તેનું અભિનય એટલું સ્પષ્ટ હતું કે આવી સ્થિતિમાં જો કોઇ પોતાને જોશે તો પોતાની આબરૂને હાની પહોંચશે, એવી ભીતિ સુભદ્રાના મનમાં ઉત્પન્ન થઇ અને તે ચકિત દૃષ્ટિથી આસપાસ જોવા લાગી. આ પ્રસંગે પોતે શું કરવું, કેવી રીતે વર્તવું, એ સુઝતું ન હતું. તેનું પ્રસંગાવધાન નષ્ટ થયું હતું. પરંતુ તે જ વખતે એકાએક એક ત્રીજી વ્યક્તિ ત્યાં આવી લાગી અને સુભદ્રા આ સંકટમાંથી મુક્ત થઇ, એટલું જ નહિ પણ પેલો યુવક પણ શુદ્ધિમાં આવી ગયો.

જે ગૃહસ્થ ત્યાં આવી ચડયો હતો તેની ઉમર લગભગ પચાશ વર્ષની હતી. તેની મુદ્રા પ્રૌઢ, સભ્ય અને ગંભીર દેખાતી હતી. તે સ્હેજ કઠોર સ્વરે યુવકને ઉદ્દેશીને બોલ્યોઃ વિઠ્ઠલ ! આ તેં શું માંડયું છે ? ધોળા દિવસે, રાજરસ્તાપર એક અસહાય અને પોતાની આબરૂને જીવપ્રાણ માનનારી અબળા સાથે તું આવી તરેહનું વર્તન ચલાવે છે તે જોઇને મને આશ્ચર્ય થાય છે !"

સુભદ્રા તરફથી દૃષ્ટિ ખેંચી, આ પુખ્ત ગૃહસ્થ તરફ નમ્રતાપૂર્વક જોતો યુવક બોલ્યોઃ "કાકાસાહેબ ! આ સુંદરીને પોતાને જ પૂછી જૂઓ. તેનું અપમાન થાય કિંવા તેને હીનપસ્તી લાગે એવું એક પણ વાક્ય મારા મુખમાંથી નીકળ્યું નથી. એવું અયોગ્ય કૃત્ય મારા હાથે કદિ પણ થવાનું નહિ." આ શબ્દો ઉચ્ચારતી વખતે તેના સ્વર અને મુદ્રાપરથી આ ગૃહસ્થને માટે યુવકના મનમાં કેટલો પૂજ્યભાવ હતો તે સમજાતું હતું.

આ ગૃહસ્થનું નામ કરસનદાસ હતું. તે બોલ્યોઃ "કદાચ એમ હશે. તેનું અપમાન કરવાની કિંવા તેને ત્રાસ આપવાની તારી ઇચ્છા નહિ હોય; પરંતુ હું પૂછું છું કે તેને આવા સ્થળે અટકાવીને

ધૃષ્ટતાપૂર્વક તેની સાથે પરિચય કરવાનો તને શો અધિકાર છે? આવું વર્તન તને બિલકુલ શોભતું નથી."

કરસનદાસનું વય, તેની સભ્યતા અને ભવ્યતા, એ સર્વનું સુભદ્રાના મન ઉપર અનુકૂળ પરિણામ થયું હતું. જાણે તે પોતાનો કોઇ આપ્ત સંબંધી હોય એવું તેને થયું અને તે તેની સાથે જવાને તૈયાર થઇ. વિઠલદાસ તરફ દૃષ્ટિ પણ કર્યા વગર તે કરસનદાસની પાછળ પાછળ મોટા રસ્તાપર આવી. આ બધો બનાવ એટલી ત્વરાથી બની ગયો કે પોતે કોની સાથે ચાલે છે તેનો વિચાર કરવાનો સુભદ્રાને અવકાશ મળ્યો ન હતો. આ ગૃહસ્થનું નામ પણ તે જાણતી ન હતી. તેઓ મોટા રસ્તાપર આવ્યાં ત્યાંસુધીમાં તેનું મન શાંત બની ગયું હતું. પોતાની સાથે આવવાની આ ગૃહસ્થને નિષ્કારણ તસ્દી નહિ આપવાના હેતુથી સુભદ્રાએ તેની રજા લેવાના વિચારથી બ્હીતાં બ્હીતાં તેની સામે જોયું. તેની મુદ્રા ઉપરનું ગાંભીર્ય તથા પ્રતિભા જોઇને સુભદ્રાના મનમાં આ ગૃહસ્થ માટે વિશેષ કૃતજ્ઞતા અને માનબુદ્ધિ ઉત્પન્ન થયાં. કરસનદાસનો એકંદર દેખાવ જ ભવ્ય હતો. સ્વાભિમાન, પવિત્રતા, બુદ્ધિમત્તા, દયાશીલતા, ઇત્યાદિ અનેક સદ્‌ગુણોનું પ્રતિબિમ્બ તેના ચ્હેરા ઉપર દૃષ્ટિગોચર થતું હતું. તેનો પોષાક શ્રીમંતને યોગ્ય હોવા છતાં તેમાં ડોળ કે ઉચ્છૃંખલતા ન હતાં. આવા સભ્ય અને શ્રીમંત સજ્જનને પોતાની સાથે આવવાનો શ્રમ આપવાનું સુભદ્રાને યોગ્ય લાગ્યું નહિ; એટલું જ નહિ પણ આવા ગૃહસ્થની સાથે ચાલવાની પાત્રતા પોતાનામાં નથી, એવું પણ તેના મનમાં આવ્યા વગર રહ્યું નહિ. તેણે મંદ સ્વરે થોડા શબ્દો ઉચ્ચારીને તેનો આભાર માન્યો અને હવે પોતે એકલી જ ચાલી જશે એમ જણાવ્યું. તેનું ભાષણ પૂરું થયા પહેલાં જ કરસનદાસ બોલ્યો: "તું મારી સાથે ચાલવવામાં આનાકાની શા માટે કરે છે? તારી સાથે ચાલવામાં મા રીતે શરમાવાનું હોય એમ મને લાગતું નથી. તારે અહીંથી ક્યાં જવું છે?"

"મારે ગ્રાન્ટરોડ પર ફ્રરામરોઝ શેઠની દુકાને જવું છે." સુભદ્રાએ જવાબ આપ્યો.

"ફરામરોઝની દુકાન મોટી છે," કરસનદાસ થોડી વાર રહીને બોલ્યોઃ "વારૂ થોડા સમય પહેલાં જે યુવકે તને અટકાવી હતી તેની સાથે અગાઉ તારે કદિ મેળાપ થયો હતો ખરો ?"

"ના, આ પહેલાં મેં તેને કદિ જોયો ન હતો." સુભદ્રાએ કહ્યું.

કરસનદાસે પૂછ્યું: "વારૂ, એ કોણ છે તે તારા જાણવામાં છે?"

"ના જી." સુભદ્રાએ જવાબ આપ્યો.

તેના ચ્હેરા તરફ વેધક દૃષ્ટિથી જોઇને કરસનદાસે પ્રશ્ન કર્યોઃ "અને સાચું કહેજે—જો હું વચ્ચે આવી ચડયો ન હોત તો તું શું કરત ? એવા દેખાવડા અને શ્રીમંત યુવકની મરજીનું ઉલ્લંઘન કરવાનું ધૈર્ય તું દર્શાવી શકી હોત ખરી ? જો—સાચું બોલજે. તું જે ઉત્તર આપીશ તેના ઉપરથી તારા સંબંધમાં મારી સાચી યા ખોટી કલ્પના થશે."

સુભદ્રાની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં. તેનું ગળું ભરાઇ આવ્યું. તે હીબકાને અટકાવવાનો પ્રયત્ન કરતી ધીમા સ્વરે બોલીઃ "સાહેબ ! આપનો મારા ઉપર ઉપકાર થયો ન હોત અથવા આપને માટે મારા મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ ન હોત તો આપ પણ એ તરૂણની માફક જાણી બુઝીને મારૂં અપમાન કરો છો એવું મારા મનમાં આવ્યા વગર રહેત નહિ. મહાશય ગરીબી અત્યંત કઠણ છે. શ્રીમંતો એમ સમજે છે કે ગરીબ જનોએ માના-પાનની પરવા કરવી જોઇએ નહિ. તેઓ એમ જ માને છે કે દરિદ્રતા અને પ્રામાણિકતા બન્ને એકી સાથે રહી જ શકે નહિ !" એટલું બોલીને તે રડવા લાગી.

કરસનદાસ ગંભીર સ્વરે બોલ્યોઃ "છોકરી ! રડે છે શા માટે ? શાંત થા, રો મા, તારી આંખો લુછી નાંખ. તને એટલું બધું માઠું શા માટે લાગ્યું ! અરે, પણ આ શું ? મારી આંખોમાં પણ પાણી

બરાબ આવ્યું !" પોતાનાં અશ્રુ અટકાવવાનો પ્રયત્ન કરતો તે આગળ બોલ્યો: "બેટા ! મારા પ્રશ્નનો તેં માત્ર હા કે ના—એટલો જ જવાબ આપ્યો હોત તો મારા મનનું સમાધાન ન થાત. પરંતુ અત્યારના તારા આ ઉદ્દગારથી મારા મનનું પૂર્ણ સમાધાન થયું છે. તારૂં નામ શું છે ?"

"મારૂં નામ સુભદ્રા સત્યવાદી." તેણે જવાબ આપ્યો.

કરસનદાસ બોલ્યો: "સુભદ્રા ! વાહ ! નામ અત્યંત મધુર છે. હું તારા નામની પ્રશંસા કરૂં છું એથી માઠું લગાડીશ નહિ. હું તને મારી દીકરી જ સમજું છું. તું ફ્રામરોઝ શેઠને ત્યાં નોકરી કરે છે ? વારૂ, હું તને એક મુદ્દાની અને ડહાપણની વાત કહું છું તે બરાબર લક્ષમાં રાખજે. માણસે પોતાનાં આચરણ પવિત્ર રાખવાને માટે મનોભાવથી પ્રયત્ન કરવો જોઇએ. પ્રભુના દરબારમાં ગરીબ કિંવા શ્રીમંત એવો ભેદ નથી. ફક્ત પાપી કે પુણ્યવાન એ જ એક ભેદ ત્યાં છે. જ્યાંસુધી તારૂં આચરણ પવિત્ર છે ત્યાંસુધી તને કશી પણ ભીતિ નથી. તારે બહુ જ સાવચેત રહેવાની જરૂર છે. તારા જેવી દેખાવડી અને બીજાના ઉપર આધાર રાખનારી કુમારિકાને ફસાવનારા પાપાત્માઓ આ મુંબઇ શહેરમાં કાંઇ થોડા નથી. મને તારા પિતાની જગ્યાએ સમજીને મારો આ ઉપદેશ લક્ષમાં રાખજે. ગમે તેમ હોય પણ તું જાણે મારી પોતાની જ પુત્રી હોય એવો ભાવ મારા મનમાં તારે માટે ઉત્પન્ન થાય છે. તારૂં કલ્યાણ થાય એવી ઇચ્છા મારા મનમાં ઉત્પન્ન થઇ છે. મારા ઉપદેશ તરફ દુર્લક્ષ કરીશ નહિ. પ્રામાણિક અને પવિત્રતા એ દૈવી સદ્દગુણો શ્રીમંતો કરતાં ગરીબોમાં વિશેષ જોરદાર હોય છે. એવું તું તારા શુદ્ધ આચરણથી બતાવી આપ. વારૂ, હું જાઉં છું. ઇશ્વર તારૂં કલ્યાણ કરો. આજથી હું તને મારી દીકરી સમજું છું. હું તને કદિ ભૂલીશ નહિ—કાયમ મારી નજર તારા ઉપર રહ્યા કરશે."

એમ કહી, આ પ્રૌઢ ગૃહસ્થે તેની પીઠ થાબડી તેને

જવાની રજા આપી. તેના એ ભાષણની સુભદ્રાના મન ઉપર ઘણી જ સારી અસર થઇ. તે આ ગૃહસ્થનો પુનઃ એક વાર આભાર માનવાનો વિચાર કરતી હતી; પરંતુ તેના મુખમાંથી શબ્દો નીકળે તે પહેલાં તો કરસનદાસ પાછો ફરીને ઝપાઝપ પગલાં ઉપાડતો ચાલવા લાગ્યો. તેણે એકવાર પણ પાછળ મુખ ફેરવીને દૃષ્ટિ કરી નહિ. સુભદ્રા આ સ્થળે થંભી ગઇ અને કરસનદાસની પાછળ દૃષ્ટિ કરી રહી. તે એક ગલ્લીમાં દાખલ થયો એટલે સુભદ્રાના મુખમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ બહાર પડયો. સંકટ સમયે સહાય કરવાને દોડી આવનાર પોતાનો રક્ષણકર્તા મિત્ર એકાએક દૂર થવાથી તેને ખેદ થયો.

તે પોતાની પરિસ્થિતિ વિષેના વિચારોમાં ગર્ક હોવા છતાં પણ તેના પગ તેને ઇચ્છિત સ્થળે લઈ જતા હતા. થોડી વારે તે ફ્રરામરોઝની દુકાન પાસે આવી પહોંચી. શિરીનબાઈ પાસે જઇને પંદર રૂપીઆ તેને ગણી આપ્યા. ત્યાંથી નીકળીને તે પોતાના મકાન તરફ જવા લાગી તે વખતે પણ થોડા સમય પહેલાં બની ગયેલી ઘટનાના વિચારો તેના મનમાં આવતા હતા.

સુભદ્રાનું મકાન કામાટીપુરામાં હતું એ અમે અગાઉ જણાવી ગયા છીએ. તે જે ગલ્લીમાં રહેતી હતી તે ગલ્લીનું નામ ભૂતગલ્લી હતું. તે જે માળામાં રહેતી હતી તેમાં તમામ ભાડુઆતો વસતાં હતાં. તેમાં મજૂરી ઉપર નિર્વાહ કરનારા અને થોડા કારીગરો હતા.

આ માળાની માલિકણ લગભગ સાઠ વર્ષની હતી. તેનું નામ અન્નપૂર્ણા હતું. તે વિધવા હતી અને જે ભાડું આવતું તેના ઉપર પોતાનો નિર્વાહ ચલાવતી હતી. ભાડુઆતો ગરીબ અને મકાન જૂનું હોવાથી ભાડાની રકમ થોડી ઉપજતી, તેમાંથી મ્યુનિસિપાલિટીનો વેરો ચૂકવતાં અને બીજું થોડું ઘણું ન ચાલી શકે તેવું સમારકામ કરતાં જે રકમ વધતી તે ખર્ચને માટે પૂરી નહિ થવાથી તેણે વીશી પણ કરી હતી. તે નીચે એક ઓરડીમાં રહેતી હતી. ગરીબ લોકો જ આ મકાનમાં રહેવા આવતાં હોવાથી વખતસર

ભાડું વસૂલ કરવાની મુશ્કેલી પડતી. તેને નિર્વાહનું બીજું કશું સાધન નહિ હોવાથી ભાડું વસૂલ કરવાના કામમાં તેને નિષ્ઠુર થવું પડતું. એવો પ્રસંગ વારંવાર આવતો હોવાથી તેનો સ્વભાવ ચીડીઓ બની ગયો હતો. કોઇ કોઇ વાર ભાડું વસૂલ કરવાને માટે ભાડુઆતના મકાનમાંથી કોઇ વસ્તુ ઉપાડી લેવામાં અથવા એવો કશો બીજો માર્ગ લેવામાં પણ તે પાછી પડતી નહિ.

ગિરજાબાઈ ઘણાં વર્ષો થયાં આ મકાનમાં રહેતી હોવાથી તેની અને અન્નપૂર્ણાની વચ્ચે પુષ્કળ સખ્ય હતું. ગિરજાબાઇ ભાડાના પૈસા વખતસર આપી દેતી; એટલું જ નહિ પણ અન્નપૂર્ણાએ વીશી કરી ત્યારથી હાથે રાંધવું છોડી દઇ તેની વીશીમાંથી જ ખાવાનું મગાવતી. ગિરજાબાઇને ભાતભાતના પદાર્થો વડે પોતાની રસનાને તૃપ્ત કરવાની ચટક હોવાથી તેને માટે તૈયાર થતા પદાર્થોનું મૂલ્ય પણ અન્નપૂર્ણાને વિશેષ મળતું. એ રીતે ગિરજાબાઈ તેને ઘણી જ સહાયક હતી. હમણાં કેટલાક દિવસથી આ મકાનમાં રહેતી પુષ્પાવતીએ પણ પોતાને ભોજન માટે જે જોઇએ તે તૈયાર કરી આપવાની અન્નપૂર્ણાને વરધી આપી હતી. પુષ્પાવતી અને ગિરજા-બાઈ જેવાં ગ્રાહક મળવાથી અન્નપૂર્ણાની આવકમાં પણ વધારો થયો હતો અને પોતાનું ખર્ચ કાઢતાં તે પાંચ પૈસા બચાવી શકતી.

સુભદ્રા પ્રથમ પોતાની કોટડીમાં ગઇ અને પોષાક બદલવાને ગિરજાબાઇને મળવાને માટે ગઇ. પરંતુ તે વખતે તેની પ્રકૃતિ જોવાને માટે વૈદ્ય આવેલ હોવાથી તે ત્યાંથી પાછી ફરી. ત્યાંથી પોતાની કોટડી તરફ ન જતાં અન્નપૂર્ણા જ્યાં રહેતી હતી ત્યાં ગઇ. અન્નપૂર્ણા અત્યારે ગિરજાબાઇ માટે શીરો તૈયાર કરતી હતી. પેલી ઘાટણ પણ ત્યાં બીજું પરચુરણ કામ કરતી હતી.

ત્યાં જઇને સુભદ્રા બોલી: "અન્નપૂર્ણાબાઇ! આ તમારું ગયા મહિનાનું ભાડું લ્યો."

અન્નપૂર્ણા અત્યારે ગમે તે કારણથી આનંદમાં હતી. તે પૈસા

લઇને બોલી: " ભાડાના પૈસા લાવી તે સારૂં કર્યું. ખરી રીતે તો ભાડાની રકમ તારે ગઇ કાલે જ આપી દેવી જોઇતી હતી. એક દિવસ વ્હેલુંમોડું થાય તેમાં બહુ હરકત નહિ, પરંતુ વખતસર ભાડું આપવાની ટેવ હોય તો બન્નેને માટે સારૂં, એ તારા લક્ષમાં રહે તેટલા માટે જ આટલી સૂચના તને કરૂં છું."

સુભદ્રાને આ ટીકાથી માઠું લાગ્યું પરંતુ તેવો ભાવ બહાર પ્રદર્શિત નહિ કરતાં તે બોલી: ',તમારૂં ભાડું નકકી કર્યા મુજબ ચોકસ તારીખે આપવાનું ઘણુંયે મારા મનમાં છે; પણ શું કરૂં ? પૈસાની સગવડ નહિ હોવાથી એકાદ દિવસ વ્હેલુંમોડું થઇ જાય છે. વારૂ, મારાથી થઇ શકે તેવું ભરવા ગુંથવાનું કામ મને મળી શકે તેમ છે ખરૂં ?"

સુભદ્રાએ પોતાની દીનતા પ્રકટ કરવાથી અન્નપૂર્ણાનો રંગ બદલાયો. ચાલુ માસનું ભાડું આ છોકરી પાસેથી વખતસર મળશે કે નહિ એવી શંકા તેના મનમાં આવવાથી તેની મુદ્રા ગંભાર દેખાવા લાગી. તે બોલી: "મારી મારફત તને કામ મળી શકે એવું મને લાગતું નથી. અત્યારે તું નવરી છે ? કશું કામ તારી પાસે નથી ?"

અન્નપૂર્ણાની તે સમયની મુદ્રા જોઇને સુભદ્રાના હૃદયમાં ચરેરાટ થયો. જો ચાલુ માસના ભાડાના પૈસા પોતે વખતસર ભરી નહિ શકે તો આ નિષ્ઠુર સ્ત્રી મકાન ખાલી કરાવ્યા વગર રહેશે નહિ. એ વિચાર આવવાથી તેનું મ્હોં ઉતરી ગયું. અન્નપૂર્ણાના પ્રશ્નનો કશો ઉત્તર આપવો એવી ભાવનાથી તે બોલી: "આજે મારી પાસે કશું કામ નથી."

"ગિરજાબાઇ પાસેથી તને કામ ન મળ્યું ?" અન્નપૂર્ણાએ પૂછ્યું.

સુભદ્રાએ ગોળ ગોળ જવાબ આપ્યો: "તેમની પ્રકૃતિ સારી નહિ હોવાથી તેમની પાસે કામ સીલીકમાં હશે કે નહિ એ મારા જાણવામાં નથી. વળી—"

"વળી શું ?" અન્નપૂર્ણાએ વચ્ચે પ્રશ્ન કર્યો.

"સુભદ્રાએ કહ્યું: "ગિરજાબાઇ જેની પાસેથી કામ લાવે છે તે બાઇ બહારગામ જવાની છે એવું મારા જાણવામાં આવ્યું છે."

"એ કાંઇ તું સારી વાત ન લાવી." અન્નપૂર્ણા બોલી. "તો પણ તેની પાસે જઈને ફરીથી પૂછજે. પરંતુ તું પેલી પુષ્પાવતી કને કેમ જતી નથી? તેની પાસે ઘણું કામ હશે. તે પોતે આળસુ સ્વભાવની છે, એટલે તેને પૂછવાથી તે પણ તને પોતાની પાસેનું કામ આપશે."

**અ**ન્નપૂર્ણાની કામ કરનારી અત્યારસુધી આ બન્ને વચ્ચેનો સંવાદ મૂંગી મૂંગી સાંભળતી હતી તે બોલી: "આ બિચારી સુભદ્રાબ્હેનને એ પુષ્પાવતી પાસે જવાનું શા માટે કહો છો? તેની પાસે જવા કરતાં બીજા કોઇની પાસે જાય તે વધારે સારૂં."

કામ કરનારીની આ ટીકા મકાનની માલિકણને પસંદ પડી નહિ. તેની સામે ડોળા કાઢતી તે બોલી: "તને વચ્ચે બોલવાનું કોણે કહ્યું? મૂંગી મૂંગી તારૂં કામ કર." પછી તેણે સુભદ્રાને કહ્યું: "પુષ્પાવતી જરીક અવિચારી અને મોજીલા સ્વભાવની છે ખરી; તથાપિ એકંદરે તેનો સ્વભાવ સારો છે. તું તેની પાસે કામ પૂરતી જતી આવતી રહે તો તેમાં તને કશું નુકસાન નથી. આપણે બીજી પંચાતમાં શા માટે પડવું? કામ પૂરતી વાત!"

**અ**ન્નપૂર્ણાની આ સૂચના માટે તેનો આભાર માની સુભદ્રા ત્યાંથી ચાલી ગઇ. કામ કરનારીએ **અ**ન્નપૂર્ણાની પ્રસ્તુત સૂચના તરફ તિરસ્કાર અને નાપસંદગી દર્શાવનારો ભાવ પોતાના વદન ઉપર પ્રકટ કર્યો. પરંતુ સુભદ્રાનું એ તરફ લક્ષ ગયું નહિ.

---

## પ્રકરણ ૪થું

—:o:—

## પુષ્પાવતીનો પરિચય

**અ**ન્નપૂર્ણા પાસેથી નીકળી સુભદ્રા પુનઃ ગિરજાબાઇ પાસે ગઇ. અત્યારે વૈદ્ય ચાલ્યો ગયો હતો અને તે પોતાની ઓરડીમાં

એકલી જ હતી. સુભદ્રાએ તેની પાસે જઇને કહ્યું : "તમારા કહેવા પ્રમાણે હું શિરીનબાઇ પાસે ગઇ હતી. તે આજે જ ક્યાંક પરગામ જનાર છે."

ગિરજાએ આશ્ચર્યયુક્ત મુદ્રાથી પૂછ્યું : "શું કહ્યું ? તે આજે પરગામ જનાર છે ? વારુ, તેણે મને કાંઇ સંદેશો મોકલ્યો છે ?"

સુભદ્રાએ કહ્યું : "તેણે તમારા પાંચ રૂપીઆ માત્ર મોકલ્યા છે. લ્યો–ગણી જૂઓ." એમ કહીને તેણે પોતાની પાસેના રૂપીઆ ગિરજાબાઇને આપ્યા.

"શિરીનબાઇ બહારગામ જનાર છે, છતાં તેણે કશો સંદેશો મોકલ્યો નથી એ મને નવાઇ જેવું લાગે છે !" એ પ્રમાણે બોલતાં મંદવાડથી ફિક્કી પડેલી ગિરજાની મુદ્રા તેના મનમાં ઘોળાતા વિચારોથી અધિક ફિક્કી દેખાવા લાગી. તે મનોગત બોલવા લાગી: "શિરીનબાઇનું મારી સાથેનું આવું વર્તન આજે જ જોયું ! આ છોકરીની મહેનતનો ખરો બદલો કેટલો છે એ પણ તેણે આને કહેલ હશે. જો કે એ વાતની મને દરકાર નથી, પરંતુ તેણે મારી મારફત કરાવવાના બીજા કામને માટે કશી વ્યવસ્થા ન કરી એ તેણે ઠીક ન કર્યું. તેને શું ? તેની પાસે પુષ્કળ પૈસા થયા છે, એટલે તેને મારી શી ગરજ ? પણ હવે મારૂં શું થશે ?"

ઉપરના શબ્દો ગિરજા મનમાં ને મનમાં ગણગણતી હોવાથી સુભદ્રા તે બરોબર સમજી શકી નહિ. ગિરજાનો નિર્વાહ કેવી રીતે ચાલે છે તે સુભદ્રાના લક્ષમાં આવી ગયું હતું, એટલે શિરીનબાઇ બહારગામ જવાથી ગિરજાને કેટલું નુકસાન છે એ તે બરાબર સમજી ગઇ હતી. ગિરજાનું આખું ભાષણ તેના સાંભળવામાં આવ્યું ન હતું, તથાપિ 'પણ હવે મારૂં શું થશે ?' એ છેવટનો ઉદ્‌ગાર જરી ઉચ્ચ સ્વરે નીકળેલો હોવાથી તે સુભદ્રા સ્પષ્ટપણે સાંભળી શકી હતી. તેના મનમાં પણ તે જ ઘોળાતું હોવાથી એ ઉદ્‌ગાર તેના

કાન પર પડવાથી તેના મુખમાંથી પણ એવો ઉદ્‌ગાર નીકળ્યો કે "હવે મારૂં પણ શું થશે?"

ગિરજા પોતાના જ વિચારમાં નિમગ્ન બનેલી હોવાથી સુભદ્રાનો ઉદ્‌ગાર તેના કાન પર ગયો નહિ. તેનું મન સ્વભાવતઃ અતિ કઠોર હોવાથી આવી અજાણી છોકરીને માટે તેના મનમાં દયામાયા બિલકુલ હતી જ નહિ. તેણે પૂછ્યું: "વારૂ, તને પાછા ફરતાં આટલી બધી વાર કેમ લાગી?"

સુભદ્રાએ અહીંથી બહાર નીકળ્યા પછી બનેલી તમામ હકીકત તેને જણાવી. માત્ર રણછોડદાસ શેઠના બંગલામાંથી બહાર નીકળ્યા બાદ પેલા તરૂણ ગૃહસ્થની સાથે જે ચમત્કારિક પ્રસંગ બની ગયો હતો એ વિષે તેણે કશું પણ કહ્યું નહિ.

તેણે કહેલી હકીકત સાંભળીને થોડો સમય મૌન રહ્યા બાદ ગિરજા બોલી: "હું અત્યારે પથારીવશ છું એ તું જૂએ છે. એટલે અત્યારે કામ તરફ લક્ષ આપવાનું મારામાં સામર્થ્ય નથી. કામની પાછળ લાગ્યા સિવાય—ખટપટ કર્યા સિવાય કામ મળતું નથી. મારામાં એ તાકાત નથી. એટલે હાલ તુરત મારાથી કશું બની શકે તેમ નથી."

સુભદ્રાએ કહ્યું: "તમારાથી ખટપટ થઇ શકે તેમ નથી એ તો દેખીતું જ છે. પરંતુ તમે જો કોઇ ઠેકાણું બતાવો તો ત્યાં જઇને હું કામ મેળવવાની ખટપટ કરૂં."

ક્રોધપૂર્ણ મુદ્રાથી તેની સામે જોઇને ગિરજા ઘુરકી: "એટલે! મારી ઘરાકી લઇ લેવા અને મને ભીખ મગાવવા તું ઇચ્છે છે?"

સુભદ્રાનાં નેત્રોમાંથી ખળખળ પાણી વહેવા લાગ્યાં. તેણે તુરત જ જવાબ આપ્યો: "એવો નીચ વિચાર સ્વપ્નમાં પણ મારા મનમાં આવવાનો નહિ! મારો પ્રાણ જાય તો ભલે, પરંતુ કોઇને ફસાવવાનું કે નુકસાન પહોંચાડવાનું કૃત્ય મારે હાથે કદિ પણ થવાનું નહિ, એ બાબતની તમે ખાત્રી રાખજો."

સ્હેજ નરમ પડીને ગિરજાએ કહ્યું: "મેં કાંઇ તારા મનને દુઃખવવાના હેતુથી આ કહ્યું નથી. અત્યારે મારૂં મન ઠેકાણે નહિ હોવાથી મારા મ્હોંમાંથી ભળતા જ શબ્દો નીકળી જાય છે. માટે તું કાંઇ મનમાં લાવીશ નહિ. આ દરદથી હું ગાંજી ગઇ છું. હું શું બોલું છું તેનું મને ભાન પણ રહેતું નથી. એટલું માત્ર ખરૂં કે અત્યારે મારી પાસેથી તને કશું કામ મળી શકે તેમ નથી. તથાપિ હું જલ્દી સાજી થઇશ એમ મને લાગે છે; અને તબીયત સારી થતાં મારા હાથમાં કામ આવશે એટલે હું તને જણાવીશ, સમજી ને?"

એટલું કહીને તેણે પોતાનું મુખ બાજુએ ફેરવ્યું. પોતાની સાથે વિશેષ બોલવાની તેની ઇચ્છા નથી એમ સમજીને સુભદ્રા તુરત ત્યાંથી બહાર પડી. તે પોતાની કોટડી તરફ જતી હતી ત્યાં રસ્તામાં તેને પુષ્પાવતી યાદ આવી. તેની પાસેથી કાંઇ કામ મળવાનો સંભવ છે, એવી આશા ઉત્પન્ન થવાથી તે તુરત તેની કોટડી પાસે ગઇ. અંદર ડોકાઇ તો તેની અને પુષ્પાવતીની નજરોનજર થઇ અને પુષ્પાવતીએ તેને અંદર બોલાવી.

પુષ્પાવતી ઉત્સાહપૂર્વક બોલી: "કોણ સુભદ્રા! આપણે આ માળામાં આજ મહિનો બે મહિના થયાં રહીએ છીએ, ત્યારે આજે તને મારી પાસે આવવાની બુદ્ધિ થઇ? તે દિવસે આપણે દાદર પર મળ્યાં હતાં તે વખતે તારે મારી સાથે થોડીવાર તો બોલવું હતું! કાંઇ હરકત નહિ, આપણે આજથી પરસ્પર મૈત્રી બાંધીશું."

સુભદ્રા અંદર દાખલ થતાં બોલી: "તમારી સાથે નહિ બોલવાનો મારો ઇરાદો ન હતો. તમે મને બે–ત્રણ પ્રશ્નો કરેલા તેના મેં સરલતાથી જવાબ આપ્યા હતા. પણ હું રહી ગરીબ. કોઇની સાથે વધારે ઓછું બોલી જવાય અને એ તેને પસંદ ન પડે તો નકામું તેના મનમાં મારા ઉપર માઠું લાગે. ખરૂં કહું છું કે મને મારી મેળે કોઇની પાસે જતાં ભીતિ લાગે છે. મારા મનમાં એવું જ થયા કરે છે કે મારા ઉપર પ્રેમ કરનાર કોઇ આપ્તજન મને કયારે મળે!"

પ્રેમપુર્વક તથા ખૂલ્લા દિલથી પુષ્પાવતી બોલી: "આવ, જરી બેસ તો ખરી. જો એવા વિચારોને આખો દિવસ મનમાં અવકાશ આપવો તે ઠીક નહિ. આવ, હું અત્યારે નવરી જ છું. આપણે એક બીજાની મૈત્રી સંપાદન કરીએ."

સુભદ્રા અંદર ગઈ અને પુષ્પાવતીએ તેને આગ્રહપૂર્વક પોતાની પાસે બેસારી. તેણે પોતાની આસપાસ દૃષ્ટિ કરી. તે વખતે જે પદાર્થ તેની દૃષ્ટિએ પડયા એ ઉપરથી પુષ્પાવતીની સ્થિતિ સારી હોવી જોઇએ એવું તેના લક્ષમાં આવ્યું. જમીન ઉપર સારી શેતરંજી પાથરેલી હતી અને બેઠક પૂરતો એક ન્હાનો પણ સુંદર ગાલીચો બિછાવ્યો હતો. ત્યાં એક કાળા લાકડાનું સુંદર ટેબલ હતું. તેના ઉપર કેટલાક ભાતભાતના ચાલુ જમાનાને બરના મોજશોખને તૃપ્ત કરનારા પદાર્થો વ્યવસ્થિત રીતે ગોઠવ્યા હતા. ખૂણામાં એક સુંદર પલંગ હતો અને તેના ઉપર બારિક મલમલની મચ્છરદાની નાંખેલી હતી. કાચનાં કેટલાંક સુંદર વાસણો પણ ત્યાં હતાં. બારીએ પડદા ટાંગ્યા હતા. તાત્પર્ય એ કે ત્યાંની આનંદદાયક વ્યવસ્થા જોવાથી પોતાની કોટડીનું ભિખારી સ્વરૂપ સુભદ્રાની નજર સામે ઉભું રહ્યું. પોતાની ગરીબાઇ માટે તેના મનમાં શોક અને નિરાશા પથરાયાં.

અહીં પુષ્પાવતીનો થોડો પરિચય આપવાની આવશ્યક્તા છે. તે શરીરે ઉંચી, દેખાવમાં સુંદર અને તરવરીયા વીંછી જેવી હતી. તેનું વય આશરે બાવીશ તેવીશ વર્ષનું હતું. તેનાં નેત્રો મોટાં, પાણીદાર અને તેજસ્વી હતાં. તેની ભમરો કાળીભોર અને જાણે કાતરેલી હોય તેવી કમાનદાર હતી. એથી તેનો ચ્હેરો મોહક અને ભવ્ય દેખાતો હતો. તેનો ચ્હેરો સુંદર હતો એમાં શંકા નથી; તથાપિ તેની મુદ્રા ઉપર બુદ્ધિમત્તાનું ચિહ્ન ક્યાંય પણ દેખાતું નહિ. હોઠ લાલચોળ હતાં, નાક સરલ હતું, દાંત સ્વચ્છ હતા અને હડપચી ગોળ હતી. તેનો ચ્હેરો સ્હેજ લંબગોળ હતો. તેની અંગયષ્ટિ નાજુક હતી. તેનું સૌંદર્ય કોઇ રાજવંશીના અંતઃપુરમાં રહેતી રાજરાણીને પણ અદેખાઇ ઉપજાવે

તેવું હતું. તેનો દેહ નાજુક હતો, પરંતુ તેની પ્રકૃતિ નિરોગી હતી. ''' અને ગરીબાઇની જે અસર શરીર પર થાય છે તે માંહેની કાંઇ પણ સારી કે ખરાબ અસર તેના શરીર પર થઇ ન હતી. તેના કેશ કાળા તથા તગતગતા હતા અને તેની મનોવેધક રચના કરવામાં તે પુષ્કળ શ્રમ લેતી હતી. તેનાં શરીર પરનાં વસ્ત્રો મૂલ્યવાન્ હતાં અને તે પહેરવામાં જોઇએ તે કરતાં વધારે ટાપટીપ હતી; તથાપિ તેનો પોષાક અસભ્ય અથવા ઉચ્છૃંખલતાદર્શક છે એમ કહી શકાય નહિ. સામાન્ય રીતે જોતાં તેનો દેહ સુંદર હતો ખરો; પરંતુ તેનો દેહ જ માત્ર સુંદર હતો. તેમાં ઉચ્ચ મનોવૃત્તિના યોગથી આવનારા ગુણસૌંદર્યનો બિલકુલ અભાવ હતો. જો તે સૌંદર્ય પણ તેનામાં હોત તો તે સ્વર્ગની અપ્સરા સમી લાગત.

તેનો સ્વભાવ મૂળ તો સારો હતો. પરંતુ તે જે પરિસ્થિતિમાં ઉછરી હતી અને જે પરિસ્થિતિનું પરિણામ તેણે પોતાના મન ઉપર થવા દીધું હતું, તે પરિસ્થિતિને લીધે તેને સદ્‌ગુણો માટે અનાદર થવા લાગ્યો હતો; એટલું જ નહિ પણ સદાચરણનું અભિમાન રાખનાર માણસનું હાસ્ય કરતાં પણ તેને સંકોચ ન થાય એટલું બધું તેનું મન નફટ બન્યું હતું. કોઇ વાર તે સદ્‌ગુણી મનુષ્યનું હાસ્ય કરવામાં એટલી બધી આગળ વધી જતી કે એ સમયે તેની ભાષા સાંભળીને કોઇ સામાન્ય મનુષ્યને પણ તેના તરફ તિરસ્કાર ઉપજ્યા સિવાય રહે નહિ. તે પોતાના સદ્‌ગુણોને ગૂમાવી બેઠી હતી એ માટે તેને જરીકે ક્ષોભ થતો નહિ; એટલું જ નહિ પણ બીજા સદ્‌ગુણી મનુષ્યની મશ્કરી કરવામાં તેને એક પ્રકારનો આનંદ આવતો હતો. સુભદ્રા જેની પાસે આવી હતી, તે પુષ્પાવતીના અંતર્બાહ્ય સ્વરૂપનું આટલું આવિષ્કરણ કર્યા પછી આ પ્રસંગે તે બન્નેની વચ્ચે જે સંવાદ થયો તે અત્રે આપીએઃ

પુષ્પાવતી સુભદ્રાની બાજુએ બેઠી અને બોલીઃ "જ્યારે આપણે એક બીજાની મૈત્રિણી થવાની છીએ ત્યારે આપણે પરસ્પર મન

બોલીને વાતો કરવી જોઇએ. આપણી વચ્ચે ઘણા લાંબા સમયનો પરિચય છે એમ માનીને આપણે એકબીજાંની સાથે વર્તીશું. ખરૂં કહું તો તારી સાથે મૈત્રિ સંપાદન કરવાની ઇચ્છા મારા મનમાં ઘણી જ હતી. પોતાનું દિલ ખોલીને જેની સાથે સુખદુઃખની વાતો કરી શકાય એવી એકાદ સખી આપણને હોવી—"

સુભદ્રા વચ્ચે બોલીઃ "ખરૂં જ કહું છું. સુખદુઃખની વાતો કરવાને માટે એકાદ સખીની મને એટલી જરૂર છે કે એવી સખી મને કેવી રીતે અને ક્યારે મળશે તેની ચિંતા દીર્ઘ કાળથી મારા મનમાં થયા કરે છે." તે પોતાની આસપાસ દૃષ્ટિ કરીને બોલીઃ "વાસ્તવિક રીતે જોઇએ તો તમારી સ્થિતિ મારા કરતાં અનેક ગણી ઉત્તમ છે—સુખનાં સાધનો તમને અનુકૂળ છે-"

પુષ્પાવતી વચ્ચે બોલીઃ "તું ગરીબ છે એ હું જાણું છું, પ્રથમ એવી કલ્પના હતી કે તું ગર્વિષ્ટ હશે, અને તેથી હું આગળ પડીને તારી સાથે મૈત્રિ કરતાં બ્હીતી હતી. અહીં કામ કરતી ઘાટણોને હું વારંવાર પૂછતી તે ઉપરથી તને પુષ્કળ મહેનત કરવી પડે છે એ મારા સમજવામાં આવ્યું છે. એટલો શ્રમ કરવા છતાં તેનો બદલો કેટલો મળે છે એ મારે બીજાની પાસેથી જાણવાની જરૂર નથી. મને પોતાને તેનો સારો અનુભવ છે. મેં પોતે જીવતોડ મહેનત કરેલી છે અને તેનો જેવો કડવો અનુભવ મેળવ્યો છે તેવો બીજા કોઇએ પણ મેળવ્યો નહિ હોય."

સુભદ્રા દુઃખયુક્ત દીર્ઘ શ્વાસ છોડીને બોલીઃ "એ હાલાકી ટાળવાની અને મારી સ્થિતિ સુધારવાની યુક્તિ જો કોઇ મને બતાવે તો મારા ઉપર તેનો મોટો ઉપકાર થશે. હું કાંઈ અણઆવડતવાળી નથી. શીવણ ગુંથણ અને ભરત કામ સિવાય બીજું કામ મને નથી આવડતું એવું નથી—"

પુષ્પાવતી વચ્ચે બોલીઃ "માણુસના અંગમાં ગુણ હોય એટલે તેની કિંમત થવી જ જોઇએ એવું ક્યાં છે? સુભદ્રા—તારૂં નામ

એ જ છે ને? મારૂં નામ પુષ્પાવતી!—ગુણની કદર થાય છે એવી જો તારી સમજણ હોય તો તે તદ્દન ભૂલ ભરેલી છે. તું કદાચ ખટપટ કરે તો કોઇ શેઠીયાના ગૃહમાં છોકરાંઓને સંભાળવાની અથવા એવી બીજી નોકરી તને નહિ મળે એવું પણ મારૂં કહેવું નથી. પરંતુ એવી નોકરી કરનારી આયાઓનો અત્યારે કાંઇ દુકાળ નથી. મારૂં જો માને તો તારે આવી ગુલામગીરી કદિ પણ સ્વીકારવી નહિ. તું સ્વતંત્રપણે શીવવા ભરવાનું કામ કરે છે તે સારૂં છે."

"એ કામ પણ હમેશ કયાં મળે છે? અને કદાચ મળે તો પણ મજૂરી એટલી થોડી મળે છે કે—"

"એ હું જાણું છું. એ મજૂરીથી પેટ પણ ભરાય નહિ. અત્યારે તારા મનમાં જે વિચાર ઘોળાય છે તે હું જાણી ગઇ છું; એટલું જ નહિ પણ તે સર્વનો મેં અગાઉથી જ વિચાર કરી રાખ્યો છે. મેં પોતે શિવણ અને ભરતકામનો પૂરો અનુભવ મેળવેલો છે. તું પેલી ગિરજાને કામ કરી આપે છે ના? મેં પણ ઘણા દિવસ તેને કામ કરી આપ્યું છે. છેવટે મને તે કામનો અત્યંત કંટાળો આવ્યો. પહેરવાને પૂરતાં વસ્ત્રો નહિ, ખાવાને પૂરતું અન્ન નહિ, અને આખો દિવસ મજૂરી! મને જે અનુભવ મળ્યો છે તે જ એ ધંધો કરનાર બધાંનો સમજવો."

સુભદ્રા દુઃખપૂર્ણ સ્વરે બોલીઃ "તમારૂં કથન બિલકુલ સાચું છે. વારૂ, તમને હું એક પ્રશ્ન કરવા ઇચ્છું છું."

પુષ્પાવતીએ કહ્યુંઃ "જો તું મને મૈત્રિણી માનતી હોય તો 'તમે' અને 'તમને' નહિ કહેતાં 'તુ'' અને 'તને'થી વાત કર. જો તું મારી સાથે બરોબરના નાતાથી નહિ બોલે તો હું એમ સમજીશ કે તારા અંતરમાં મારી સાથે મૈત્રી કરવાનો વિચાર નથી. વારૂ, તું મને શો પ્રશ્ન કરવા માગતી હતી? હું તને તેનો બરોબર અનુભવપૂર્ણ જવાબ આપીશ."

સુભદ્રા બોલીઃ "હું એમ પૂછું છું કે હું જે કામ કરૂં છું તે

કામના બદલામાં યોગ્ય મજૂરી મારા હાથમાં પડે એવો કોઇ માર્ગ છે? યોગ્ય એટલે મારી સાથે ઠરાવ કરીને નક્કી કરેલી નહિ—બજારમાં સામાન્ય રીતે તેની જે મજૂરી આંકી શકાય તે. મારી કહેવાની મતલબ સ્પષ્ટ કરવાને માટે જો મરજી હોય તો મારા અનુભવનો ઇતિહાસ તારી પાસે રજૂ કરૂં. આ અનુભવ તાજો જ છે."

પુષ્પાવતીએ કહ્યું: "તું જે કહેવા ઇચ્છે છે તે હું પ્રથમથી જ સમજી ગઇ છું. તથાપિ તારો અનુભવ તારા મુખેથી સાંભળવાને માટે હું તૈયાર છું. તારે કેટલો ત્રાસ ભોગવવો પડયો, કેટલું અપમાન સહન કરવું પડયું તે મારે પણ સાંભળી રાખવું જોઇએ. માટે તારે જે કહેવું હોય તે કહે."

સુભદ્રાએ પોતાનો અનુભવ રજૂ કર્યો: "મારે જે કાંઇ કહેવાનું છે તે હું ટુંકામાં જ કહીશ. પહેલી વાત એ કે હું વિશ્વાસુ અને હોશિયાર છું એવી અન્નપૂર્ણા પાસેથી ખાત્રી મેળવ્યા બાદ ગિરજા મને કામ આપવા લાગી. તેણે છેલ્લું જે કપડું મને આપ્યું હતું તે અત્યંત મૂલ્યવાન હતું. તેના ઉપર જરીકામ કરવાનું તેણે મને કહ્યું હતું. તે તેના કહેલા દિવસે પૂરૂં કરી આપવામાં મને અવિશ્રાંત શ્રમ પડયો, છતાં યે મેં બરોબર વખતસર તૈયાર કરી આપ્યું. તેના બદલામાં તેણે મને મજૂરી શી આપી? ફક્ત આઠ આના! ગિરજાએ એ કામમાં એક દોરો પણ ભર્યો નથી. અરે મેં તૈયાર કરીને તેને પોષાક આપ્યો તેની સરખી ઘડી પણ તેણે કરી નથી. તથાપિ પેલા કાપડના વેપારી ફ્રામરોઝ શેઠની સ્ત્રી શિરીનબાઇ પાસેથી તેને પાંચ રૂપીઆ મળ્યા; અને તે જ પોષાકની મજૂરીના શિરીનબાઇએ એક શ્રીમંત શેઠાણી પાસેથી પંદર રૂપીઆ લીધા! જે કામના બદલામાં મહેનત કરનારને આઠ આના મળ્યા તે જ કામ લાવી આપનાર વચ્ચેના માણસોને પાંચ અને પંદર રૂપીઆ! એ ન્યાય કે અન્યાય?"

"ન્યાય કહે કે અન્યાય કહે, પણ એવો પ્રકાર જગતમાં

ચાલુ છે ખરો. અરે ધીમે ધીમે એ સ્ત્રી લોભને વશ થઇ તને એ કરતાં પણ ઓછી મજૂરી આપશે. તારા જેવી છોકરીને અર્ધી ભૂખી રાખવામાં જ તેમને લાભ છે. તારૂં પેટ નહિ ભરાવાથી તારે અધિક શ્રમ કરવો પડશે; અને એટલો શ્રમ કરીને પણ પેટપૂર અનાજ માટે તેની પાસે યાચના કરવી પડશે ! પેલી શિરીનબાઇ પાસે તું કામની માગણી કરવાને જાય તો તે તને પોતાના જોડા પાસે પણ ઉભી રહેવા દે નહિ. તેની પાસે તારા જેવી સેંકડો કામ કરનારીઓને પૂરૂં પડે એટલું કામ છે. પરંતુ તેને વચ્ચેની દલાલણોની જરૂર છે. એનું કારણ જુદું છે. જે સ્ત્રીઓને ભરવા શીવવાનું બિલકુલ આવડતું ન હોય તેવી સ્ત્રીઓ વચ્ચે હોય તો તેમના ઉપર મરજી માફક રોફ બજાવી શકાય; અને કામ કરનારીઓ મેળવીને તેમની પાસેથી વ્યવસ્થિત રીતે કામ લેવાની તેને કડાકુટ કરવી પડે નહિ."

સુભદ્રા ખિન્ન મુદ્રાથી બોલી: " તાત્પર્ય એ કે ગિરજાબાઇ જેવી દલાલણોને ત્યાં ખોળો પાથર્યા વગર મને કામ મળવાનું નહિ."

" એ સિવાય બીજો ઉપાય જ નથી." પુષ્પાવતીએ જણાવ્યું.

સુભદ્રા બોલી: " વારૂ, અન્નપૂર્ણા કહેતી હતી કે તારી પાસે હમેશાં પુષ્કળ કામ સીલીકમાં હોય છે. એ ખરૂં હોય તો તેમાંથી એકાદું કામ–"

પુષ્પાવતી વચ્ચે બોલી : " લક્ષમાં આવ્યું. મારી પાસે હમેશાં કામ હોય છે જ એવું નથી. પણ એક બીજા કાપડના વેપારી સાથે મારી પિછાન છે. તેની પાસેથી મને પુષ્કળ કામ મળી શકે તેમ છે. તથાપિ આ વાર્તા તારે બિલકુલ ગુપ્ત રાખવી. તે વેપારી આપણા જેવી મજૂરણોને સીધું કામ આપે છે એવું જો આ દલાલણોના જાણવામાં આવે તો તેઓ તેને, દ્વેષ કરે અને તેની ગ્રાહકી તોડવાનો પણ પ્રયત્ન કરે."

અશ્રુપૂર્ણ નેત્રોથી તેની તરફ જોતી સુભદ્રા બોલી: " હું એ વાર્તા બિલકુલ ગુપ્ત જ રાખીશ. તે માટે તું કશી પણ ચિંતા કરીશ

નહિ. તારો આ ઉપકાર હું જીવનભર વિસરવાની નથી."

પુષ્પાવતીએ પણ સહાનુભૂતિપૂર્વક કહ્યું: "એમાં ઉપકાર શાનો? ખરૂં કહું તો મને પોતાને જાતે કામ કરવાનો કંટાળો છે. તથાપિ એ વાત પેલા વેપારીના લક્ષમાં આવે એ મને પસંદ નથી. હું આવું કામ કરીને નિર્વાહ ચલાવું છું એવી તેની સમજણ કાયમ રાખવાનું મારે માટે ઈષ્ટ સમજું છું; મારૂં નિર્વાહનું સાધન જુદું છે. આવા પ્રકારના મજૂરીના ધંધાથી પૂરૂં પેટ ભરવાની પણ મુશ્કેલી પડે છે એ મારો જાતિ અનુભવ છે."

સુભદ્રાની મુદ્રા ખિન્ન બની ગઈ. તેણે કહ્યું: "તારૂં નિર્વાહનું સાધન જુદું છે એ આનંદની વાત છે. મને લાગે છે કે તારો કોઈ દયાળુ મિત્ર હશે અને તે તેને સહાય કરતો હશે."

તેનો જવાબ આપતાં પુષ્પાવતી ચમત્કારિક રીતે હસી. તેના એ હાસ્યમાં કાંઈ ઊંડું રહસ્ય હોવું જોઈએ એમ સુભદ્રાને લાગ્યું. પુષ્પાવતીએ કહ્યું: "હા—એવું કાંઈક છે ખરૂં. આ જોયું—" એમ કહીને એણે એક નાજુક કાળા પતરાની બેગ ખોલી; અને તેમાંથી એક સુંદર રેશમી સાડી કાઢીને સુભદ્રાને બતાવતાં કહ્યું: "મારી મરજી હોય તો હું મોટા શેઠીઆની સ્ત્રીના જેવો પોષાક ધારણ કરી શકું છું. આ મને ગયા અડવાડિયામાં બક્ષિસ મળી છે. આ સાડી તો શું પણ એવા બીજા કેટલાક પદાર્થો તને બતાવવા જેવા છે."

પુષ્પાવતીએ બેગમાંથી બીજાં કેટલાંક ભરજરીનાં વસ્ત્રો કાઢયાં. તેમ જ તેમાં થોડાક સુવર્ણ અને ચાંદીના અલંકારો હતા તે પણ બતાવ્યા. એ જોઈને સુભદ્રાને સ્હેજ આશ્ચર્ય થયું, પરંતુ ઈર્ષ્યા કે મત્સરભાવ ઉત્પન્ન થયાં નહિ. ઠાઠમાઠ કે ડોળદમામ તરફ સુભદ્રાના મનનું વલણ બિલકુલ ન હતું. તેના મનમાં સ્હેજ શંકા આવી હતી ખરી, પરંતુ તે શંકાનું સ્વરૂપ સમજી શકતી ન હતી. નવી તેના મનમાં સ્હેજ ભીતિ પણ ઉત્પન્ન થઈ અને તે ચકિત દૃષ્ટિથી પુષ્પાવતી તરફ જોઈ રહી.

સુભદ્રાને આટલું આશ્ચર્ય થયેલું જોઈને પુષ્પાવતી બોલી: "આવી સુંદર વસ્તુ જેણે મને આપી છે તે માણુસની મારે માટે કેટલી લાગણી હશે તેની કલ્પના તું સહેજે કરી શકીશ." તેના તરફ અર્થપૂર્ણ દષ્ટિથી જોતી તે આગળ બોલી: "તું જો મનમાં લાવે તો તું પણ મારી માફક સુખચેનમાં દિવસો ગાળી શકે." સુભદ્રા કશું પણ ન બોલતાં પોતાના તરફ અધિક ચકિત દષ્ટિથી જોઇ રહી છે, એ જોઇને તેણે કહ્યું: "સુભદ્રા! તું બિલકુલ ભોળી અને સરલ અંતઃકરણની બાળા છે. વારૂ, આપણે આ વિષયમાં પુનઃ કોઇ વાર ચર્ચા કરીશું ત્યારે હું તને તેનું રહસ્ય સમજાવીશ. અત્યારે તો તારા કામ બાબત હું તને એટલું જ કહું છું કે તને આપવા જેવું કામ અત્યારે મારી પાસે નથી. તારે માટે હું ખાસ મારા ઓળખીતા વેપારી પાસે જઈશ અને કાંઇ મળશે તો જોઇશ."

સુભદ્રાએ પોતાની નવીન મૈત્રિણીનો પુનઃ આભાર માન્યો અને તે ખિન્ન તથા શંકિત અંતઃકરણ સાથે પોતાની કોટડીમાં ગઈ.

---

## પ્રકરણ ૫ મું.

—:o:—

## ઇવનિંગ પાર્ટી

રાત્રિના લગભગ આઠ વાગ્યાના સુમારે પેડરરોડ પર રણછોડદાસ શેઠના બંગલામાં મોટી ધમાલ મચી રહી હતી. બંગલાથી પુષ્કળ દૂર સુધી રસ્તાપર બન્ને બાજુએ વિજળીના દીવા ચમકી રહ્યા હતા. બંગલાની આગળ અને પાછળ બગીચામાં પણ જુદાં જુદાં વૃક્ષોનાં પવનથી હલતાં પાદડાંની વચ્ચેથી વીજળીના રંગબેરંગી દીપકો ડોકીયાં કરતા હતા. બંગલાના મુખભાગ ઉપર તો તેનો પ્રકાશ અસહ્ય થઇ પડયો હતો. રસ્તાપર મોટરો અને ગાડીઓની ઠઠ બાઝી હતી. છતાં પણ ઉપરાછાપરી નવીન વાહનો આવ્યાં જ કરતાં હતાં.

દરેક વાહનમાંથી પોતપોતાની શક્તિ અને સ્થિતિ પ્રમાણે પોષાક ધારણ કરેલા શેઠ શાહુકારો, સરકારી ન્હાના મોટા અમલદારો, પદવીધારીઓ, સરદારો બહાર પડતા અને રણછોડદાસના બંગલામાં પ્રવેશ કરતા હતા. મધપુડાની આસપાસ જેમ મધમાખીઓનું ટોળું એકઠું થયેલું હોય છે તેવી રીતે આ બંગલાની આસપાસ સામાન્ય મનુષ્યો મોટી સંખ્યામાં માત્ર બહારથી જ આ મોટા શેઠીયાને ત્યાં થયેલા ઇવનિંગ પાર્ટીના મેળાવડાનો ઠાઠ નિહાળી પોતાની રસવૃત્તિને તૃપ્ત કરવાની ઇચ્છાથી એકત્ર થયા હતા. શેઠ સાહેબનો પ્રાઇવેટ સેક્રેટરી પરોણાઓનું સ્વાગત કરતાં કરતાં થાકી ગયો હતો. મ્હેમાનોથી બંગલાનાં દિવાનખાનાં બિલકુલ ભરાઇ ગયાં હતાં. છતાં પણ નવા નવા મ્હેમાનોનું આગમન ચાલુ જ હતું. સહુથી મ્હોટા દિવાનખાનાને ઉત્તમ રીતે શૃંગાર્યું હતું અને જમીનપર મૂલ્યવાન ગાલીચો બિછાવ્યો હતો. વચ્ચે થોડો માર્ગ રાખીને બન્ને બાજુએ મખમલની ગાદીવાળી સુંદર ખુરસીઓની હારો કરવામાં આવી હતી. પ્હરોણાના આનંદને માટે બગીચામાં બેન્ડ ઉપરાંત દિવાનખાનામાં ઉસ્તાદ ગવૈયા અને મંજુલ સ્વરવાળી ગાયિકાઓ પણ યોજવામાં આવી હતી. તેમનાં એક પછી એક ઉપડતાં ગાનની સમજીને કે સમજ્યા વગર તારીફ કરતા તથા વચ્ચે વચ્ચે બરફ અને શરબતમિશ્રિત સોડા, આઇસ્ક્રીમ-સોડા, પીક-મી-અપ, લેમન, જીંજર, રોઝબરી, આદિ પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી ભારતવર્ષમાં પ્રવેશેલા પેય પદાર્થોનું પાન કરતા મ્હેમાનો સાચું સ્વર્ગ અત્યારે અને આ સ્થળે જ છે એવી માનિનતામાં ગરકાવ બની ગયા હતા. ટુંકામાં એટલું જ કે મનુષ્યની પાંચે ઇંદ્રિયોની તૃપ્તિ કરનારાં સુખસાધનોની ત્યાં વિપુલતા હતી.

આ ભાગમાં પુરુષોની ગરદી જામી હતી, તેમ બીજા ભાગમાં સ્ત્રીઓની પણ પુષ્કળ ગરદી હતી. ત્યાંની સર્વ વ્યવસ્થા રાખવાનું કાર્ય સ્ત્રીઓને હસ્તક હતું. સવિતાબાઇ તથા શેઠની આગલી પત્નીથી થયેલી બન્ને પુત્રીઓ મ્હેમાનોનું સ્વાગત કરવામાં ગુંથાઇ હતી.

તે જ પ્રસંગને માટે ખાસ તૈયાર કરાવેલાં વસ્ત્રાલંકાર ધારણ કરીને સવિતાબાઇ મ્હેમાનોનું સ્વાગત કરતાં સ્વર્ગની અપ્સરા સમી ચમકતી હતી. તેનું સૌંદર્ય આ પ્રસંગે અત્યંત ખીલી રહ્યું હતું. આવેલાં મ્હેમાનોમાં સુંદર સ્ત્રીઓ પુષ્કળ હતી; તથાપિ તે સર્વના સૌંદર્યનો પરાભવ કરીને તેનું સૌંદર્ય શ્રેષ્ટ સ્થાનપર આરૂઢ થયું હતું, એમ નહિ પણ તુલના કરવાને યોગ્ય જુદાં જુદા સૌંદર્યો ત્યાં એકત્ર થયેલાં હોવાથી જ સવિતાબાઇના સૌંદર્યની ખરી યોગ્યતા સમજાતી હતી એમ કહેવું જોઇએ.

સવિતાગૌરી રણછોડદાસની દ્વિતીય સંબંધની પત્ની હતી. જે સમયની અમે વાત કરીએ છીએ તે સમયે રણછોડદાસ લગભગ સાઠ વર્ષનો થવા આવ્યો હતો. ઉમર જરાક વિશેષ હતી, પરંતુ તેની તેના શરીર ઉપર કશી પણ અસર થઇ ન હતી. તેનો દેહ વિશેષ હૃષ્ટપુષ્ટ હતો અને ઉંચાઇ સ્હેજ ઓછી હોવાથી તે આડો ફાલેલો દેખાતો હતો. તેની મુદ્રા ઉપર સદૈવ ફિકાશ દેખાતી હતી અને તે કાયમ કરડી અને કઠોર લાગતી હોવા છતાં બારિકાઇથી જોનાર ચાણાક્ષ મનુષ્યને તેની મુદ્રા ઉપર ચિંતાની છટા સ્પષ્ટપણે દેખાયા સિવાય રહેતી નહિ. પોતાની મુદ્રા પ્રસન્ન દેખાય, પોતાની ચિંતા બીજાના લક્ષમાં ન આવે તે માટે તે કૃત્રિમ હાસ્ય વદન ઉપર લાવવાનો પ્રયત્ન કરતો, તથાપિ હોશિયાર નિરીક્ષકની દૃષ્ટિને છેતરવા માટે તે પ્રયત્ન પૂરતો ન હતો. પોતે ખાનદાન, ઉચ્ચ કુલોત્પન્ન અને શ્રીમંત ગૃહસ્થ છે, એ ભાવના તેના અંતઃકરણમાં સદોદિત જાગૃત રહેવાથી તેની મુદ્રા ગંભીર અને કરડી દેખાતી હતી.

રણછોડદાસ શેઠને પ્રથમ પત્નીથી પુષ્કળ બાળકો થયાં હતાં. તેમાંથી બે પુત્રીઓ જ હયાત હતી. બીજાં બાળકો અલ્પવયમાં જ મૃત્યુને શરણ થયાં હતાં. તેની એ પત્નીનું અવસાન થયા બાદ બે ચાર માસ પછી તેણે સવિતાગૌરીનું પાણિગ્રહણ કર્યું. સવિતા-

ગારી એક શ્રીમંત ગૃહસ્થની કન્યા હતી. પરંતુ એ ગૃહસ્થે સટ્ટામાં મોટી રકમ ગૂમાવવાથી તેની સાંપત્તિક અવસ્થા અત્યંત નીચે ઉતરી જવાને લીધે તે સુધારવાના હેતુથી તેણે પોતાની અદ્વિતીય લાવણ્યવતી અને ભરજુવાનીમાં આવેલી કન્યા આ વયસ્ક શેઠને આપી હતી. આ લગ્ન થયાને ચૌદેક વર્ષ થઇ ગયાં હતાં, છતાં સવિતાગૌરીએ એક પણ બાળકને જન્મ આપ્યો ન હતો. તો પણ પોતાને બાળક નહિ હોવાથી સાપત્નભાવથી ઉત્પન્ન થનારી અદેખાઇને તેના મનમાં અવકાશ ન હતો. તે પોતાની મૃત શોક્યની બન્ને પુત્રીઓ ઉપર માતા પ્રમાણે મમતા રાખતી હતી. શ્રીમંતાઇના વાતાવરણમાં ઉછરતાં પુરુષો કે સ્ત્રી પોતાની મોટાઇમાં ગર્ક હોવાથી અને કઠોરતા, નિર્દયતા, બેપરવાઇ ઇત્યાદિ દુર્ગુણો સંપત્તિના સહવાસને અધિક પસંદ કરનારા હોવાથી સવિતાગૌરી પોતાની શોકયની પુત્રી પ્રત્યે આટલી મમતા દર્શાવતી હતી તે માટે તેની પ્રશંસા જ કરવી જોઇએ.

રણછોડદાસે પુત્ર પ્રમાણે ઉછેરેલા તેના ભાણેજ વિઠલદાસનું વય અત્યારે એકવીશ–બાવીશ વર્ષનું હતું. સુભદ્રાને રસ્તા પર અટકાવીને તેની સાથે પ્રેમવિષયક ભાષણ કરતો હતો તે જ આ વિઠલદાસ એ તો વાચકોના લક્ષમાં સ્હેજે આવ્યું હશે. ચંચળ વૃત્તિની તરૂણીને મોહ પમાડે એવો તેનો ચ્હેરો સુંદર, ઉમદા અને પાણીદાર હતો. જેમ દીવા પાછળ અંધારૂં હોય છે, તેમ શ્રીમંતોના લાડમાં ઉછરેલા છોકરાઓ મૂર્ખ નિપજે છે એવી માનિનતા પ્રચલિત છે. પરંતુ વિઠલદાસ તેમાં અપવાદ રૂપ હતો. તે સદ્ગુણનું પુતળું હતો અથવા તેનામાં કશો પણ દોષ ન હતો એવું વાચકોએ માની લેવાની જરૂર નથી. તેની બુદ્ધિ સારી હતી, પરંતુ તેના પ્રમાણમાં તેને શિક્ષણ માત્ર વિશેષ મળ્યું ન હતું. તો પણ વિશિષ્ટ પ્રસંગે તેની બુદ્ધિની ચમક દેખાયા વગર રહેતી નહિ. તેનો સ્વભાવ દયાળુ અને ઉદાર હતો. શૌર્ય, ધીરજ ઇત્યાદિ પુરુષત્વને

શોભા આપનારા ગુણોથી તે અંકિત હતો. પરંતુ તે જે પરિસ્થિતિમાં ઉછર્યો હતો તે પરિસ્થિતિમાં તેના એ ગુણોનો વિકાસ થવાને માટે અવકાશ ન હતો. જો તેનો જન્મ કોઇ ગરીબ કુટુમ્બમાં થયો હોત તો તેને જગતના કલહમાં ઘુસવું પડત અને પ્રત્યેક પ્રસંગમાં તેના ગુણોને પોતાનું તેજ દર્શાવવાનો સારો અવસર મળ્યો હોત. રણછોડદાસ શેઠની પાછળ તે જ વારસ હોવાથી વિઠ્ઠલદાસની મહેરબાની સંપાદન કરવાને માટે તેની આસપાસનાં મનુષ્યો સદૈવ જાગૃત રહેતાં. તે લોકોના સહવાસથી વિઠ્ઠલદાસ નાટક–સિનેમાનો શોખીન બનવાની સાથે નાચ–ગાન ઉપર નિર્વાહ કરતી વેશ્યાઓનાં ગૃહોની મુલાકાતો લેવાને પણ ચૂકયો ન હતો. તેનું પરિણામ એ આવ્યું કે વીશ–બાવીશ વર્ષની ઉમરમાં જ તેને પૈસાની પરવા બિલકુલ રહી નહિ. તે અત્યારે જુગારમાં પાવરધો બની ગયો હતો. મુંબઇ અને પૂનાની ઘોડદોડની શરતમાં તેની હાજરી અવશ્ય હોય. ડરબીની, ગોવાની કે બીજી કોઇ ગમે તે જાતની લોટરીમાં તેનું નામ આવ્યા વગર રહે જ નહિ. ગંજીપાનો જુગાર તો તેને મન સાધારણ વાત હતી. હાલમાં તેણે એક રખાત રાખ્યા બાબતની વાત પણ શરૂ થઇ હતી. પરંતુ તેમાં શી મોટી વાત હતી ?

હવે આપણે રણછોડદાસ શેઠની પુત્રીઓનો પરિચય કરી લઇએ. મોટી દીકરી મનોરમાનું વય અઢાર અને જ્યોત્સ્નાનું સોળ વર્ષનું હતું. મનોરમા સુરેખ પરંતુ ગર્વિષ્ટ અને ડંખીલી હતી. જ્યોત્સ્ના સુંદર, મધુરભાષિણી અને હોશિયાર હતી. મનોરમાએ તેના પિતા પાસેથી ગર્વિષ્ટતા, ઉદ્દામતા અને ઉચ્છૃંખલતાના દોષોને મેળવ્યા હતા. જ્યોત્સ્નાના અંતરમાં શ્રીમંતોની છોકરીઓમાં સામાન્યતઃ હોનાર નિર્દયતા, છા–છીપણું, દ્રવ્ય માટેની બેપરવાઇ વગેરે દુર્ગુણો ન હતા. મનોરમા એકલપેટી, ઇર્ષ્યાળુ અને દુષ્ટ હતી. પોતાની ન્હાની બ્હેનની પણ તે ઇર્ષ્યા કરતી. જો પોતાની બ્હેનને એકાદી સુખપ્રદ વસ્તુ પ્રાપ્ત થાય અને તે પોતાને ન મળે તો મનોરમા

અંતરમાં બળી જતી, એટલું જ નહિ પણ તે અદેખાઇને પ્રકટ કરવામાં પણ તે પાછી પડતી નહિ; જ્યારે જ્યોત્સ્ના પોતાના નુકસાન કે ત્રાસની પરવા કર્યા વગર પોતાની મોટી બ્હેનને સુખી અને આનંદી બનાવવાને મથતી. પોતાની બ્હેન સાથે જ નહિ પણ દરેકની સાથે તેનું વર્તન સાદું અને મમતાથી ભરેલું હતું. લોકો સવિતાના પોતાની ઓરમાન માતાના સૌંદર્યની પ્રશંસા કરતાં એથી મનોરમા મનમાં ને મનમાં કઢાપો કરતી. જ્યોત્સ્નાને પોતાના રૂપનું અભિમાન ન હતું. પોતાના ઉપર મમતા કરનારી પોતાની મૃત્યુ પામેલી સગી માતાની ઉણપ નવી માતાએ અમૂક અંશે ભરી કાઢી છે એવું મનમાં લાવીને તે પોતાના મનનું સમાધાન કરતી. એવી રીતે તેમનાં વર્તન અને સ્વભાવ પરસ્પરથી બિલકુલ ભિન્ન હતાં.

ઇવનિંગ પાર્ટીમાં આવેલાં મ્હેમાનોમાં ગિરિકાન્ત નામનો એક યુવક હતો. તેનો પણ થોડો પરિચય અત્ર આપવો જોઇએ. તે પચીશેક વર્ષની ઉમરનો, ખાનદાન, દેખાવડો અને પાણીદાર યુવક હતો. તે ભર યુવાવસ્થામાં હતો અને તેના મનને મોહ ઉત્પન્ન કરનારા પ્રસંગ પણ પ્રાપ્ત થતા હતા. તથાપિ તેનું ચારિત્ર્ય શુદ્ધ રહ્યું હતું. તેના પિતા ત્રણ મિલોના માલિક અને ચાર મીલોના એજન્ટ હતા. તે ઉપરાંત જુદી જુદી બેંકો અને વીમા કંપનીઓ તથા બીજી કંપનીઓના ડાયરેકટર હોવા ઉપરાંત દરેકમાં તેમના પુષ્કળ શેરો હતા. સરકારે તેમને સર (બેરોનેટ)ની પદવી આપી હતી, તેના પિતાનો તે એકનો એક પુત્ર હતો. સંપત્તિ અથાગ હતી. તથાપિ સંપત્તિના મોહથી ઉત્પન્ન થતા દુર્ગુણથી તે પૂર્ણ-પણે મુક્ત હતો. તેનો જ્યોત્સ્ના ઉપર પ્રેમ જડાયો હતો અને તે માટે પોતાની ઇચ્છા પણ તેણે પ્રકટ કરી હતી. પરંતુ મોટી દીકરી મનોરમાના હસ્તની માગણી કરનાર મળી જાય એટલે ગિરિકાન્ત સાથે જ્યોત્સ્નાનો વિવાહ કરી નાંખવાનો રણછોડદાસ શેઠનો વિચાર હતો. આ વાતો જાણવામાં આવી ત્યારથી મનોરમાનું મન

મત્સરથી તરફડવા લાગ્યું હતું. પાર્ટીના દિવસે ગિરિકાન્ત આવ્યો ત્યાંસુધી તે આનંદમાં હતી, પણ આ યુવકને જોતાં જ તેના મનમાં અદેખાઇની આગ પ્રદીપ્ત થઇ અને તે આગમાં તેનો તમામ આનંદ ભસ્મિભૂત બની ગયો. તેણે પોતાના મનને બીજા વિષયમાં ગુંથવાનો પ્રયત્ન કરી જોયો, પરંતુ તે વ્યર્થ ગયો. ગિરિકાન્ત જે સ્થળે બેઠો હતો તેની બાજુના દિવાનખાનામાં દ્વાર પાસે આ બે બ્હેનો બેઠી હતી. એ દ્વાર બન્ને દિવાનખાનાને જોડતું હતું. તે દ્વારમાંથી ગિરિકાન્તનાં દર્શન થતાં તેમ અવાજ પણ સંભળાતો. ગિરિકાન્તનો સ્વભાવ વિનોદી હતો. તેના ભાષણમાં અસભ્ય કે અશ્લીલ શબ્દ આવતો નહિ; છતાં પણ તે શ્રોતાઓને આનંદ આપતું અને તે કર્ણપુટ પર અથડાતાં જ્યોત્સ્નાના મુખ ઉપર પણ સ્મિત ચમકતું. પરંતુ તે જ વેળાએ એ સ્મિત મનોરમાના અંતઃકરણમાં તીવ્ર વેદના ઉત્પન્ન કરતું હતું.

આ પ્રસંગે વિઠ્ઠલદાસ ઉપર કામનો ઓછો બોજો ન હતો. આવેલા પ્રતિષ્ઠિત મ્હેમાનોની પાસે જઇ દરેકની સાથે શિષ્ટાચારને ખાતર સ્હેજ સંભાષણ કરવાની તેની ફરજ હતી. મ્હેમાનોનું સ્વાગત કરી તેમને યોગ્ય સ્થળે બેસારવાની જવાબદારી તેના ઉપર હોવાથી આ દિવાનખાનું છોડીને તે કયાંય જઇ શકે તેમ ન હતું.

કેટલીક વારે કરસનદાસ ત્યાં આવ્યો. રણછોડદાસ સાથે તેને દૃઢ સ્નેહ હતો અને આ બંગલામાં તે અવારનવાર આવતો હતો; એટલે પોતાના માન મરતબા તરફ વિશેષ લક્ષ ન આપતાં તે મ્હેમાનોની તહેનાતમાં હાજર થયો હતો. તેનો પોષાક સાદો અને સભ્ય હતો. તેના બાહ્ય સ્વરૂપ ઉપરથી આ ગૃહસ્થ સુશિક્ષિત અને ઉદાર દીલનો હોવો જોઇએ એમ લાગતું હતું. તે પણ સંપત્તિમાન્ હતો અને ગરીબોને તેના ઔદાર્યનો અનેક વાર અનુભવ થયો હતો. અત્ર એકત્ર થયેલા સર્વની સાથે તેને ઓછો વધતો પરિચય અને સર્વ તેના તરફ પ્રેમ તથા માનની દૃષ્ટિથી જોતા હતા.

દિવાનખાનામાં નાચગાન શરૂ હતાં. શેઠ સાહેબે પૈસાની પરવા ગાહ કરતાં દિલ્હી અને તંજાવરથી ગાનારીઓને બોલાવી હતી તથા ઉત્તર હિંદુસ્તાનના એક કુશળ ગવૈયાને પણ આમંત્રણ કર્યું હતું. નિમંત્રણ કરેલા તમામ મ્હેમાનો આવી ગયાની ખાત્રી થઈ એટલે શેઠે ગાયન–વાદન બંધ કરવાની સૂચના કરી અને સર્વને ઉપાહાર માટે ઉઠવાની વિનતિ કરી. ઉપાહારની વ્યવસ્થા જુદી જુદી કરવામાં આવી હતી. ધર્મપ્રેમી હિન્દુઓ માટે બગીચામાં ખુરસી ટેબલ નાંખવામાં આવ્યાં હતાં. એક સ્થળે યુરોપીયનો માટે, બીજા ખંડમાં પારસીઓ માટે અને ત્રીજે સ્થળે ધર્મચૂસ્ત મુસલમાનો માટે વ્યવસ્થા કરી હતી. અત્ર કહેવું જોઇએ કે રણછોડદાસ શેઠ ચુસ્ત વૈષ્ણવ હોવાથી હિંદુ સિવાયના ઇતર મ્હેમાનો માટે પણ બીસ્કીટ વગેરે સિવાય મદ્ય કિંવા માંસનો કશો પણ પદાર્થ ન હતો મદ્યને સ્થળે શરબત અને સોડા વગેરેનો છૂટથી ઉપયોગ થતો હતો. ખાસ જામનગર અને સુરતથી ઉંચા પ્રકારની મીઠાઈ બનાવી મંગાવી હતી. તે ઉપરાંત ચીવડો, ભજીયાં અને ચહા, કોફી, આઇસક્રીમ આદિ જેને જે રૂચે તે ખાદ્ય અને પેય પદાર્થો વિનાસંકોચે આગ્રહપૂર્વક પીરસાતા હતા. આ કાંઈ ફાળો કરીને આપેલી ઇવનિંગ પાર્ટી ન હતી અથવા તો વ્યવસ્થા કરનારાઓને મીઠાઇની ટોપલીઓ પોતાને ઘેર મોકલવાનું કિંવા વચ્ચે કમિશન કરવાનું ન હતું. પછી શી કમીના રહે? શેઠ પોતે, વિઠલદાસ, તથા શેઠના માણસો વગેરે સર્વ મ્હેમાનોને આગ્રહપૂર્વક પીરસતા હતા અને મ્હેમાનો આ સ્વાદીષ્ટ મિષ્ટાન્ન આદિનો આસ્વાદ લેવામાં ચકચૂર બની ગયા હતા.

———

# પ્રકરણ ૬ ઠું.

—:o:—

## ખૂન!

જે સમયે મ્હેમાનો ઉપાહાર કરી રહ્યા હતા તે સમયે બંગલાના પાછળના ભાગમાં બગીચામાં એક ન્હાની લતાકુંજમાં શેઠની પત્ની સવિતાગૌરી તથા તેમનો હિતચિંતક અને મિત્ર કરસનદાસ વાતો કરતાં બેઠાં હતાં. તેમના સંભાષણનો મહત્ત્વનો જ ભાગ અત્ર આપીશું:

કરસનદાસે કહ્યું: "ગિરિકાન્તે જ્યોત્સ્નાના હાથની માગણી કર્યાનું મારા સાંભળવામાં આવ્યું છે."

"હા, એ વાત સાચી છે. એ સંબંધમાં તમારો શો મત છે?" સવિતાગૌરીએ પૂછ્યું.

"ગિરિકાન્ત ખરો સદ્‌ગૃહસ્થ છે. ઐશ્વર્ય, સંપત્તિ, તારૂણ્ય, ડહાપણ, એ સર્વ તેને અનુકૂળ છે. મેં સાંભળ્યું છે તે ઉપરથી કહું છું કે તેના જેવો સદ્‌ગુણી અને પાપભીરૂ યુવક આખા મુંબઇ શહેરમાંથી મળવાનો નથી. એટલે આ સંબંધ બંધાય એવી મારી ઇચ્છા હોય એમાં કશું આશ્ચર્ય નથી." થોડી વાર થોભીને તે બોલ્યો: "શેઠ સાહેબની અત્યારની સ્થિતિ તરફ દૃષ્ટિ કરતાં આ સ્વતઃ ચાલી આવેલી તક તેમણે ગૂમાવવી નહિ એવો મારો મત છે."

કરસનદાસના પ્રસ્તુત ઉદ્‌ગારથી સવિતાગૌરીના મુખ ઉપરની પ્રસન્નતા ક્ષણભર નષ્ટ થઇ. પૂર્ણ પ્રકાશથી સર્વ નભોમંડળને ઉજ્જ્વલ કરનાર ચંદ્રની આસપાસ એકાદું કૃષ્ણવર્ણીય વાદળ આવતાં તેનું તેજ લુપ્ત બનીને તે જેવો નિસ્તેજ દેખાય છે તેવી તેની મુદ્રા એકાએક નિસ્તેજ થઇ. તે ખિન્ન સ્વરે બોલી: "પોતાની પુત્રી શ્રીમંત ઘરમાં આપીને જમાઇના વૈભવ ઉપર પોતાની પડતી સ્થિતિ નિભાવી લેવાનો પ્રસંગ આવે તે દુર્દૈવની પરાકાષ્ટા જ સમજવી જોઇએ."

કરસનદાસે કહ્યું: "સવિતાગૌરી ! મારા ઉદ્‌ગારથી તમારૂં મન આટલું ખિન્ન થશે એ વાર્તાનો ખ્યાલ મને ન રહ્યો. આવા પ્રકારનો ઉદ્‌ગાર મારા મુખમાંથી નીકળી ગયો તે માટે હું તમારી ક્ષમા યાચું છું."

સવિતાગૌરીએ કહ્યું: "હું કબૂલ કરૂં છું કે તમારા એ શબ્દોથી મને ખોટું લાગ્યું હતું. પરંતુ તેમાં મારૂં મન દુઃખાવવાનો તમારો બિલકુલ ઉદ્દેશ ન હતો એ હું પૂર્ણપણે જાણું છું. મારા મનની ખાત્રી છે કે તમે તો અમારા હિત તરફ લક્ષ આપીને જ એ શબ્દો ઉચ્ચાર્યા હતા. એટલા માટે ક્ષમા યાચવાનું કશું પણ કારણ નથી. મારા મનમાં તો તમારે માટે એવી કુશંકા કદી આવવાની જ નહિ."

રણછોડદાસ શેઠની સાંપત્તિક સ્થિતિ વિશેષ અવનત ન થાય તેમ કરવા મથું છું. જો તારી સાથે તેનું લગ્ન થયું ન હોત તો હું એવા માણસના ગૃહમાં પગ સુદ્ધાંત મૂકત નહિ. તારા પતિ સાથે હું મિત્રતા રાખું છું, તેને વખતો વખત મારાથી બનતી સહાય કરવાને આગળ આવું છું એ તેના કોઇ સદ્‌ગુણ કે લાયકાતથી આકર્ષાઇને અથવા તેની પાસેથી કશો સ્વાર્થ સાધવાને નહિ, પરંતુ કેવળ તારે માટે—તારા સુખને માટે—"

સવિતાગૌરી વચ્ચે બોલી: "બસ બસ ! આપણે અહીં એકાંતમાં આવીને બેઠેલાં છીએ તોપણ આપણું ભાષણ કોઇના કાને પડવાનો સંભવ છે. આજે આપણે આવી રીતે અત્ર એકાંતમાં સંભાષણ કરવાનો પ્રસંગ લેવામાં ભૂલ કરી છે. આટલાં વર્ષોપર્યંત દાબી રાખેલા મનોવિકાર આજે મારા મનમાં ઉછળી રહ્યા છે. મારૂં મન દુર્બળ બન્યું છે—મારા મનોવિકારને દબાવી રાખવાનું સામર્થ્ય આજે મારામાં રહ્યું નથી. તથાપિ હજી પણ આપણે સાવધ થઇએ. મિત્રત્વથી આગળ આપણો સંબંધ હોવાની વાર્તા આજે આટલાં વર્ષો સુધી આપણે ભૂલી ગયાં હતાં—"

કરસનદાસે કહ્યું: "ભૂલી ગયાં હતાં ? ના, ભૂલી ગયાં છીએ

એમ દર્શાવતાં હતાં ! સવિતે ! અગાઉ આપણે પરસ્પર પ્રેમપાશથી બદ્ધ થયાં હતાં એ વાર્તાનું વિસ્મરણ શી રીતે થઇ શકે ?" એવો ઉદ્‌ગાર કાઢીને તેણે દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

સભય પણ ઉત્સાહયુક્ત સ્વરે સવિતાગૌરી બોલી: "જ્યાં સુધી આપણા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એ પ્રેમનું સ્મરણ આપણને રહ્યા જ કરવાનું. તથાપિ આપણા તે મનોવિકારને દબાવી રાખ્યા સિવાય છૂટકો નથી. કૃપણ મનુષ્ય કોઇને કદિ શંકા પણ ન આવે એવી રીતે એકાદા ગુપ્ત સ્થળે પોતાના દ્રવ્યને દાટી રાખે છે, તેવી રીતે આપણે પણ આપણા પ્રેમને આપણા હૃદયમાં ને હૃદયમાં જ ગુપ્ત રાખી મૂકવો જોઇએ. દાટી રાખેલું દ્રવ્ય નજરે પડતું ન હોવા છતાં જેમ તે જગ્યા જોઇને કૃપણ મનુષ્ય સંતોષ માને છે તેવી રીતે આપણે પણ એક બીજાનાં દર્શનથી જ સંતોષ માનવો જોઇએ. મેં પત્ની તરીકે સ્વીકારેલા વૃત્તને ખાતર અને મારા પતિની પ્રતિષ્ઠાને ખાતર આપણાં હૃદયમાં સચવાઇ રહેલા પ્રેમનો ભોગ આપવો જ જોઇએ."

કરસન જુસ્સાપૂર્વક અને નિશ્ચયદર્શક સ્વરે બોલ્યો: "ધન્ય છે, સવિતે ! ધન્ય છે. તારૂં આ ભાષણ સાંભળીને મને સંતોષ થાય છે. તું તારા કર્ત્તવ્યથી દૂર થાય, તારા પાતિવ્રત્યથી ભ્રષ્ટ થાય, તારા પિતા અને પતિની પ્રતિષ્ઠાને લાંચ્છન લગાડે એવું મારો જીવ જાય તો પણ હું ઇચ્છવાનો નહિ." એટલું કહી તે ક્ષણવાર સ્તબ્ધ રહ્યો. પછી સ્હેજ સૌમ્ય સ્વરે બોલ્યો: "જ્યારે આજે આ પ્રસંગ નીકળ્યો અને એકાંતમાં વાતો કરવાનો આ પ્રસંગ છેવટનો જ નિવડે એવી આપણી બન્નેની ઇચ્છા છે ત્યારે હું પણ અત્યારે મારૂં મન ખૂલ્લું કરી નાખું છું. સવિતા ! જેમ સ્ત્રીઓને પોતાનાં કર્ત્તવ્ય અને વૃત્તનું પાલન કરવાનું હોય છે તેવું જ પુરૂષોને માટે પણ સમજવું. નર ભ્રમર છે–પુરૂષો ગમે તેમ વર્તી શકે–તેમને માટે દશે દિશાઓ ખૂલ્લી છે એવા અનુદારપણાના વિચારો આપણા સમાજમાં અનેક વ્યક્તિઓનાં શરીરમાં રજઃકરણ બની ગયા છે અને તેને

અનુસરી અનેક મનુષ્યો એવું અમર્યાદ વર્ત્તન ચલાવે પણ છે. પરંતુ એવા વિચારે મારા મનમાં કદી પ્રવેશ પણ કર્યો નથી. આપણા ધર્મશાસ્ત્રમાં પુરૂષોને એકથી અધિક પત્ની કરવાનો અધિકાર આપ્યો છે ખરો પરંતુ તે વિષયલોલુપતાની તૃપ્તિ માટે તો નહિ જ તેમ જ વિશિષ્ટ પ્રકારના સંસ્કાર થવાથી લગ્ન થાય છે એમ પણ હું માનતો નથી. લૌકિક દૃષ્ટિએ તારૂં મારી સાથે લગ્ન થયું નથી તથાપિ નૈતિક દૃષ્ટિએ આપણે આત્મલગ્નથી જોડાયા છીએ એવું મારી સદ્‌વિવેક બુદ્ધિ મને જણાવે છે. હું અત્યંત ગર્વ સાથે જણાવું છું કે પૂર્વે આપણે પરસ્પર આપેલા વચનો અને લીધેલી પ્રતિજ્ઞાઓનું સ્મરણ મારા હૃદયમાં સદૈવ જાગૃત જ છે. એથી જ બીજી કુમારિકા સાથે લગ્ન કરવાનું પાપકૃત્ય મારે હાથે થયું નથી. મારા અંતઃકરણમાં જે પ્રેમ છે તેને ખાતર હું મારી સંપત્તિ તારા કુટુમ્બને માટે ખર્ચવાને તૈયાર થયો છું. રણછોડદાસ શેઠની આર્થિક અવનતિ જોઇને મને દયા આવી અને તે દયાબુદ્ધિની પ્રેરણાથી મેં મારી સંપત્તિ તેને અર્પણ કરી એવું નથી. મારા હૃદયમાં તારી જે પ્રેમમૂર્તિ અખંડ નિવાસ કરી રહી છે તેની ઉપાસના કરવાના કાર્યમાં હું મારી સંપત્તિનો વિનિયોગ આવી રીતે કરૂં છું. હનુમાનજીની માફક જો હું મારૂં હૃદય ચીરીને બતાવી શકતો હોત તો તેમાં તારા પ્રેમની પ્રતિમા સિવાય બીજું કશું પણ દૃષ્ટિએ પડત નહિ ! સવિતા ! તેં આજે પોતે જ આ પ્રેમની વાર્તા ઉચ્ચારી છે, એટલે જ મેં આજે આમ સ્પષ્ટપણે મારો મનોભાવ વ્યક્ત કર્યો છે. ઘણા વર્ષો પર્યંત હૃદયમાં છૂપાવી રાખેલા પ્રેમને મુખ વાટે બહાર કાઢવાનો આજે પ્રસંગ મળ્યો તે એક રીતે ઠીક જ થયું છે મેં મારૂં હૃદય ખુલ્લું કરી દીધું છે. એથી તેના ઉપરનો બોજો ઘણો ઓછો થઇ ગયો છે. માટે હવે આપણે આ વિષયની સદાને માટે રજા લઇએ–" આ શબ્દો ઉચ્ચારતાં કરસનદાસનાં નેત્રો અશ્રુથી ભરાઇ ગયાં અને તે ગળગળો બની ગયો.

સવિતાની પણ એવી જ સ્થિતિ થઇ હતી. તે હીબકાં ભરવા લાગી અને તેના નિસ્તેજ બનેલા ગાલ પરથી અશ્રુધારા વહેવા લાગી. એ કરૂણ રસની મૂર્તિના મુખમાંથી ખેદપૂર્ણ ઉદ્દગાર બહાર પડયો: "હે પ્રભુ ! આજે આ વાતો કાઢવાની બુદ્ધિ મને કેમ થઇ ?"

પોતાના ભાષણથી તેની મનોવૃત્તિને આટલી બધી ખિન્ન થયેલી જોઇને કરસનદાસને પણ ખેદ થયો. તેણે કહ્યું: "સવિતા ! શાંત થા–શાંત થા ! આપણે કોણ છીએ તે ભૂલી ન જા !"

પૂર્વે અનુભવેલી અનેક વાતોની સ્મૃતિ અંતઃકરણમાં જાગૃત થવાથી સવિતાનું દુઃખ અધિક વૃદ્ધિંગત થયું અને તે અસ્પષ્ટ તથા દીન સ્વરે બોલી: "હે પ્રભુ? તે વખતે મારા માતાપિતાની વિનવણીનો સ્વીકાર કરવાની બુદ્ધિ મને શા માટે આપી ? સ્નેહીસંબંધીઓના ઉપદેશનો ભોગ હું શા માટે થઇ ? લગ્ન થયાં પહેલાં જ હું ઘર છોડીને આમની સાથે ચાલી ગઇ હોત તો આજે આ વેદના સહન કરવાનો પ્રસંગ આવ્યો હોત ખરો ?

કરસનદાસ ખિન્ન તથા કટુ સ્વરે બોલ્યો: "હું તે વખતે દરિદ્રી હતો અને તારા બાપને પોતાની શ્રીમંતાઇનું વૃથા અભિમાન હતું. એથી આપણને આપણા શુદ્ધ પ્રેમને દબાવી દેવાની ફરજ પડી."

અનેક વર્ષો પર્યંત હૃદયમાં ભારી રાખેલા પ્રેમાગ્નિને અત્યારે એકાએક જોર મળ્યું. એથી સવિતાની સદસદ્‌વિવેક બુદ્ધિ લુપ્ત બની ગઇ. દુઃખ અને પ્રેમના આવેશથી તે બેભાન બની ગઇ. તે એકદમ પોતાના જૂના પ્રિયકરના કંઠે વળગી પડી અને પોતાના અશ્રુપૂર્ણ ગાલ તેના ખભા પર રાખીને બોલી: "હું તે વખતે ભૂલી ! એ ભૂલને હવે શા માટે ન સુધારવી ?"

કરસનદાસ પણ ક્ષણવાર આત્મસ્વરૂપને ભૂલી ગયો. તેના બાહુપાશમાંથી દૂર થવાનું ધૈર્ય તેના મનમાં રહ્યું નહિ. તેણે પણ સવિતાને પોતાના બાહુપાશમાં બદ્ધ કરી દીધી. બન્ને જણાં દેહભાન ભૂલી ગયાં. પોતે કોણ છે, કયાં છે, શું કરે છે અને પોતાનું કર્તવ્ય

શું એ સર્વનું આ ક્ષણે તેમને વિસ્મરણ થઇ ગયું. બંગલામાં ચાલી રહેલા આનંદની તેમને કલ્પના પણ ન હતી. ત્યાં ચાલી રહેલા ગાયન-વાદનનો ધ્વની જાણે તેઓ સાંભળતાં જ ન હોય એવી તેમના મનઃસ્થિતિ બની ગઇ. બંગલામાં પુષ્કળ મનુષ્યો હતા. તેમાંની કોઇ વ્યક્તિ સહજ જ આ સ્થળે આવવાનો સંભવ છે એ વાર્તાનો પણ તેમને ખ્યાલ રહ્યો નહિ. અરે વિશેષ તો શું પણ પોતાના આ કૃત્યથી પોતાને આનંદ થાય છે કે દુઃખ તેનું પણ તેમને જ્ઞાન રહ્યું નહિ.

બીજી જ ક્ષણે પ્રથમ સવિતા શુદ્ધિમાં આવી. તે કરસનદાસના કંઠમાંથી પોતાના બન્ને હસ્ત દૂર કરીને સ્હેજ દૂર ઉભી રહી તથા પોતાના પ્રેમપૂર્ણ અને તેજસ્વી નેત્રો વડે પોતાના પ્રિયકરના મુખ-ચંદ્રમાંથી ઝરતા પ્રેમામૃતનું પાન કરવા લાગી. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહિ હોવા છતાં તેની દષ્ટિથી ભાષણનું કાર્ય ચાલુ હતું. નિરાશા-પ્રેમ-કામવાસના-લજ્જા-માર્દવ, વગેરે અનેક વિકારોનાં પ્રતિબિમ્બ તેની દષ્ટિમાં એકત્ર થયાં હતાં. તે પ્રેમથી બેહોષ બની હતી!-દીવાની બની હતી!

તેના મનની એ નિર્બળતા કરસનદાસના ધ્યાનમાં આવી. તેનું સર્વાંગ થરથર કમ્પવા લાગ્યું. તે અસ્પષ્ટ અને ધ્રૂજતા સ્વરે બોલ્યોઃ "સવિતા! તું મુખથી બોલતી નથી, છતાં પણ તારી આ દષ્ટિ દ્વારા તારો મનોગત ભાવ મારા લક્ષમાં આવી ગયો છે."

સાંભળી શકાય ન શકાય એટલા ધીરા અને ધ્રૂજતા સ્વરે સવિતાગૌરીએ કહ્યુંઃ "એ પણ ઠીક જ થયું. હવે આપણે શું કરવું જોઇએ તે માટે કહી બતાવવાની જરૂર રહી નહિ."

તેની દષ્ટિ સાથે પોતાની દષ્ટિ મેળવીને પ્રેમની છટા બગડવા ન દેતાં-તથાપિ સ્હેજ કઠોર સ્વરે કરસનદાસે તેને કહ્યુંઃ "આ ઉપરથી જણાય છે કે આટલાં વર્ષો સુધી મોટા પરિશ્રમથી કરેલા આત્મસં-યમનને તરછોડી નાખવા જેટલું તારૂં મન નિર્બળ થયું છે! તું હમણાં જ જે બોલી હતી તે બધું એટલામાં જ ભૂલી ગઈ?"

સવિતા અગાઉની માફક જ ખિન્ન અને ધ્રૂજતા સ્વરે બોલવા લાગી: "મારૂં મન નિર્બળ બન્યું અને મારી એ નિર્બળતા તમારા ધ્યાનમાં આવી એથી મને જરીકે ખેદ થતો નથી. આ શેઠની સાથે મારૂં લગ્ન થયું ત્યારથી આજ સુધી મેં મારા મનને કાબૂમાં રાખી મારા કર્તવ્યની, પાતિવ્રત્યની અને કુળાભિમાનની મોટા ધૈર્યપૂર્વક સંભાળ રાખી છે. હું મારૂં કર્ત્તવ્ય બજાવતી હતી છતાં તે દરમિયાન મને મારા પ્રેમનું ક્ષણ વાર પણ વિસ્મરણ થયું નથી. એ પ્રેમને દબાવી દેવામાં હું એક પ્રકારનું ધૈર્યનું કૃત્ય કરી રહી છું એ કલ્પના મારા મનને એક પ્રકારનું અકલ્પિત સુખ આપતી હતી. પશ્ચાત્તાપથી થનારા સંતોષનો મને થોડો થોડો અનુભવ થવા લાગ્યો હતો, અને તેમાં જ હું મને ધન્ય સમજીને મારૂં કર્ત્તવ્ય મૌનપણે બજાવવાને તત્પર થઇ હતી. પરંતુ આજે આવી રીતે એકાન્તમાં તમારી મુલાકાત થવાથી મારૂં તે ધૈર્ય એકાએક મને છોડી ગયું. મારા કર્ત્તવ્યનું મને વિસ્મરણ થયું. મારૂં મન મારા હાથમાં ન રહ્યું. પૂર્વે અનુભવેલા પ્રેમનું મને સ્મરણ થયું અને તેણે પુનઃ ઉછાળો માર્યો. તે દાબી રાખવાનું સામર્થ્ય મારામાં રહ્યું નહિ. પ્રિયતમ! અર્ધા કલાક પહેલાં પોતાની કીર્તિને પોતાના અભિમાનને અને પોતાના કર્ત્તવ્યને પ્રાણથી પણ અધિક સમજનારી સવિતા પ્રેમથી દિવાની બની ગઇ છે! અર્ધા કલાક પહેલાંની સવિતા અત્યારે તદ્દન જુદી જ બની ગઈ છે! મારા પ્રેમની પાસે મને આબરૂની બિલકુલ પરવા નથી. એ પ્રેમ સિવાય હવે હું જગતમાં જીવી શકું તે શક્ય નથી. કારણ કે એ પ્રેમ સિવાયનું જગત મને તદ્દન તુચ્છ લાગે છે!"

કરસનદાસના મનની સ્થિતિ અત્યારે તોફાનમાં સપડાયેલી નૌકાના જેવી થઈ હતી. એક બાજુ પ્રેમ અને બીજી બાજુ કર્ત્તવ્ય ખેંચાખેંચી કરી રહ્યાં હતાં. સવિતા પ્રેમાવેશથી દિવાની બની ગઇ છે એમ તે સમજતો હતો. એટલે તેને દોષ દેવાનું તેને યોગ્ય લાગ્યું નહિ, અને તેના એ કર્તવ્યશૂન્ય વિચારોને ઉત્તેજન આપવામાં

અન્યાય છે એમ તેનું મન કહેતું હોવાથી તે તેને ઉત્તેજન પણ આપતો ન હતો. એવી પરિસ્થિતિમાં તેણે પ્રશ્ન કર્યો: "ત્યારે હવે મને તું શું કરવાની સલાહ આપે છે?"

પ્રેમાતિશયથી બેફામ બનેલી સવિતાએ ઉત્તર આપ્યો: "બીજું શું કરવું? મને અહીંથી લઇ જાઓ આપણે કોઇ દૂર દેશમાં જઇ આપણું બાકીનું જીવન પરસ્પરના સહવાસમાં પૂર્ણ કરીશું." એ પ્રમાણે બોલતાં તેણે પુનઃ આલિંગન આપ્યું.

પુનઃ આ ધીર પુરુષનું મન અસ્થિર બન્યું. તેના મનમાં અસહ્ય વેદના થવા લાગી, અંતઃકરણમાં ચાલી રહેલા ખળભળાટનું ચિહ્ન તેના મુખ ઉપર સ્પષ્ટ દેખાવા લાગ્યું. તેની મુદ્રા અત્યંત ખિન્ન બનેલી દેખાઇ, કર્ત્તવ્યે પ્રેમનો પરાજય કર્યો. તેણે મોટા ધૈર્યપૂર્વક તેના હાથમાંથી પોતાને મુક્ત કરી, તેને ધીમેથી દૂર હડસેલી. સવિતાના મુખમાંથી હૃદયવિદારક ચિત્કાર ધીમેથી બહાર પડયો. પરંતુ તે મોટા ધૈર્યપૂર્વક બોલ્યો: "દૂર રહે! વિચાર કર! આવી મર્ખતા ન કર! તું કહે છે તેમ બનવું શકય નથી."

એ વખતે ત્યાં ટેબલ ઉપર ફળફળાદિ કાપવાને માટે ચાંદીના હાથાવાળી એક છરી ચકચકતી હતી તેના તરફ કરસનદાસની દષ્ટિ ગઇ. તે હાથમાં પકડીને તે નિશ્ચયદર્શક ઘોઘરા સ્વરે બોલ્યો: "એવો અવિચાર કરી તારી કીર્તિને કલંક લગાવવાને માટે તૈયાર થતાં પહેલાં હું આ છરી મોટા આનંદથી મારી છાતીમાં ઘોંચી દઇશ. જે સ્ત્રી સમાજમાં આજ સુધી તારૂં નામ અત્યંત પવિત્ર ગણાય છે, તે સ્ત્રી સમાજ તારા નામની ચેષ્ટા કરે, તારો તિરસ્કાર કરે, તારૂં દર્શન કરવાથી પાપ લાગશે એમ માની તારો બહિષ્કાર કરે; અને તે સર્વ બાબતનો હું કારણ ભૂત થાઉં, એ કરતાં હું જો પ્રથમથી જ આ જગતનો ત્યાગ કરી દઉં તો કેટલું ઉત્તમ? સવિતા! પ્રાણથી પણ અધિક સવિતા! જે કૃત્યથી આ લોકમાં નિંદા અને પરલોકમાં પાપ સિવાય બીજું કશું પ્રાપ્ત થવાનો

સંભવ નથી, તે કૃત્ય મારા હાથથી કદિ પણ થવાનું નથી !"

તેના પગ પાસે ગોઠણુ ભર થઇને હાથ જોડતી, દીન મુદ્રાથી તેની દષ્ટિ સાથે દષ્ટિ મેળવતી અને નેત્રોમાંથી અશ્રુ વહેવરાવતી સવિતા બોલી: "શું ! તમે ના કહો છો ? તો પછી આ છરી મારી છાતીમાં ઘોંચી દો ! તમારા મનમાં પ્રેમ નથી એ વાર્તા સાચી છે. મારી એવી કલ્પના હતી કે તમારો મારા ઉપર અચળ પ્રેમ છે. પરંતુ તે કલ્પના ખોટી હતી. આજ સુધી મને તમારા પ્રેમનો આધાર હતો. તે પણ ન રહ્યો. એથી થનારી માનસિક યાતના સહન કરવાની શકિત મારા દેહમાં નથી. માટે આ છરી મારી છાતીમાં ઘોંચી દો. તમારા હાથથી આવી રીતે મારા દુઃખનો અંત આવશે તો એથી પણ મને સંતોષ થશે."

કરસનદાસ નિરાશાથી બદ્ધ સ્વરે બોલ્યો: "દુર્દૈવી સ્ત્રી ! તારા આ અવિચારી ભાષણથી હું અત્યંત નિરાશ બની ગયો છું. હજી પણ સાવધ થા–વિવેક ધર–તારા મન ઉપર કાબૂ રાખ. મારૂં મન હવે મારે સ્વાધીન રહ્યું નથી. નિરાશાથી હું પણ જાણે દિવાનો બની ગયો હોઉં એમ લાગે છે."

સવિતાગૌરી એટલી બેહોશ બની ગઇ હતી કે તેના શબ્દો તે પોતે સાંભળી પણ શકતી નહિ. તેણે કહ્યું વાર શા માટે લગાડો છો ? આ છરીની મારી છાતી સાથે ભેટ કરાવો અને મારી યાતનાનો અંત લાવો. હવે બહુ થયું, આ કાર્ય પૂરૂં કરો, તમારૂં કર્ત્તવ્ય બજાવો–વાર ન લગાડો !"

કરસનદાસનાં નેત્રોને આંધી ચડી ગઇ. તેનું ભાન ગયું. પોતે ક્યાં છે અને શું કરે છે, એનું તેને પોતાને પણ ભાન રહ્યું નહિ. તે ગાઢ અંધકારમાં ડૂબી ગયો.

* * *

બંગલામાં આનંદની છોળો ઉડી રહી હતી. ગાનારીઓનાં નૃત્ય અને ગાયનવાદન પૂર બહારમાં આવ્યાં હતાં. શરબત અને સોડા

આદિના ગ્લાસ તથા આઇસક્રીમની રકાબીઓ એક સરખી ખાલી થયા કરતી હતી. સર્વજનો આનંદમાં ગર્ક બની ગયાં હતાં. સવિતાગૌરી અને કરસનદાસ બંગલામાં નથી એ વાત કોઇના લક્ષમાં પણ આવી ન હતી. અને વાદ્યના નાદને લીધે લતાકુંજમાં ચાલતું તેમનું ભાષણ કોઇના સાંભળવામાં પણ આવ્યું ન હતું. રણછોડદાસ શેઠ પણ થોડા સમય પહેલાં અહીંથી ચાલ્યા ગયા હતા એક નોકરે એક ચીઠી લાવીને તેમને આપી હતી. તે ચીઠીમાં લખેલી હકીકત ઉપરથી તેમને જવાની જરૂર પડી હતી. ગિરીકાન્તનું કર્ણપ્રિય અને આકર્ષક ભાષણ શ્રવણ કરવામાં જ્યોત્સ્ના એક ચિત્ત બની ગઇ હતી; જ્યારે એજ ભાષણ મનોરમાના મત્સરી સ્વભાવને ભાલાની અણી સમાન ભોંકાતું હોવાથી તે ત્યાંથી ખસીને પોતાની એક મૈત્રિણીની સાથે પત્તે રમવા લાગી હતી, વિઠ્ઠલદાસ પોતાના જેવા જ સ્વભાવના મિત્રોની સાથે ઇષ્કની વાતો કરવામાં મગ્ન બની ગયો હતો.

એ પ્રમાણે બંગલામાં સર્વજનો આનંદમાં નિમગ્ન બની રહ્યાં હતાં તે વખતે એકાએક ગાયનવાદનના ધ્વનીને ભેદનારી એક ચીસ સ્પષ્ટપણે સર્વના સાંભળવામાં આવી. પ્રાણાંતિક વેદના અસહ્ય થવાથી તે ચીસ કોઇ સ્ત્રીના મુખમાંથી બહાર પડી હશે એવી સર્વની એક નિમિષાર્ધમાં ખાત્રી થઇ. બીજી જ ક્ષણે વાદ્યનો ધ્વની બંધ થઇ ગયો. ક્ષણવાર બંગલામાં સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી. નાચનારીઓના પગ જ્યાંના ત્યાં સ્થિર થઇ ગયા. સર્વ જનો ચિત્ર પ્રમાણે સ્તબ્ધ દેખાવા લાગ્યા. સર્વની મુદ્રા ભયચકિત બની ગઇ. એક ક્ષણ પહેલાં જ્યાં આનંદ આનંદ હતો ત્યાં અત્યારે ભીતિ અને ચિંતાનું સામ્રાજ્ય પથરાઇ રહ્યું.

બીજી જ ક્ષણે સ્તબ્ધતા નષ્ટ થઇ અને જે બાજુથી ચીસ સંભળાઇ હતી એ તરફ લોકો ધસ્યાં આ સંકટ શું છે તેની ખરી કલ્પના કોઇને પણ આવેલી નહિ હોવાથી દરેકનું અંતઃકરણ ભય-

ચકિત બન્યું હતું. એક-બે મીનિટમાં પેલી લતાકુંજની આસપાસ પુષ્કળ મનુષ્યો એકત્ર થઇ ગયા.

અંદર જઇને જૂએ છે તો ત્યાંનું દશ્ય નજરે પડવાથી ખરો પ્રકાર લક્ષમાં આવી ગયો. એ ભયાનક દેખાવ જોઇને તેમનાં મનની જે સ્થિતિ થઇ તેનું યથાર્થ વર્ણન શબ્દો વડે થઇ શકે તેમ નથી. આશ્ચર્ય, ભીતિ, દયા, ક્રોધ, ઇત્યાદિ અનેક મનોવિકારથી તેમનાં અંતર ખળભળી ઉઠયાં.

રક્તથી ભીંજાયેલો સવિતાગૌરીનો નાજુક દેહ ત્યાં જમીન ઉપર પડયો હતો. જે હથિયારથી આ અઘોર કૃત્ય થયું હતું તે રક્તથી લાલચોળ બનેલું હથિયાર કરસનદાસના હાથમાં હતું. તેની મુદ્રા અત્યંત ભયભીત દેખાતી હતી અને પાછલી બાજુએથી પલાયન થઇ જવાનો તેનો ઇરાદો હોય એવું સ્પષ્ટ દેખાતું હતું. લતાકુંજમાં સહુથી પહેલાં દાખલ થયેલા ગૃહસ્થે એકદમ તેના પર કૂદીને તેને પકડી લીધો. બીજા મનુષ્યો ક્રોધાવેશપૂર્વક તેના ઉપર અપશબ્દોનો વર્ષાદ વરસાવવા લાગ્યા !

---

## પ્રકરણ ૭ મું.

—:o:—

## શેઠીયાની શેઠાઇ

ગત પ્રકરણના છેવટના ભાગમાં અમે જે ચીઠીનો ઉલ્લેખ કરી ગયા તેને લગતી હકીકત અત્ર આપવાની જરૂર છે. તે ચીઠી વાંચતાં જ રણછોડદાસ ત્યાંથી નીકળ્યો હતો. ભોજન પૂર્ણ થવા આવ્યું અને સવિતાગૌરી તથા કરસનદાસ લતાકુંજ તરફ ચાલ્યાં ગયાં તે વખતે જ આ ચીઠી શેઠના હાથમાં આવી હતી. તે ચીઠી વાંચતાં જ તેનું મન ખિન્ન થયું. તથાપિ પોતાની મનઃસ્થિતિ બીજાની દૃષ્ટિએ

ન પડે તે માટે કૃત્રિમ ગંભીરતા ધારણ કરીને પોતાને અગત્યના કાર્યને માટે થોડો સમય જવું છે એમ પોતાના બે-ચાર મિત્રોને જણાવીને તે ત્યાંથી બહાર નીકળ્યો. દિવાનખાનામાંથી બહાર નીકળી ખાનગી દિવાનખાના તરફ જતાં વચ્ચે થોભીને એ ચીઠી લાવનાર નોકરને તેણે પૂછ્યું: "આ ચીઠી લાવનાર માણસ કયાં છે?"

"એ ત્રણે જણાને દરવાજા પાસેની કોટડીમાં બેસારીને આ ચીઠી હું આપની પાસે લાવ્યો હતો." નોકરે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો.

ચીઠી લાવનાર એક નહિ પણ ત્રણ માણસ છે એવું જાણતાં શેઠ ચમકયો. તથાપિ પોતાની મનઃસ્થિતિ નોકરના ધ્યાનમાં આવે તે અનિષ્ટ લાગવાથી પુન; ગંભીર મુદ્રા ધારણ કરીને તે બોલ્યો: "એ ચીઠી લાવનાર એક નહિ પણ ત્રણ માણસો છે?"

"હા, સાહેબ" નોકરે જવાબ આપ્યો.

વિશેષ નહિ બોલતાં શેઠ દરવાજા તરફ ગયો અને ત્યાં કોટડી હતી તેમાં દાખલ થયો.

શેઠને મળવાને માટે સામાન્ય મનુષ્યો આવે તેમને બેસવાને માટે આ કોટડી રાખવામાં આવી હતી. તેમાં બે મોટા બાંકડા, બે-ત્રણ ખુરસીઓ, ખૂણામાં એક નાનું ટેબલ અને દિવાલ પર ટાંગેલા બે અરીસા, એટલું ફરનિચર હતું. એક ખૂણામાં પાણીનું માટલું તથા બાજુએ ચાર પાંચ પ્યાલાં રાખવામાં આવ્યા હતા કે આવનારને તૃષા લાગી હોય તો જળપાન કરી શકે. શેઠ તેમાં દાખલ થયો એટલે પેલો નોકર પોતાને આવેલી શંકા બીજા નોકરોને જણાવવાને માટે બીજી બાજુએ ચાલ્યો ગયો. રણછોડદાસ અંદર આવ્યો ત વખતે એક બાંકડા પર ત્રણ માણસો લાંબા પગ કરીને આરામથી બેઠા હતા. પરંતુ શેઠને જોતાં એ ત્રણે જણા ઉભા થઇ ગયા અને મોટા વિનય પૂર્વક તેમણે શેઠને સલામ કરી. એ ત્રણ માંહેના એકને રણછોડદાસ પિછાનતો હતો એટલે તે અહીં જે કામે આવ્યો હતો એ પૂર્ણપણે તેના લક્ષમાં આવી ગયું અને તેનું મન ઉદ્વિગ્ન

બન્યું. ત્રણમાંથી એકે ભભકાદાર પોષાક પહેર્યો હતો. બાજા બેનાં વસ્ત્રો સાદા હતાં. ભપકાદાર પોષાકવાળા માણસને શેઠે પૂછ્યું : તારૂં નામ **શામજી** ને ?"

તેણે સલામ કરીને જવાબ આપ્યો : "હા સાહેબ ! સેવકને સહુ **શામજી** કહે છે." પછી તે ગંભીર મુદ્રા ધારણ કરીને બોલ્યો : "આપ સાહેબ આનંદમાં નિમગ્ન બનેલા હતા તે વખતે આપને ત્રાસ આપવાનું મારા નશીબમાં આવવાથી મને ઘણી જ દીલગીરી થાય છે. પરંતુ હું શું કરૂં ? હું રહ્યો સરકારનો તાબેદાર નોકર ! ઉપરી જે હુકમ કરે તે મારે બજાવવો જ જોઇએ. રતનદાસ શેઠના આગ્રહથી જડજ સાહેબે આ કાર્ય આજે ને આજે કરવાનો મને હુકમ આપ્યો છે. તથાપિ બીજાની માફક એકદમ આપની પાસે આવવાને બદલે મેં વિચાર કરીને આપને ચીઠી લખી હતી. આપે પણ મારી સૂચનાનો સ્વીકાર કરી અહીં સુધી પધારવાની તસ્દી લીધી તે સારૂં કર્યું. અમારો આપને મળ્યા વગર છૂટકો ન હતો. આપ જો અહીં પધાર્યા ન હોત તો અમારે કોઇ પણ સારી કે ખોટી રીતે આપની પાસે આવવું પડત અને એવો પ્રસંગ આવ્યો હોત તો નકામી આ બાબતની લોકોમાં ચકચાર થાત."

વાચકો સમજી ગયા હશે કે **શામજી** જડજની કોર્ટનો બેલીફ હતો. તે જે કાર્યને માટે અહીં આવ્યો હતો તે કાર્યનું મહત્વ વિચારીને શેઠને તેની સાથે નરમાશથી બોલ્યા વગર ચાલે તેમ ન હતું. જો **શામજી** પોતાના અંગત કામ માટે અહીં આવ્યો હોત તો તેની સાથે સભ્યતાથી બોલવાનું તો બાજુએ રહ્યું પણ રણછોડદાસે તેની મુલાકાત લીધી ન હોત. શેઠે કહ્યું : "આ બાબતમાં તેં જે ડહાપણ દર્શાવ્યું છે તે વખાણને પાત્ર છે. પણ આટલી હદે વાત લાવવાને એ **રતનદાસ મારવાડી** તૈયાર થયો છે ?"

પોતાના અનુસંગીઓ તરફ નજર કરીને **શામજી** બોલ્યોઃ "હા જી, જડજ સાહેબે મને સખ્ત હુકમ કર્યો છે કે આ બંગલો કબ-

જામાં લઇને આ બે પહેરગીરોને અહીં કાયમને માટે રાખવા; કે જેથી કશી પણ વસ્તુ અહીંથી બહાર જાય નહિ. પૈસા વસૂલ થયા સિવાય અથવા તો વસૂલ થયાની ખાત્રી આપ્યા સિવાય જપ્તી ઉઠાવવી નહિ એવું રતનદાસ શેઠનું કહેવું છે. એટલે હું આશા રાખું છું કે આપ સાહેબ મને આમાં દોષ નહિ આપો."

શેઠ શાંતપણે બોલ્યો : "તને હું દોષ શા માટે દઉં ? આ પ્રસંગમાં તારૂં ડહાપણ અને સાવધાનીવાળું વર્તન હોવાથી મારે તો તારો ઉલટો આભાર માનવો જોઇએ. રતનદાસે સમય ઘણો જ અયોગ્ય પસંદ કર્યો. જો તારા આ સાથીઓ આજે રાત્રે અહીં રહેવાના હોય તો પ્રસંગ ઘણો વિકટ થશે. તમે અહીં જે માટે આવ્યા છો તેનો સંશય મારા નોકરોને આવી ચૂકયો છે. વારૂ, કહે આ બે જણાને અહીં રાખ્યા વગર ચાલે તેમ નથી ?"

શામજીએ જવાબ આપ્યો : "આપ જો રકમ ભરી ન આપો તો આ લોકોને અહીં રાખવા પડશે. બે લાખ ચૌદ હજાર ને પાંચસો પચીસ રૂપીઆ મળ્યા સિવાય જપ્તી ઉઠી શકે તેમ નથી. જૂઓ આ હુકમ."

શેઠે કહ્યું: "એ હું જાણું છું ! આ કેવો પ્રસંગ ! મારા જેવાના મકાન પર જપ્તી !" અર્થપૂર્ણ દૃષ્ટિથી શામજી તરફ જોતો તે મંદ સ્વરે બોલ્યો: "તું આવતી કાલ સુધી થોભી શકે તેમ નથી ? જો ત્યાં સુધી તું થોભે તો ગમે તેમ વ્યવસ્થા કરીને હું એ રકમ ભરપાઇ કરી દઇશ."

શામજીએ કહ્યું: "મારાથી એમ બની શકશે નહિ."

શેઠે કહ્યું: "બરાબર વિચાર કર. હું તને સારી બક્ષિસ આપીશ: તમને ત્રણેને ખુશ કરીશ."

શામજીએ જવાબ આપ્યો: "જો મારાથી બની શકે તેમ હોય તો આ બક્ષિસ હું કદી પણ ગૂમાવું નહિ."

શેઠ અત્યંત દીન સ્વરે બોલ્યો: "શામજી ! તું ડાહ્યો છે. જરી

વિચાર કર. મારા બંગલા પર જપ્તી બેઠી છે એ વાતો જો પ્રસિદ્ધ થઇ તો પ્રસંગ મોટો વિકટ આવશે. હું મુશ્કેલીમાં છું એવું લોકોના જાણવામાં આવતાં કોઇ પણ મને ધીરવાને તૈયાર નહિ થાય. વળી એક લ્હેણદાર જપ્તી લાવ્યો છે એવું બીજા લ્હેણદારના જાણવામાં આવતાં—"

**શામજી**એ વચ્ચે જણાવ્યું: "આજે કોર્ટમાં જે મારા સાંભળવામાં આવ્યું તે ઉપરથી બીજા બે–ત્રણ જણા પણ જપ્તી લાવવાના છે એવું મારૂં અનુમાન છે. વળી બીજી જપ્તીઓ થવાની હોવાથી જ **રતનદાસે** આજે ઉતાવળ કરી છે."

શેઠ ક્ષણ વાર સ્તબ્ધ રહ્યો. પછી તે બોલ્યોઃ "જ્યારે બીજો કશો માર્ગ જ નથી ત્યારે પછી જે થાય તે થવા દ્યો !" તે મનોગત બબડ્યોઃ "પરંતુ પ્રથમ આ વાર્તા સવિતાને જણાવવી જોઇએ. બીજા કોઇ મનુષ્યના દ્વારા એ તેના જાણવામાં આવે તે પહેલાં હું જ તેને કહું તે સારૂં." એ પ્રમાણે બબડી તે જરીક મોટેથી બોલ્યોઃ "હું જરીક જઇને હમણાં જ આવું છું. ત્યાં સુધી આ વાર્તા તમે કોઇને પણ કહેશો નહિ." તે ત્યાંથી ચાલ્યો ગયો,

રકમ ન પતે તો શું કરવું એ બાબત **શામજી**એ પોતાના તાબાના માણસોને સૂચના કરી પછી તે ત્યાંથી જવાની તૈયારી કરતો હતો. એટલામાં એક નવીન વિચાર તેના મનમાં આવ્યોઃ શેઠ તેની પત્ની પાસે ગયો છે એ તેના સમજવામાં આવ્યું હતું. એટલે શેઠાણી શું કરે છે, પોતાના મૂલ્યવાન અલંકારો પતિને આપી તેની મુશ્કેલી દૂર કરે છે કે નહિ તે જોવાને માટે થોડી વાર રોકાવાનું તેણે નક્કી કર્યું.

લગભગ પા કલાક પછી શેઠ પુનઃ ત્યાં આવ્યો. આવતાંની સાથે જ તે એક ખાલી બાંકડા પર બેસી ગયો. તેનું એ કૃત્ય જોઇને **શામજી**ને મોટું આશ્ચર્ય થયું. શેઠની મુદ્રા તેને મોટી વિલક્ષણ લાગી. તેની મુદ્રા એ વખતે એવી વિચિત્ર બની ગઇ હતી કે તે

ઉપરથી તેના મનમાં શું ચાલી રહ્યું છે તેની કલ્પના કરી શકાય તેમ ન હતું. **શામજી** તેની સામે જોઇ રહ્યો હતો. તે દરમ્યાન શેઠે પોતાનું શરીર આમથી તેમ બે-ત્રણ વખત ફેરવ્યું. થોડી વારે તેણે **શામજી** પાસે પાણી માગ્યું. **શામજીએ** માટલામાંથી પાણી આપ્યું. પાણી પેટમાં ગયા બાદ તે શાંત થયો અને બોલ્યો: “એકાએક મારી તબીયત બગડી ગઇ છે. લોહી મગજ તરફ ધસતું હોય એમ લાગે છે. આખું શરીર ગરમ ગરમ થઇ રહ્યું છે. એટલે મને લાગે છે કે હું જીવીશ નહિ !”

પોતાના શબ્દો શેઠને રૂચશે કે નહિ તેનો વિશેષ વિચાર નહિ કરતાં **શામજી** બોલ્યો: “શેઠાણી સાહેબને આ જમીની હકીકત સાંભળીને વિશેષ દુઃખ થયું નથી ને ?”

“શેઠાણી સાહેબ !” એ શબ્દ રણછોડદાસે મોટા વિલક્ષણ સ્વરે ઉચ્ચાર્યા. તથાપિ એટલામાં જરી ભાનમાં આવીને બોલ્યો: “તેને હું મળી શક્યો જ નથી. તે દિવાનખાનામાં ન હતી. ક્યાં ગઇ છે તે ખબર નથી.”

એટલામાં બહાર મોટી ગરબડ મચી રહી. દોડતા આવતા દશ-વીશ માણસોનાં પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો અને કેટલાક માણસો આ કોટડીમાં પણ આવ્યા. ‘શેઠ સાહેબ ક્યાં છે ?’-‘રણછોડદાસ શેઠ ક્યાં છે ?’ એવો પ્રશ્ન દરેક કરતો હતો. એ સાંભળી રણછોડદાસ એકદમ ઊભો થઇ ગયો અને બોલ્યો : “પણ થયું છે શું ? આટલી બધી ગરબડ શા માટે ?”

બીજા માણસો પણ એકઠાં થઇ ગયાં. દરેકે દરેક મનુષ્યના ચ્હેરા પર ભયનું ચિહ્ન કોતરાયેલું જોવામાં આવતું હતું. દરેકનુ મન ઉશ્કેરાયેલું જોવામાં આવતું હતું. એ પ્રકાર જોઇને શેઠ ગભરાઇ ગયો. તેનું આખું અંગ થરથર કમ્પવા લાગ્યું. કોઇ રાક્ષસ પોતાનો ગ્રાસ કરવાને આવ્યો છે કે શું એમ તેને થયું ! એ દેખાવ જોઇને શામજી તથા તેના અનુયાયીઓ પણ બ્હી ગયા

લતાકુંજમાં હમણા જ જે ભયંકર પ્રસંગ બન્યો હતો તેની તેમને કલ્પના પણ ન હતી. તથાપિ બંગલામાં કશો પણ અનર્થ થયો છે એવું તેમના મનમાં આવ્યા સિવાય રહ્યું નહિ. ત્યાં આવેલા મનુષ્યોમાંથી એક ગૃહસ્થે લતાકુંજમાં બનેલી ઘટના શેઠને જણાવી. તે સાંભળીને તેને અત્યંત દુઃખ થયું એ કહેવાની જરૂર નથી. એ દુઃખના આવેશમાં પોતાના બંગલા ઉપર જપ્તી બેઠેલી છે એ વાત પણ તે બોલી ગયો. એકત્ર થયેલા મનુષ્યોને એ વાર્તાની બિલકુલ માહિતી નહિ હોવાથી તેમને પણ અત્યંત આશ્ચર્ય થયું. પોતાની પત્નીનું ખૂન થયાનું સાંભળીને શેઠને એટલું બધું દુઃખ થયું હતું કે કેટલીક વાર સુધી તેના મનને શાંત કરવાનું અશકય થઇ પડયું. છેવટે સવિતાગૌરી હજી જીવંત છે એમ જ્યારે તેને સમજાવવામાં આવ્યું ત્યારે તેના દુઃખનો વેગ કમી થયો અને પોતાનું શું કર્તવ્ય છે એનો તેને ખ્યાલ આવ્યો. તેણે પોતાના દુઃખને દબાવવાનો પ્રયત્ન કરતાં એકત્ર થયેલા મનુષ્યોને ઉતાવળ અને ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો: "એ શુદ્ધિમાં છે ? એને બોલવાની શુદ્ધિ છે ? તેણે કાંઇ કહ્યું ? કોઇ ડોકટરને બોલાવ્યો ? તેની પાસે કોણ છે ?"

લોકોએ પણ તેનો જવાબ જલદીથી અને ટુંકામાં આપ્યો: તેનો સાર એ હતો કે સવિતાગૌરી હજી બેશુદ્ધ છે. તે હજી જીવે છે ખરી, પરંતુ પુનઃ બેઠી થશે એવી આશા રાખવી નકામી છે. તેની દાસીઓ તેને બંગલામાં લઇ ગઇ છે અને મનોરમા તથા જ્યોત્સ્ના બન્ને તેની પાસે છે. આ હકીકત તેને જણાવવાને માટે લોકો અહીં આવ્યા તે પહેલાં જ કેટલાક નોકરો ડોકટરને બોલાવવાને માટે ઉપડી ગયા હતા. એ તમામ સાંભળ્યા પછી શેઠ પોતાની પત્ની પાસે જવાને ઉત્સુક બન્યો. પણ તેના કેટલાક દૂરદર્શી મિત્રોએ તેને અટકાવ્યો. એ પતિ પત્નીનો પરસ્પર ઉપર અત્યંત પ્રેમ હોવાનું સર્વના જાણવામાં હોવાથી ડોકટર આવીને સવિતાગૌરીના જખમની યોગ્ય વ્યવસ્થા કરે ત્યાં સુધી તેને ત્યાં જવા ન દેવો એ તેમને

ષ્ટ લાગ્યું. પોતાના પતિનો અવાજ કર્ણગોચર થવાથી જો તે શુદ્ધિમાં આવે અને પતિની દીનાવસ્થા જૂએ તો એ દુઃખને પરિણામે તેનો તુરત જ અંત આવે એવી તેમને ભીતિ લાગતી હતી. તેના મિત્રો તેને અટકાવતા હતા અને તે પત્ની પાસે જવાનો આગ્રહ કરતો હતો, ત્યાં નજીકના બે ડોકટરો આવી પહોંચ્યાના વર્તમાન તેમના જાણવામાં આવ્યા. શેઠ બિલકુલ બેહોશ બની ગયો હતો. તેને અટકાવવાનું અશકય થઇ પડયું હતું. એટલામાં **વિઠલદાસ** ત્યાં આવ્યો. જખમને સ્વચ્છ કરી તેને દવા લગાડી પાટો બાંધવામાં આવે ત્યાં સુધી એક દાસી સિવાય કોઇએ પણ રહેવું નહિ એમ ડોકટરોએ સ્પષ્ટપણે આજ્ઞા કરી છે; એવું તેણે પોતાના મામાને જણાવ્યું અને વિનતિ કરી એટલે શેઠે ત્યાં જવાના આગ્રહનો ત્યાગ કર્યો.

વિઠલદાસ પણ દુઃખ અને ભયથી વિહ્વળ બન્યો હતો. તથાપિ તે પ્રસંગ તરફ લક્ષ આપીને પોતાનું દુઃખ ગળી ગયો અને મોટા ધૈર્ય પૂર્વક મામાના મનનું સમાધાન કરવાના પ્રયત્નમાં લાગ્યો. લતાકુંજના ભયંકર વર્તમાન કાન ઉપર પડતાં જ તે ત્યાં દોડતો ગયો હતો. **જ્યોત્સના**, **મનોરમા**, મુખ્ય દાસી ગંગા અને બીજી કેટલીક દાસીઓ પણ ત્યાં આવી પહોંચી હતી. અને તેઓ **સવિતા-ગૌરિ**ને લતાકુંજમાંથી ઉચકીને તેના શયનગૃહમાં લઇ ગઇ હતી. ડોકટરો આવ્યા ત્યાં સુધી એ બધાં મૃતવત્ પડેલા એ સુંદરીના દેહની આસપાસ બેસીને અશ્રુ ગાળતાં હતાં. ડોકટરો ત્યાં આવતાં તેમણે માત્ર સહાયને માટે ગંગાને ત્યાં રાખી અને બીજાને ત્યાંથી બહાર કાઢયાં. બહાર નીકળતાં **જ્યોત્સના**ને અચાનક મૂર્ચ્છા આવી અને **મનોરમા** તેને સાવધ કરવાનો પ્રયત્ન કરવા લાગી. **જ્યોત્સના** તુરત સાવધ થઇ. પરંતુ તેનામાં ચાલવાની શક્તિ નહિ હોવાથી તેને તેના શયનગૃહમાં બિછાનાપર પડી રહેવા દીધી.

એ બધી હકીકત વિઠલદાસે તેના મામાને જણાવી. એક-દોઢ કલાકની અંદર આ કુટુમ્બની માનસિક સ્થિતિમાં કેટલો ફેર પડી

ગયો હતો ! વિપત્તિ, ભીતિ અને દુર્દૈવનું આ બંગલામાં સામ્રાજ્ય પથરાઇ રહ્યું હતું. દુર્દૈવે સમય પણ બિલકુલ વિલક્ષણ શોધી કાઢયો હતો. તે બંગલામાં અનેક મનુષ્યો પોતપોતાની ઇંદ્રિયોને જુદા જુદા વિષયોપભોગથી તૃપ્ત કરતાં હતાં એવા અત્યંત સુખના સમયમાં વિપત્તિએ તેમના પર હલ્લો કર્યો. જ્યાં અર્ધા કલાક પહેલાં ગાયન-વાદનનો કર્ણમધુર ધ્વની થઇ રહ્યો હતો ત્યાં જ અર્ધા કલાકની અંદર હૃદય વિદીર્ણ કરનાર દુર્દૈવ ધ્વની કર્ણપર પડવા લાગ્યો. જ્યાં અર્ધા કલાક પહેલાં આનંદની છોળો ઉડી રહી હતી ત્યાં જ થોડા સમયમાં સ્મશાનવત્ સ્તબ્ધતા પ્રસરી રહી ! પ્રફુલ્લતાના તેજનો લોપ થઇ ઔદાસીન્યનો અંધકાર પથરાઇ ગયો !

પરંતુ કરસનદાસ કયાં હતો ? જેના ઉપર ખૂનનો આરોપ સાબિત કરવાના મજબૂત પૂરાવા હતા તે કરસનદાસનું શું થયું ? જ્યારે લોકો લતાકુંજમાં ધુસ્યા અને પકડીને તેના ઉપર ખૂનનો આરોપ મૂકયો ત્યારે તેણે તે નાકબૂલ કર્યો નહિ કિંવા છૂટીને પલાયન થવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. હિમાલયની ખીણમાં રાત્રીના સમયે પ્રવાસ કરનારો મનુષ્ય જેમ ઠંડીથી અકડાઇ જાય છે તેવો તે બિચારો દુઃખથી ગાંજી ગયો હતો. તે કશું બોલ્યો નહિ કિંવા તેના ચ્હેરા ઉપર અણુ માત્ર ફરક પડયો નહિ. જે ભયંકર ઘટનાના વિચારમાં તેનું મન નિમગ્ન બની ગયું હતું તે ઘટના ખરેખર બનેલી છે કે પોતાના મનને ભ્રમ થયો છે અથવા પોતે સ્વપ્ન જૂએ છે એનું તેને બિલકુલ ભાન ન હતું. તે પત્થરની પ્રતિમાની માફક એક જ જગ્યાએ સ્થિર થઇને ઊભો હતો. લોકોનાં અંતઃકરણપરથી આશ્ચર્ય અને ભીતિનો બોજો જરી ઓછો થયા બાદ સવિતાગૌરીના રક્તથી ભિંજાયેલા અને કાષ્ટવત્ સ્તબ્ધ બનેલા દેહને તેના શયનગૃહમાં લઇ જવાની કોઇએ સૂચના કરી અને તે પ્રેતવત્ શરીરને ત્યાંથી ખસેડવાનો પ્રારંભ કર્યો, તે સમયે કરસનદાસને પોતે કયાં છે અને શી ઘટના બની છે તેનું જ્ઞાન થવા લાગ્યું. તથાપિ

તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર પડયો નહિ કિંવા તેના મુખ પર કોઇ પણ વિકારની છટા ઉદ્‌ભવી નહિ. માત્ર તેનાં નેત્રોમાંહેની શૂન્યતા દૂર થઇ અને કીકીઓ આમ તેમ ફરવા લાગી. સવિતા-ગૌરીનો દેહ તેની દૃષ્ટિએથી દૂર થયો એટલે તેના મુખમાંથી એક ખેદપૂર્ણ ઉદ્‌ગાર બહાર પડયો. પછી રણછોડદાસના બે-ત્રણ લઠ્ઠ નોકરો તેને પકડીને લતાકુંજમાંથી બહાર લાવ્યા અને બંગલાના નીચેના ભાગમાં એક ન્હાની ઓરડીમાં તેને પૂરી દીધો. એક-બે નોકરો આ બાબતના સમાચાર આપવા નજીકની પોલીસચોકી પર ગયા. ચોકીપરથી એક સબ-ઇન્સ્પેકટર જમાદાર અને બે પોલીસ સાથે ત્યાં આવ્યો તથા કરસનદાસને હાથકડી નાંખી, એક ગાડીમાં બેસારી પોતાની સાથે લઇ ગયો.

રણછોડદાસ તેના ખાનગી દિવાનખાનામાં ગયો હતો. વિઠલદાસ તેનું મન શાત પડે એવી વાતો વડે તેના દુઃખને ઓછું કરવાનો પ્રયત્ન કરતો હતો. થોડી વારે રણછોડદાસનો શોક કાંઇક ઓછો થયો તે વખતે સવિતાગૌરીની પ્રકૃતિના સમાચાર આપવાને માટે તેમનો ફેમિલી-ડોકટર જે પણ ત્યાં તુરત આવી પહોંચ્યો હતો તે શેઠ પાસે આવ્યો. સવિતાગૌરીની જમણી બાજુની પાંસળીમાં જખમ થયો હતો. જો જખમ સ્હેજ ઉપરના ભાગમાં થયો હોત તો તેનો પ્રાણ તત્ક્ષણ ગયો હોત. છતાં પણ જખમ વિશેષ ઊંડો ગયેલો હોવાથી શું થશે તે અત્યારથી કહી શકાય નહિ. પ્રથમ દર્શને જખમ જેટલો ભયંકર લાગતો હતો તેટલો ભયંકર ન હતો, તથાપિ તેની પ્રકૃતિ નાજુક હોવાથી પરિણામ માટે નિશ્ચય થઇ શકતો ન હતો. ડોકટરોએ જખમને ધોઇ, સ્વચ્છ કરી, યોગ્ય ઔષધ લગાવીને પાટો બાંધ્યો હતો, અને તેમણે કરેલા ઉપાયથી સવિતાગૌરી સ્હેજ શુદ્ધિમાં પણ આવી હતી. પરંતુ તેનામાં બોલવાની શક્તિ આવતાં હજી ઘણા દિવસ લાગશે એવું ડોકટરનું અનુમાન હતું.

ફેમિલી-ડોકટરે શેઠને જે હકીકત જણાવી તેનો સારાંશ એ

પ્રમાણે હતો. શેઠ પાસે તેના કેટલાક મિત્રો બેઠેલા હતા. તેમણે સવિતાગૌરીની પ્રકૃતિ ઉત્તરોત્તર સુધરતી જશે એવી આશા પ્રદર્શિત કરીને શેઠને ધીરજ આપી. એવી રીતે સંકટનો તો એટલા પૂરતો અંત આવ્યો. પરંતુ શેઠ ઉપરનું બીજું સંકટ હજી કાયમ હતું. જો કે તેમાંથી પણ તેને મુક્ત કરવાને માટે એક તરૂણ મોટા ઔદાર્યથી આગળ આવ્યો. જ્યોત્સ્નાનું પાણિગ્રહણ કરવાની ઇચ્છા કરનાર ગિરિકાન્તે રતનદાસને મળી તેના લ્હેણાની પતાવટ કરવાનું શેઠને વચન આપ્યું. લ્હેણાની પતાવટ કરવાનું ગિરિકાન્ત જેવા શ્રીમંત અને પ્રતિષ્ઠિત ગૃહસ્થે પોતાના શિરપર લીધેલું જોઇને તેના શબ્દોને જામીનગીરી સમાન સમજી શામજી પણ પોતાના તાબાના નોકરો સાથે ત્યાંથી ચાલ્યો ગયો.

હવે અત્રે આવેલા મ્હેમાનો ધીમે ધીમે ત્યાંથી ઉપડવા લાગ્યા. તથાપિ આવતી વખતે રસ્તા પર જે ઘોંઘાટ મચી રહ્યો હતો તેનું જતી વખતે નામ માત્ર પણ ન હતું. દરેક મનુષ્ય બિલકુલ ગરબડ કર્યા વગર શાંતિથી પોતાની મોટર કિંવા ગાડીમાં બેસતો. રસ્તાપરની ગરદીમાંથી ગાડીને કાઢી આગળ કરવા માટે બીજા પ્રસંગે પુષ્કળ ધાંધલ અને બૂમાબૂમ મચી રહી હોત; ગાડી વાળાને ચેતવણી આપનારા સિપાઇઓની બૂમાબૂમથી રસ્તો ધમધમી રહ્યો હોત. પરંતુ આ પ્રસંગે બિલકુલ ગરબડ ન કરવી એ પોતાનું કર્તવ્ય છે એમ દરેક જણને લાગવાથી સહુ શાંતિથી પોતાનું કામ લેતા હતા. સવિતાગૌરીને માટે દરેકના મનમાં માનબુદ્ધિ હતી. એથી પોતાની ગરબડ ને લીધે તેને ત્રાસ થશે એવો વિચાર દરેકના મનમાં આવતો અને તે કારણથી સહુ શાંતપણે પસાર થતા હતા. મોટર એંજીનના અવાજ, પૈડાના ગડગડાટ કે ઘોડાના ડાબલાના ખડભડાટ ન થાય એવી કાળજીપૂર્વક સહુ પોતાનાં વાહનો હંકારતા હતા. એ વખતે જો કોઇ અજાણ્યો મનુષ્ય આ દૃશ્ય જૂએ તો આ લોકો ઇવનિંગ પાર્ટીમાંથી નહિ પણ સ્મશાનયાત્રાએથી આવતા હોય એમ જ તેને લાગે.

## પ્રકરણ ૮ મું.

---

## મામો, ભાણેજ અને મારવાડી.

અત્ર આવેલા તમામ મ્હેમાનો ચાલ્યા ગયા બાદ રણછોડદાસે નોકરોને બોલાવી તમામ વધારાના દીવા બંધ કરવાની આજ્ઞા કરી. તે કાર્ય પૂર્ણ થયા બાદ તેણે સર્વને જાગતા બેસવાની જરૂર નથી એમ જણાવી આરામ લેવાનું સૂચવ્યું. તેણે બાહ્યતઃ શાંતિ અને ગાંભીર્યને ધારણ કર્યાં હતાં, તથાપિ સૂક્ષ્મ દૃષ્ટિવાળા પ્રેક્ષકને તેના હૃદયમાં કેટલી અસ્વસ્થતા રહેલી છે તે દેખાયા વગર રહ્યું ન હોત. તેમ થવું સ્વાભાવિક હતું. એ રાત્રીએ જે પ્રસંગ બન્યો હતો તેનું પરિણામ એટલું વ્હેલું તદ્દન નષ્ટ થઇ શકે તેમ ન હતું. એવી સ્થિતિમાં તેણે પોતાના નોકરોને સૂઇ જવાની આજ્ઞા કરી એથી કોઇને આશ્ચર્ય થયું નહિ. નોકરો સહુસહુના સ્થાને જઇને સૂઇ ગયા. બંગલામાં સર્વત્ર શુમશુમાકાર બની ગયું. માણસોનો ગરબડાટ અને દીવાઓનો ચકચકાટ ઓછો થવાથી શેઠને જરીક નિરાંત થઇ અને એકાંતમાં જઇને વિચાર કરવાનો જે ઇરાદો તેના મનમાં ઘોળાતો હતો તેને સિદ્ધ કરવાની સારી તક મળી.

આ વખતે વિઠલદાસ શેઠની પાસે જ હતો. બંગલામાં સર્વત્ર શાંતિ પ્રસર્યા બાદ રણછોડદાસે તેને પોતાની સાથે આવવાની સૂચના કરી. એ બન્ને જણા બંગલાના પાછળના ભાગમાં એક શાંત અને એકાન્ત દિવાનખાનામાં ગયાં. આસપાસના ખંડોમાં કોઇ પણ નથી એવી ખાત્રી કર્યા પછી શેઠે પોતાના ભાણેજને કહ્યું: "વિઠલ! આજે આપણા કુટુમ્બપર કેવી આફતો આવી છે એ તો તેં જોઇ છે. મેં મારી આર્થિક મુશ્કેલી આજ સુધી તારાથી અને કુટુમ્બનાં બીજાં માણસોથી છૂપાવી રાખી હતી. પણ આજે બધું ખૂલ્લું થઇ ગયું છે. આ વખતે જો આપણે કશી યુક્તિપૂર્વક આ

આપત્તિને દૂર કરવાની ગોઠવણ નહિ કરીએ તો આપણો સર્વસ્વી નાશ થયા વગર રહેશે નહિ. આવા પ્રકારના પ્રસંગમાં મને એકલો મૂકી સ્વસ્થપણે આરામ લેવાની તારી ઇચ્છા છે ખરી?".

એ સમયે રણછોડદાસની મુદ્રા ઉપરની ભીતિ અને સ્વરમાં રહેલી કઠોરતા જોઇને વિઠ્ઠલદાસ ચમક્યો. તથાપિ તે શાંતપણે બોલ્યો: "એવી ઇચ્છા મને સ્વપ્નમાં પણ થવાની નહિ. ખરૂં કહું તો આપની પૈસા બાબતની ખેંચતાણ આજ કેટલાક દિવસ થયા મારા લક્ષમાં આવી હતી. પરંતુ વાત અહીં સુધી પહોંચી છે એવી માત્ર મારી કલ્પના ન હતી. આપની મને શી આજ્ઞા છે? વળી અત્યારે મારા ઉપર માતા કરતાં યે અધિક ભાવ રાખનાર મારી મામી પ્રાણસંકટમાં છે. તે સમયે મનનું સમતોલપણું રાખીને ભવિષ્યની યોજના કરવાનું સામર્થ્ય આપનામાં હોવાનું આપની ખાત્રી છે?"

રણછોડદાસ ખિન્ન મુદ્રાથી અને ગદ્‌ગદિત સ્વરે બોલ્યો: "જો અત્યારે આ બીજી આફતનો વિચાર કરવાનો ન હોત તો હું મારી પત્નીના બિછાના પાસે જઇને જ બેઠો હોત. એથી મને શાંતિ મળત. પરંતુ પ્રસંગ એવો વિકટ છે કે આવતી કાલનો સૂર્ય ઉદય પામ્યા પહેલાં આપણે કાંઇક વ્યવસ્થા નહિ કરીએ તો કાલનો સૂર્ય આથમતાં પહેલાં આ બંગલામાંથી આપણો માત્ર શરીર ઉપરનાં સાદાં વસ્ત્રોની સાથે બહાર પડવું પડશે."

વિઠ્ઠલદાસનાં નેત્રો સમક્ષ ભાવિ પરિણામનું ચિત્ર ખડું થયું. તેના શરીરમાં થરથરાટ વછૂટયો. તેણે ખિન્ન સ્વરે પૂછ્યું: "આપની આર્થિક સ્થિતિ ખરેખર એટલી બધી ઉતરી ગઇ છે?"

પોતાના દુઃખને દબાવવાનો પ્રયત્ન કરતો રણછોડદાસ બોલ્યો: "શું કહું? સંકટ આપણા દ્વાર સુધી આવી પહોંચ્યું છે—ના, તેણે ઘરમાં પ્રવેશ કરી દીધો છે. આજ ક્ષણે આપણે સાવધ થઇને કાંઇ પણ યોજના નહિ કરીએ તો વખત મોટો કઠણ આવશે. આવતી કાલે દશ લ્હેણદારોની જપ્તી બંગલાપર આવશે. જો એવો પ્રસંગ આવ્યો તો મારે આ જગત—"

પોતાના મામાની ગમે તે આજ્ઞા સ્વીકારવાને ઉત્સુક બની વિઠ્ઠલદાસ આવેશપૂર્વક બોલ્યો: "ત્યારે હવે મારે શું કરવું તે જણાવો. હવે મને બીજું કશું સૂઝતું નથી. મને નિદ્રાની, વિશ્રાંતિની કે કશાની જરૂર નથી. માત્ર મારે શું કરવાનું છે તે મને સમજાવો."

રણછોડદાસે કહ્યું: "તું એકદમ પાયધૂનીપર જા અને ત્યાંથી રતનદાસને અહીં બોલાવી લાવ. નકામો સમય ગૂમાવવાની જરૂર નથી. અત્યારે દરેક મીનિટ જાય છે તે અત્યંત મહત્ત્વની છે. હું ધારૂં છું કે અત્યારે બાર વાગી ગયા હશે."

વિઠ્ઠલદાસે પૂછયું: "અત્યારે આટલી રાત્રીએ તેને ઉઠાડીને લાવું?"

રણછોડદાસ સ્હેજ કડક સ્વરે બોલ્યો: "અત્યારે દરેક મિનિટ જાય છે તે અત્યંત મહત્ત્વની છે એમ હું કહું છું છતાં પણ પ્રશ્ન કરે છે? મૂંગો મૂંગો રસ્તો પકડ. રતનદાસ લોભી માણસ છે. તે પોતાના લ્હેણાની પતાવટને માટે ઉંઘમાંથી ઉઠીને પણ દોડતો અહીં આવશે. એવા લોભી મનુષ્યને શરીરસુખની દરકાર હોતી નથી."

"બહુ સારૂં, આ ચાલ્યો." એમ કહીને વિઠ્ઠલદાસ ઉઠ્યો તથા દ્વાર તરફ વળ્યો.

તેને પાછો બોલાવીને શેઠે કહ્યું: "બીજું એક કહેવાનું છે. બંગલાના મુખ્ય દ્વારમાંથી બહાર જવું નહિ. ઉત્તર બાજુની ગલ્લીમાં જે ન્હાનું દ્વાર છે તેમાંથી કોઇની દૃષ્ટિએ ન પડે તેવી રીતે બહાર નીકળજે. જતી વખતે દ્વારને બહારથી તાળું વાસજે અને તેની ચાવી તારી પાસે જ રાખજે. આવતી વખતે પણ તેવી જ સાવચેતી રાખજે અને હું આ સ્થળે ન હોઉં તો રતનદાસને અહીં બેસારજે. હું તુરત જ અહીં આવીશ."

વિઠ્ઠલદાસે આશ્ચર્યથી પૂછયું: "આપ પણ બહાર જવાના છો?"

ચમત્કારિક દૃષ્ટિથી તેની સામે જોતાં રણછોડદાસે પૂછ્યું: "કેમ વારૂ? એવી શંકા તને કેમ આવી? હું બહાર જવાનો નથી, પણ મારી ઓફિસમાં જઇ કેટલાક જરૂરના કાગળો કાઢવાના છે. રતન-

દાસ આવશે એટલે તે કાગળો તેને દેખાડવા પડશે. પણ તું વાતોમાં નકામો વખત ગૂમાવી રહ્યો છે. અત્યારે તો અર્ધે રસ્તે પહોંચ્યો હોત."

વિઠ્ઠલદાસ ત્યાંથી બહાર નીકળતાં બોલ્યોઃ "વારૂ હું જાઉં છું અને બહાર જતાં કે પુનઃ આવતાં કોઇ મને ન જૂએ તે બાબતની ખબરદારી રાખીશ." એમ કહી તે દિવાનખાનામાંથી બહાર આવ્યો અને મામાની સૂચના મુજબ બાજુના ન્હાના દરવાજામાંથી બહાર પડી સાવધપણે ચાલતો થયો. થોડે દૂર ગયા બાદ એક મોટર ભાડે કરી લીધી અને તેને ગુલાલવાડી તરફ લઇ જવાની આજ્ઞા કરી.

તેના ગયા પછી થોડીવારે રણછોડદાસ પણ બહાર નીકળ્યો. તેણે પોતાના સર્વાંગને કાળા ઓવ્હરકોટથી લપેટી લીધું. તે પણ એક બીજા દરવાજામાંથી બહાર નીકળ્યો અને કયાંક ચાલ્યો ગયો. એક કલાકની અંદર મોટી સાવધાનીથી કશી પણ ગરબડ થવા દીધા સિવાય પુનઃ બંગલામાં દાખલ થયો. એ વખતે તેની મુદ્રા બિલકુલ નિસ્તેજ બનેલી હતી. તેનું આખું શરીર ધ્રૂજતું હતું. પાછો આવ્યા બાદ પેલો ઓવ્હરકોટ તેના સ્થળે મૂકી પોતે દિવાનખાનામાં આવીને બેઠો. પોતાનો ભાણેજ પોતાની અગાઉ પાછો ફર્યો નથી એ જોઇને તેને શાંતિ થઇ અને તેવા અર્થનો ઉદ્દગાર પણ તેના મુખમાંથી બહાર પડ્યો. તે જે કામ માટે ગયો હતો તે કામમાં તેની કલ્પના કરતાં અધિક સમય લાગ્યો હતો અને એટલી વાર લાગવા છતાં પણ પોતાનો ભાણેજ પોતાની પહેલાં ન આવ્યો હોવાથી થયેલી શાંતિને લીધે પ્રસ્તુત ઉદ્દગાર તેના મુખમાંથી બહાર પડ્યો હતો. તે પુનઃ પોતાના આસનપર બેઠો. પાએક કલાક પસાર થઈ ગઇ. છતાં પણ વિઠ્ઠલદાસ પાછો આવ્યો નહિ. એથી તેને ચિંતા થવા લાગી. તે આસનપરથી ઉઠીને દિવાનખાનામાં આમ તેમ આંટા મારવા લાગ્યો. રતનદાસના આગમન ઉપર પોતાનું સર્વ ભાવિ અવલંબી રહ્યું છે એમ તેને લાગતું હતું. મિનિટે-મિનિટે તેની ઉત્કંઠા વધવા લાગી અને અનેક પ્રકારના સંશય મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. છેવટે

અર્ધો કલાક દિવાનખાનાની બહારથી આવતો પગલાંનો અવાજ સંભળાયો અને પોતાની મુદ્રાને બની શકે તેટલી ગંભીર બનાવી તે એક ખુરસીપર જઇને બેઠો. એ જ વખતે દરવાજો ધીમેથી ઉઘડયો અને તે જેની ઇચ્છા કરતો હતો તે જ રતનદાસ ત્યાં આવ્યો. તેને જોતાં જ વૃદ્ધ શેઠના મનને શાંતિ થઇ અને તેનું સ્વાગત કરવાને માટે તે મોટી ઉત્સુકતાથી પોતાના આસનપરથી ઉઠીને ઊભો થયો. મામા–ભાણેજની નજર એકત્ર થઇ અને આ કાર્ય ઉત્તમ રીતે પાર પાડવાને માટે મામાએ દૃષ્ટિવડે જ ભાણેજનું અભિનંદન કર્યું.

પછી તે મોટેથી બોલ્યોઃ "વિઠલ ! તું હવે જા અને શાંતિથી નિદ્રા લે. તારે ઉજાગરો કરવાની જરૂર નથી. આમની સાથે મારૂં કાર્ય પૂરૂં થતાં પુષ્કળ સમય લાગશે. માટે તું સૂઇ જા."

વિઠલદાસના મુખપર ક્ષણવાર નિરાશા પ્રસરી રહી. મામો પોતાને પૂર્ણ વિશ્વાસમાં લેશે એવી તેની કલ્પના હતી. એથી રણછોડદાસે તેને અહીંથી જવાની સૂચના કરી એટલે તેને માઠું લાગ્યું. પોતે અંતઃકરણપૂર્વક મામાના આજ્ઞા પાળતો હોવા છતાં તે પોતાના તરફ અવિશ્વાસની દૃષ્ટિથી જૂએ છે એ વિચારથી તેને સ્હેજ ગુસ્સો પણ ચડયો.

પોતાના ભાણેજના મનમાં શું ચાલી રહ્યું છે, એ આ ધૂર્ત્ત શેઠ બરાબર સમજી ગયો. તે સ્હેજ કડક સ્વરે બોલ્યોઃ "જા, સૂઇ જા. આવતી કાલે બધું તારા સમજવામાં આવશે. આજે મારે આની સાથે જે વાત કરવાની છે તે બધી તારા ધ્યાનમાં આવે તેવી નથી. જો તને અહીં રાખવામાં આવે તો તને સમજણ પાડવામાં જ બધો સમય નીકળી જાય. માટે જા–આવતી કાલે હું તમામ બાબત સમજ પાડીને જણાવીશ."

વિઠલદાસ કશું પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલ્યો ગયો. જતી વખતે તેની મુદ્રા જોઇને શેઠનું મન અસ્વસ્થ થયું; તે સ્હેજ વાર તેની પાછળ જોઇ રહ્યો. તે ચાલ્યો ગયો એટલે શેઠે દરવાજો બંધ કરી દીધો અને રતનદાસને એક ખુરસી પર બેસવાની સૂચના કરી.

રતનદાસ લગભગ પચાસ વર્ષનો હતો. તે રણછોડદાસ શેઠની જ્ઞાતિનો હતો. પરંતુ અત્યંત લોભી પ્રકૃતિનો અને ભારે વ્યાજ ખાનારો હોવાથી તેને મારવાડીનું ઉપનામ આપવામાં આવ્યું હતું. ખરી રીતે તો તે મારવાડીને પણ ભૂલાવે તેવો હતો. દ્રવ્યલોભી મનુષ્યની મુદ્રા પ્રમાણે તેની મુદ્રા કરડી અને નિર્વિકાર દેખાતી હતી. દયા, માયા, ઉદારતા, ઇત્યાદિ સાત્વિક ગુણોને તેના અંતઃકરણમાં સ્થાન જ ન હતું. તે બોલવામાં હમેશાં રોકડું પરખાવી દેતો. વિનતિ કે કાલાવાલાથી તેનું મન કદિ પણ નરમ બનતું નહિ. દ્રવ્ય–લોભના અનુસંગી તમામ જાતના દુર્ગુણો તેના અંતઃકરણમાં કઠોરતા ધારણ કરીને નિવાસ કરી રહ્યા હતા. તેનું લક્ષ કેવળ દ્રવ્ય સંપાદન કરવા તરફ જ હતું. તેનો જન્મ દરિદ્રી અને હીન કુળમાં થયો હતો. પોતાની પંદર વર્ષની ઉમરે તે એક મારવાડીને ત્યાં નોકર રહ્યો હતો. તે મહેનતુ અને ચાલાક હોવાથી થોડા વખતમાં જ હિસાબ કિતાબનો માહિતગાર થઇ ગયો અને એક પગથીયું આગળ વધ્યો. પછી તો તેણે પોતે પણ ખાનગી રીતે ગરીબ લોકોમાં વ્યાજ વટાવનો ધંધો કરવા માંડયો. શેઠના ગ્રાહકો પાસેથી પણ યુક્તિ પ્રયુક્તિથી પૈસા પડાવવા માંડયા. સટ્ટામાં પણ ઝંપલાવ્યું. એમ કરીને થોડીક મૂડી એકઠી કરી. અને નોકરી છોડી પોતે વ્યાજવટાવની દુકાન માંડી. બજારમાં શાખ બેસતાં વ્યાપારીઓ પાસેથી થોડા વ્યાજે રકમ લાવી તે લોકોને મોટા વ્યાજે આપીને કમાણી કરવા લાગ્યો. આ ધંધો ચાલૂ હતો તે દરમિયાન તેને પાંચ–સાત થાપણો ઓળવવાની પણ તક મળી. બે–ત્રણ વખત દીવાળું ફુંક્યું. એથી તેની પાસે પુષ્કળ રકમ એકઠી થઇ અને તેને બીજાને વ્યાજ ભરવાની જરૂર રહી નહિ. તેનું અંગત ખર્ચ બહુ જ થોડું હોવાથી તેની મૂડી એક સરખી વધવા લાગી અને પંદર–સોળ વર્ષની અંદર જ તે લક્ષાધિપતિ બની ગયો. હજી તેનું લગ્ન થયું ન હતું. તેનું કુળ નીચું હોવાથી સારા કુળની કન્યા મળતી ન હતી. અને હલકા

કુળની કન્યા સાથે લગ્ન કરવાનું તેને રૂચતું ન હતું. તે લક્ષાધિપતિ બન્યો હતો અને દ્રવ્યની સહાયથી તેણે સર્વત્ર પ્રતિષ્ઠા જમાવી હતી. તથાપિ તેના કુળનું હલકાપણું તો કાયમ જ રહ્યું. એ દોષ કાઢી નાંખવાને માટે શું કરવું તેનો પણ તેણે પૂર્ણપણે વિચાર કરી રાખ્યો હતો. મુસ્કેલીમાં આવેલા પોતાની જ્ઞાતિના એકાદ ઉચ્ચ કુલોત્પન્ન શેઠીઆને સકંજામાં લઇ તેની છોકરી સાથે પોતાનું લગ્ન કરવાથી પોતાના કુળના હલકાપણા વિષે વાતો કરનારનાં મુખ આપોઆપ બંધ થઇ જશે એવી તેની મહત્ત્વાકાંક્ષા હતી અને એ જ દીશામાં તેનો પ્રયત્ન સતત ચાલૂ હતો.

તેની ઉમર પચાસ લગભગની હોવા છતાં તેનો દેહ નિરોગી અને હૃષ્ટપુષ્ટ હોવાથી તે ચાળીસ વર્ષનો લાગતો હતો. તેના વાળ હજી બિલકુલ કાળા હતા અને દાંત પણ મજબૂત હતા. નેત્રો પાણીદાર હતાં. દેખાવમાં તે સુંદર ન હતો, તેમ કુરૂપ પણ ન હતો. બોલતી વખતે પૂરતો વિચાર કરવાનો ગુણ તેના ધંધાને અંગે પૂર્ણપણે ખીલેલો હતો. તે બહુ જ થોડું અને તોળી તોળીને બોલતો. સાધ્ય બાબત કઇ અને અસાધ્ય કઇ તેનો નિર્ણય એકદમ કરવાનું સામર્થ્ય તેનામાં હોવાથી તેના ઉદ્યોગમાં તેને કદિ પણ અપયશ મળતો નહિ. તાત્પર્ય એ કે તે માણસ મહા ધૂર્ત્ત, કુશાગ્ર બુદ્ધિનો અને પાપપુન્યનો વિચાર ન કરે તેવો હોવાથી તેણે લોકોનાં મન અને પૈસાનું આકર્ષણ કરવાનું કાર્ય મોટી ચાલાકી અને ચાતુર્યથી ચલાવ્યું હતું.

તેને પ્રતિષ્ઠિત અને શ્રીમંત મનુષ્યોની સાથે પરિચય થવા લાગ્યો એટલે તેનું જંગલીપણું દૂર થઇ સભ્યતા આવવા લાગી. જેમ જેમ ઉચ્ચ કોટીના ગૃહસ્થો સાથે તેનો સંબંધ વધવા લાગ્યો તેમ તેમ તે તેમના રીતરીવાજ, રહેણીકરણીથી પણ પૂર્ણ માહિતગાર બની ગયો. સંપત્તિને લીધે તેનામાં એક પ્રકારનું અભિમાન અને ઉદ્દામપણું આવ્યું હતું. એથી તેની તેના ગ્રાહકો ઉપર સારી છાપ બેસતી હતી. તેનો પોષાક ભપકાદાર અને મૂલ્યવાન્ હતો. તથાપિ તેમાં ટાપ-

ટીપ કે ઉચ્છૃંખલતા ન હતાં. તે પોતાના શરીર પર અલંકારો ધારણ કરતો હતો. પરંતુ તેની સંખ્યા વિશેષ નહોતી. મૂલ્યમાં માત્ર તે અધિક હતા. તે આટલી મોડી રાત્રીએ રણછોડદાસ શેઠ પાસે આવેલો હોવા છતાં પણ તેણે ભપકાદાર પોષાક પહેર્યો હતો. આ પોષાક તેણે ખાસ કરીને ધારણ કર્યો ન હતો; વિઠ્ઠલદાસ તેને મળ્યો તે વખતે એ તેના શરીર ઉપર જ હતો. વિઠ્ઠલદાસ તેના મકાનપર ગયો તે વખતે તે સૂતો ન હતો, પરંતુ કોઇ અન્ય સ્થળે મીજલસમાં ગયો હતો. ત્યાંથી તે આવ્યો ત્યાંસુધી વિઠ્ઠલદાસને તેના મકાનપર રાહ જોઇને બેસી રહેવું પડયું હતું. એથી વિઠ્ઠલદાસને અત્ર આવતાં વાર લાગી હતી.

શેઠે દર્શાવેલા આસનપર બેઠા બાદ રતનદાસે વિનયપૂર્વક પોતાને બોલાવવાના કારણ બાબત પૃચ્છા કરી. તેનો શેઠે જવાબ આપ્યો: "આજે મારા બંગલામાં જે અનર્થ બન્યો છે તે તમારા જાણવામાં આવ્યો હશે જ."

રતનદાસે ઉત્તર આપ્યો: "હા, આપની પત્ની ઉપર આવું પ્રાણસંકટ આવ્યું તે માટે હું ઘણો જ દિલગીર છું. કરસનદાસ જેવા સભ્ય ગૃહસ્થના હાથે આવું ભયંકર કૃત્ય થાય એવું કોઇના મનમાં પણ આવે ખરૂં ? એનાં બે કારણ સંભવે છે: એક તો દિવાનાપણાની લહરમાં આ મૂર્ખતા તેણે કરી હોય, અથવા તો તેણે શેઠાણી પાસે ગેરવાજબી વાત કાઢી હોય અને એ તેમને નહિ રૂચવાથી આવેલા ગુસ્સાના આવેશમાં તેણે આ જંગલી કૃત્ય કરેલું હોવું જોઇએ." તુરત વિષય પલટાવીને તે બોલ્યો: "બીજી બાબત માટે એટલે કે મેં **શામ**જીને અહીં મોકલાવવાની ગોઠવણ કરી તે માટે તમે મને દોષ નહિ દ્યો એવી આશા છે. તેમ કર્યા સિવાય બીજો ઉપાય જ ન હતો."

રણછોડદાસ પોતાના દુ:ખને દબાવવાનો પ્રયત્ન કરતો બોલ્યો: "એ જ વિષયમાં તમારી સાથે વાત કરવાને માટે મેં તમને અત્યારે

ખાસ બોલાવ્યા છે. તમારા ઉપરાંત બીજા કેટલાક વેપારીઓનું પણ મારી પાસે લ્હેણું છે, અને તેઓ પણ મારા બંગલા ઉપર જપ્તી લાવવાના છે એવું ચોકક્સપણે મારા જાણુવામાં આવ્યું છે. એ સંબંધમાં કેટલાક દિવસ પહેલાં આપણી વચ્ચે વાત થઇ હતી એ તમારા લક્ષમાં હશે જ. તમે તે વખતે મને જે વાત કરી હતી તે મને પસંદ પડી ન હતી, અને એ વિષયમાં બોલતાં મેં જે ભાષા વાપરી હતી એથી તમને ગુસ્સો પણ ચડયો હતો. પરંતુ એ વખતનું મારૂં વર્તન થોડું ઉતાવળું—કદાચ મૂર્ખતાવાળું હતું એવું અત્યારે મને લાગે છે. વળી મને એમ પણ લાગે છે કે એ ગુસ્સાને લીધે તમે વેર વાળવાને ખાતર મારા મકાનપર ખાસ જપ્તી બેસારવાની ઉતાવળ કરેલી હોવી જોઇએ."

પોતાનો જવાબ સાંભળવાની ઇચ્છાથી રણછોડદાસ થોભી ગયો છે એમ જાણીને રતનદાસ બોલવા લાગ્યો: "વૈર લેવાની ઇચ્છાથી મે જપ્તી બેસારી છે એમ માનવાનું કશું પણ કારણ નથી. જે વાતમાં મને લાભ ન હોય એવી વાત હું કદિ પણ કરતો નથી. વૈરની કલ્પના મારી યોગ્યતાથી ઉતરા પ્રકારની અથવા તો ઉંચા પ્રકારની છે એવો મારો મત છે. ગમે તેમ હોય પણ તે કલ્પના મને પસંદ નથી એ વાત સાચી છે. મને મારી રકમ વસૂલ કરવાને માટે આજ એક માર્ગ સગવડવાળો લાગ્યો હતો. ખરૂં કહું તો આપની સાંપત્તિક પરિસ્થિતિ અત્યંત નાજુક બનેલી હોવાનું મારા જાણુવામાં આવવાથી આ માર્ગ લેવો પડયો છે."

રણછોડદાસે કહ્યું: "તમારા મનમાં મારે માટે દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ નથી એ જાણીને મને સંતોષ થાય છે. વારૂ, એ જવા દો. અગાઉ તમે જે વાત મારી પાસે કાઢી હતી તે વિષયમાં હું જે બોલ્યો હતો તેનું તમને સ્મરણ છે?"

રતનદાસે પોતાના સ્વભાવને અનુસરી શાંતિથી જવાબ આપ્યો: "હા, તે પૂર્ણપણે મારા લક્ષમાં છે. તે સમયે મારી એ સૂચનાઈ

સાંભળીને આપને અત્યંત આશ્ચર્ય થયું હતું અને આપે મારી મૂર્ખ અને ઉદ્ધત મનુષ્યમાં ગણના કરી હતી તે હું હજી ભૂલી ગયો નથી."

શેઠ ઉતાવળથી બોલ્યો: "એમ નહિ–એ હું નથી પૂછતો–તે વખતે મેં જે મુશ્કેલી દર્શાવી હતી અને એ સમયે જે આશા મને હતી—"

રતનદાસ વચ્ચે બોલ્યો: "એ પણ મારા લક્ષમાં છે. તે વખતે તમારૂં કહેવું એવું હતું કે થોડા સમયમાં તમારો ભાણેજ ઉમરલાયક થશે એટલે તેની મીલકતની સહાયથી તમે તમારૂં કરજ પતાવી શકશો. પરંતુ તમારી એ આશા વ્યર્થ છે એવું તે જ વખતે મેં તમને કહ્યું હતું. તમારૂં કરજ એટલું મોટું છે કે તેની મીલકતની સહાય મળે તો પણ તે પતી શકે તેમ નથી એવું મારૂં માનવું છે. તમારા લક્ષમાં પણ એ આવ્યું તો હશે જ."

"હા, તમારૂં અનુમાન તદ્દન વાસ્તવિક છે." શેઠે અનુમતિ આપી.

રતનદાસે કહ્યું: "વ્યાજવટાવનો ધંધો કરનારને પોતાનું જેમની પાસે લ્હેણું હોય તેની આર્થિક સ્થિતિની માહિતી બરાબર મેળવવી પડે છે. મારો અંદાજ એવો છે કે તમારી અને તમારા ભાણેજની તમામ મીલકત કસી કસીને વેચી નાંખવામાં આવે તો પણ તમારૂં કરજ પતી શકે તેમ નથી. કોઇ દૈવી ચમત્કાર વગર તમે ઋણથી મુક્ત થઇ શકો એ સર્વથા અસંભવિત છે."

પોતાના હાથ વડે મુખને ઢાંકી દઇ રણછોડદાસ બોલ્યો: "હા, મારા દુર્દૈવે મને એવી જ સ્થિતિમાં નાંખી દીધો છે."

રતનદાસે કહ્યું: "તમારી એ સ્થિતિ સુધારવાને માટે મને માત્ર એક જ માર્ગ દેખાય છે. તે એ કે કોઇ પણ સારા યા ખોટા માર્ગે તમારે અત્યારે તમારા લ્હેણદારોના તગાદાને સંતોષી શકે તેટલી રકમ ઊભી કરવી જોઇએ અને તમારૂં ખર્ચ બને તેટલું ઓછું કરી, આવક વધારવાનો પ્રયત્ન કરી, તમામ વ્યાજ અને થોડું થોડું મુદ્દલ કમી કરવાનો કસોટીથી પ્રયત્ન કરવો જોઇએ."

રણછોડદાસ બોલ્યો: " તમારૂં કહેવું બિલકુલ બરાબર છે. જો વગર વ્યાજે અથવા ઓછા વ્યાજે આજે મને પંદર લાખ રૂપીઆ મળી શકે તો બે વર્ષની અંદર મારી મુશ્કેલી દૂર થાય."

રતનદાસ આશ્ચર્ય દર્શાવતો બોલ્યો: " શું ! પંદર લાખ રૂપીઆ ! ઘણી જ મોટી રકમ કહેવાય ! વારૂ, હું આપને કઇ રીતે મદદ કરી શકું તેમ છું? તમારી મીલકત ઉપર અત્યારે એટલો બોજો છે કે તે તમામ પોતાના કબજામાં લઇને કોઇ તમને દોઢ લાખ રૂપીઆ પણ આપે તેમ નથી."

શેઠ નિરાશાપૂર્ણ સ્વરે બોલ્યો; " એવું છે માટે જ મેં તમે અગાઉ કરેલી સૂચનાનો વિચાર કરવા માટે–કાંઇક યુક્તિ કાઢવા માટે તમને અત્યારે બોલાવ્યા છે." સ્હેજ થોભીને બોલ્યો: " તમારી એ સૂચના તમારા લક્ષમાં તો હશે જ."

રતનદાસ બોલ્યો: " હા, એક અમુક શરતે હું તમને પંદર લાખ રૂપીઆ વગર વ્યાજે, વગર શરતે, વગર દસ્તાવેજે આપવાને તૈયાર થયો હતો."

રણછોડદાસે કહ્યું: " એ જ વિષયમાં હું અત્યારે બોલવા માગું છું. મારૂં કહેવું એવું છે કે તમારે એ શરતમાં થોડીક છૂટછાટ મૂકવી જોઇએ. આજે તમે મારી પતીજ ઉપર–મારી સહી ઉપર વગર વ્યાજે પંદર લાખ રૂપીઆ છ માસની મુદતને માટે મને આપો. છ મહિનાની અંદર જો હું તે રકમ તમને ભરી ન આપું તો તમારે તમારી એ શરત યોગ્ય લાગે તે પ્રમાણે પૂરી કરવી."

રતનદાસ ચેષ્ટાપૂર્વક બોલ્યો: " શું ! છ મહિના ! એટલી મુદત કોણે જોઇ છે? છ મહિનામાં શું થાય અને શું નહિ, તે કોણ કહી શકે?"

રણછોડદાસે જવાબ આપ્યો: " છ માસમાં એવો મોટો ફેરફાર થવાનો નથી. તમારી પ્રકૃતિ બિલકુલ સારી છે. કોઇ પણ તમને નજરે જોઇને એમ જ કહે કે ચાલીશ વર્ષ માંડ થયાં હશે."

રતનદાસે સ્મિતપૂર્વક કહ્યું: " એ સ્તુતિ માટે હું તમારો અત્યંત આભારી છું. પરંતુ તમે જ વિચાર કરો–પંદર લાખ રૂપીઆ કાંઇ ન્હાની સૂની રકમ ન ગણાય. તે હાથથી ગૂમાવવાને તૈયાર થનાર તેનો બદલો પણ તેવો જ માગે. હું પૂછું છું કે એ છ મહિનાની મુદતની જરૂર શી છે? છ મહિનામાં તમારી સ્થિતિ સુધરશે અને તે રકમ મને પાછી આપી શકશો એમ તમને શા ઉપરથી લાગે છે? એવી આશા રાખવાને માટે આધાર શો છે? જૂઓ–આ વ્યાપાર છે. ભવિષ્યની અગવડ–સગવડનો પહેલેથી વિચાર કરવો જોઇએ. પહેલાં કરિયાતુ અને તેના ઉપર ગોળ એવો મારો સદાનો વ્યવહાર છે."

આવા માણસની સાથે આવી બાબતમાં વાટાઘાટ કરવાનો પ્રસંગ આવવાથી આ માની સ્વભાવના શેઠને અતિશય માઠું લાગ્યું હતું. તેના હૃદયમાં વીંછીના ડંખ જેવી વેદના થતી હતી. તથાપિ એ સર્વ વિસરી જઇ કૃત્રિમ ગંભીરતા ધારણ કરીને તેણે બોલવાનો પ્રારંભ કર્યો: "હું પણ સ્પષ્ટ રીતે જ બોલું છું. આજે મને પંદર લાખ રૂપીઆ મળે તો તેમાંથી બાર લાખ રૂપીઆ મારા કરજની પતાવટમાં જોઇશે. બાકીના ત્રણ લાખ રૂપીઆ ધંધામાં રોકીશ. એટલી રકમ તે કામમાં રોકવાથી આવક સારી થશે અને તમારી રકમ ભરી શકીશ એમ હું બિલકુલ માનતો નથી. હું ગમે તેટલી કરકસર કરૂં તો પણ તમારી રકમનો ચોથો ભાગ પણ એક વર્ષમાં આપી શકું નહિ. તથાપિ મને એક બીજી આશા છે. મારી બે દીકરીઓમાંથી એક તો કોઇ શ્રીમંત કુટુમ્બમાં જશે અને મારો જમાઇ મને સહાય કરવામાં પાછો પગ લેશે નહિ એવી મને આશા છે."

રતનદાસે કહ્યું: "તમે તમારો હેતુ આટલા ખૂલ્લા દીલથી મને જણાવવાની તસ્દી લીધી તે માટે હું તમારો ઉપકાર માનું છું. આનો અર્થ એ કે માત્ર જરૂર પૂરતો જ મને હાથમાં લેવાની તમારી ઇચ્છા છે!"

પોતે પોતાનો હેતુ સ્પષ્ટ કર્યો એ ઠીક કર્યું નહિ એમ રણછોડદાસને લાગ્યું. એ માટે તેને પશ્ચાત્તાપ પણ થયો. છતાં તે પોતાના પક્ષનું સમર્થન કરવા લાગ્યો: "એવી મારી ઇચ્છા નથી, પરંતુ તમારી રકમ પૂરેપૂરી હું ભરી શકીશ એ તમારા લક્ષમાં લાવવાને માટે મેં મારૂં દીલ તમારી પાસે ખોલ્યું હતું. મારી સૂચનાનો તમે સ્વીકાર કરશો તો એકંદરે તમને લાભ જ થશે."

"બહુ સારૂ, અમુક દિવસ પહેલાં મેં જે સૂચના કરી હતી તે થોડા ફેરફાર સાથે માન્ય કરવાને તમે તૈયાર થયા છો, ત્યારે મારે પણ મારી સૂચનામાં થોડો ઘણો ફેરફાર કરવાને માટે તૈયાર થવું એ ધંધાની દૃષ્ટિએ યોગ્ય છે." એમ કહીને રતનદાસે એક કાગળને ઘડી પાડી તેના પર કલમ વડે અમુક બાબત લખવા માંડી.

એ લખવાનું કામ ચાલુ હતું તે વખતે રણછોડદાસ ઉત્સુકતાથી તેની સામે જોઇ રહ્યો હતો. એ કાગળ માંહેનું લખાણ વાંચી જોવાને તે અત્યંત આતુર હતો. રતનદાસે લખવાનું પૂર્ણ કરીને તે કાગળ રણછોડદાસના હાથમાં આપ્યો. શેઠ તે વાંચતો હતો તે વખતે તેની મુદ્રા પર ક્ષણે ક્ષણે નિરાશાની છટા અધિકાધિક દૃશ્યમાન થવા લાગી. આખો કાગળ વાંચ્યા પછી તે ખિન્ન સ્વરે બોલ્યો : "એ શરત મને કબૂલ નથી."

રતનદાસ બિલકુલ નિર્વિકાર મુદ્રાથી બોલ્યો : "બહુ સારૂ, આપની મરજી. વારૂ, હવે આપણું કાર્ય પૂરૂં થયું છે એમ સમજી આપની રજા લેવામાં મને કશી હરકત દેખાતી નથી-" એ પ્રમાણે બોલતાં તે ખુરસી પરથી ઊભો પણ થયો.

તે દિવાનખાનાના દ્વાર સુધી ગયો હશે તે વખતે રણછોડદાસે તેને બૂમ મારી: "રતનદાસ! એટલી બધી શી ઉતાવળ છે? જરીક બેસો. આપણે આ બાબતનો પુનઃ શાંતપણે વિચાર કરીએ."

રતનદાસ પાછો ફરીને બોલ્યો: "આપની એવી ઇચ્છા હોય તો તેમાં મને કશી હરકત નથી."

શેઠે પૂછ્યું: "આ કાગળમાં તમે જે લખ્યું છે તે જ તમારો ઉત્તર છે કે હજી તેમાં તમે થોડો ફેરફાર કરશો ?"

રતનદાસે બેપરવાઇથી જવાબ આપ્યો: "હું વ્યાજખોર માણસ છું. મારો વ્યવહાર રોકડું પરખાવવાનો હોય છે. મને વિચાર કરવામાં વધારે વખત લાગતો નથી અને એક વાર નિશ્ચય કર્યા પછી તેમાં કશો ફેરફાર કરવાનું કારણ રહેતું નથી."

રણછોડદાસે કહ્યું: "તથાપિ આવી નિષ્ઠુર શરત મારી પાસે કબૂલ કરાવવાનો દુરાગ્રહ તમે ન રાખો એવું મારૂં કહેવું છે."

રતનદાસે જવાબ આપ્યો: તમે તો એમ જ કહો. પરંતુ મારો વિચાર મારે કરવો જોઇએ. તમે દુરાગ્રહ કહો બીજું કાંઇ કહો પરંતુ હું તેમાંનો એક પણ અક્ષર પાછો ખેંચવાને તૈયાર નથી."

રણછોડદાસ નિરાશાપૂર્વક બોલ્યો: "મારી અવનત સ્થિતિનો આવો ગેરવાજબી લાભ લેવાની તમારી ઇચ્છા દેખાય છે. મને તમે ચોતરફથી સપડાવવા માગો છો–મારી બન્ને દીકરીઓનું ભાવી તમારા હાથમાં રાખવાનો તમારો નિશ્ચય દેખાય છે. રતનદાસ ! થોડો વિચાર કરો. છેવટ એક શરતને માટે તો—"

રતનદાસે શાંતપણે ઉત્તર આપ્યો: "મેં પૂરેપૂરો વિચાર કરીને આ તમામ શરતો લખી કાઢી છે. હવે તેમાં ફેરફાર કરવાનું મને મારી દૃષ્ટિએ કશું પણ કારણ દેખાતું નથી."

તેની એ ભયંકર શાંતિ જોઇને રણછોડદાસના મનમાં કાંઇનું કાંઇ થયું. તે ખુરસીપરથી ઉઠયો અને તેણે દિવાનખાનામાં આમથી તેમ ચાર–પાંચ ફેરા માર્યા. પિંજરામાં પૂરેલા વાઘના જેવી તેની સ્થિતિ હતી. થોડીવારે તે બોલ્યો: "વારૂ, જો હું આજે આ શરત કબૂલ કરૂં તો મને રકમ કયારે મળે ?"

રતનદાસને પોતાને વિજય પ્રાપ્ત થવા માટે પરિપૂર્ણ આનંદ થતો હતો. તથાપિ તેનું એક પણ ચિહ્ન વ્યક્ત ન કરતાં તે શાંત-

પણે બોલ્યો: "કાલે–એટલે હવે તો આજે સ્હવારે. બેંકોનો વ્યવહાર શરૂ થાય કે તુરત જ એ રકમ આપને મળી જશે."

પુનઃ નિરાશાપૂર્ણ સ્વરે રણછોડદાસે પૂછ્યું: "આ સિવાય બીજી કોઇ પણ શરતે તમે પૈસા આપી શકશો નહિ?"

રતનદાસે જવાબ આપ્યો: "મને બીજો કશો માર્ગ જ દેખાતો નથી."

રણછોડદાસે બીજો પ્રશ્ન કર્યો: "હું અને વિઠ્ઠલદાસ બન્ને મળીને તમને ખાતું પાડી આપીએ તો તમે અમને સ્હાડાસાત લાખ રૂપીઆ આપશો કે નહિ?"

"એક પાઇ પણ નહિ." મારવાડીએ જવાબ આપ્યો.

નિરાશાપૂર્વક એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને આ દુર્દૈવી શેઠીયો બોલ્યો: "ત્યારે તમારી આ તમામ શરતો કબૂલ રાખ્યા વગર છૂટકો નથી. આવતી કાલે તમે રકમ લઇને ક્યારે આવશો?"

રતનદાસે જવાબ આપ્યો: "આ તમામ શરતો કબૂલ રાખવાનું વચન આપતા હો તો આવતી કાલે બપોરે સ્હાડાબાર વાગે હું પૈસા તથા આ શરતો બરાબર રીતે લખેલો કાગળ લઇને આવીશ. સાક્ષીને માટે મારા એક કારકુનને સાથે લાવું તો તેમાં આપને હરકત નહિ હોય."

રણછોડદાસે તેની સૂચનાનો સ્વીકાર કર્યો. રતનદાસ મારવાડી સલામ કરીને ચાલ્યો ગયો. શેઠની સ્થિતિ દયાજનક હતી. તેનાં ગાત્ર શિથિલ બની ગયાં હતાં. તે એક ખુરસીપર બેસી ગયો. તે થોડો સમય તેવી સ્થિતિમાં બેસી રહ્યો. થોડી વારે નજીકના દિવાનખાનામાંથી ઘડિયાળના પાંચના ડંકા સંભળાયા.

———:o:———

## પ્રકરણ ૯ મું.

---

## બીજે દિવસે

બીજે દિવસે અથવા વાસ્તવિક રીતે જોઇએ તો તે જ દિવસની સ્હવારે પોતાનું નિત્યકૃત્ય આટોપીને શેઠ પોતાની પત્નીની તબિયત જોવાને માટે તેના શયનગૃહ તરફ ગયો. તેણે ધીમેથી દ્વાર ખોલ્યું તો દાસી ગંગા ત્યાં બેઠેલી તેની દૃષ્ટિએ પડી. બન્નેની નજરોનજર થતાં દાસીએ નાકપર આંગળી લગાડી નહિ બોલવાની તેને સૂચના કરી. તે તેની પાસે ગઇ અને શેઠાણીને હમણાં જ નિદ્રા આવી છે એવું તેને જણાવ્યું. તેણે પણ ત્યાં નહિ રોકાતાં દાસીને પોતાની પાછળ આવવાની ધીમેથી સૂચના કરી. તે બન્ને પડખેના એક ન્હાના દિવાનખાનામાં ગયાં. ત્યાં ગયા બાદ શેઠે ગંગાને પૂછ્યું: "ગંગા! તારી શેઠાણીની પ્રકૃતિના સંબંધમાં તને શું લાગે છે? તું એક સરખી તેની પાસે રહી છે. એટલે તું જે કહીશ તે સાચું જ હશે."

ગંગાએ જવાબ આપ્યો: "એકંદરે લક્ષણો કાંઇ ખરાબ નથી. તેમને સારી ઉંઘ આવી છે. ડોકટર સાહેબ હમણાં જ ફરીથી આવીને પ્રકૃતિ જોઇ ગયા છે. તેમણે પણ 'ભય રાખવાનું કશું કારણ નથી' એમ કહ્યું હતું.

રણછોડદાસે પૂછ્યું: "તને પડતા ત્રાસની પરવા નહિ કરતાં આખો દિવસ તેની પાસે બેસી તેની સેવા–શુશ્રુષા કરવાને માટે તું ખરેખર ખુશ છે ના?"

તે ગંભીર મુદ્રાથી બોલી: 'હા જી, શેઠાણી પાસે બેસી તેમની સેવા કરવી એ મારૂં કર્તવ્ય છે."

શેઠ પ્રસન્ન મુદ્રાથી બોલ્યો: "શાહબાસ! તું ઘણી જ હોશિયાર છે એ હું જાણું છું. તારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. તારા

જેવું કાળજીવાળું અને કર્તવ્યદક્ષ માણસ સતત તેની પાસે હોવું જ જોઇએ. એટલે તું જ આખો વખત તેની પાસે રહેજે એવી મારી તને ખાસ સૂચના છે. તારી એ કાર્યદક્ષતાના બદલામાં હું તને સારી બક્ષિસ આપીશ, રાત્રી દિવસ તું તેના બિછાના પાસે ખડો પહેરો રાખજે. બીજી કોઇ પણ દાસી ઉપર ભરોસો રાખીશ નહિ. તારે પોતે જ સદૈવ તેની પાસે રહેવું એવી મારી ઇચ્છા છે, એવો મારો હુકમ છે—અથવા એવી વિનતિ છે એમ પણ હું કહું છું. મારો હેતુ તારા લક્ષમાં આવ્યો હશે જ ?"

તેના એ ઉત્તેજન પૂર્ણ ભાષણથી પ્રફુલ્લ બનેલી ગંગા બોલી: "હા, સાહેબ ! શેઠાણીની તબીયત સારી થતાં સુધી હું તેમને છોડી દૂર જઇશ નહિ એવું હું આપને વચન આપું છું."

શેઠે કહ્યું: "મારે પણ એટલું જ જોઇએ છે. તેનામાં બોલવાનું સામર્થ્ય આવે ત્યાં સુધી તારે તેની પાસે બેસી રહેવું. તેના મુખમાંથી સ્પષ્ટ શબ્દો નીકળવા લાગે કે તુરત જ એ બાબતના સમાચાર તારે મને આપવા. આ બાબત બરાબર લક્ષમાં રાખજે. ભૂલીશ નહિ ને ?"

"નહિ ભૂલું, સાહેબ !" ગંગાએ વિનયપૂર્વક જવાબ આપ્યો.

શેઠે કહ્યું: "એ કામને માટે તારે તારી આંખોમાં તેલ આંજીને સાવધપણે જાગતા રહેવું પડશે, અને વાચાશક્તિ પાછી આવવાનાં ચિહ્નો દૃષ્ટિએ પડતાં તેનો પહેલો શબ્દ બીજા કોઇના કાને ન પડે તે માટે તારે ખાસ કાળજી રાખવાની છે."

તેણે જવાબ આપ્યો: "આપની આજ્ઞા પ્રમાણે હું પૂરેપૂરી સાવધાન રહીશ."

રણછોડદાસ પુનઃ એકવાર તેને બક્ષિસની લાલચ આપીને ત્યાંથી ચાલ્યો ગયો. ગંગા પોતાનાં પગલાંનો અવાજ ન થવા દેતાં ધીમે ધીમે પુનઃ સવિતાગૌરીના બિછાના પાસે જઇને બેઠી. પોતાની માયાળુ શેઠાણીના સુંદર પરંતુ નિસ્તેજ મુખ તરફ દૃષ્ટિ કરીને તે

મનમાં વિચાર કરવા લાગીઃ 'બાઇ સાહેબમાં બોલવાની શકિત આવતાં તેમના મુખમાંથી નીકળનાર પહેલો શબ્દ પોતાના કાને પડે એવી શેઠની ઈચ્છા હોય તે સ્વાભાવિક છે. આ તમામ ઘટના એટલી વિલક્ષણ છે કે પોતાની સુંદર પત્નીના આચરણથી આ વૃદ્ધના મનમાં અદેખાઇ ઉપજવી જ જોઇએ. પણ મને આશ્ચર્ય એ થાય છે કે કરસનદાસે આનો જીવ લેવાનો પ્રયત્ન શા માટે કર્યો હશે ? શેઠાણીનો આમાં કશો દોષ નથી એવી મારી ખાત્રી છે. કરસનદાસની મરજીનો તેણે અસ્વીકાર કરવાથી નિરાશ બનેલા કરસનદાસે તેના પર હથિયાર ચલાવ્યું હશે. એ સિવાય બીજો તર્ક સંભવતો નથી. કરસનદાસે શેઠને માટે પુષ્કળ પૈસા ખર્ચ્યા છે અને હમણાં હમણાં તેનો અહીં આવરો જાવરો પણ ઘણો વધી ગયો હતો. પરંતુ તેના કિંવા શેઠાણીના વર્તનમાં દોષ દેવા જેવી કોઇ પણ બાબત કોઇના જોવામાં આવી ન હતી. કરસનદાસ શેઠાણી માટે પૂરતું માન ધરાવતો હતો. વિઠ્ઠલદાસ ઉપર તેનો અત્યંત પ્રેમ હતો. તેના હાથથી આ ભયંકર કૃત્ય બન્યું ત્યાં સુધી અમે બધાં તો તેને શેઠનો મિત્ર અને હિતકર્તા જ સમજતા હતા. એમ છતાં બાઇ સાહેબના મુખમાંથી નીકળનાર પહેલો શબ્દ પોતાના કાન પર પડવા માટે આટલી આતુરતા શેઠ દર્શાવે છે તેમાં કાંઇક ભેદ છે. તેમાં જ આ તમામ રહસ્યની ચાવી હોવી જોઇએ. એ ચાવી જો મારા હાથમાં આવે તો કેવી મજા ! બસ એમ જ ! બાઇ સાહેબના મુખમાંથી નીકળનાર પહેલો શબ્દ આ ગંગાને જ કાને પડવો જોઇએ !' પોતાના વિચારનું આવું પરિણામ આવવાથી તેના મનને ઘણો જ આનંદ થયો.

શેઠ ત્યાંથી નીકળીને જતો હતો ત્યાં વિઠ્ઠલદાસ તેને મળ્યો. જ્યોત્સ્નાની પ્રકૃતિ અત્યારે સારી હતી. પરંતુ બિછાનું છોડી શકે એવી તેની સ્થિતિ ન હતી. મનોરમા તેની પાસે બેસી રહી હતી. મામા ભાણેજની મુલાકાત થતાં બન્નેનાં મનમાં અનેક વિચારોનું

રમખાણ મચી રહ્યું. રતનદાસને મોડી રાત્રે બોલાવી લાવવાનું કાર્ય મામાએ પોતાને સોંપ્યું પણ તે આવ્યા બાદ પોતાને વિશ્વાસમાં લીધો નહિ, એથી વિઠ્ઠલદાસ મનમાં ખિન્ન થયો હતો અને તેને સમજાવી લેવાને માટે તેને પોતે જે કહેશે તે ખરૂં લાગશે કે નહિ તેનો વિચાર શેઠને થતો હતો. બન્નેની મનઃસ્થિતિ એવા પ્રકારની હોવાથી બન્ને જણા એક બીજા સાથે બોલ્યા વગર થોડો સમય સ્તબ્ધ રહ્યા. પછી વિઠ્ઠલદાસે પ્રથમ બોલવાનો પ્રારંભ કર્યો: "ગઇ રાત્રે રતનદાસ સાથે થયેલા સંભાષણનું શું પરિણામ આવ્યું ? હું આ પ્રશ્ન આપને કરૂં છું એથી આપ ગુસ્સે તો થશો નહિ ને ? આપણી કૌટુમ્બિક હકીકત મારે પણ હવે જાણવાની જરૂર છે એમ મને લાગે છે."

રણછોડદાસ સ્હેજ ટીકાપૂર્ણ સ્વરે બોલ્યો: "હા, તારે આપણી કૌટુમ્બિક સ્થિતિ સમજવી જોઇએ. પરંતુ આ તારા પ્રશ્નના વલણ ઉપરથી હું ખૂલ્લા દિલથી તારી સાથે બોલીશ નહિ એવી શંકા તને આવેલી જણાય છે."

વિઠ્ઠલદાસ પહેલાના જેવી જ ખિન્ન મુદ્રાથી બોલ્યો: "હા, એવી શંકા મારા મનમાં આવી છે એ હું કબૂલ કરૂં છું. એવી શંકા મારા મનમાં કેમ ન આવે? જો આપ મારી સાથે ખૂલ્લા દિલથી બોલવા ઇચ્છતા હોત તો રતનદાસ સાથેનું સંભાષણ મારા કાન ઉપર ન પડે એવી સાવચેતી આપે રાખી ન હોત."

તેના પ્રસ્તુત શબ્દોપર થોડો વિચાર કરીને રણછોડદાસ બોલ્યો: "તું જ તારા મનમાં વિચાર કરી જો, એટલે મેં એવું શા માટે કર્યું હતું એ તારા ખ્યાલમાં આવશે. કાલનો પ્રસંગ કેટલો વિકટ હતો ! એ વખતે તેની રૂબરૂ મારી કેટલીક મૂર્ખતાની વાતો તારા કર્ણપર પડે તે ઠીક નહિ. વળી મારા વર્તનના સંબંધમાં તેણે કરેલી ટીકા તારા સાંભળવામાં આવી હોત તો તારા મનમાં મારે માટે માનબુદ્ધિ રહી હોત ખરી? વડિલની નિંદા બાળકોના કાનપર પડે

એ કદિ પણ હિતકર થતી નથી. એ વિચારથી મેં તને અમારી પાસે ન રહેવાની સૂચના કરી હતી. તેમાં મેં કશું અયોગ્ય કર્યું હોય એવું મને લાગતું નથી."

રણછોડદાસે જણાવેલાં આ કારણો વિઠ્ઠલદાસને ગળે ઉતર્યાં, એટલું જ નહિ પણ આ વિચાર પોતાના મનમાં અગાઉ ન આવ્યો અને મામાને માટે પોતે નિરર્થક ખોટી શંકા કરવાની મૂર્ખતા કરી, એ માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે ખૂલ્લા દિલથી બોલ્યો: "એ વાત મારા ધ્યાનમાં આવી ન હતી. મેં આપને માટે શંકા કરવામાં મોટી ભૂલ કરી છે અને તે માટે આપ મને ક્ષમા કરશો એવી આશા છે."

પોતાના ભાણેજને આટલો નમ્ર થયેલો જોઇને શેઠને શાંતિ થઇ અને રાજકારસ્થાનીઓની યુક્તિનું અવલંબન કરીને તેણે પોતાનો બોજ રાખ્યો. જ્યાં કશો પણ અપરાધ થયો ન હોય ત્યાં ક્ષમા કરવાનો ડોળ કરવો અને તે દ્વારા પોતાની મહત્તાનો બીજાને ખ્યાલ આપવો એવી યુક્તિઓ રાજકારસ્થાનીઓને અનેક વાર કરવી પડે છે. તેણે કહ્યું: "હવે એ વિષે વધુ ચર્ચા કરવાની જરૂર નથી. કાલે રાત્રે થયેલી વાટાઘાટનું પરિણામ તને જણાવું છું. મારી ધારણા મુજબ બધું બન્યું છે. બધી અડચણો દૂર થઇ ગઇ છે અને નજીક આવેલું સંકટ દૂર ખસી ગયું છે. એટલે હવે ભીતિનું કારણ રહ્યું નથી."

વિઠ્ઠલદાસની મુદ્રા આનંદથી પ્રફુલ્લિત દેખાવા લાગી. તે ઉત્સાહથી બોલ્યો: "એ બહુ જ સારૂં થયું. હું હમણાં જ મામી પાસે જઈ આવ્યો. તેમને સારી ઉંઘ આવી ગઇ હતી. ડોકટરે પણ કહ્યું છે કે તેમના જીવનને માટે કશી ચિંતા કરવા જેવું નથી. મને રહી રહીને એ જ વિચાર આવે છે કે કરસનદાસ શેઠના હાથે આવું અવિચારી કૃત્ય શી રીતે થયું હશે?"

રણછોડદાસે ગંભીર તથા શાંત સ્વરે ઉત્તર આપ્યો: "મારૂં માનવું એવું છે કે ક્ષણિક ગાંડપણની અસરમાં તેના હાથે આ કૃત્ય

થયેલું હોવું જોઈએ તેનું મગજ કોઈ કોઈ વાર એવી રીતે ઉશ્કેરાઈ જાય છે, એ બીજા નથી જાણતા પણ હું જાણું છું. તેના મનની એવી સ્થિતિમાં પોતાના કૃત્યનું શું પરિણામ આવશે તેના ખ્યાલ વગર આ કૃત્ય તેના હાથે થવાથી એ માટે તેને દોષ દેવો તે પણ યોગ્ય નથી. તેની આપણે દયા જ ખાવી જોઈએ. વિઠલ! તારી મામી ઉપર મારો પ્રેમ કેટલો છે એ તું જાણે છે. તે છતાં પણ હું કરસનદાસને ક્ષમા કરવાને તૈયાર થયો છું. માટે તારે તથા તારી બન્ને બ્હેનોએ પણ તેના ઉપર ગુસ્સો નહિ રાખતાં તેની તરફ દયાથી જ જોવું જોઈએ. જો કરસનદાસ શુદ્ધિમાં હોત તો આવું ભયંકર અને પાપમય કૃત્ય તેના હાથે કદિ પણ થયું હોત નહિ."

વિઠલદાસ બોલ્યો: "આપે જણાવેલું કારણ મને પણ બરાબર લાગે છે. કરસનદાસને હું સારી રીતે ઓળખું છું. તેનો સ્વભાવ ઉદાર અને પાપભીરૂ છે. તેના માટે મારા અંતઃકરણમાં કુદરતી રીતે પૂજ્ય બુદ્ધિ છે. આજ સુધી હું આપની પાસે બોલ્યો નથી, પણ આજે કહું છું. પોતાની પછી પોતાની સર્વ સંપત્તિ મને મળે એવી તેની અંતઃકરણપૂર્વક ઇચ્છા હતી. એ વાત તેણે એક વાર ખૂલ્લા દિલથી મને પણ કરી હતી. તેણે અવારનવાર મોટી કીમતની વસ્તુઓ મને બક્ષિસ આપી છે એ તો આપ જાણો છો. જો તેને માટે મારી પૂજ્ય બુદ્ધિ ન હોત તો માત્ર લોભથી એ વસ્તુઓનો સ્વીકાર કરવાને હું કદિ પણ તૈયાર ન થાત. તેના પવિત્ર આચરણનો વિચાર કરતાં આપે જણાવેલું કારણ જ સંભવિત લાગે છે. પોતાના કૃત્યનું શું પરિણામ આવશે તેનું તેને સ્હેજ પણ ભાન હોત તો તેના હાથે આવું મનુષ્યત્વને બટ્ટો લગાડનારૂં કૃત્ય કદિ પણ થાત નહિ. એટલે તે તિરસ્કાર કિંવા દૂષને નહિ પણ દયાને પાત્ર છે એવો આપનો મત જોઈને મને પણ સંતોષ થાય છે."

રણછોડદાસે કહ્યું: "તેનું મગજ બેફામ બનવાથી આ કૃત્ય તેના હાથે થયું છે એ વિષયમાં મને કશી પણ શંકા નથી. એ વાત

તારા મનમાં પણ ઉતરી છે માટે તું જ હવે તારી બ્હેનોને મળી તેમને સમજાવજે. તેણે આ કૃત્ય દુષ્ટ બુદ્ધિથી કર્યું નથી, પરંતુ અજ્ઞાનાવસ્થામાં તેના હાથે થયું છે એવી તેમની ખાત્રી કરજે. હું હવે પોલીસ ઇન્સ્પેકટર પાસે જાઉં છું અને તેને પણ એ જ કહું છું. બીજુ એક તને કહી રાખું છું. જ્યારે આ કેસ કોર્ટમાં શરૂ થાય ત્યારે આપણા તરફથી તું કચેરીમાં જજે અને તેને મુક્ત કરવાને માટે જે કાંઇ ખટપટ કરવી પડે તે કરજે."

વિઠલદાસ હર્ષપૂર્વક બોલ્યો: "એ કાર્ય હું મોટા આનંદ-પૂર્વક કરીશ. આપે આ કાર્ય મને સોંપ્યું તે માટે હું આપનો મોટો ઉપકાર માનું છું."

એ વખતે એક નોકરે આવીને કહ્યું: " રતનદાસ શેઠ પોતાના એક કારકુનની સાથે આવ્યા છે અને આપને મળવા ઇચ્છે છે.'

શેઠે કહ્યું: "તેમને મારી ઓફિસમાં લઇ જઇને બેસાર." નોકર ગયા પછી તે બોલ્યો: 'વિઠલ ! રતનદાસ આવ્યો છે. તારી ત્યાં આવવાની ઇચ્છા હોય તો મારી હરકત નથી."

વિઠલદાસ મામાના બોલવાનો ભાવ કળી ગયો અને તેણે જવાબ આપ્યો: "હું ત્યાં આવીને વિશેષ શું કરવાનો હતો ? તમે જે કરશો તેમાં આપણા સર્વનું હિત હશે એવી મારી ખાત્રી છે."

રણછોડદાસ સ્મિત કરીને ચાલ્યો ગયો. તેની ઓફિસમાં રતન-દાસ તેના કારકુન સાથે બેઠો હતો. તે દસ્તાવેજની બે નક્કલ કરીને લાવ્યો હતો. એક શેઠને આપી અને બીજી કારકુન પાસે રાખી. રણછોડદાસે કારકુનને વાંચવાનું જણાવ્યું. તે વાંચવા લાગ્યો. દસ્તાવેજનો મહત્ત્વનો ભાગ કાન પર પડતાં રણછોડદાસની મુદ્રા અતિશય ખિન્ન બની. તેના હૃદયમાં અસહ્ય વેદના થતી હતી, તથાપિ તેણે મુખ વાટે એક શબ્દ પણ બહાર કાઢયો નહિ. રતનદાસ નિશ્ચિંતપણે ખુરસી પર આડો પડયો હતો અને પોતાનું લક્ષ બીજી બાજુએ હોવાનું દર્શાવતો હતો. દસ્તાવેજ વંચાઈ રહ્યા પછી

રણછોડદાસે પોતાની પાસેનો કાગળ ટેબલપર મૂકી સહી કરવાને માટે હોલ્ડર હાથમાં પકડયું. તે વખતે તેનો હાથ ધ્રૂજતો હતો. તથાપિ તેણે દાંત વચ્ચે હોઠને દબાવી, હૃદયમાં થતી વેદનાને પણ દબાવવાનો પ્રયત્ન એક સરખો ચાલૂ રાખ્યો. તેણે એક નક્કલ પર સહી કરી ને રતનદાસને આપી, રતનદાસે પણ તેની નીચે સહી કરી અને એ જ રીતે બીજી નકકલ પર બન્નેની સહી થઇ. એક નકકલ શેઠે તથા એક રતનદાસે રાખી. એ પ્રમાણે કરારનામાં ઉપર બન્નેની સહીઓ થતાં રતનદાસે પોતાના ગજવામાંથી કેટલાક કાગળો કાઢયા. તે ચેક તથા હુંડીઓ હતાં. તેણે બપોરે બાર વાગે શેઠને પૈસા મળવાનું જણાવેલું. પરંતુ સ્હવારે વ્હેલો ઉઠી તે બે–ત્રણ બેંકોના એજન્ટો પાસે તથા પોતાની સાથે સંબંધ રાખતા બે–ત્રણ શરાફો પાસે જઇ આવ્યો હતો અને પોતાના ચેક તથા હુંડીઓ સ્વીકારાય એવી વ્યવસ્થા કરી આવ્યો હતો.

એ ચેકો તથા હુંડીઓ તપાસીને રણછોડદાસ બોલ્યોઃ "આ ચેક અને હુંડીઓ જેમના ઉપરની છે તે બેંકો અને વેપારીઓનું દરેકનું મારે કરજ છે. એટલે તેમની પાસેથી મને રોકડ રકમ પૂરેપૂરી મળવાની નથી. માટે બાર લાખ રૂપીઆની કીમતનાં ચેક તથા હુંડીઓ તમે તમારી પાસે રાખો તથા મ્હારા લ્હેણદારોનું તમામ કરજ ચૂકવી આપો. હું તેમનાં નામ તથા લ્હેણી રકમની યાદી તમને આપું છું."

રતનદાસે તે કાર્ય પોતાના કારકુનને સોંપ્યું અને તે લ્હેણદારોની પ્હોંચ લઇને શેઠને આપી જવાનું જણાવ્યું. કારકુન નમન કરીને ચાલ્યો ગયો. પછી રણછોડદાસે કરસનદાસ ઉપરના કેસને લગતી વાત રતનદાસને કરી. મુંબઇના પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ સાથે રતનદાસને સારો સંબંધ હોવાનું રણછોડદાસના જાણવામાં હોવાથી તેણે આ વાર્તા તેની પાસે ઉચ્ચારા હતી. કરસનદાસની મુક્તિ થાય, અથવા તો છેવટે તેને બહુ જ ઓછી સજા થાય એ માટે શો ઉપાય કરવો

એ વિષે તેમણે મસલત કરી અને તે નક્કી થયા બાદ રતનદાસ શેઠની રજા લઇને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૦મું

---

### માજીસ્ટ્રેટની કોર્ટમાં

આજે બપોરે અગીયાર વાગ્યાથી માજીસ્ટ્રેટની કચેરીમાં પુષ્કળ લોકસમૂહ એકઠો થયો હતો. કરસનદાસ જેવા શ્રીમંત અને ખાનદાન ગણાતા માણસે એક ઉચ્ચ કુટુંબની સ્ત્રીનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યાના વર્તમાન આજ સ્હવારનાં તમામ વર્તમાનપત્રોમાં પ્રકટ થઈ ચૂક્યા હતા. એટલે તેનો કેસ આજે માજીસ્ટ્રેટની કચેરીમાં શરૂ થશે એવું જાણીને તે સાંભળવાને માટે ન્હાના મોટા ઘણા માણસો માજીસ્ટ્રેટની કચેરી તરફ જતા હતા. સિપાઇઓ કરસનદાસને ચોકી પરથી એક ગાડીમાં માજીસ્ટ્રેટની કોર્ટમાં લાવ્યા તે વખતે તેના હાથમાં હાથકડી હતી. તે કોર્ટમાં દાખલ થયો તે વેળાએ તેની મુદ્રા બિલકુલ ખિન્ન દેખાતી હતી અને તે સ્તબ્ધપણે ઊભો હતો. તેણે એકવાર પણ પોતાની નજર આ કે પેલી બાજુએ ફેરવી ન હતી અથવા કોર્ટમાં પોતાને માટે ચિંતા કરનાર હિતૈષી કોઇ છે કે નહિ તે જોયું ન હતું. તેણે ઉંચું મસ્તક કર્યું તે વખતે તેની દૃષ્ટિ માત્ર માજીસ્ટ્રેટ તરફ હતી. બાહ્યતઃ તેની મુદ્રા નિર્વિકાર દેખાતી હતી. તથાપિ બારિકાઇથી જોતાં તેના અંતરમાં થતી વેદના લક્ષમાં આવ્યા સિવાય રહે તેમ ન હતું. વચ્ચે વચ્ચે તેના હોઠ થોડા થોડા હાલતા હતા. પરંતુ પોતાના મનમાં ચાલી રહેલી ચળવિચળ લોકોની દૃષ્ટિએ ન પડે તે માટે તે પુનઃ બંધ કરી દેતો હતો.

કેસનો પ્રારંભ થયો તે વખતે વિઠલદાસ કોર્ટમાં આવ્યો. તેણે માજીસ્ટ્રેટને સલામ કરી. માજીસ્ટ્રેટે પણ તેની સામે સ્મિત કરીને તેને યોગ્ય આસન આપ્યું. વિઠલદાસે કરસનદાસ તરફ દૃષ્ટિ કરી.

પરંતુ એ દુર્દૈવી માણસનું લક્ષ એ તરફ ગયું નહિ કિંવા ગયું હોય તો યે તેણે જણાવા દીધું નહિ. કેસની શરૂઆત થઈ. માજીસ્ટ્રેટના શિરસ્તદારે એક પછી એક જુબાની લેવાનું કાર્ય શરૂ કર્યું. પોલીસખાતા તરફથી ઇન્સ્પેકટર સાક્ષીઓને સવાલ કરતો હતો. કરસનદાસે પોતાના તરફથી વકીલ રાખ્યો ન હતો. રાખવાની તેને જરૂર પણ લાગી ન હતી. સાક્ષીઓએ આપેલી જુબાનીનો સારાંશ આ પ્રમાણે હતોઃ

અમે ગાયન–વાદનમાં તલ્લીન બની ગયા હતા. તે વખતે એક હૃદયભેદક ચીસ એકાએક અમારા સાંભળવામાં આવી. તે સાથે જ અમે સઘળા લતાકુંજ તરફ દોડયા. અંદર જતાં જ સવિતાગૌરીનો દેહ જમીન પર અસ્તવ્યસ્ત પડેલો અમારા જોવામાં આવ્યો. તેના જખમમાંથી લોહી વહેતું હતું. કરસનદાસ ત્યાં ઊભો હતો. તેના હાથમાં ફળ કાપવાની છરી હતી અને તે રક્તથી રંગાયેલી હતી. અમને જોતાં જ કરસનદાસનો ન્હાસી જવાનો ઇરાદો હતો. પરંતુ તે સિદ્ધ થયો નહિ.

ડોકટરે એમ કહ્યું કે "જખમના આકાર ઉપરથી તે જખમ આ છરી વડે થયેલો હોવો જોઇએ એમ લાગે છે." વિશેષમાં તેણે ઉમેર્યું કે "આ જખમથી હવે પ્રાણઘાત થવાનો સંભવ ઓછો લાગે છે. તો પણ દરદીને આરામ થઇ તેના શરીરમાં શક્તિ આવવાને હજી કેટલાક દિવસ લાગશે. ત્યાં સુધી તેને વિશ્રાંતિની પૂરતી જરૂર છે એટલે ત્યાં સુધી તેના મનને દુઃખ થાય એવું કશું પણ કરવું જોઇએ નહિ. તે તદ્દન સારી થાય અને પૂરી શક્તિ આવે ત્યાં સુધી તેની જુબાની લેવાનું સલાહ ભરેલું નથી."

જુબાનીઓ પૂરી થયા બાદ માજીસ્ટ્રેટે કહ્યું: "આ કેસમાં સવિતાગૌરીની જુબાની અત્યંત મહત્ત્વની છે. એટલે તેની તબીયત સારી થાય ત્યાં સુધી આ કેસ મુલતવી રાખ્યા વગર છૂટકો નથી." પછી તેણે આરોપીને પૂછ્યું: "તમારે આ સાક્ષીઓને કશા સવાલ કરવા છે? અથવા બીજું કાંઇ કહેવાનું છે?"

તમામ લોકોની દૃષ્ટિ કરસનદાસ તરફ ગઇ. બાહ્યતઃ દેખાતી શાંતિ કાયમ હતી, પરંતુ તેના અંતઃકરણમાં ખળભળાટ મચી રહ્યો હતો. એક ક્ષણવાર તે ગભરાઇ ગયેલો દેખાયો. પરંતુ બીજી જ ક્ષણે તેની મુદ્રા ગંભીર બની ગઇ અને તે શાંતિપૂર્વક બોલ્યોઃ "વિશેષ પૂરાવો એકઠો કરવામાં સમય ગૂમાવવાની શી જરૂર છે ? હું અપરાધી હોવાનું કબૂલ કરૂં છું. એટલે હવે બીજા પૂરાવાનું કામ છે જ નહિ."

તેના એ શબ્દો સાંભળવાથી કોર્ટમાં આવેલા સવ મનુષ્યોને દુઃખ થયું. કરશનદાસ શાંતિથી ધીમે ધીમે બોલવા લાગ્યોઃ "હા, હું ખરેખર અપરાધી છું. ન્યાય દેવતા મને યોગ્ય લાગશે તે શિક્ષા ફરમાવશે, પરંતુ તે પહેલાં મારે મારૂં કર્ત્તવ્ય બજાવવું જોઇએ. એ કર્ત્તવ્ય એટલે સવિતાગૌરીને જુબાની આપવાનો ત્રાસ ન પડે તે. મારે લીધે તેના દેહને જે વ્યથા થાય છે તે જ તેના હૃદયને વિદીર્ણ કરવાને માટે પૂરતી છે. પોતાના ખૂની વિરૂદ્ધ સાક્ષી આપવાને માટે તેને ન્યાયાસન સમક્ષ આવવાની જરૂર નથી. મારે માટે તેને વિશેષ શ્રમ ન પડે તે માટે હું રાજીખુશીથી સ્વેચ્છાપૂર્વક મારો અપરાધ કબૂલ કરૂં છું. વળી હું એટલું પણ કહું છું કે જે પવિત્ર સ્ત્રીનો પ્રાણ લેવાનો મેં પ્રયત્ન કર્યો હતો, તે સ્ત્રી ખરેખર પતિવ્રતા છે. તેની પવિત્રતા વિષે શંકા લાવનાર જ ઉલટો પાપમાં પડવાનો. આ તમામ અપરાધ મારો એકલાનો જ છે. આજ કેટલાંક વર્ષોથી—તે બહુ ન્હાની હતી ત્યારથી મારો તેના ઉપર પ્રેમ હતો, પરંતુ ગઇ કાલની રાત્રિ સુધી મેં મારા પ્રેમ વિષે કશી પણ વાતો તેની પાસે કાઢીને તેનું અપમાન કરવાનો પ્રયત્ન કર્યો ન હતો. ગઇ કાલે મારી પાપવાસના સાંભળીને એ પાપભીરૂ પવિત્ર સ્ત્રીએ પોતાના પાતિવ્રત્યને યોગ્ય જ વર્તન મારી સાથે ચલાવ્યું. મારૂં અનિષ્ટ ભાષણ સાંભળીને તેને અત્યંત ક્રોધ ઉપજ્યો. તેણે મને સત્તાપૂર્વક ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. એટલું જ નહિ પણ જો હું મૂંગો મૂંગો ચાલ્યો જાઉં

તો તે આ બધી હકીકત ગુપ્ત રાખશે અને મારી પ્રતિષ્ઠાને હરકત આવવા નહિ દે એવું પણ વચન આપ્યું. પરંતુ મેં તે સાંભળ્યું નહિ. નિરાશાથી હું દિવાનો બન્યો. મેં મારી મૂર્ખતાથી જે પ્રસંગ ઊભો કર્યો હતો તે પ્રસંગથી પહેલેથી જ મારું મગજ ફરી ગયું હતું. મને સારાસારનો વિચાર રહ્યો નહિ. હું અવિચારના પંજામાં પૂરેપૂરો સપડાયો. એટલામાં ફળ કાપવાની છરી મારી દૃષ્ટિએ પડી, અને—અને પછી શું થયું એ તો સર્વના જાણવામાં છે." એટલું બોલીને તે નીચે જોઇ ગયો.

કોર્ટમાં જ્યાં ત્યાં ગણગણાટ શરૂ થયો. જે કૃત્ય બન્યું હતું તે ભયંકર હતું. એ બાબત કોઇનો મતભેદ ન હતો. પરંતુ આરોપીનો આ કબૂલી જવાબ સાંભળી કેટલાક સહૃદય પ્રેક્ષકોનાં અંતઃકરણમાં આરોપી માટે કરૂણા ઉત્પન્ન થયા સિવાય રહી નહિ. તે દયાને પાત્ર છે એમ કેટલાક પરસ્પર ગણગણવા લાગ્યા. જે કરસનદાસને ઓળખતા હતા, જેમને તેના સ્વભાવની પૂરી માહિતી હતી તેઓ ચોક્કસપણે એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે તે વખતે આ બિચારાનું મગજ દિવાનું બની ગયું હશે. તે વિના આવું ભયંકર કૃત્ય તેના હાથે થાય એ શકય જ નહિ.

કરસનદાસ કશું નહિ બોલતાં નીચું જોઇને ઊભો રહ્યો એટલે રતનદાસ ઊભો થયો અને તેણે બોલવાનો પ્રારંભ કર્યો: "હું માજીસ્ટ્રેટ સાહેબની રજા લઈને એક વિનતિ કરૂં છું. રણછોડદાસ શેઠની તબિયત બરાબર સારી નહિ હોવાથી તેમણે પોતાના ભાણેજ સાથે મને અહીં મોકલ્યો છે. તેમનું કહેવું એવું છે કે કરસનદાસે આ કૃત્ય કાંઇ પૂર્ણ વિચાર કરીને ખાસ કરેલું નથી. એટલે તેની વિરૂદ્ધ ફરિયાદ કરવાની તેમની ઇચ્છા નથી. આ કૃત્ય કેવળ દિવાનાપણામાં તેના હાથે થયેલું હોવાથી તે શિક્ષાને પાત્ર નથી, તેને કોઇ કોઇ વાર દિવાનાપણાનો આવેશ આવી જાય છે એવું બીજાઓના જાણવામાં નહિ હોય; પરંતુ જેમનો તેની સાથે વિશેષ પરિચય છે

તેઓ એ વાર્તા જાણે છે. ગાંડપણના આવેશમાં થયેલા આરોપ માટે ગાંડો માણસ શિક્ષાને પાત્ર નથી. મને લાગે છે કે આ વાર્તા આપ જો પૂરાવામાં દાખલ કરશો તો તેને લાભ થશે."

વિઠ્ઠલદાસ મોટા આવેશપૂર્વક ઊભો થયો અને બોલ્યોઃ "આ કૃત્ય ખરેખર તેમણે દિવાનાપણામાં જ કરેલું હોવું જોઇએ. તે વિના આવું હિચકારૂં કામ તેમના હાથે થાય જ નહિ. તેઓ પોતે ખૂનનો યત્ન કરવાની વાર્તા કબૂલ કરે છે એટલે ઉપાય નથી. નહિ તો મારા મામા રણછોડદાસ શેઠે ખૂન કર્યાનું કોઇ કહે તો તે હું જેમ ન માનું, તેમ આ કૃત્ય કરસનદાસ શેઠે કર્યાનું મને જણાવવામાં આવે તો તેના ઉપર પણ મારો વિશ્વાસ બેસે નહિ."

એ વખતે માત્ર કરસનદાસે પ્રથમ વિઠ્ઠલદાસ તરફ દૃષ્ટિ કરી. આ વખતે તેની મુદ્રા મોટી ચમત્કારિક હતી. તથાપિ બીજી જ ક્ષણે તેની મુદ્રા પુનઃ ગંભીર બની ગઇ.

પૂરાવાનુ કામ પૂરૂં થયા બાદ માજીસ્ટ્રેટે કહ્યુંઃ "જ્યારે આરોપી પોતે જ પોતાનો ગુન્હો સ્વેચ્છાપૂર્વક કબૂલ કરે છે ત્યારે કેસ મુલતવી રાખવાની કશી પણ જરૂર નથી. હું આરોપીને સેશન્સ કમિટ કરૂં છું. વરિષ્ટ કોર્ટમાં આ કેસ ચાલે ત્યાં સુધી કરસનદાસને તુરંગમાં રાખવાનું ફરમાવું છું."

માજીસ્ટ્રેટના મુખમાંથી એ શબ્દો બહાર પડતાં જ કરસનદાસે પોતાની પડખે ઊભેલા સિપાઇ તરફ સૂચક દૃષ્ટિએ જોયું. તે તુરત જ બહાર નીકળવા લાગ્યો. સિપાઇ તેને લઇને બહાર પડ્યો. પોતાના પરિચિત મનુષ્યોની સમક્ષ આવી સ્થિતિમાં ઊભા રહેવા કરતાં તુરંગની અંધારી કોટડીમાં જઇને સ્વસ્થ પડયા રહેવાનું કરસનદાસને વિશેષ ઇષ્ટ લાગતું હતું.

---

# પ્રકરણ ૩ જું.

——:o:——

## સુભદ્રાનો પૂવ વૃત્તાંત.

**પા**છલા પ્રકરણમાં જે હકીકત અમે જણાવી ગયા તેને આઠ દિવસ થયા હશે. તે રોજ સ્હાંજે ભૂતગલ્લીમાં અન્નપૂર્ણાના મકાનમાં બીજા માળ ઉપર સુભદ્રા અને પુષ્પાવતી બન્ને જણીઓ ગપ્પાં મારતી બેઠી હતી. તે બન્ને વચ્ચે દિવસાનુદિવસ વિશેષ મૈત્રી બંધાતી જતી હતી અને પુષ્પાવતી વારંવાર સુભદ્રાને પોતાની પાસે બોલાવતી હતી. પુષ્પાવતીની મધ્યસ્થીથી સુભદ્રાને એક કામ સારા બદલાથી મળ્યું હતું. તે કામ પૂરૂં કરવામાં ત્રણ ચાર દિવસ તેને વિશેષ શ્રમ લેવો પડયો હતો. તે કાર્ય પૂરૂં થયા પછી વિશ્રાંતિની જરૂર હતી. એટલે પુષ્પાવતીને ત્યાં જઇ ઘડી બે ઘડી આનંદવાર્તા કરવામાં તેને ખરાબ લાગવાનું કશું કારણ ન હતું.

પુષ્પાવતીએ પોતાની મૈત્રિણીને ઉપાહાર માટે બોલાવી હતી. એ ચાંદીની થાળીઓમાં ઉપાહારનો પદાર્થ વ્યવસ્થિત રીતે ગોઠવેલો છે. જળપાત્રો પણ ચાંદીનાં હતાં. તે ઉપરાંત એક કાચની બરણીમાં થોડું ગુલાબનું શરબત પણ હતું. શરબત પીવા માટે ચાંદીના બે નાજુક પ્યાલા પણ પડયા હતા. તે સિવાય આ કોટડીમાં જે વાસણો હતાં તે શોભિતાં અને ચકચકિત હતાં. બારીપર વાળાનો પડદો ટાંગ્યો હતો. એક સુંદર દીવો કોટડીમાં સર્વત્ર નિર્મળ પ્રકાશ ફેંકી રહ્યો હતો. કોટડી માંહેના પદાર્થો અને તેમની રચના તરફ લક્ષ આપતાં ઉપયોગિતા કરતાં બાહ્ય શોભા તરફ વિશેષ લક્ષ આપ્યું છે એમ કોઇને પણ લાગ્યા સિવાય રહે નહિ.

આ કોટડીની વ્યવસ્થિતતા અને ડોળદમામ જોઇને સુભદ્રાના મનમાં અદેખાઇ ઉત્પન્ન થયા સિવાય રહી નહિ. તથાપિ અત્ર એટલું કહેવું જોઇએ કે 'અદેખાઇ' શબ્દમાં જે દ્વેષ અંતર્ગત હોય છે તેની

કલ્પના સુભદ્રાના મનમાં બિલકુલ ન હતી. પુષ્પાવતીને આવો એશારામ ભોગવવાનું મળે છે એથી તેને બિલકુલ માઠું લાગતું ન હતું. પરંતુ પોતાને પેટપૂર અન્ન અને શરીર ઢાંકવાને માટે વસ્ત્રો મેળવવાની પણ મુશ્કેલી પડે છે એ વિચાર મનમાં આવવાથી તેને ખેદ થતો હતો. તથાપિ પુષ્પાવતીની ઉપજીવિકા કેવી રીતે ચાલે છે એ રહસ્ય તેના જાણવામાં ન હતું. તેના નિર્વાહનું સાધન તેના જાણવામાં ન હોવા છતાં યે એ સારૂં નહિ હોય એવી અસ્પષ્ટ શંકા તેના મનમાં રહી રહીને આવતી હતી. એ શંકાનું કારણ શું, એવું જો કોઇ તેને પૂછે તો તેનો જવાબ તે આપી શકે તેમ ન હતી. વળી આવી શંકા પોતાના મનમાં લાવવા માટે તેને પશ્ચાત્તાપ થતો હતો. તેનો સ્વભાવ મૂળે જ ઉદાર હતો. જ્યાં સુધી કોઇ મનુષ્યના દુર્વર્તન વિષે તેના મનની ખાત્રી ન થાય ત્યાં સુધી તે તેને સદ્ગુણી સમજતી હતી. પુષ્પાવતી તો તેની મૈત્રિણી બની હતી. તેની સાથે મમતાથી વર્તતી હતી. છતાં પણ તેને માટે પોતાના મનમાં અનુદાર વિચાર આવે તે યોગ્ય નહિ એવું સુભદ્રાને લાગે તો તેમાં નવાઇ નથી.

એ બન્ને જણીઓ સુંદર હતી. તેમની ઉમર પણ લગભગ સરખી હતી. તથાપિ તેમના સ્વરૂપમાં જે એક પ્રકારનો વિશિષ્ટ ભેદ હતો તે ચાણાક્ષ પ્રેક્ષકના લક્ષમાં આવી શકે તેમ હતો. એ ભેદ તેમની શરીરરચનાને લીધે નહિ પરંતુ માનસિક સ્થિતિને લીધે હતો. એક વિષયસુખની લાલસાવાળી હતી; જ્યારે બીજી દયા, માયા, પ્રેમ, ઇત્યાદિ સાત્વિક ગુણોની મૂર્તિમંત પ્રતિમા હતી. નાટકીપણું, હાવ-ભાવ, શૃંગારપ્રિયતા ઇત્યાદિ ઉત્તેજક બાબતોને લીધે પુષ્પાવતી કોઇ રંગીભંગી લક્ષ્મીપુત્રની રખાત બનવાને પાત્ર હતી; જ્યારે સુભદ્રા સાદાઇ, સુશીલતા, લજ્જા, વિનય, આદિ ગુણોને લીધે એકાદા કુળવાન અને શ્રીમંત ગૃહસ્થના પુત્રની ગૃહલક્ષ્મી થવાને યોગ્ય હતી. પુષ્પાવતીની પવિત્રતા નષ્ટ થઇને તેના દેહની સુંદરતા માત્ર રહી હતી; ત્યારે સુભદ્રા તદ્દન નિષ્પાપ હતી.

એ બન્ને જણી ઉપાહાર કરતી હતી. પુષ્પાવતી પોતાના દિલદાર અને ઉદાર સ્વભાવને અનુસરી પોતાની નવીન મૈત્રિણીને ઉત્તમોત્તમ પદાર્થોનો ખૂલ્લા મનથી સ્વીકાર કરવાનો આગ્રહ કર્યા કરતી હતી. તે સુભદ્રાની સાથે સમાનતાથી વર્તતી હતી. પોતે તેને કામ પૂરૂં પાડે છે અને તેને સારા સારા પદાર્થો ખાવાને આપી તેના ઉપર મોટો ઉપકાર કરે છે એવું પુષ્પાવતીને બિલકુલ થતું નહિ. માત્ર એક જ બાબતમાં સુભદ્રા માટે પુષ્પાવતીના મનમાં કંઈ ભાવ હતો. તે દેહ અને મનથી પવિત્ર છે અને પોતે બન્ને બાબતમાં ભ્રષ્ટ થયેલી છે એ વાર્તા તેના મનને ડંખતી હતી. તેની નજર સુભદ્રાના પવિત્રતાથી ચમકનારા મુખપર સ્થિર થતી ત્યારે તે ઉદાસ થતી. તથાપિ ગરિબાઇની ગર્ત્તામાં આવી પડેલી આ અસહાય છોકરીની પવિત્રતા લાંબો વખત ટકશે નહિ, તે પણ પોતાના માળામાં આવીને બેસશે, એમ પુષ્પાવતી માનતી હતી.

ઉપાહાર પૂર્ણ થયા પછી પુષ્પાવતી બોલીઃ સુભદ્રા! અત્યારે આપણે નવરાં છીએ. જ્યારે આપણે એકબીજીની મૈત્રિણી થયાં છીએ. ત્યારે આપણે એકબીજાંની પૂર્વની હકીકત જાણવી જ જોઇએ. તે માટે તું તારી જેટલી હકીકત મને કહી શકે તેમ હોય તેટલી મને જણાવ. આ જગતમાં તારા ઉપર મમતા કરનારૂં તારૂં કોઇ પણ સગું હોય એમ લાગતું નથી. એ ઉણપને મારી શક્તિ મુજબ પૂરી કરવી એવી મારી ઇચ્છા છે."

સુભદ્રાનાં નેત્રો સમક્ષ પોતાની અસહાય સ્થિતિનું ચિત્ર ઊભું રહ્યું—નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તથાપિ દુઃખનો પ્રતિરોધ કરી, અશ્રુ લૂછી નાખીને તેણે બોલવાનો પ્રારંભ કર્યોઃ "પુષ્પાબ્હેન! જો તેં મને સહાય કરી ન હોત તો આજે મારી શી સ્થિતિ થઇ હોત એ હું સમજી શકતી નથી. જ્યારે તું મારી મૈત્રિણી તરીકે મારો પૂર્વ વૃત્તાંત જાણવા માગે છે ત્યારે મારે ખૂલ્લા દિલથી એ તને જણાવવો જ જોઇએ. મારો પૂર્વ વૃત્તાંત મને ચમત્કારિક તથા

આશ્ચર્યકારક લાગે છે ખરો, પરંતુ બીજાંને પણ એ તેવો લાગવો જોઇએ એવું કાંઇ નથી."

પુષ્પાવતી તેની નજીક આવીને બોલી: "સુભદ્રા! તારી હકીકત મને પસંદ પડે યા નહિ, તો પણ જો તે દુઃખયુક્ત હશે તો તારા દુઃખમાં ભાગ લેવાને હું ખુશીથી તૈયાર છું. તારી હકીકત સાંભળવાથી તારા માટે જે મિત્રભાવ મારા મનમાં છે તે ઓછો ન થતાં વધશે એવો મને ભરોંસો છે. કહે હું સાંભળવાને માટે તૈયાર છું."

સુભદ્રા કહેવા લાગી: "હું ન્હાની હતી ત્યારે જ મારા પિતા મરણ પામ્યા હતા. તે શો ઉદ્યોગ ધંધો કરતા હતા એ બિલકુલ મારા જાણવામાં નથી. કિંવા તેમના સંબંધમાં મારી માતાએ મને કશું પણ કહ્યું નથી. તે પોતે એમના વિષયમાં કદી બોલતી નહિ અને જો હું તેમની વાત કાઢું તો તે ટાળીને બીજે-ત્રીજે વિષય કાઢતી. મારા પિતાની વાત કરવાથી તેના મનને દુઃખ થાય છે એવું મારા સમજવામાં આવ્યું ત્યારથી એ વાત મેં પુનઃ કાઢી ન હતી. મારી માતાની મારા ઉપર એટલી મમતા હતી કે તેના મનને દુઃખ થાય એવું વર્તન કરવાનું મારા સ્વપ્નમાં પણ આવતું નહિ. હું તેની એકની એક દીકરી હતી અને તેનો મારા ઉપર સંપૂર્ણ પ્રેમ હતો. તે ગરીબ સ્થિતિની હોવા છતાં મારા શિક્ષણને માટે તેણે પૂરતી કાળજી રાખી હતી. મને તે વનિતાવિશ્રામની શાળામાં શિક્ષણને માટે મોકલતી. ત્યાં હું યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કરવાની સાથે ભરવા ગુંથવાનું તથા શીવવાનું કામ પણ શીખી હતી. મારી માતા સ્વર્ગવાસી થયાને આજે ત્રણ વર્ષ થયાં. તે વખતે હું પંદર વર્ષની હતી. એટલી ઉમરે હું અસહાય અને નિરાધાર થઇ પડી. તથાપિ મને બાર વર્ષ થયાં ત્યારથી જ અમારા સંસારની સાધારણ સ્થિતિ મારા લક્ષમાં આવવા લાગી હતી. તે શ્રીમંત ન હતી તથાપિ અમારો નિર્વાહ ચાલવામાં કશી અડચણ પડતી નહિ. જો એમ ન હોત તો તેને કશો પણ ઉદ્યોગ કરવો પડતો હોત. અમે એક ન્હાના મકાનમાં રહેતાં

હતાં અને ત્યાં જે સામાન સુમાન હતો તે અમારી માલિકીનો હતો. તે વખતે અમે પરેલમાં રહેતાં હતાં. એ વેળાએ દર ત્રણ મહિને એક ગૃહસ્થ અમારે ત્યાં આવતો. તે મુકરર તારીખે આવતો હોવાથી તે દિવસે મારી માતા ઘેર જ રહેતી. તે આવતો એ વખતે મારી માતા મને મારી ઓરડીમાં જવાનું કહેતી. એ ગૃહસ્થ ત્યાં દશ–બાર મીનિટથી વિશેષ રોકાતો નહિ. મેં મારી માતાને એ વિષે કદિ પ્રશ્ન કર્યો ન હતો કિંવા તેણે પોતાની મેળે કદિ પણ કહ્યું ન હતું. તો પણ હું સમજવા લાગી ત્યારથી તેના આગમન વિષે અનુમાન કરી શકતી હતી. તે કોઈ શ્રીમંત વ્યાપારીનો મુનિમ હોવો જોઇએ અને મારી માતાને પૈસા આપવાને માટે આવતો હોવો જોઇએ. કારણ કે તે આવી ગયા પછી એક–બે દિવસે મારી માતા અમારી કામ કરનારીને બજારમાં મોકલીને અનાજ વગેરે મગાવતી અને કોઇનો માલ ઉધાર આવ્યો હોય તેના પૈસા ચૂકવી આપતી. તથાપિ એ તમામ મારી કલ્પના જ છે. એ ગૃહસ્થ કોણ તથા કેટલી રકમ આપે છે તે મારા જાણવામાં આવ્યું નથી. કામ કરનારીને પણ તે કોણ છે અને શા માટે આવે છે તેની માહિતી ન હતી. તે આવતો એટલે દ્વાર પાસે ઊભો રહી દ્વાર ઉઘાડું હોય તો મારી માતાનું નામ લઇ તે ઘરમાં છે કે કેમ એવું મોટેથી પૂછતો. જો બારણું બંધ હોય તો બહારથી અવાજ કરતો. ઘરમાં આવીને તુરત તે મારી માતાના ઓરડા તરફ જતો અને પોતાનું કામ પૂરૂં કરીને તુરત પાછો ફરતો. માત્ર ત્રણ–ચાર વખત જ તેનો ચ્હેરો મારી દૃષ્ટિએ પડ્યો હતો. એ દરેક પ્રસંગે તેણે મારી સામે જોઇને સભ્યતાથી હાસ્ય કર્યું હતું. તથાપિ તે મારી સાથે એક વાર પણ બોલ્યો ન હતો.”

પુષ્પાવતીએ પૂછ્યું: “એ ગૃહસ્થ જો પુનઃ તારી દૃષ્ટિએ પડે તો તું તેને ઓળખે કે નહિ?”

સુભદ્રાએ સ્પષ્ટ ઉત્તર આપ્યો: “હા, એક હજાર માણસના સમૂહમાંથી પણ તેને ઓળખી કાઢું. પરંતુ તે મારી દૃષ્ટિએ પડે અને

હું તેને ઓળખું એથી કશો લાભ થવાની આશા નથી. મારી માતા મરી ગયા પછી તે પુનઃ કદિ પણ એ મકાનમાં આવ્યો નથી. એ ઉપરથી મારી એવી કલ્પના છે કે જો તે ખરેખર મારી માતાને પૈસા આપવાને માટે આવતો હોય તો મારી માતાને એ રકમ તેની હયાતી પર્યંત જ મળવાની હશે. મારી માતા સ્વર્ગવાસ પામ્યાને ત્રણ વર્ષ થઇ ગયાં હોવાથી મારૂં દુઃખ થોડું ઓછું થયું હોય એ સ્વાભાવિક છે. પરંતુ તે પ્રસંગે મને જે દુઃખ થયું હતું તે સહન કરવાનું અત્યંત કઠણ હતું. તે અચાનક મૃત્યુ પામી હતી. આગલી રાત્રે હમેશ મુજબ આઠ વાગે વાળુ કરીને અમે બેઠાં હતાં ત્યાર બાદ નિયમ મુજબ મેં ગીતાના થોડાક શ્લોક સંસ્કૃતમાં વાંચી તેનો ગુજરાતી અર્થ મારી માતાને સંભળાવ્યો. તેને પોતાને લખતાં વાંચતાં આવડતું ન હતું પણ હું અગાઉ જણાવી ગઇ તે પ્રમાણે મારા શિક્ષણને માટે તેણે પૂરતી કાળજી રાખી હતી. એટલે રોજ રાત્રે હું કાં તો ગીતા અથવા રામાયણ, મહાભારત કે એવા બીજા ધર્મગ્રંથમાંથી થોડો ભાગ વાંચતી. તે રાત્રે તેનું મન ખરેખર પ્રસન્ન હતું. એ દિવસે તેણે જે ઉપદેશની વાત કહી છે તે મારા હૃદયમાં એવી ચોંટી ગઇ છે કે મારો પ્રાણ જાય તો પણ તે ઉપદેશની વિરૂદ્ધ વર્તવાને હું તૈયાર થાઉં નહિ. તે દિવસની તેના મનની પ્રસન્નતાનું પણ મને કદિ વિસ્મરણ થવાનું નથી. આશરે દશ વાગે તેણે મને આશીર્વાદ આપ્યો. અને જો હું તેના ઉપદેશ પ્રમાણે વર્તીશ તો મારૂં કલ્યાણ થશે એમ મને કહ્યું. પછી અમે અમારાં બિછાનામાં સુવાને માટે ગયા. તે રાત્રે ચાંદની ઉત્કૃષ્ટ હતી. આકાશ બિલકુલ સ્વચ્છ હતું. સર્વ સૃષ્ટિ શાંતિનો અનુભવ લેતી હોય એવો મને ભાસ થયો. મારી પ્રેમાળ માતાના ઉપદેશથી, વિશેષતઃ તેણે આપેલા મહાપુરુષોના દૃષ્ટાંતથી મારૂં અંતઃકરણ પણ પ્રસન્ન બન્યું હતું. હું બારી પાસે ઊભી રહીને સૃષ્ટિસૌંદર્યનું નિરીક્ષણ કરતી હતી. પરંતુ એવા શાંત સમયે યમ-

રાજનો દૂત અમારા ઘરની આસપાસ ફેરા મારતો હશે એવી શંકા સુદ્ધાંત મારા મનમાં આવી નહિ! આવવાનું કારણ જ ન હતું. ઉલટું જેણે સર્વ સૃષ્ટિને આનંદ આપનાર ચંદ્રને આકાશમાં પ્રકાશિત કર્યો, અનેક પ્રકારનાં વૃક્ષ અને વનસ્પતિ ઉત્પન્ન કરી મનુષ્ય પ્રાણીઓનાં જીવન સુખાવહ કર્યાં. અને જે દયાપૂર્વક સર્વ સૃષ્ટિનું રક્ષણ કરે છે તે જગચ્ચાલક પરમાત્માના અનંત ગુણની પ્રતિતી અંતઃકરણમાં થવાથી મારૂં મન પણ પ્રસન્ન બન્યું હતું. આકાશમાં ચમકતા દરેક તારામાંથી એકેકો મહાન્ આત્મા મારી તરફ જૂએ છે અને 'તું ધર્મથી ચાલીશ તો તને દુઃખ નહિ થાય એમ કહે છે' એવો મને ભાસ થયો. હું ત્યાં જ ઊભી રહીને મનમાં ઇશ્વરની પ્રાર્થના કરતી હતી તે વખતે નિદ્રાએ મારા ઉપર પાશ નાંખ્યો.. હું બિછાનામાં જઇને પડી. પુષ્પાવતી! આ વાર્તા હું અધિક વિસ્તારપૂર્વક કહું છું તે માટે મને ક્ષમા કરજે. હું પણ શુ કરૂં? મારા મનની તે રાત્રે એવી સ્થિતિ થઇ તેમાં બીજાને મહત્ત્વ લાગતું નહિ હોય, પણ મને લાગે છે. વિશેષ શું કહું! જાણે તે વખતની તમામ કલ્પનાઓ મારા હૃદય પર કાયમને માટે કોતરાઇ ગઈ છે એમ મને થાય છે. તે રાત્રે જે સાત્વિક મનોવિકાર મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયા છે તેનું વિસ્મરણ આ જન્મમાં તો થવાનું નથી જ."

સુભદ્રાનું આ નિષ્કપટ અને મનોવેધક ભાષણ સાંભળીને પુષ્પાવતીના મનમાં પણ ક્ષણવાર સાત્વિક વૃત્તિ જાગૃત થઇ અને તે બોલી: "કહે, તારી ઇચ્છા પ્રમાણે તમામ હકીકત વિસ્તારપૂર્વક કહે."

થોડી વાર થોભીને સુભદ્રા પુનઃ ખિન્ન તથા કમ્પિત સ્વરે બોલી: "પુષ્પાવતી! હું ધર્મઘેલી નથી કિંવા ઢોંગી તો નથી. જ તથાપિ અંતઃકરણપૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરવાથી આપણા મનનું એક પ્રકારે અવર્ણનીય સમાધાન થાય છે એ બાબતનો મને અનેક વાર અનુભવ થયો છે. એ સર્વ કલ્પનાનો ખેલ છે એવું કોઈ કહે તો ભલે કહે, એ કલ્પનામાં એક પ્રકારનો વિલક્ષણ આનંદ–અપૂર્વ

સંતોષ–ધૈર્યોત્પાદનની વિલક્ષણ શક્તિ છે, એ વિષે મને તો જરી પણ શંકા નથી. તે રાત્રે હું બિછાનાપર સૂતી હતી એ વખતે મારૂં મન જેવું પ્રસન્ન હતું તેવું પૂર્વે કે પુનઃ કદિ પણ થયેલું હોવાનું યાદ નથી. તે રાત્રે મને ઉંઘમાં આનંદદાયક જ સ્વપ્નાં આવ્યાં હતાં, ભાવિ દુઃખનું સૂચન પણ થયું ન હતું. બીજે દિવસે સ્હવારે હું હમેશ કરતાં સ્હેજ મોડી ઉઠી. પક્ષીઓનો કિલકિલાટ શરૂ થઇ ગયો હતો. સ્વેશમાં થઇને પ્રાતઃકાળનો પ્રકાશ પણ મારા ઓરડીમાં આવતો હતો. મેં તુરત રાત્રિનાં વસ્ત્રો બદલાવી નાંખ્યાં અને હું બહાર નીકળી તુરત રસોડા તરફ ગઇ. મારી માતા નિત્ય પ્રમાણે વ્હેલી ઉઠીને કામે લાગી હશે એવું મને લાગતું હતું. પણ તે રસોડામાં ન હતી. તે બીજા ખંડમાં હશે એમ ધારીને હું બહાર નીકળી તો કામ કરનારી મને મળી અને મારી મા હજી ઉઠી નથી એવું તેણે મને કહ્યું. મારી મા આટલી મોડી કદિ પણ ઉઠતી નહિ. એટલે હું તુરત તેના ખંડ તરફ ગઇ. પરંતુ મારા મનમાં કશી વિપરીત કલ્પના થઇ ન હતી. ખંડ પાસે જઇને મેં દ્વારપર હળવેથી અવાજ કર્યો. પરંતુ અંદરથી જવાબ આવ્યો નહિ. બીજીવાર જોરથી સાંકળ ખખડાવી પરંતુ તે જ પરિણામ. એથી મારા મનમાં ભીતિ ઉત્પન્ન થઇ. મેં પુનઃ સાંકળનો જોરથી અવાજ કર્યો, ત્યાં કામ કરનારી તે સ્થળે આવી. આટલો મોટો અવાજ કરવા છતાં યે બાઇ ઉઠતી નથી એ વિચારથી તેને પણ મોટું આશ્ચર્ય થયું અને તેના અંતઃકરણમાં પણ ભીતિ ઉત્પન્ન થઇ. અંદરથી સાંકળ વાસેલી હતી. એટલે અમે બારણું ઉઘાડી શકીએ તેમ ન હતું. અંદર જવાને માટે તે સિવાય બીજો એકે રસ્તો ન હતો. મેં પુનઃ જોરથી બારણું ખખડાવ્યું અને બારણું ખોલવાને માટે વિનતિ કરી પણ વ્યર્થ. હવે મારૂં હૃદય ભીતિથી ધડકવા લાગ્યું. બારણું તોડવા સિવાય બીજો માર્ગ નથી એવું મારા મનમાં આવ્યું. કામ કરનારીને પણ એમ જ લાગ્યું. અમારા ઘરની પાસે

એક સુતાર રહેતો. તેને બોલાવી લાવવાને માટે કામ કરનારી તુરત ગઇ. તે આવી ત્યાં સુધી હું રડતી બેસી રહી. માનું શું થયું હશે એ મારા મનમાં આવી ચૂકયું હતું. હવે આ જગતમાં મારે કોઇનો આધાર રહ્યો નહિ એ લક્ષમાં આવવાથી મારા મનને જબરો ધક્કો લાગ્યો. અસહાયાવસ્થાનું ચિત્ર મારી સામે ઊભું રહ્યું. અનેક પ્રકારના વિચારો મારા મનમા ખળભળી ઉઠયાં. હું એવી સ્થિતિમાં ક્ષુબ્ધ બની ગઇ હતી તે વખતે સુતાર ત્યાં આવ્યો. તેણે પોતાનાં ઓજારો વડે બારણું તોડયું. ઓરડામાં જવાને માટે હું ઉમરા પાસે આવી ત્યાં મારૂં શરીર લૂલું બની ગયું. હું ઓરડાના દ્વારમાં નહિ પણ કોઇ સ્મશાનગૃહના દ્વારમાં છું એમ મને લાગ્યું અને મારો શોક અમર્યાદિત બન્યો. સુતાર અને કામ કરનારીની મુદ્રા ખિન્ન, ગંભીર અને ભયચકિત દેખાવા લાગી. એ આખું મકાન મને સ્મશાન સમાન ઉદાસીન દેખાવા લાગ્યું. જેમ તેમ હિમ્મત એકઠી કરીને હું અંદર દાખલ થઇ. બિછાના પાસે જઇને જોઉં છું તો શું? માને માટે મારા મનમાં જે દુષ્ટ કલ્પનાઓ આવી હતી તે સર્વ ખરી છે એવી એક સેકન્ડ માત્રમાં મારી ખાત્રી થઇ ગઇ. જે બિછાનાપર આગલી રાત્રે તેને સુખી તથા દેખાવમાં નિરોગી શરીરે પોઢતાં મેં જોઇ હતી. તે જ બિછાનાપર અત્યારે તેનું ગતપ્રાણ બનેલું શરીર પડયું હતું. તે પ્રકાર દષ્ટિએ પડતાં જ દુઃખથી મારા મુખમાંથી હૃદયદ્રાવક ચીસ બહાર પડી. મારા પગની સર્વ શક્તિ નાશ પામી ગઇ. હું જમીન ઉપર પડી જાત, પરંતુ કામ કરનારીએ નજીક આવી મને ઝીલી લીધી. મેં તેના હસ્તમાંથી છૂટીને મારી માતાના દેહને આલિંગન કર્યું તથા મારા અંતઃકરણના દુઃખને બહાર કાઢવાનો પ્રારંભ કર્યો. સુતાર દોડતો નજીકના ડોકટર પાસે ગયો. પરંતુ મારી માડી જગતના વૈદ્ય-ડોકટરોના જ્ઞાનની મર્યાદાથી પર થઇ ગઇ હતી. ડોકટર આવ્યો. તેણે મૃતદેહ તપાસીને મૃત્યુ થયાને ૭ કલાક થઇ ગયાનું જણાવ્યું. તેનું શરીર

ઠંડુગાર હતું. અવયવો અકડ બની ગયાં હતાં. તથાપિ તેની મુદ્રા મને હમેશાં પ્રમાણે શાંત અને પ્રસન્ન દેખાતી હતી. કોઇ પણ પ્રકારનો કલેશ થયા વગર તેનો પ્રાણ દેહને છોડીને ચાલ્યો ગયો હતો. તેના મુખ ઉપરનું તેજ માત્ર અદશ્ય થઇ ગયું હતું. જો એ તેજ હોત તો તેનો પ્રાણ તેને છોડીને ચાલ્યો ગયો છે એમ કોઇ પણ કહેત નહિ. તેને સુખપૂર્વક મૃત્યુ આવ્યું હતું."

—:o:—

## પ્રકરણ ૧૨ મું.

—:o:—

## સુભદ્રાનો પૂર્વ વૃત્તાંત [ચાલુ].

એ હકીકત કહેતી વખતે બિચારી સુભદ્રાની અવસ્થા શોચનીય થઇ હતી. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી. તે હીબકાં ભરતી હતી પુષ્પાવતી કઠોર અંતઃકરણની સ્ત્રી હતી. છતાં પણ તેની એ અવસ્થા જોઇને તેનું પણ હૈયું ભરાઇ આવ્યું. તેણે સુભદ્રાને પોતાના પાસામાં ખેંચી તેના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેનું પણ ગળું ભરાઇ જવાથી એ પ્રયત્ન સફળ થયો નહિ. થોડીવારે આપોઆપ સુભદ્રાનું દુઃખ જરીક કમી થયું. એટલે પુષ્પાવતીએ તેને પૂછયું: "તારી માતાનું આમ અકસ્માત મૃત્યુ થવાનું કારણ તારા જાણવામાં આવ્યું ખરૂં ?"

ખિન્ન અને કમ્પિત સ્વરે સુભદ્રાએ જવાબ આપ્યો: "ડોકટરે બારિકાઇથી તપાસ કરી, પરંતુ મૃત્યુનું કોઇ બાહ્યતઃ કારણ તેના જોવામાં આવ્યું નહિ. તેનું મૃત્યુ કુદરતી રીતે થયું હતું એમ તેણે કહ્યું અને તેજ ખરૂં હતું. મારી માતા એટલી પાપભીરૂ હતી કે તેણેઆત્મહત્યા કરી હશે એવું મારા તો શું પણ તેના કોઇ પરિચિત મનુષ્યના માનવામાં પણ આવે નહિ. થયું! હું તદ્દન અસહાય બની ગઇ. આસપાસનાં પાડોશીઓ એકઠાં થઇ ગયાં.

તેમણે તેના દેહને અગ્નિસંસ્કાર કરવાની વ્યવસ્થા કરી. તેને સ્મશાનમાં લઇ જવાને માટે ઉચકવામાં આવી તે વખતે જાણે મારા ઉપર આખું આકાશ તૂટી પડતું હોય એવો મને ભાસ થયો. મારૂં દેહભાન નષ્ટ થયું. હું પુનઃ શુદ્ધિમાં આવી ખરી, પણ હું કોણ અને મારૂં કર્તવ્ય શું તેનું મને જ્ઞાન રહ્યું નહિ. મારી સ્થિતિ ભ્રમિષ્ટના જેવી બની ગઇ. કેટલાક મહીના સુધી હું ભ્રમિષ્ટ રહી. મારૂં વર્તન લગભગ દિવાનીના જેવું હતું. ધીમે ધીમે મારૂં મન ઠેકાણે આવવા લાગ્યું અને મારી માતાએ કરેલા ઉપદેશનું સ્મરણ થવાથી જગત ઉપરનું સંકટ ધૈર્યપૂર્વક સહન કરવાને માટે મારૂં મન તૈયાર થયું. હું હવે બરાબર શુદ્ધિમાં આવી ગઇ છું એમ જોઇને મારી કામ કરનારીએ મને મારી વ્યાવહારિક સ્થિતિનો વિચાર કરવાની સૂચના કરી. મને પણ તે યોગ્ય લાગવાથી મેં મારી માતાની પેટી, ટ્રંક તપાસ્યાં. તેની પાસે કાંઇ કાગળ પત્રો હશે અથવા તેણે તમામ વ્યવસ્થા કરી રાખી હશે એવી આશાથી મેં પુષ્કળ શોધ કરી. પરંતુ કેટલાંક પુસ્તકો સિવાય બીજો કોઇ પણ પ્રકારનો કાગળ જોવામાં આવ્યો નહિ. તેના નિર્વાહનું સાધન શું હતું અને તેની પાસે દર ત્રણ માસે આવનાર ગૃહસ્થ કોણ હતો એ હું જાણી શકી નહિ. એ સર્વ તેનો સાથે જ કાળના પેટમાં ગડપ થઇ ગયું. પેલા ગૃહસ્થની વાત નીકળતાં કામ કરનારીએ કહ્યું કે ત્રણ માસ પૂરાં થતાં તે રોવાજ મુજબ મુકરર તારીખે આવ્યો હતો. તે વખતે હું ભ્રમિત સ્થિતિમાં હતી. મારી માતા એકાએક મૃત્યુ પામવાનું સાંભળવાથી તેને મોટું આશ્ચર્ય થયું. તેણે મારા વિષયમાં કામ કરનારીને એક–બે પ્રશ્નો કર્યા અને તેના જવાબ સાંભળીને તે કશું પણ વિશેષ બોલ્યા સિવાય ચાલ્યો ગયો. તેણે પૈસા આપ્યા નહિ કિંવા ભવિષ્યમાં કદી આપશે કે નહિ તે કશું જણાવ્યું પણ નહિ. એ ગૃહસ્થની આવી હકીકત સાંભળીને મારી ભાવી સ્થિતિ અત્યંત વિકટ છે. એવું મેં અનુમાન કર્યું. તે જો મારી માતાને પૈસા આપવાને માટે આવતો હશે તો

તેનું મૃત્યુ થવાથી હવે તે રકમ મળવાની નથી એ મારા ધ્યાનમાં આવ્યું. તથાપિ આશા અમર છે. કદાચ તે બીજા ત્રણ માસે નહિ આવે તેની ખાત્રી શી? એવી આશા મારા મનમાં ઉત્પન્ન થયા સિવાય રહી નહિ. એટલું ખરૂં કે મારા મનમાં એવી આશા હોવા છતાં તે આવશે જ એવી ખાત્રી ન હોવાથી બીજા ત્રણ માસ પૂરાં થતાં તે આવ્યો નહિ એથી મારા મનને બિલકુલ દુઃખ થયું નહિ. મારી માતા મૃત્યુ પામ્યાને પાંચ માસ થઇ ગયા છતાં કોઇ તેની મીલકતની વ્યવસ્થા કરવાને કે મારી તપાસ કરવાને માટે આવ્યું નહિ. એટલે આ જગતમાં મારૂં કોઇ નથી એવી મારી ખાત્રી થઇ. હું મોટી મુંઝવણમાં આવી પડી. મા પાસે મૃત્યુ સમયે જે રોકડ રકમ હતી તેના ઉપર ત્રણ મહીના સુધી અમારો ગુજારો ચાલ્યો. ચોથે મહિને સઘળો વ્યવહાર ઉધાર ચલાવ્યો પરંતુ પછી શું કરવું? અમારી કામ કરનારી ડાહી અને લાગણીવાળી હતી. તેણે અમારી જે વસ્તુઓ હતી તેમાંથી કામ પૂરતી રાખીને બીજી વેચી નાંખવાની સલાહ આપી. તે પ્રમાણે કરી કામ કરનારીનો પગાર, વેપારીઓનું કરજ. મકાનનું ભાડું વગેરે તમામ ચૂકવી આપ્યું. જ્યારે કામ કરનારી જવા લાગી ત્યારે મને ઘણું જ ખોટું લાગ્યું. તેને પણ લાગ્યા સિવાય રહ્યું નહિ. પરંતુ શું કરીએ? અમે મોટા કષ્ટપૂર્વક એક બીજાની રજા લીધી. એટલી વ્યવસ્થા થયા પછી આશરે પચાશ રૂપીઆ મારી પાસે રહ્યા. મને શીવવાનું તથા ભરવા ગુંથવાનું સારી રીતે આવડતું હતું, એટલે તે ધંધા ઉપર મારો નિર્વાહ સારી રીતે ચાલશે એમ મને લાગ્યું. પછી એ મકાન ખાલી કરી મેં ઓછા ભાડાની એક કોટડી રાખી અને ધંધો મેળવવાનો પ્રયત્ન શરૂ કર્યો. ત્યારથી મારી વિપત્તિનો પ્રારંભ થયો. કેટલીક વાર મારે અર્ધી ભૂખી અને કેટલીક વાર ઉપવાસી રહેવું પડતું. તેમ છતાં પણ મારી પાસેનો એકેકો રૂપીયો ઓછો થતો ચાલ્યો. કામ મેળ-

વવાને માટે આખો દિવસ રખડું અને છેવટે ખાલી હાથે પાછી ફરૂં તથા મારી કોટડીનું દ્વાર બંધ કરી, અંદર બેસીને ખૂબ રોઉં— એ મારો નિત્યક્રમ ! મા જીવતી હોત અને આવો પ્રસંગ અમારા ઉપર આવ્યો હોત તો તે અમે ધીરજ, સંતોષ અને પ્રેમથી સહન કર્યો હોત. તેણે મને ધીરજ, ઉપદેશ અને સંતોષની વાતો કહીને પોતાની મમતાથી મારી ઉદાસીનતાને દૂર કરી હોત. પણ હું એકલી— આ જગતમાં તદ્દન એકલી અટુલી હતી ! મા નહિ, બાપ નહિ, ભાઇ નહિ, સગું નહિ, ઇષ્ટ મિત્ર નહિ ! જે પોતાના મધુર શબ્દોથી મારા મનનું સાંત્વન કરે એવું કોઇ પણ નહિ હોવાથી કોટડીનું દ્વાર બંધ કરી દુઃખથી ગાંજી ગયેલા ખિન્ન અંતઃકરણથી આવા નિષ્ઠુર જગતમાંથી પરમેશ્વર મને પોતાની પાસે બોલાવી લ્યે એવી હું તેને પ્રાર્થના કરતી. લોકોને મરણનો ભય લાગે છે પણ એ સ્થિતિમાં મારૂં હિત કરનાર મૃત્યુ જ છે એમ મને થતું ! કોઇ વાર મને એમ થતું કે પરમાત્મા મને મારા પાપકૃત્યનું ફળ આપે છે. પરંતુ હું સમજણી થઇ ત્યારથી મેં કશું પાપ કર્યું હોય એમ મને લાગતું નહિ. ટુંકામાં એટલું જ કહીશ કે મારી માતા મૃત્યુ પામ્યા પછી પહેલા વર્ષમાં મારા ઉપર એટલું દુઃખ પડયું કે તે યાતનામાં હું કેવી રીતે જીવન્ત રહી શકી તેનું મને મોટું આશ્ચર્ય થાય છે.”

સુભદ્રા પુનઃ મુક્ત કંઠે રડવા લાગી. તેનું સમાધાન કરવાને માટે પુષ્પાવતી મમતાથી તેને પોતાની પાસે ખેંચીને બોલી : “ સુભદ્રા ! તેં ખરેખર અત્યંત કષ્ટ સહન કર્યું છે. પરંતુ એટલી બધી નિરાશ ન થા ! જગતના વ્યવહાર તરફ નેત્રો ખોલીને જો અને તેના પ્રવાહને અનુસરીને ચાલવાને તૈયાર થા. તું હમેશાં આવી જ વિપત્તિમાં રહીશ એમ સમજીશ નહિ. ચોક્સ તું સારા દિવસો જોઇ શકીશ. તારૂં આ સૌંદર્ય એ જ તારી સંપત્તિ છે. જો તારે સારા દિવસ આવવાના હશે તો તારા સૌંદર્યને લીધે જ. સોય દોરાના બળ ઉપર તારી સ્થિતિ સારી થશે એવી જો

તારી કલ્પના હોય તો તે છોડી દેજે. પૂર્વનો સૂર્ય પશ્ચિમમા ઉગે તો પણ શીવણ કે ભરત કામથી પેટ પૂરતું અન્ન મળે એવી ત્રિકાલમાં પણ આશા રાખીશ નહિ."

સુભદ્રાએ પોતાનાં અશ્રુ લૂછી નાંખ્યાં. પોતાના મનમાં પુષ્પાવતીના સંબંધમાં જે અસ્પષ્ટ શંકા આવતી હતી તેનું નિરાકરણ કરવાને માટે આ સમય સારો છે એવું એકાએક તેના મનમાં આવ્યું. તેણે મોટી ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો: "તું આ શું કહે છે ? મને વિશેષ સ્પષ્ટ કરીને સમજાવ."

કહેવું કે નહિ એ વિચારમાં થોડો સમય ગાળીને પુષ્પાવતી બોલી: "હું હવે તને ખૂલ્લા દિલથી સર્વ વાત કરીશ. હવે તારી વિશેષ હકીકત સાંભળવાની બિલકુલ જરૂર નથી. તર્કથી એ હું સમજી શકી છું. તારી પાસેના પૈસા ખલાસ થયા બાદ તારી એકેકી વસ્તુ ઓછી થતી ગઇ. કોઇ વાર કામ મળે, કદિ ન મળે એવી વિપત્તિમાં તું એક પછી એક દિવસો કાઢવા લાગી. વધારે ભાડું નહિ પોષાવાથી ગીચ અને હલકા લત્તામાં ઓછા ભાડાના મકાનમાં તારે રહેવું પડયું. છેવટ અમુક દિવસો પહેલાં તું આ મકાનમાં રહેવા આવી. અહીં આવ્યા પછી સુદૈવે કહે કે દુર્દૈવે કહે, તારી ગીરજાબાઇ સાથે મુલાકાત થઇ, તેની દલાલીથી તને કામ મળવા લાગ્યું. પરંતુ તેમાં મોટો લાભ તે જ ખાવા લાગી. એ બધી હકીકત તારે મને કહેવાની કશી જરૂર નથી. તારા જેવી સેંકડો ગરીબ અને અસહાય છોકરીઓની જે દશા થાય છે તે જ તારી થઇ. મારી હકીકત પણ લગભગ તારી હકીકતના જેવી જ છે. મારી અસહાય અવસ્થા થઇ અને મેં ભરતકામ શરૂ કર્યું તે પહેલાંના વૃતાંત્તમાં કદાચ થોડો ફેર હશે અને એ ધંધો ગ્રહણ કરીને દુઃખ સહન કર્યા પછી અત્યારે મેં જે માર્ગ લીધો છે તે જુદો છે."

તેણે લીધેલો માર્ગ પુણ્યનો નહિ હોય એવી શંકા મનમાં ઘોળાતી હોવાથી સુભદ્રાએ કમ્પિત સ્વરે પ્રશ્ન કર્યો: "પણ એ માર્ગ—એ માર્ગ કયો ?"

પુષ્પાવતીએ મુખ નીચું કર્યું અને સાંભળી ન શકાય એટલા ધીમે સ્વરે કહ્યું: "ટુંકામાં અને સ્પષ્ટ શબ્દોમાં કહું તો તું અદ્યાપિ પર્યંત પવિત્ર કુમારિકા છે, અને મેં મારૂં કૌમાર્ય ગૂમાવ્યું છે!'

પડદો દૂર થયો! સંશય અને સત્ય વાર્તા વચ્ચેનો પડદો બાજુએ ગયો. પુષ્પાવતીના સરલ સ્વભાવ અને ઔદાર્ય એ બે દશ્ય ગુણોને લીધે તેના વિષે આવી પાપમય શંકા લેવાથી સુભદ્રાનું મન દુઃખાતું હતું. પરંતુ તેના જ મુખેથી એ સાંભળતાં સુભદ્રાના મનમાંથી સર્વ અંધકાર દૂર થઇ ગયો અને ખૂલ્લો પ્રકાશ પડયો. એ ભયંકર શબ્દ કાને પડતાં એકદમ અહીંથી ઉઠીને ચાલતા થવું, આ કુલટા સ્ત્રીનો બિલકુલ સંસર્ગ ન કરવો એવું એક વાર સુભદ્રાના મનમાં આવ્યું. પરંતુ તેણે એમ કર્યું નહિ–તેનો સ્વભાવ નિર્બળ હોવાથી એમ તેનાથી થઇ જ શકયું નહિ. પુષ્પાવતીએ પોતાના ઉપર કરેલા ઉપકારનું તેને સ્મરણ થયું. ભયંકર પરિસ્થિતિમાં સપડાવાથી તેણે લાઇલાજ બનીને એ માર્ગ લીધો હશે, તે પરિસ્થિતિનો ભોગ થઇ પડી હશે એ વિચાર તેના મનમાં આવ્યો અને આ તરૂણ તથા અવિચારી સ્ત્રી માટે સહાનુભૂતિ ઉત્પન્ન થઇ.

તેના અંતઃકરણમાં શું ચાલી રહ્યું છે એ બરાબર જાણીને પુષ્પાવતી બોલી: "સુભદ્રા! મેં સરલ દિલથી તને મારી અત્યંત ગુપ્ત વાર્તા જણાવી છે ખરી, પણ મને આશા છે કે તું મારો તિરસ્કાર કરીશ નહિ."

પછી તે ગંભીર અને કિંચિત્ તીક્ષ્ણ સ્વરે કહેવા લાગી: "મારી હકીકત પૂરતી સાંભળી લે, અને પછી મારા વિષયમાં જે અભિપ્રાય બાંધવો હોય તે બાંધ. સુભદ્રા! હું જે પરિસ્થિતિમાં સપડાઇ તે શું મેં પોતે ઉત્પન્ન કરી હતી? મારી ઇચ્છા હો વા નહિ, પણ મારે પરિસ્થિતિનો ભોગ થવું પડયું. સમાજને પોતાના સુખની પેલી મેર કશું પણ દેખાતું નથી! આખું જગત કેવળ સ્વાર્થી બની ગયું છે! આ જગતે જો મને પવિત્ર રહેવા દીધી

હોત તો હું પવિત્ર રહી હોત! પણ જગતે જ મને તેમ રહેવા દીધી નહિ. વિપત્તિ, નિરાશા, તનતોડ મહેનત, ભૂખ-મરો, ઇત્યાદિ અનેક શત્રુઓએ એકદમ ચોતરફથી મારા પર હલ્લો કર્યો ત્યાં સદ્‌ગુણ કયાં સુધી ટકી શકે! ભૂખથી જીવ ટળવળતો હોય, ઠંડીથી શરીરનું રક્ષણ કરવાને માટે પૂરતાં વસ્ત્રો નહિ અને એવી સ્થિતિમાં રાત્રીની-રાત્રી મજૂરી કરતાં બેસી રહેવાનું! એવી પરિસ્થિતિમાં મારા કરતાં વધારે મક્કમ મનની સ્ત્રીઓનું ધૈર્ય પણ લથડી જાય. સુભદ્રા! તારી માફક મેં તમામ દુઃખનો સ્વતઃ અનુભવ લીધો છે. પેટમાં ભૂખ લાગી હોય અને ઠંડીથી આંગળાં કરડાઇ જતાં હોય એવી સ્થિતિમાં આખી રાત દીવા પાસે બેસીને મેં કામ કર્યું છે. ભૂખમરાનું કષ્ટ મેં સહન કર્યું છે. વખતસર કામ પૂરૂં ન થાય તો કામ આપનારીનો મિજાજ જાય, તે ગાળો દે અને મજૂરીના પૈસામાંથી પણ અમૂક રકમ કાપી નાંખે! એના કરતાં વિશેષ દુર્ભાગ્ય બીજુ કયું? કેટલીક રાતો તો રડી રડીને મેં મારી આંખો સૂજવી નાંખી છે. એ કષ્ટમાંથી છોડાવવાને માટે મેં પરમેશ્વરની મનોભાવથી પ્રાર્થના પણ કરી. મને ઇશ્વર કેમ મૃત્યુ આપતો નથી એવું પણ મારા મનમાં થતું. એટલું જ નહિ પણ ઇશ્વરની એ ભૂલ સુધારવાને માટે મારે હાથેજ આત્મહત્યા કરવી એવો વિચાર પણ અનેક વાર મારા મનમાં આવ્યો હતો!"

પોતાની સામે કોઇ ભયંકર દેખાવ ઊભો છે અને તે પોતાની દૃષ્ટિએ ન પડે, એવા વિચારથી સુભદ્રાએ પોતાનું મુખ બન્ને હાથ વડે ઢાંકી દીધું અને તેના મુખમાંથી ઉદ્‌ગાર બહાર પડયોઃ "ભયંકર! અત્યંત ભયંકર! હે પ્રભુ! હવે મારૂં શું થશે?"

પુષ્પાવતી દુઃખપૂર્ણ સ્વરે બોલવા લાગીઃ "સુભદ્રા! એ માંહેનાં ઘણાં દુઃખો તેં ભોગવ્યાં છે. પરંતુ એટલાથી પતતું નથી. ખરી વિપત્તિ તો હજી હવે તારા ઉપર આવવાની છે. તેનું ચિત્ર અગાઉથી જ તારાં નેત્રો સમક્ષ રજૂ થાય તે વધારે સારૂં. તું બરાબર પાપની

ઉંડી ખીણના કાંઠા પર જ ઊભી છે. એ ખીણ તારા પાવિત્ર્યનો, દુર્બ-ળતાનો, સદસદ્‌વિવેકબુદ્ધિનો, તારા મનમાં રહેલી ઇશ્વરનિષ્ટાનો ક્યારે ભોગ લેશે તેનો તને ખ્યાલ પણ નહિ રહે. અત્યારે તને કામ મળે છે પણ તેનો બદલો કેટલો તુચ્છ છે? અને એટલું પણ તને એક સરખી રીતે મળતું જ રહેશે તેનો વિશ્વાસ શો? હું જ્યાંથી કામ લાવું છું તેની દુકાને કદાચ ઘરાકી ઓછી થવાનો સંભવ છે; કિંવા જે બાઇ મને કામ આપે છે તે મરી જાય, માંદી પડે કે એ દુકાનની નોકરી છોડીને કોઇ બીજે સ્થળે ચાલી જાય તો તારૂં શું થાય? સુભદ્રા! આજે તને મારી મારફત કામ મળે છે તે ભવિષ્યમાં પણ મળી શકશે એવો વિશ્વાસ રખાય નહિ. આજે તારી સ્થિતિ ખરાબ હોવાથી તું રડે છે, પરંતુ ભવિષ્યમાં આથીયે સહસ્રપટ અધિક વિપત્તિ આવવાનો સંભવ મને વિશેષ સ્પષ્ટ દેખાય છે. મારી વિપત્તિની પરાકાષ્ટા ક્યાં સુધી ગઇ હતી તે તું સાંભળી રાખ. એક વાર હું કામ લાવી. ત્રણ દિવસ અને ત્રણ રાત્રી સતત પરિશ્રમ કરીને એ કામ મેં વખતસર પૂરૂં કર્યું. અને જેની પાસેથી તે લાવી હતી તેને આપવાને ગઇ. ત્યાં તેનું દ્વાર બંધ હતું. તેણે દીવાળું કાઢ્યું હતું. તેના ઉપર સરકારની જપ્તી બેઠી હતી. ત્યાં જે સરકારી માણસ બેઠો હતો તેણે એ પોષાક મારી પાસેથી લીધો અને મજૂરીના પૈસા મને મળશે નહિ એવું સાફ સંભળાવી દીધું, તારી મજૂરી જોઇતી હોય તો વેપારી ઉપર સરકારમાં ફરિયાદ કર અને સરકાર આપે તે લે, એમ પણ તેણે મને બેપર્વાઇથી કહ્યું. તે વખતે મારી અવસ્થા કેવી થઇ હશે તેનો તું જ વિચાર કર. હું નિરાશાથી રડવા લાગી અને ત્યાં એકઠા થયેલા માણસો પાસે ભીખ માગવાને મેં હાથ લંબાવ્યો! પણ તેમણે મને ધૂતકારી કાઢી! ભૂખથી તરફડીને મરવા કરતાં સમુદ્રમાં ઝંપાપાત કરીને જીવ આપવો એવું મારા મનને થયું, અને ત્યાંથી હું ઝપાટાબંધ ચાલવા લાગી. તે દુકાનથી આશરે વીશ-પચીશ કદમ દૂર હું ગઇ હોઇશ ત્યાં એક તરૂણ પાછળથી

આવીને મારી સામે ઊભો રહ્યો. તેણે મારા હાથમાં એક ગીની મૂકી ! એ ગીની મને અમૃત સમાન લાગી. પૈસા વગર હું મારા મકાન પર પાછી જઇ શકું તેમ ન હતી. કોટડીનું ભાડું આપવાનું હતું. તે હાથમાં પડયા વગર મકાનનો માલિક મને કોટડીમાં પગ મૂકવા દે તેમ ન હતો. એ ઉદારતા માટે આભાર માનવાને મેં તે તરૂણ સામે દૃષ્ટિ કરી. એ વખતે તેના મુખ ઉપરનો મનોવિકાર મારી નજરે પડતાં મારી મોટી ચમત્કારિક સ્થિતિ થઇ. હું તેનું મન સમજી ગઇ. પણ ગીની પાછી આપવાનું ધૈર્ય મારામાં રહ્યું નહિ. તું જ કહે: આવી પરિસ્થિતિમાં મારા મનને મોહ ઉત્પન્ન થયો તે માટે મને કોઇ દોષ આપશે ખરૂં ? મારા કરતાં અધિક ધૈર્યવાળી બીજી અબળા હોત તો તેની સ્થિતિ શી થઇ હોત ?"

પુષ્પાવતીનો હાથ પોતાના હસ્તમાં લઇ ભગિની પ્રમાણે દાબતી સુભદ્રા બોલી: "બ્હેન ! તારી આ તમામ હકીકત સાંભળ્યા પહેલાં હું તને દોષ આપવાને માટે તૈયાર થઇ હતી. પરંતુ હવે મારા મનમાં તારે માટે સારી ભાવના ઉત્પન્ન થઇ છે. ખરેખર તારી આ સ્થિતિ માટે મને અત્યંત ખેદ થાય છે."

પુષ્પાવતી દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલી: "હવે કોઇને ખેદ થાઓ કે આનંદ થાઓ, પણ મને તેનો શો ઉપયોગ ? મારે માટે ખેદ કરવાનો સમય ક્યારનો યે ચાલ્યો ગયો છે. મારા નસીબમાં હવે શું માંડયું છે તે નક્કી થઈ ગયેલું છે. તે ટળી શકે તેમ નથી. હું ભ્રષ્ટ થઈ છું ખરી, પણ ત્યારથી હું સુખ ભોગવું છું. મને હવે પાપ પુણ્યની બિલકુલ દરકાર રહી નથી. ઇશ્વર અને ધર્મ ઉપરનો મારો વિશ્વાસ બિલકુલ ઉઠી ગયો છે. પરલોકમાં મને સુખ થશે એવી કલ્પના ઉપર આ લોકના સુખથી વંચિત રહેવાની મારી બિલકુલ ઇચ્છા નથી. લોક આને પાપના પૈસા કહે કે એથી અધિક દુષણ આપે, પણ આજે હું સુખ ભોગવું છું એ ખોટું નથી. દેહ પવિત્ર રાખીને ઝુરી ઝુરીને મરવા કરતાં પાપના પૈસાથી પણ આજે

હું સુખી છું. મને દોષ આપનારે પહેલાં પોતાનાં નેત્રો ખોલી પોતાના પગ નીચે શું સળગી રહ્યું છે તે જોવું જોઇએ. મને પાપી કહેનારાને હું એક જ પ્રશ્ન કરૂં છું કે મારા જેવી સહસ્રાવધી છોકરીઓ અન્ન અન્ન કરતી પ્રાણ ત્યાગે છે તેમને બચાવવાને માટે સમાજે શું કર્યું ? અમારા જેવી દેહરક્ષણને માટે આબરૂ ગૂમાવનારી છોકરીઓને પાપમાં ધકેલવાનો સઘળો દોષ અમારા રક્તથી શ્રીમંત બનેલા લોકો ઉપર જ છે. અમને ગુલામગીરી કરવાની ફરજ પાડનારા તે જ, ગુલામગીરીમાંથી નરકમાં ધકેલનારા પણ તે જ ! અને વળી ઉંચું મસ્તક કરી ઉદ્દામપણે અમારો ઉપહાસ અને તિરસ્કાર કરનારા પણ તે જ! કસાઇ તે અને તેમની છરીનો ભોગ થનાર ગાય અમો ! મેં મારા પોતાના અનુભવનો વિચાર કરીને એ સિદ્ધાંત નક્કી કર્યો છેઃ કોઇ શ્રીમંત વ્યાપારી કે સરદાર—જાગીરદારના પ્રાસાદમાં જઇને જરા જો. તેમણે ધારણ કરેલાં વસ્ત્રો આપણા જેવી શીવણ કામ કરનારી છોકરીઓનાં અશ્રુથી ભીંજાયેલાં છે એવું તારી દૃષ્ટિએ પડશે. માત્ર અશ્રુથી જ નહિ, કેટલાંક વસ્ત્રો તો આપણા રક્તથી રંગાયેલાં હોવાનું પણ જણાશે. આપણા જેવાં દરિદ્રી મનુષ્યો સિવાય તેમની વિલાસી વાસના તૃપ્ત થવાનું શક્ય જ ન હોવાથી એ શ્રીમંત મનુષ્યો આપણને ઇરાદાપૂર્વક દરિદ્રી રાખે છે એવી મારા મનની ખાત્રી થઇ છે. કોઇ ગમે તેટલી તેમની તરફદારી કરે છતાં પણ મારી માનિનતામાં કશો યે ફેરફાર થવાનો નથી."

સુભદ્રા નિરાશાથી દીર્ઘ શ્વાસ છોડતી બોલીઃ "તું કહે છે તે વાત ખરી નથી એમ હું પણ કહી શકતી નથી. તથાપિ એ પ્રશ્નનો વિચાર એ કરતાં સૌમ્યપણે કરવા ધારીએ તો થઇ શકે. તે ગમે તેમ હોય, પણ મને ખરૂં કહે, આપણા જેવી મજૂરી કરીને નિર્વાહ કરનાર ગરીબ છોકરીઓ પોતાનો દેહ પવિત્ર રાખીને ગુજારો ચલાવી શકે એ ખરેખર શક્ય નથી જ ?"

પુષ્પાવતી નિશ્ચયદર્શક સ્વરે બોલીઃ "બિલકુલ શક્ય નથી—ત્રિકા-

ક્ષમાં શક્ય નથી. સુભદ્રા! આપણે શી વાત ઉપર આવ્યાં! ખરૂં કહું છું કે જે દિવસે મેં પાપમાં પગ મૂકયો તે દિવસથી આ ઘટિકા સુધી આવા ઉદ્ગાર મારા મુખમાંથી કદિ પણ નીકળ્યા ન હતા. હું મારા મનમાં ને મનમાં બળતી હતી. આજ તારી આ હૃદયદ્રાવક કહાણી મારા કાને પડતાં મારા હૃદયમાં ધમધમી રહેલા મનોવિકારને ચીનગારી લાગી અને તેની જ્વાળા આજે આવી રીતે મારા મુખમાંથી બહાર પડી. મારૂં રહસ્ય હવે તારા સમજવામાં આવ્યું છે એટલે વિશેષ સ્પષ્ટ કરીને કહેવામાં કશી પણ હરકત નથી. અત્યારે હું એક સુંદર અને તરૂણ ગૃહસ્થની રખાત બની છું. તે ગૃહસ્થનું નામ અમીધર છે. તેનો સમાજમાં શો દરજ્જો છે એ તેણે મને જણાવ્યુ નથી. પણ તે કોઇ શ્રીમંત વ્યાપારીનો પુત્ર હશે એમ મારૂં મન મને કહે છે. તે મારા ઉપર પ્રેમ કરે છે અને મારી સાથે મમતાળુ વર્તન રાખે છે એથી મને સંતોષ છે. હું તેને તેની ખરી સ્થિતિ વિષે પ્રશ્ન કરીને ત્રાસ આપતી નથી. તે મને કોઇ વાતે ઓછું આવવા દેતો નથી. હું કોઇ કોઇ વાર વખત ગાળવાને માટે ભરતકામ કરૂં છું. પરંતુ તું જૂએ છે તેવી રીતે મારો જે નિર્વાહ ચાલે છે તે એ તરૂણે આપેલા પૈસાને લીધે જ. અગાઉ હું દિવસરાત્રી કામ કરતી. હવે તેવી મજૂરી કરવાની ઇચ્છા નથી. અમીધર છેલ્લા આઠ દિવસમાં એક દિવસ પણ આવ્યા નથી. પણ આજે તેમની ચીઠ્ઠી આવી છે. એ તેમણે પ્રેમપૂર્ણ રીતે લખી છે. તેનો મારા ઉપર પ્રેમ હોય કે નહિ તેની મને લેશ પણ પરવા નથી. તેનો પ્રેમ કેટલા દિવસ ટકશે એ શું હું નથી સમજતી? અમુક દિવસો પછી તે મને છોડી દેશે એ હું બરાબર સમજું છું. તો પણ શું થયું? આપણે તો "કાળીભાઇનો કુબો, એક મૂઓ ને બીજો ઉભો' એના જેવું રાખ્યું છે!"

તેના એ છેવટના શબ્દો તે બહુજ ધીમેથી બોલેલી હોવાને લીધે સુભદ્રાના સાંભળવામાં આવ્યા નહિ હોય એવી અમારી કલ્પના છે. આ રીતે એકબીજાંની પાસે મન ખૂલ્લાં કર્યાં બાદ તેમણે રજા લીધી.

સુભદ્રા પોતાની કોટડીમાં જઇને પથારીમાં પડી. પરંતુ તેને તુરત નિદ્રા આવી નહિ. તે દિવસે જગતની ઘટનાનો તેને વિશેષ અનુભવ મળ્યો હતો ખરો, પણ તેની સાથે તેના દુઃખમાં પણ વધારો થયો હતો. છેલ્લા કેટલાક દિવસો થયાં આવી વેદના તેને કદિ પણ થઇ ન હતી

---

## પ્રકરણ ૧૩ મું.

—:o:—

## પ્રાણસંકટ

બીજે દિવસે સ્હાંજે ત્રણ વાગ્યા પછી સુભદ્રા મકાનમાંથી બહાર પડી. આગલા દિવસે તેણે પૂરૂં કરેલું શીવણકામ પહોંચતું કરવાનું હતું. એ કામ તેને પુષ્પાવતીની મધ્યસ્થીથી મળ્યું હતું. એટલે વાસ્તવિક રીતે જોઇએ તો સુભદ્રા એ કામ પુષ્પાવતીને સોંપી દે એટલે તેની જવાબદારી પૂરી થઇ ગઇ. પરંતુ તે કામ જેનુ તેને પહોંચતુ કરવાનો પુષ્પાવતીને સમય ન હતો. તેનો 'પ્રિયતમ' તેને મળવા આવવાનો હતો. એટલે તે પોતાની ઓરડી છોડીને બહાર જઇ શકે તેમ ન હતું. પુષ્પાવતી એ કામ જેની પાસેથી લાવી હતી તેણે 'એ પોશાક જે સ્ત્રીનો છે તેને સંધ્યાકાળ પહેલાં પહોંચતો કરવાનો છે' એવો પુષ્પાવતીને સંદેશો મોકલ્યો હતો. પુષ્પાવતીને જવાની સગવડ નહિ હોવાથી તેણે તે કામ સુભદ્રાને સોંપ્યું હતું. અને સુભદ્રા પોટકામાં તે પોશાક બાંધીને મકાનમાંથી બહાર પડી હતી.

તે ભૂતગલ્લીમાંથી બહાર નિકળીને રાજમાર્ગ પર આવી તે વખતે તેની મુદ્રા નિસ્તેજ અને ખિન્ન દેખાતી હતી. ગઇ કાલે સંધ્યાકાળે પુષ્પાવતી સાથે તેને જે ભાષણ થયું હતુ તેની તેના મન ઉપર ઘણી જ અસર થઇ હતી. તેના મનમાં

પાપમાર્ગ તરફ તલ માત્ર પણ પ્રવૃત્તિ થઇ ન હતી. પરંતુ જગતના કષ્ટમય વ્યવહારનું તેને અગાઉ કરતાં વિશેષ જ્ઞાન થયું હતું. સદાચરણ ઉપરનો તેનો પ્રેમ કાયમ હતો. માત્ર ગરીબાઈ અને દુર્દૈવને લીધે પોતાને સદાચરણના માર્ગથી ભ્રષ્ટ થવું પડશે કે શું એ ભય તેના અંતઃકરણમાં ઉત્પન્ન થવાથી તેનું મન અતિ ખિન્ન થયું હતું. જો કે તેનો આત્મવિશ્વાસ બિલકુલ અચળ હતો. તેણે પુષ્પાવતીનું વિપત્તિને વ્યક્ત કરનારૂં આવેશ પૂર્ણ ભાષણ શાંતપણે સાંભળ્યું હતું અને તેને માટે તેના મનમાં સહાનુભૂતિ ઉત્પન્ન થઇ હતી. તો પણ તેણે ધારણ કરેલો માર્ગ અપ્રશસ્ત છે એમ જ તેનું મન તેને કહેતું હતું. માત્ર ભાવિ વિપત્તિમાંથી મુક્તિ મેળવવાનો રસ્તો દેખાતો નહિ હોવાથી તેનું મન ઉદાસ થયું હતું. આત્મહત્યા કે ભ્રષ્ટતા એ એમાંથી એક પણ પાપ કૃત્ય કરવાનો પ્રસંગ પોતાના ઉપર ન આવે એવી તેની ઇચ્છા હતી. પણ એવો પ્રસંગ આવતાં તેમાંથી પોતાનું રક્ષણ કેવી રીતે થશે એ વિચારથી તેનું મન એક સરખું ટળવળતું હતું. એવા વિચારો મનમાંથી કાઢી નાંખી, તેને બીજી તરફ વાળવાનો તેણે પ્રયત્ન કર્યો. તેણે માતાના મુખથી શ્રવણ કરેલા ઉપદેશનું સ્મરણ કર્યું. એથી તેને થોડી ધીરજ આવી ખરી. પરંતુ એટલેથી ભાવિ સ્થિતિનું ચિત્ર તેનાં નેત્રો સમક્ષથી દૂર થવું શક્ય ન હતુ. વચ્ચે તેને કરસનદાસ યાદ આવ્યો. સુભદ્રાનો તેની સાથે આગળ જણાવી ગયા તે સિવાય ફરીથી મેળાપ થયો ન હતો. તો પણ એ એક જ પ્રસંગથી તેને માટે સુભદ્રાના મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. તેણે સવિતાગૌરીનું ખૂન કર્યાની હકીકત આ શહેરમાં પ્રસરી ગઇ હોવાથી તેના કાન ઉપર પણ આવી હતી. એ હકીકત સાંભળીને તેને અત્યંત આશ્ચર્ય થયુ હતું. જો કે આવા સજ્જન ગૃહસ્થના હાથે એવું ભયંકર કૃત્ય બની શકે જ નહિ. એમ તેના મનમાં થતું હતું.

તેના મનમાં શું ચાલી રહ્યું છે તે સર્વ જાણી લેવાનો

પ્રયત્ન કરવાને બદલે આપણે પણ તેની સાથે સાથે જઇએ. તે રસ્તાની એક બાજુએ નીચું મસ્તક રાખીને ચાલતી હતી. તેને પોતાના સૌંદર્યનું અભિમાન હતું, તો પણ ભર રસ્તામાં પોતાના સૌંદર્યનું પ્રદર્શન કરવાની તેની બિલકુલ ઇચ્છા ન હતી. એટલે તે સાડીનો છેડો આઘો કરી પોતાના ચ્હેરાનો કેટલોક ભાગ છૂપાવીને ચાલતી હતી. તેનું આજુબાજુએ લક્ષ ન હતું. એટલે પોતાની પાછળ કોઈ આવે છે કે કેમ એની તેને કલ્પના પણ ન હતી. જો તેણે પાછળ ફરીને જોયું હોત તો અઠવાડિયા પહેલાં તેને રણછોડદાસ શેઠના બંગલામાંથી નીકળતી વખતે અટકાવનાર પેલો યુવક પોતાની પાછળ આવતો જોવામાં આવ્યો હોત.

તેની પાછળ આવનારો એ યુવક વિઠલદાસ હતો એ વાચકોના લક્ષમાં આવ્યું હશે જ. તે ભાયખલા પર કોઇ કામે ગયો હતો. ત્યાંથી ચાલતો આ બાજુએ આવતો હતો. તેણે સુભદ્રાને તુરત ઓળખી લીધી. તેનો મોહક ચ્હેરો દૃષ્ટિએ પડતાં જ તેનું મન આનંદિત બન્યું અને તેના મુખમાંથી આનંદોદ્ગાર પણ નિકળી પડયો. અત્યારે પોતાની આસપાસ સર્વત્ર પ્રસરેલા અંધકારમાં પ્રકાશ દર્શાવનારી આ સ્વર્ગની સુંદરી ભૂતલપર અવતીર્ણ થઇ છે એમ જ તેને થયું !

સુભદ્રા પોતાના વિચારોમાં ગર્ક બની ગયેલી હોવાથી વિઠલદાસનો આનંદોદ્ગાર તેના સાંભળવામાં આવ્યો નહિ, કિંવા તેણે તેને જોયો પણ નહિ. સુભદ્રાનું અકૃત્રિમ સૌંદર્ય, તેનો સાદો પણ સ્વચ્છ પોષાક, તેની શાંતિથી પગ ઉપાડવાની ઢબ, ઇત્યાદિથી વિઠલદાસનું મન તેના તરફ એટલું આકર્ષાયું કે પોતે શું કરે છે અને શું કરવું જોઇએ એ વિચાર તેના મનમાં ઉત્પન્ન થયા પહેલાં જ તે તેની પાછળ જવા લાગ્યો. એ વખતે તેને બીજે કયાંક જવાનું હતું. પરંતુ એ વાર્તાનું તેને સ્મરણ રહ્યું નહિ. મંત્રમુગ્ધ બનેલા પ્રાણીની માફક તે તેની પાછળ ચાલવા લાગ્યો.

તે બન્ને જણાં ગ્રાન્ટરોડ કોર્નર પાસે આવ્યાં તે વખતે ત્યાં

પુષ્કળ ગીરદી જામી હતી. ટ્રામ ગાડીઓ, મોટરો, વિકટોરીયા, ખટારા વગેરે વાહનોથી તે રસ્તો ગાજી રહ્યો હતો. એ ગીરદીમાંથી પગે ચાલનાર માણસને રસ્તો કાઢવાનું કઠણ હતું. સુભદ્રાને ગ્રાન્ટ-રોડના પૂલ તરફ જવાનું હતું. તે મંદ ગતિથી સાડી વડે મુખને બની શકે તેટલું ઢાંકવાનો પ્રયત્ન કરીને ચાલતી હતી. તેનું મન વિચારમાં નિમગ્ન બનેલું હોવાથી પોતે આવી ગીરદીમાં આગળ પાછળ અને આજુબાજુ વિશેષ લક્ષ આપવું જોઇએ એ વાતનું તેને ભાન રહ્યું નહિ. તે ધીમી ધીમી ચાલતી હતી. એટલામાં એક ભીતિસૂચક અવાજ તેના કાનપર આવ્યો અને એક ગાડીના પૈડાનો ગડગડાટ તથા ઘોડાના ડાબલાનો અવાજ સાંભળવામાં આવ્યો. પોતાના ઉપર તો ગાડી આવતી નથી ને, એવી ભીતિ તેના મનમાં ઉત્પન્ન થઇ અને તે પાછળ જૂએ છે તો પાછલી બાજુએથી એક ઘોડાના મસ્તકનો ધક્કો તેના ખભાને લાગ્યો. તેના હાથ માંહેનું પોટકું નીચું પડી ગયું. તેના મુખમાંથી ચીસ પડી ગઇ અને ' છોકરી મરી ! છોકરી મરી ' એવી ભયસૂચક બૂમો ચોતરફથી પડવા લાગી. તે હમણાં જમીનપર પડીને ઘોડાના ડાબલા નીચે કચરાઇ જશે, એમ સર્વને થયું, ત્યાં ધનુ-ષ્યમાંથી છૂટેલા બાણના વેગથી વિઠલદાસ આગળ આવ્યો અને તેણે પોતાના પ્રાણની પણ પરવા નહિ કરતાં આ દુર્દૈવી તરૂણીને તુરત ઉંચકી લીધી. એક ક્ષણ માત્રમાં તે તેને રસ્તાની વચ્ચેથી એક બાજુએ લાવ્યો અને બાજુએ જે મકાન હતું તેમાં તેને લઇ ગયો. બીજા એક ગૃહસ્થે તેનું પોટકું ઉપાડયું અને તે પણ વિઠલદાસની પાછળ એ જ મકાનમાં ગયો. સુદૈવે પોટકાના રૂમાલને કે તેની અંદરના પોષાકને કશી ઇજા થઇ ન હતી. રૂમાલને માત્ર થોડી ધૂળ ચોટી હતી તે પેલા ગૃહસ્થે ખંખેરી નાંખી. બીજા પણ કેટલાક માણસો પેલા મકાનમાં દાખલ થયા. પરંતુ સુભદ્રાને કશી યે ઇજા થઇ નથી એવું જાણીને તેઓ બધા પાછા ફર્યા.

વિઠલદાસ તેને જે મકાનમાં લઇ ગયો હતો તે સુદૈવે એક

ડોકટરનું દવાખાનું હતું. સુભદ્રાના દેહને કશી ઇજા થઇ ન હતી, તો પણ તેને મૂર્ચ્છા આવ્યા સિવાય રહી નહિ. ડોકટર પણ દૈવયોગે દવાખાનામાં જ હતો. તે દવાખાનું બંધ કરવાની તૈયારી કરતો હતો ત્યાં જ આ બનાવ બન્યો હતો. તેણે સુભદ્રાને સાવધ કરવાનો પ્રયત્ન કરવામાં વાર લગાડી નહિ. તે અલ્પ સમયમાં સાવધ થઇ. તેણે પોતાનાં નિસ્તેજ નેત્રો ખોલીને આસપાસ દૃષ્ટિ કરી તેનાં નેત્રો આ તરૂણ અને સુંદર શ્રીમંતપુત્ર ઉપર સ્થિર થયાં અને તેને જોતાં જ તેની મુદ્રા ઉપર ભીતિનું જે ચિહ્ન દેખાયું તેનું વર્ણન થઇ શકે તેમ નથી. એક ક્ષણમાં તેના મુખ પર લજ્જાની લાલી આવી. એટલામાં વળી દુઃખમિશ્રિત ભીતિની છટા ઉદ્દ્ભવી. તેનું સર્વાંગ ધ્રૂજવા લાગ્યું. હમણાં બનેલા ભયંકર પ્રસંગથી તેની આવી અવસ્થા થઇ હશે એવી ડોકટરે કલ્પના કરી. એ કલ્પના ભૂલ ભરેલી હતી. છતાં પણ તે તેનું મન સ્થિર કરવાને માટે ઔષધ તૈયાર કરવા લાગ્યો. વિઠલદાસ સુભદ્રાના મનને બરાબર સમજી ગયો હતો. ડોકટરનુ લક્ષ પોતાના તરફ નથી એવી સંધી સાધીને તેણે તેના કાનમાં ધીમેથી કહ્યું: "તું મારાથી આટલી બધી બ્હીએ છે શા માટે ? ભીતિનું કશું પણ કારણ નથી ? મેં તારા ખાતર મારો જીવ જોખમમાં નથી નાંખ્યો ?"

સુભદ્રાના મનમાં કૃતજ્ઞતાની ભાવના ઉત્પન્ન થઇ અને પોતાને આ યુવકની ભીતિ લાગી એ માટે તેના મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેનો આભાર માનવાને માટે તે પણ ધીમેથી અમૂક શબ્દો બોલી. પોતાના ઉપરનું પ્રાણસંકટ દૂર કરનારનો આભાર કયા શબ્દોમાં વ્યક્ત કરવો એ તે સમજી શકતી ન હતી.

આ સુંદરીના મુખમાંથી કમ્પિત અસ્પષ્ટ શબ્દો કાને પડવાથી અને તેના મુખકમળ પર પૂર્વનું તેજ પાછું આવેલું દેખાવાથી વિઠલદાસની નસોમાં રક્ત આનંદથી ઉછળવા લાગ્યું. તે ધીમેથી પણ ઉત્સાહદર્શક સ્વરે બોલ્યો: "મારો આભાર માનવાનું કશું

પણ કારણ નથી. હું તારો પ્રાણ બચાવવાને માટે મારો પ્રાણ જોખમમાં નાંખવાને તૈયાર થયો તેમાં મારો કેવળ સ્વાર્થ છે. હું માત્ર પ્રેમની પ્રેરણાથી જ આ પ્રસંગે આગળ આવ્યો હતો. કાં ? મારી સામે આમ ગુસ્સાપૂર્વક શા સારૂ જૂએ છે ? ”

વિઠ્ઠલદાસના મુખમાંથી પ્રેમ શબ્દ કાને પડતાં જ સુભદ્રાના કપાળની આંટીઓ ચડી હતી. તેણે માત્ર એક જ વાર તેની સામે તીવ્ર દૃષ્ટિ કરી. પરંતુ એ દૃષ્ટિથી જ તેના મનનો ભાવ સમજાયો. ‘મારી હીન અને અસહાય દશાનો લાભ લઇને આવું ભાષણ કરવું તમને શોભતું નથી’ એવું તેણે પોતાની નજરથી જ સુચવ્યું !

તે ધીમેથી બોલ્યોઃ “મને ક્ષમા કર ! ક્ષમા કર !”

મનને મુગ્ધ કરનારો આ સંવાદ બે-ત્રણ મીનિટમાં પૂરો થયો. એટલામાં ડોકટર ત્યાં આવ્યો અને તેણે તૈયાર કરેલું મિશ્રણ પીવાનો સુભદ્રાને આગ્રહ કર્યો. સુભદ્રાએ ઔષધ પીધું અને પછી તે ઉઠીને જવાને માટે તૈયાર થઇ. પરંતુ ડૉકટરે પોતાના ધંધાને યોગ્ય એવા પ્રેમાળ પણ અધિકારદર્શક સ્વરે થોડો વાર વિશ્રાંતિ લેવાનો તેને આગ્રહ કર્યો. જે માણસ પેલું પોષાકનું પોટલું લાવ્યો હતો તે હજુ ત્યાં જ એક બાજુએ ઊભો હતો. તેનાં વસ્ત્રોપરથી તે ગરીબ હોવો જોઇએ એમ સમજીને વિઠલલદાસે પોતાના ગજવામાંથી પાંચ રૂપી-આની નોટ કાઢીને તેના હાથમાં મૂકી. એકાએક પાંચ રૂપીઆ મળવાથી પેલો માણસ અત્યંત ખુશ થયો અને વિઠ્ઠલદાસને નમન કરી તેનો આભાર માનવા લાગ્યો. વિઠલદાસની આ ઉદારતા જોઇને સુભદ્રાના મનમાં તેને માટે માનબુદ્ધિ ઉપજી. તથાપિ તેણે દર્શાવેલી ઉદારતાને વાળી આપવાનું પોતાનામાં સામર્થ્ય નથી એ વિચારથી તે ખિન્ન બની ગઇ. વિઠ્ઠલદાસે ડૉકટરના શ્રમને માટે તેનો આભાર માનીને ગજવામાંથી દસ રૂપીઆની નોટ કાઢીને આપી. પછી પેલું પોટકું હાથમાં લઇને તેણે સુભદ્રાને કહ્યુંઃ “આ ગીરદીમાંથી સમાલીને જવાની તાકાદ હજી તારામાં આવી નથી. છતાં જો તારે જવાની

ઉતાવળ હોય તો ચાલ—હું તારી સાથે આવું છું. તારે જ્યાં જવું હશે ત્યાં તને પહોંચતી કરી દઇશ."

તેના એ શાંત અને સભ્ય ભાષણથી તથા તેની ઉદારતાથી તેને માટે સુભદ્રાના મનમાં ઘણી જ અનુકૂળ ભાવના ઉત્પન્ન થઇ. તે કોણ છે અને તેનો સમાજમાં શો દરજ્જો છે, એ વિષે તેને શંકા પણ આવી નહિ. તે તેની સાથે જવાને તૈયાર થઇ. તથાપિ પોતાનું પોટકું તેના હાથમાં જોઇને બોલી: "ના, આ પોટકું આપના હાથમાં રાખો તે બિલકુલ યોગ્ય નથી. એવું કામ હું આપને કેમ કરવા દઉં?"

વિઠલદાસ શાંતપણે બોલ્યો: "એ પોટકું મારા હાથમાં હોવાથી મારો દરજ્જો હલકો બની જશે એવી મને શંકા પણ નથી. તથાપિ જો તારી ઇચ્છા હોય તો એ માટે મારો આગ્રહ નથી." તેણે પોટકું સુભદ્રાને આપ્યું.

તે નીચું મુખ રાખીને બોલી: "આપ મારા ઉપર ઉપકાર પર ઉપકાર કરો છો." વિઠલદાસની સાથે જવાને તેનું મન તૈયાર ન હતું. તેના વિષે મનમાં શંકા આવવાને લીધે નહિ, પણ આવા મોટા પુરુષને વિશેષ શ્રમ આપવો યોગ્ય નહિ એવું તેને લાગવાથી તેને ના કહેવાની ઇચ્છા થતી હતી. પરંતુ ના કહેવી શી રીતે? તેનો સ્વભાવ બ્હીકણ હતો. 'ના કહેવાથી તેને માઠું લાગશે, વળી ડોકટરના મનમાં પણ પોતાને માટે અનુપકારીપણાની શંકા આવશે' એવો વિચાર પણ સુભદ્રાને આવ્યો હતો.

તે બન્ને દવાનખાનામાંથી બહાર પડયાં. રસ્તા પર આવ્યાં. બાદ વિઠલદાસે તેને મમતાદર્શક સભ્ય સ્વરે પ્રશ્ન કર્યો: "હમણાં જે અકસ્માત થયો એથી તારા શરીરમાં આવેલી નિર્બળતા ખરે-ખર દૂર થઇ ગઇ છે?"

સુભદ્રાના મનની ચમત્કારિક સ્થિતિ થઇ હતી. આને છોડીને એકલી જવાય તો સારૂં એમ તેને થતું હતું. પરંતુ એ હેતુ સિદ્ધ કરવા જતાં પોતાના ઉપર કૃતઘ્નપણાનો આરોપ વહોરવાને તે

તૈયાર ન હતી. જેણે પોતાને પ્રાણસંકટમાંથી બચાવી તેના પ્રશ્નનો ઉત્તર આપવો જ જોઇએ એમ સમજીને તે બોલી: "ભીતિને લીધે આવેલી નિર્બળતા હવે રહી નથી; તથાપિ ખભા પાસે સ્હેજ દુઃખે છે."

વિઠ્ઠલદાસે કહ્યું: "એમ થવું સ્વાભાવિક છે ઘોડાનું મસ્તક તારા ખભા સાથે અફળાવાથી દુઃખતું હશે. તો પણ સારૂં થયું કે એટલેથી જ પત્યું."

તે ધ્રૂજતા સ્વરે બોલી: "આપે આપના પ્રાણ તરફ નહિ જોતાં મારા રક્ષણને માટે એકદમ ધસી આવીને મને ઉપાડી લીધી તેથી જ મારો પ્રાણ બચ્યો. આપના એ ઉપકારનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકવાની નથી. તથાપિ આપે મારે માટે જે દ્રવ્ય ખર્ચ કર્યું છે તે પાછું આપવા માટે—"

વિઠ્ઠલદાસ ત્વરાથી બોલવા લાગ્યો: "એ બોલવાની કશી જરૂર નથી. વારૂ, તે દિવસે મારૂં વર્તન તને અસભ્યતાપૂર્ણ લાગ્યું હશે. પરંતુ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તારા મનને દુઃખાવવાની મારી બિલકુલ ઇચ્છા ન હતી. એ દિવસની વાત આજે ફરીથી ઉખેળ-વાથી તને મારા ઉપર ગુસ્સો આવવાનો સંભવ છે એ હું પણ સમજું છું. તથાપિ ખૂલ્લા દિલથી મારા વર્તનનો ખુલાસો કરવો એ મારૂં કર્તવ્ય છે. તેમ કર્યા સિવાય મારા મનને ચેન પડવાનું નથી. ખરૂં કહું તો તે દિવસે તારૂં અપ્રતિમ સૌંદર્ય મારી દૃષ્ટિએ પડતાં હું ચકિત બન્યો હતો. હું શું કરૂં છું તેનું મને ભાન જ રહ્યું ન હતું. તારે માટે મારા મનમાં જે માનબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી—"

સુભદ્રા ઉદાસીન મુદ્રાથી બોલી: "મહાશય ! આપે અત્યારે કાઢેલી આ વાર્તાથી મારા મનને જે વ્યથા થાય છે તેની કલ્પના આપને આવી શકવાની નથી. આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે—આપનો જીવ જોખમમાં નાંખીને મારો પ્રાણ બચાવ્યો છે. એથી આપને માટે મારા મનમાં જે કૃતજ્ઞતા અને આદરબુદ્ધિ

ઉત્પન્ન થઇ છે તે કાયમ રહે એવી મારી ઇચ્છા છે. પરંતુ જો આપ આવું ભાષણ કરશો તો એ પૂજ્યબુદ્ધિ મારા મનમાં કાયમ રહેશે નહિ. હું ખરૂં જ કહું છું કે આ શબ્દો હું સાંભળવા પણ–"

વિઠલદાસ વચ્ચે બોલ્યો: "હું જે કહું છું તે અંતઃકરણપૂર્વક કહુ છું. તારૂં અપમાન કરવાની કે તારી છેડતી કરવાની કલ્પના પણ મારા મનમાં નથી. છતાં તારા મનમાં મારે માટે ખરાબ વિચાર શા સારૂ આવે છે? મારી વિનતિ છે કે તું શાંતિથી મારૂં ભાષણ સાંભળ અને તેટલી જ શાંતિથી તેના ઉપર વિચાર કર."

સુભદ્રા નિશ્ચયદર્શક સ્વરે બોલી: "મહાશય! આપનું મન ગમે તેટલું શુદ્ધ હોય, તો પણ જ્યાં સુધી આપણા દરજ્જા વચ્ચે આકાશ પાતાળનો અંતર છે ત્યાં સુધી આવી વાત આપે કરવી અને મારે સાંભળવીં તે આપણા બન્નેના હિતને નુકસાનકારક છે." તે સ્હેજ અભિમાનપૂર્વક બોલી: "હું આપને સ્પષ્ટ સૂચવું છે કે આવું ભાષણ કેવળ મારા તિરસ્કારને જ પાત્ર થવાનું."

વિઠલદાસ બોલ્યો: "તારા આ સ્પષ્ટ કથનથી મને અજાયબી થાય છે. તને સદાચાર માટે આટલું અભિમાન છે એ જોઇને મને જે આનંદ થાય છે તેને લીધે જ અત્યારે હું આ વાર્તા તારી પાસે કાઢવાને સિદ્ધ થયો છું."

તે બન્ને જણાં અત્યારે જે સ્થળે આવ્યાં હતાં ત્યાં બે રસ્તા ફુટતા હતા. એ સ્થળે ઊભી રહીને સુભદ્રા નિશ્ચયદર્શક સ્વરે બોલી: "મારે આ જમણી બાજુના રસ્તા તરફ જવું છે. હવે રસ્તામાં બિલકુલ ભીડ નથી. એટલે આપને વિશેષ તસ્દી શા માટે આપવી જોઇએ? આપની રજા લેતાં પહેલાં હું એકવાર ફરીથી આપનો આભાર માનું છું. આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તે માટે હું નિશદિન ઇશ્વર પાસે આપના કલ્યાણને માટે પ્રાર્થના કરીશ."

તેનું આ નિશ્ચયદર્શક ભાષણ સાંભળીને એ યુવક મોટા વિચારમાં પડી ગયો. હવે તેના મનને અધિક ત્રાસ આપવો તે ઠીક નથી,

એવો વિચાર કરીને બોલ્યો: "ભલે, એવી જ તારી ઇચ્છા છે તો મારો જરી યે આગ્રહ નથી. તથાપિ આપણે એકબીજાંથી જુદાં પડીએ તે પહેલાં એક વાર્તા તારા કાન ઉપર નાખવાની મને પરવાનગી આપ. અગાઉના પ્રસંગે કિંવા આજે તારી પાસે આવું ભાષણ કરવામાં મારો હેતુ અત્યંત પવિત્ર છે એવી તું ખાત્રી રાખજે. અને મારૂં આચરણ, મારો સ્વભાવ તથા મારો હેતુ સ્પષ્ટપણે તારા લક્ષમાં આવે એવી રીતે તારી સાથે સંભાષણ કરવાની મને ક્યારેક પણ સગવડ મળે એટલી કૃપા કરજે! તારૂં મકાન ક્યાં છે તે હું પૂછતો નથી, અથવા તારા મકાનપર આવીને એ વાત તને કહેવાની મારી ઇચ્છા પણ નથી—"

તે વિશેષ બોલવા જતો હતો, પરંતુ તેને એ તક નહિ આપતાં સલજ્જ દૃષ્ટિથી સુભદ્રાએ તેની રજા લીધી અને તુરત તે પોતાના ઇષ્ટમાર્ગ તરફ ઉતાવળાં પગલાં ભરવા લાગી.

તથાપિ તે સાંભળી શકે એટલા ઉચ્ચ સ્વરે વિઠ્ઠલદાસ બોલ્યો: "ખરેખર, હું નિર્ભાગી છું. આ પ્રસંગે પણ મારા ભાષણથી તને ગુસ્સો આવ્યો દેખાય છે. પરંતુ ઇશ્વરસાક્ષીથી કહું છું કે મારા મનનો હેતુ અત્યંત શુદ્ધ છે. સુંદર છોકરી! તારા મનની ખાત્રી કરવાને માટે હું શું કરૂં? તારૂં દર્શન થયું ત્યારથી અગાઉ કદિ પણ ન અનુભવેલો એવો મનોવિકાર મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયો છે. તારા મનમાં મારે માટે શી રીતે માન ઉત્પન્ન થાય? શી રીતે આપણી મૈત્રી થઇ શકે?"

સુભદ્રાએ ઊભી રહીને શાંતપણે ઉત્તર આપ્યો: "જો આપ મને મારા કામે મૂંગી મૂંગી જવા દેશો તો જ." તેણે એવો જવાબ આપ્યો ખરો, પરંતુ આવી રીતે ચાલ્યા જવાનું તેને ગમતું ન હતું. જેણે જીવના જોખમે પણ પોતાનો પ્રાણ બચાવ્યો તેની સાથે આવું બેદરકારી ભરેલું વર્તન તેને કૃતઘ્નતાપૂર્ણ લાગ્યું. તે શાંત અને નિશ્ચલ મુદ્રાથી પાછળ ફરીને બોલી: "મહાશય! મારા આવા શબ્દોથી

મારા મનમાં કૃતજ્ઞતા નથી એમ સમજશો નહિ. આપે કરેલા ઉપકારનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકવાની નથી. છતાં મારી એટલી વિનતિ છે કે આપે પણ મારી સાથે દિલદારપણે વર્ત્તવું જોઇએ. જેને કોઇ સગુંવ્હાલું નથી, જેની પાસે સદાચાર એ જ મોટી મીલકત છે એવી ગરીબ અને અસહાય છોકરીની સાથે આપનું વર્તન સભ્યતાપૂર્ણ હોવું જોઇએ."

એ શબ્દો બોલતાં તેની મુદ્રા ઉપર ગંભીરતા સ્પષ્ટ દેખાતી હતી. તો પણ તેના ભાષણનો દરેક આઘાત હૃદયસ્પર્શી હતો. તેના એ કરૂણાજનક એક જ વાક્યથી વિઠલદાસનું મન વિહ્વલ બન્યું. તેણે પુનઃ એક વાર સુભદ્રા તરફ નજર કરી તો તેણે લજ્જાથી મુખ નીચું કર્યું છે અને તેનું શરીર થરથર ધ્રૂજે છે એવું તેના જોવામાં આવ્યું. તેના મુખ ઉપરનું સદાચરણનું તેજ અને એ તેજથી વિશેષ ઉઠાવદાર લાગતું તેનું કોમળ સૌંદર્ય જોઇને તે ચકિત બની ગયો. તે પોતાનું કુળ, દરજ્જો, પ્રતિષ્ટા, એ સર્વ એક ક્ષણમાં બિલકુલ વિસરી ગયો. તેને એક પ્રેમ સિવાય બીજું કશું પણ સૂજતું ન હતું. તે ધીમે પણ આવેશપૂર્વક બોલ્યોઃ "સુંદરી! તારા ઉપર પ્રેમ કરવો એ જો અપરાધ હોય તો તે અપરાધને હું પૂર્ણતઃ પાત્ર છું. મારા મનમાં રહેલો શુદ્ધ અને પવિત્ર પ્રેમ ખૂલ્લો કરીને બતાવવામાં તને ગુન્હો લાગતો હોય તો હું ખરેખર તારી અવકૃપાને પાત્ર છું! સુંદરી! તારૂં નામ મારા જાણવામાં ન હોવાથી હુ તને સુંદરી જ કહીશ. હું કાંઈ તારી મિથ્યા સ્તુતિ માટે કે મારા તરફ તારા મનનું આકર્ષણ કરવાને માટે બોલતો નથી. પરંતુ મારો ઉદ્‌ગાર હૃદયનો છે– આત્માનો છે."

અત્યારે જો કોઈ સુભદ્રા તરફ બારિકાઇથી જૂએ તો તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલ સહાનુભૂતિનું પ્રતિબિમ્બ તેની મુદ્રા પર પડયું છે એમ જણાયા સિવાય રહે નહિ. પુનઃ પગલાં ઉચકતી

તે બોલી: "બહુ થયું ! આપના આવા શબ્દો તરફ હું અધિક લક્ષ આપી શકતી નથી."

તથાપિ બીજી જ ક્ષણે વિઠ્ઠલદાસ તેની પાસે પહોંચી ગયો અને નિશ્ચયદર્શક સ્વરે બોલ્યો: "આવી રીતે આપણે એકબીજાંથી દૂર થવું અશક્ય છે. મને કોઇ આખા જગતનું રાજ્ય આપવાનું કહે તો પણ હું તારો પિછો લેવાનો નથી કે તારૂં નિવાસસ્થાન શોધી કાઢવાનો પ્રયત્ન કરવાનો નથી, એ હું તને પહેલાંથી જ કહી રાખું છું. મારી એટલી જ માગણી છે કે ફરીથી કોઇ વાર આપણી મુલાકાત થવી જોઇએ. મારૂં સર્વ જીવિત, મારૂં સર્વ સૌખ્ય એ મુલાકાત ઉપર જ અવલંબી રહેલું છે. મારી એટલી વિનતિ લક્ષમાં લે ! મને નિરાશાના અંધકારમાં ફેંકી ન દે !"

તેના આ શબ્દોનું સુભદ્રાના મન ઉપર અનુકૂળ પરિણામ થયા સિવાય રહ્યું નહિ. તથાપિ શો જવાબ આપવો તેનો એકદમ નિશ્ચય નહિ થઇ શકવાથી છેવટે તે બોલી: "આપની ઇચ્છા શી છે ?"

વિઠ્ઠલદાસે જવાબ આપ્યો : "આપણો ઉભયનો સ્નેહ થાય, આપણે એકબીજાં સાથે મુક્ત કંઠે સંભાષણ કરીએ, પરસ્પર વિશ્વાસ રાખીએ, એકબીજાંની સાથે મિત્રતાથી વર્તીએ, પુનઃ આપણી કાલે, પરમરોજ તારી મરજીમાં આવે તે વખતે ચોપાટી ઉપર કે બીજા કોઈ સ્થળે મુલાકાત થાય એવી મારી ખાસ ઇચ્છા છે. તે પૂર્ણ કરવી તારા હાથમાં છે."

સુભદ્રાએ કહ્યું : "બહુ સારૂં, પરમરોજ આ જ વખતે આ સ્થળે હું આવીશ."

એટલું કહીને તે ઝપાટાથી પગલાં ઉપાડતી તુરત ચાલી ગઇ. ઉપર લખેલા શબ્દો મ્હોંમાંથી નીકળ્યા કે તુરત તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો ! પોતે મોટી ભૂલ કરી, પોતાના હાથે મોટો અપરાધ થયો એમ તેને લાગ્યું અને જાણે પોતે ગુન્હેગાર હોય એવા ભાવથી પલાયન થઇ ગઇ.

# પ્રકરણ ૧૪મું

---

## સુભદ્રાની વિચારસૃષ્ટિ

**પો**તાનું કામ આટોપીને સુભદ્રા ભૂતગલ્લીમાં આવી તે વખતે સંધ્યાકાળ થઇ ગયો હતો. મકાનમાં દાખલ થઇને તે પ્રથમ પુષ્પાવતીની ઓરડી પાસે ગઇ. તેનું દ્વાર બંધ હોવાથી તેણે બહારથી કડાનો અવાજ કર્યો. પોતાના ઉપર ગુજરેલા પ્રાણસંકટની હકીકત પોતાની મૈત્રિણીને જણાવી એક અપરિચિત તરૂણને પુનઃ મળવાનું પોતે વચન આપ્યું હતું, એ વિષે તેનો મત જાણવાની તેની ઇચ્છા હતી. પુષ્પાવતી બારણું ખોલીને તેની વચ્ચે ઊભી રહી. તેણે અત્યારે ભભકાદાર પોષાક ધારણ કર્યો હતો. અગાઉ એક વાર તેણે સુભદ્રાને જે મૂલ્યવાન વસ્ત્રાલંકાર બતાવ્યા હતા તે માંહેના કેટલાંક વસ્ત્રો અને અલંકારો અત્યારે પહેર્યાં હતાં. દ્વારની વચ્ચે ઊભી રહીને તે સ્હેજ હસતી હસતી બોલી : "સુભદ્રા ! અત્યારે હું કામમાં છું. તારી સાથે વાતો કરતાં બેસી રહેવાનો મને ફુરસદ નથી, ને માટે ક્ષમા કર. હમણાં કોઇ અહીં આવનાર છે."

સુભદ્રાએ તુરત જવાબ આપ્યો: "મારે કાંઇ ખાસ કામ નથી. તને વખત હોત તો—"

"તો તું મારી પાસે બેસીને ગપ્પાં મારત." પુષ્પાવતીએ વાક્ય પોતાની મનઃસૃષ્ટિમાંથી પૂરૂં કર્યું : "મને જો વખત હોત તો તારી સાથે સંભાષણ કરવામાં આનંદ આવત. પરંતુ અમીધરે આજે ચીઠી લખી છે. તેમાં તેમણે આજે સ્હાંજે અત્ર આવવાનું જણાવેલું હોવાથી હું તેમની રાહ જોઉં છું. હજુ સુધી તે આવ્યા નથી તેથી મને આશ્ચર્ય થાય છે."

"વારૂ ત્યારે પછી વાત !" એમ કહીને સુભદ્રા ત્યાંથી નીકળીને

પોતાની કોટડી તરફ ગઇ. તેના આ શબ્દોમાં પોતાને જે કહેવાનું છે તે પછી કહેશે એવો ભાવ હતો.

ગયા આઠ–દશ દિવસમાં સુભદ્રાની સાંપત્તિક પરિસ્થિતિમાં થોડો ફરક પડયો હતો. અઠવાડિયાનું અનાજ, ઘી, તેલ, વગેરે તેણે ભરી રાખ્યું હતું. કોટડીમાં જઇ બહાર જવાનો પોષાક બદલી નાંખ્યો અને ચૂલો સળગાવી ખાવાના એક–બે પદાર્થો તૈયાર કર્યા. સ્હવારે તેણે ખાધું હતું ને પછી બપોરે કશો નાસ્તો કર્યો ન હતો. એટલે અત્યારે ભૂખ પણ બરાબર લાગી હતી. તે રોજ સ્હવાર–સાંજ બે વખત જ ખાતી હતી. ભોજન તૈયાર થયું એટલે તે જમવાને બેઠી. પણ પેટમાં જેવી ભૂખ હતી તેવી મોઢાને રૂચી ન હતી. તેનું જમવા તરફ લક્ષ ન હતું. કેમ કે તે પોતાના વિચારમાં ગર્ક બની ગઇ હતી. સાંજે બનેલા પ્રસંગનું ચિત્ર હજુ તેનાં નેત્રો સમક્ષ સ્વાભાવિક-પણે દેખાતું હતું. પોતે એક અપરિચિત તરૂણને પુનઃ મળવાનું વચન આપ્યું તે સારૂં કર્યું કે ખોટું તેનો તે મનમાં વિચાર કરતી હતી. વિઠલદાસ કોણ છે એનું તેને બિલકુલ જ્ઞાન ન હતું એ વાચકો જાણે છે. પોતે તેને વચન આપ્યું તે સારૂં કર્યું નહિ; પણ એ પ્રસંગે તેને એવું વચન આપ્યા વગર છૂટકો જ ન હતો એમ તેને લાગ્યું. જેણે તેને ભયંકર પ્રસંગમાંથી–અરે પ્રાણસંકટમાંથી, પોતાના પ્રાણની પરવા નહિ કરતાં બચાવી અને જેણે તેના ખાતર મોટી ઉદારતાથી દ્રવ્ય ખર્ચ કર્યું એવા શૂરા અને ઉદાર તરૂણ પ્રત્યે કૃતજ્ઞ થવું એ પોતાનું કર્ત્તવ્ય છે એમ તેનું મન તેને કહેતું હતું. તથાપિ એવા પ્રસંગમાં પણ તેને પુનઃ મળવાનું વચન આપ્યું તે પોતાની કૃતજ્ઞતા અને કૌમાર્યને ઉચિત છે કે નહિ, એ તેની સામે મુખ્ય પ્રશ્ન હતો.

મુખ્ય મુદ્દો એ જ હતો. એ જ વાતનો તે વિચાર કર્યા કરતી હતી. તેણે એ તરૂણના આચરણનું સૂક્ષ્મતાથી પ્રથક્કરણ કર્યું. એ ઉપરથી તેનું આચરણ શુદ્ધ અને સંભાવિતના જેવું છે એમ તેને

લાગ્યું. તેના એ વખતના વર્તન કે ભાષણમાં દોષ દેવા જેવું કશું પણ દેખાયું નહિ. તથાપિ જ્યારે જ્યારે એ તરૂણના આવેશયુક્ત ભાષણનું અને તેની પ્રેમાળ દૃષ્ટિનું તેને સ્મરણ થતું ત્યારે ત્યારે તે પોતાની કોટડીમાં એકલી હતી તો પણ તેના ગાલ ઉપર લજ્જાની છટા આવ્યા સિવાય રહેતી નહિ. એમ થવાથી આ જ વિષયના વિચારો પોતાના મનમાં આવ્યા કરવાથી તેને શરમ લાગવા માંડી. તથાપિ એ વિચારથી તેના મનને એક પ્રકારનો અવર્ણનીય આનંદ થતો હતો. એટલે એ વિચારને મનમાંથી કાઢી નાંખવાના પ્રયત્નમાં તેને યશ મળતો ન હતો. તેણે પોતાનું મન બીજી વાત તરફ વાળવાનો યત્ન કર્યો તો પણ એ તરૂણની સુંદર અને ભવ્ય મૂર્તિ તેની નજર સામેથી દૂર થઈ નહિ. એ પ્રમાણે વિચારનિમગ્ન દશામાં તેણે જેમ તેમ ભોજન પૂર્ણ કર્યું.

જેમ જેમ તે વિશેષ વિચાર કરવા લાગી તેમ તેમ તેની સામે ઊભો થયેલો પ્રશ્ન વિશેષ વિકટ બનતો ગયો. આપેલું વચન પાળવું કે નહિ એ પ્રશ્ન મહત્ત્વનો હતો. એક બાજુ એ તરૂણનો ઉપકાર અને બીજી બાજુ પોતાનું કૌમાર્ય, એ બન્ને વચ્ચે તે સપડાઈ હતી. તેના મનમાં આ પ્રમાણે તર્કવિતર્ક ઘોળવા લાગ્યાઃ—

'જો મારો જન્મ સારા શ્રીમંત કુળમાં થયો હોત અને મારાં માતાપિતા જીવતાં હોત તથા સુંદર બંગલામાં રહેતાં હોત તો કેવું સારૂં હતું? મારો પ્રાણસંકટમાંથી બચાવ કર્યા પછી તે મોટા આનંદપૂર્વક મને મારા મકાન સુધી પહોંચાડવાને આવ્યો ન હોત? મારા વડિલે મોટા દિલથી અને કૃતજ્ઞતાથી તેનું સ્વાગત કરી, તેની સાથે સ્નેહ જોડવાની ઇચ્છા કરી હોત કે નહિ? તેમણે પોતે જ તેને વારંવાર પોતાને ઘેર આવવાની વિનતિ કરી હોત અને તે પણ દરરોજ મારી પાસે આવતો હોત. એવી રીતે પરિચય વધવાથી એકબીજાંના સ્વભાવની પરસ્પર માહિતી મળી હોત. તેણે મારી માગણી કરી હોત અને મારા વડિલે પણ તેના ગુણ અને કુળની

તપાસ કરીને મારૂં તેની સાથે લગ્ન કર્યું હોત! પણ હે દુર્દૈવ! તેં મને ગરીબાઇમાં હડસેલી હોવાથી તમામ પરિસ્થિતિ જુદી જ બની ગઇ છે. હું એક ગરીબ, મજૂરી કરીને નિર્વાહ કરનાર પ્રાણી છું એ તેના જાણવામાં હોવાથી મારી આ ભિખાર કોટડીમાં આવવાનું કારણ જ નથી. જો તે આવ્યો હોત તો મારી અને તેની બન્નેની આબરૂને કમીપણું આવત. હું પણ તેના મકાન પર જઇ શકું તેમ નથી. હું શ્રીમંત હોત, મારી માતા જીવતી હોત તો કોઇ પણ યોગ્ય કારણથી તેના મકાન પર હું જઈ શકત. આવી પરિસ્થિતિમાં તેણે ખૂલ્લી જગ્યામાં, જ્યાં તમામ મનુષ્યો ગમે ત્યારે વિના અટકાવે જઇ શકે છે–તેવા સ્થળે મારી મુલાકાત કરવાની ઇચ્છા કરીને તે પ્રમાણે મને સૂચવ્યું તેમાં અયોગ્ય શું છે? એવા શૂરા, ઉદાર અને પરોપકારી ગૃહસ્થ મારા જેવી ગરીબ અને અસહાય અબળાને ફસાવે એ શક્ય જ નથી. વળી તે અત્યંત તરૂણ છે. આટલી ન્હાની ઉમરમાં આવી લૂચ્ચાઇ તે કરી શકે જ નહિ! વારૂ, હું તેને મળવા જાઉં તે વખતે તે જો મારી સાથે અસભ્ય વર્ત્તન ચલાવે તો હું ત્યાંથી ચાલી જઇ શકું છું. એવો સ્હેજ ઇશારો પણ મને જણાય તો હું ચાલતી જ થઇ જાઉં. હું આમ કહું છું ખરી, પણ એ અપરિચિત તરૂણને મળવાને માટે શા સારૂ જવું? તેનું નામ વિઠ્ઠલદાસ છે–પેલા કરસનદાસ શેઠે તેને એ નામથી બૂમ મારી હતી. મને એ નામ સિવાય તેના સંબંધમાં વિશેષ કશી માહિતી નથી. તે દિવસે તેણે મને અટકાવી હતી ત્યારે કરસનદાસે તેને બરાબર દબડાવ્યો હતો. કરસનદાસે તેનો હેતુ જાણ્યો ન હોત તો તે દબડાવત નહિ. અર્થાત્ તેનું સામાન્ય વર્તન સારૂં નહિ હોય. એ વાતનો વિચાર કરતાં તેની મુલાકાત ન કરવી એ જ બરાબર લાગે છે. માટે પરમ રોજ તે સ્થળે જવાની જરૂર નથી.'

એ વિચાર મનમાં ઘોળાતો હતો તે વખતે તેણે દીર્ઘ શ્વાસ મૂકયો અને તે એ જગ્યા પરથી ઉઠી. જાણે કેમ એ તરૂણ અહીં છે અને પોતે

તેની પાસે રહેવું યોગ્ય નથી એવું તેના મનને થયું હોય ને ! થોડી વાર કોટડીમાં આમથી તેમ ફેરા માર્યા પછી પોતાનું મન ઉદ્યોગમાં રોકવાને માટે તેણે શિવણકામ હાથમાં લીધું. તેને એમ થતું હતું કે આ કામ શરૂ કરવાથી આવા વિચાર મનમાં આવશે નહિ. પરંતુ તેની એ કલ્પના બિલકુલ વિપરીત ઠરી. કામનો આરંભ થઇને કામ જેમ ઝપાટાથી ચાલવા લાગ્યું તેમ પેલા વિચારો પણ મનમાં જોરથી ચાલવા લાગ્યા. તે દિવસે બનેલી તમામ ઘટના સિનેમાનાં ચિત્રોની માફક તેનાં નેત્રો સમક્ષ તરવરવા લાગી. એ તરૂણની સાથે થયેલા સંભાષણનું તેને અક્ષરશઃ સ્મરણ થયું, તેણે તમામ બાબતનો પુનઃ આરંભથી વિચાર શરૂ કર્યો. તેની ચાણાક્ષતા, દયાળુ સ્વભાવ અને નિષ્કપટ અંતઃકરણને અનુરૂપ વિચારોનું જોર થયું અને ગમે તે થાય પણ પોતે આપેલું વચન તો પાળવું જ જોઇએ એમ તેને લાગ્યું.

વચ્ચે વચ્ચે ત્યાં ન જવું એમ પણ થતું હતું ખરૂં. તે વિચાર કરતાં કરતાં મનોગત બોલી: "કદાચ એ તરૂણનો વિપરીત હેતુ કરસનદાસે જાણ્યો હશે, એથી તેણે તેને પાછો ફેરવ્યો. વિઠ્ઠલદાસનું તે વખતનું વર્ત્તન દેખાવમાં ચમત્કારિક હતું. એટલે કદાચ કરસનદાસને શંકા આવી હશે. કરસનદાસના મનમાં શંકા આવવાથી તેણે પોતાના મન ઉપરથી તેના મનની પરીક્ષા કરી હશે. વિઠ્ઠલદાસનો ઇરાદો મારૂં અપમાન કરવાનો હતો એમ તો મને પણ લાગતું નથી. જો એમ હોય તો આજે તેનું આવું સભ્ય વર્ત્તન શા માટે હોત ? તે દિવસના દેખાવમાં વિલક્ષણ જણાતા વર્તનનો ખુલાસો કરવાનો આજે તેણે આગ્રહ શા માટે રાખ્યો હોત ? એ બાબતનો વિચાર કરતાં તેના તરફથી મને પીડા થવાનો સંભવ દેખાતો નથી. પુનઃ મુલાકાત કરવાની સૂચના તે અંતઃકરણપૂર્વક કરતો હતો. તે જ વખતે તેને નિરાશ નહિ કરવાની તેણે અત્યંત આર્જવતાપૂર્વક મને વિનતિ નહોતી કરી ? તેનો જો ખરેખર મારા ઉપર પ્રેમ હોય અને તેની સાથે જો હું નિષ્ઠુરતા ધારણ કરૂં તો—"

એ પ્રમાણે તેના મનમાં વિચાર ઘોળાતો હતો ત્યાં વચ્ચે તે સ્થંભી ગઇ. તેના શરીર માંહેનું રક્ત એકાએક ચમત્કારિક રીતે ઉછળવા લાગ્યું. પોતાના ગાલપર લાલી ચડે છે, એ તરૂણની મૂર્ત્તિ નજર સામેથી ખસતી નથી, તેનું કારણ એકદમ તેના લક્ષમાં આવ્યું. જેનો પોતાને અગાઉ કદી અનુભવ ન હતો એવો એક નવીન મનોવિકાર પોતાના અંતઃકરણમાં ઉત્પન્ન થયો છે અને આ સર્વ તેનો જ ખેલ છે, એ તે બરાબર સમજી ગઇ.

પ્રેમ! આ શબ્દ તેણે અગાઉ અનેક વાર સાંભળ્યો હતો અને ઉચ્ચાર્યો પણ હતો. પરંતુ તેનો સંબંધ બીજાની સાથે હોવાથી અત્યાર સુધી તેને આ શબ્દનું રહસ્ય સમજાયું ન હતું. તે એકાએક તેના લક્ષમાં આવ્યું અને તે સાથે જ તે ચમકી. તેની વિચારશક્તિ સ્તંભિત થઇ. તેના શરીરમાં સ્હેજ ધ્રૂજારી છૂટી. તેનાં નેત્રોમાં અલૌકિક તેજ ચમકવા લાગ્યું. તેની મુદ્રા આનંદથી પ્રફુલ્લ દેખાવા લાગી. પોતાને નવીન જ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ તેને લાગ્યું. તેના મનમાં આનંદ અને સુખના વિચારો ઉત્પન્ન થયા. એક ક્ષણાર્ધમાં તેના વિચારો બદલાઈ ગયા. અગાઉ દુઃખમય લાગતું જગત અને જીવિત બન્ને તેને સુખયુક્ત ભાસવા વાગ્યાં. પોતે જીવંત રહેવામાં કશો અર્થ છે, પોતે આટલાં વર્ષો સુધી જે સંકટ સહન કર્યું તેનો બદલો જલ્દીથી મળી રહેશે, પોતાને અરણ્ય સમાન ભયંકર લાગતું આ જગત સ્વર્ગના નંદનવન સમું રમણીય દેખાવા લાગશે એવા આશાપૂર્ણ અને આનંદદાયક વિચારોએ અર્ધી ક્ષણમાં તેના મનને પ્રસન્ન બનાવી દીધું. એ સર્વ પ્રેમનો જ પ્રભાવ!

વિચાર કરતાં કરતાં આ જીવિતનું સૌરસ્ય, આખી સૃષ્ટિની ઘટમાળનું રહસ્ય, અને દુઃખને સુખમય બનાવી દેનારો કિમીયો એકાએક તેના હાથમાં આવ્યાં. ઇશ્વર પ્રેરણાથી જેના રહસ્યનું જ્ઞાન થયું છે એવો તે શબ્દ તેના મુખમાંથી આપોઆપ બહાર પડ્યો. તે શબ્દોચ્ચારની સાથે જ તેનું મન પ્રસન્ન થયું. પ્રેમના દીવ્ય

પ્રકાશમાં તેને આખા જગતનું સ્વરૂપ બદલેલું દેખાવા લાગ્યું. સુખની અકલ્પિત ભાવનાનો તેના હૃદયમાં ઉદય થયો.

એ વિચાર મનમાં આવતાં સુધી તેની સોય બરોબર દોડતી હતી. પણ પ્રેમનો ઉદય થતાં જ તેના હાથ નરમ બની ગયા અને વસ્ત્ર નીચે પડયું. તેને એ પ્રમાણે પડયું રહેવા દઇ, ભીંત સરસી થઇને તેણે હાથ પગ લાંબા કર્યા અને પ્રેમના પ્રકાશથી ઉજ્જવલ દેખાતા ભાવી જીવિતક્રમના ચિત્રનું તે કલ્પનાસૃષ્ટિમાં અવલોકન કરવા લાગી. પોતાની વિપત્તિનો અંત કયારનો આવી ગયો છે એમ તેના મનને થયું. સુંદર અને ઉદાર અંતઃકરણનો એક તરૂણ પોતાનાં ઉપર પ્રેમ કરે છે, પોતાનો પ્રેમ પણ તેના ઉપર થયો છે. પોતાનાં લગ્ન થઇ ગયાં છે અને તે બન્ને આનંદસામ્રાજ્યના સુખપૂર્ણ પ્રાસાદમાં પરસ્પરના પ્રેમનો અનુભવ લઇ રહ્યાં છે, એમ તેને થયું. અને એવા અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા.

આ વિચારો જાગૃદવસ્થાના નહિ પણ સ્વપ્નસૃષ્ટિના હતા. તે બિચારી પોતાના કલ્પના સુખમાં ગર્ક બની ગઈ હતી. તે વખતે એકાએક તેના દ્વાર પર કોઇએ ધક્કો માર્યો ! તે એકાએક જાગી ગઇ. સર્વ રમણીય દશ્ય અલોપ થઇ ગયું. તેની આસપાસ ગરીબાઇ અને દુર્દૈવનું વાતાવરણ દેખાયું. તે નિરાશ બની ગઇ.

પુનઃ અવાજ થયો. સુભદ્રા ઉઠી. તેણે દ્વાર ખોલ્યું. પુષ્પાવતી અંદર પગ મૂકીને બોલી : "તને ઉંઘ આવી ગઇ હોય એમ લાગે છે. તું સૂઇ ગઇ હશે એવી મારી કલ્પના હતી જ. પણ બારણાંની તડમાંથી દીવાનો પ્રકાશ દેખાવાથી મેં અવાજ કર્યો હતો." જમીન પર પડેલા પોષાક સામે જોઇને તે બોલી : "કામ કરતાં કરતાં જ ઉંઘ આવી ગઇ લાગે છે."

"કેટલી રાત થઇ હશે ?" સુભદ્રાએ પ્રશ્ન કર્યો.

"નવ વાગી ગયા હશે." પુષ્પાવતીએ જવાબ આપ્યો. તેના અત્યારના અવાજથી તે ત્રાસી ગયેલી હોય એમ સુભદ્રાને લાગ્યું.

સુભદ્રાએ પૂછ્યું : "તને આટલો ત્રાસ થવાનું શું કારણ?"

પુષ્પાવતીએ કહ્યું : "ખરૂં કહું તો મને એના ઉપર મોટો ગુસ્સો ચડ્યો છે. સ્હાંજે મેં તને કહ્યું હતું કે અમીધરે ખાસ ચીઠી લખીને પોતે આવવાનું જણાવેલું હોવાથી તેમની હું રાહ જોઉં છું. અત્યાર સુધી હું એકલી બેસી રહી. તે હમણાં આવશે, એવી આશા કરતી હતી. ત્યાં હમણાં જ તેમની બીજી ચીઠી આવી છે. તેમાં કશું પણ કારણ નહિ જણાવતાં પોતે આજ આવવાના નથી એવું જણાવ્યું છે. પુનઃ કયારે આવશે એ વિષે તેમાં એક અક્ષર પણ નથી. તું જ કહે, આવું થાય તો મને ગુસ્સો કેમ ન આવે?"

પુષ્પાવતીના આ ભાષણથી સુભદ્રાના મનની સહાનુભૂતિ એકદમ અદશ્ય થઇ ગઇ; એટલું જ નહિ પણ તેના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. તેના મનમાં હમણાં જ ઉત્પન્ન થયેલા સાત્ત્વિક પ્રેમનું આ પરિણામ હતું. જગતના વ્યવહાર તરફ જોવાની તેની દષ્ટિમાં સારો ફેર પડી ગયો હતો. શુદ્ધ સાત્ત્વિક પ્રેમ અને દ્રવ્યલોભથી ઉત્પન્ન થયેલી વિષયવાસના વચ્ચેનો ભેદ તેના ધ્યાનમાં બરાબર આવી ગયો હતો. પુષ્પાવતીનો સભ્યતાની મર્યાદાથી આગળ વધેલો ભભકાદાર છતાં આછકલો પોષાક પણ તેની દષ્ટિને અસહ્ય થઇ પડ્યો હતો.

સુભદ્રા કશો જવાબ આપતી નથી. એ જોઇને પુષ્પાવતીએ પુનઃ તે જ પ્રશ્ન કર્યો: "તું જ કહે, આવું થાય તો મને ગુસ્સો કેમ ન આવે?"

તેણે પોતાના ઉપર ઉપકાર કર્યો છે. તે ગમે તેવી હોય છતાં તેનું મન દુઃખાવવું તે કૃતઘ્નતા ગણાય એમ વિચારી સુભદ્રા શાંતપણે બોલી: "બરાબર છે. તારા મનને ત્રાસ આપનારો બનાવ બની આવ્યો એ જાણીને મને ખેદ થાય છે."

પુષ્પાવતીએ કહ્યું: "મોઢેથી તું એમ કહે છે ખરી, પણ તારા મનને દુઃખ થતું હોય એવું લાગતું નથી. ખરૂં છે! જેના ઉપર પ્રસંગ હોય છે તેને જ તેમાં રહેલાં સુખદુઃખની સમજણ પડે છે."

આનો શો જવાબ આપવો એ વિષે સુભદ્રા વિચારમાં પડી ગઇ. પોતાના સંબંધમાં સ્હાંજે બનેલી ઘટના પુષ્પાવતીને જણાવવાનો પ્રથમ તેનો ઇરાદો હતો. પરંતુ અત્યારે અંતઃકરણ તેને એમ નહિ કરવાની પ્રેરણા કરતું હતું. જ્યાંસુધી સંકટને લગતી જ કલ્પના તેના મનમાં હતી ત્યાંસુધી પોતાનો ચમત્કારિક રીતે બચાવ થયાની તથા એક તરૂણના શૌર્ય અને સાહસની હકીકત બીજાને કહેવામાં તથા એ વિષે ચર્ચા કરવામાં તેને આનંદ થયો હોત. પણ હવે તેના મનમાં પ્રેમનો ઉદય થયો હતો, અને એ પ્રેમે જ આટલા અલ્પ કાળમાં કઈ બાબતમાં ગુપ્તતા રાખવી એનું શિક્ષણ તેને આપ્યું હતું. પોતાની પવિત્રતાનું અભિમાન અને પુષ્પાવતીની ભ્રષ્ટતા માટેનો તિરસ્કાર એ મનોવિકાર તેના અંતઃકરણમાં જાગૃત થવાથી પણ આ વાર્તા તેને જણાવવાની ઇચ્છા થતી ન હતી. એ તમામ વિચાર એક ક્ષણમાં જ તેના મનમાં આવી ગયા. પુષ્પાવતીના પ્રશ્નનો કશો પણ જવાબ આપવો જોઇએ એમ માનીને તે બોલી: “પુષ્પાવતી! એમ શા માટે બોલે છે? તારે માટે મને કાંઇ જ ન લાગે, એ શકય છે ખરૂં? તેં મારા ઉપર જે ઉપકાર કરેલ છે તે હું કદી પણ ભૂલું ખરી?”

પુષ્પાવતી બોલી: “ઉપકારની વાત જવા દે. આજે મારૂં મન ઠેકાણે નથી. એટલે હું શું બોલું છું તેનું મને પોતાને જ ભાન નથી. હું તેની રાહ જોતી બેસી રહું અને તે ન આવે તેનો અર્થ શો? જો અમીધરનું ઠેકાણું મારા જાણવામાં હોત તો અત્યારે જ ત્યાં જાત અને તેના આવા વર્તનનો જવાબ માગત. ગમે તેમ હોય, તેને માટે આજે મારા મનમાં મત્સર ઉત્પન્ન થયો છે. આજ સંધ્યાકાળ સુધી હું મારૂં મન સમજી શકી ન હતી. પરંતુ અત્યારે મને લાગે છે કે એ તરૂણ ઉપર મારો ખરેખરો પ્રેમ છે. માત્ર તેને મારા પ્રેમનું કશું મૂલ્ય જણાતું નથી.” એ પ્રમાણે બોલતાં તેનાં નેત્રામાં પાણી ભરાઇ આવ્યું.

તેની એ સ્થિતિ જોઇને સુભદ્રાના કોમળ મનને પણ માઠું લાગ્યું અને તેણે મધુર શબ્દો વડે તેના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. તથાપિ તેમાં તેણે પુષ્પાવતી અને અમીધર વચ્ચેના પાપસંબંધનો ઉલ્લેખ પણ કર્યો નહિ.

છેવટે પોતાનાં નેત્રો લૂછીને પુષ્પાવતી બોલી: "થયું તે થયું ! હવે રડવાથી શો લાભ? અમુક સમય જશે એટલે ખરી હકીકત આપોઆપ સમજાશે. આવતી કાલે કે છેવટે પરમ રોજ જો અમી-ધર નહિ આવે અને પોતાની ભૂલ કબૂલ નહિ કરે તો પછી મારે શું કરવું તે હું બરાબર સમજું છું. સુદૈવે હું રૂપાળી છું. તેની અને મારી મુલાકાત થઇ ત્યારપછી અત્યારે મારા રૂપમાં પુષ્કળ વધારો થયો છે." તે દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બોલી : "પરંતુ તેના ઉપર મારો ખરેખર પ્રેમ બંધાયો છે!"

બોલતાં બોલતાં તે વચ્ચે થોભી ગઇ. સુભદ્રાનો તુટેલો અરીસો ઉપાડીને તેમાં પોતાના રૂપનું અવલોકન કર્યું અને પોતાના કાળા ભોર કેશ ઉપર હાથ ફેરવ્યો. પુનઃ દીર્ઘ નિઃશ્વાસપૂર્વક બોલી: "જો તે આવ્યો હોત તો સારૂં હતું. આજે મારૂં મન કંટાળી ગયું છે. એટલે મને જલ્દી ઉંઘ આવશે નહિ. ચાલ, આપણે સિનેમા જોવાને જઇશું?"

સુભદ્રા ત્યાં પડેલા શિવણકામ તરફ નજર નાંખતી બોલી : "જો મને ફુરસદ હોત તો હું જરૂર આવત. પણ આ કામ પરમ દિવસ સ્હાંજ પહેલાં પૂરૂં કરવાનું છે એ તું જાણે છે."

"ત્યારે હું એકલી જ જઇશ." એમ કહીને પુષ્પાવતી સુભદ્રાની કોટડીમાંથી બહાર પડી.

---

# પ્રકરણ ૧૫ મું.

## મિલન.

જાન્યુઆરી માસ હતો, તથાપિ આજે ઠંડી એટલી બધી કડક ન હતી. સૂર્યે પશ્ચિમ દિશાનો આશ્રય લીધેલો હોવાથી પવનમાં સ્હેજ વિશેષ શિતળતા દેખાતી હતી. તો પણ તે ત્રાસદાયક ન હતી. આકાશ સ્વચ્છ હતું. રસ્તા પર જનસમૂદાય પોતપોતાનાં કાર્યોમાં નિમગ્ન બનેલો દેખાતો હતો. એકંદરે એ સમય મનને આનંદ આપનારો હતો. તે વખતે સુભદ્રા પોતાના વિચારમાં ગર્ક બની, નીચું મુખ રાખી સંકેતસ્થળ તરફ જતી હતી. જો કે અત્યારે પણ તેનું મન પોતાના કર્ત્તવ્યના સંબંધમાં શંકાશીલ હતું. પોતે આવી રીતે એક અપરિચિત તરૂણને મળવા જાય છે એ ઠીક કરતી નથી એવું તેના મનને થતું હતું; જ્યારે બીજી તરફથી આ મિલન આનંદ અને સંતોષ આપનારૂં નિવડશે એમ પણ તેનું મન કહેતું હતું. એવી રીતે મનમાં પરસ્પર વિરોધી વિચારોના સંગ્રામની વચ્ચે તે સંકેતસ્થળે પહોંચી ગઇ.

તેણે મસ્તક ઉંચું કર્યું અને ભયચકિત તથા આશાપૂર્ણ દૃષ્ટિથી ચોતરફ જોયું. તેને મુક્ત કરનાર તરૂણ ઉપર તેની નજર એક ક્ષણવાર સ્થિર થઇ. વિઠલદાસ તેની રાહ જોતો હતો. એ દૃષ્ટિએ પડતાં જ તે તેની પાસે આવ્યો. પછી બન્ને જણા ચાલતાં ચાલતાં ચોપાટી તરફ ગયાં. સુભદ્રાના દર્શનથી તે ઉલ્લાસમાં આવી ગયો હતો. તેનું વચન પાળવા માટે તેણે સુભદ્રાનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. સુભદ્રાના આનંદની પણ સીમા ન હતી. તેઓ ચોપાટી પર આવી પહોંચ્યાં. ત્યાં એકાંતના ભાગમાં એક ખાલી આસન હતું. તે આસન પર સુભદ્રાને બેસારી પોતે તેની પાસે ઊભો રહીને બોલ્યો : "તારા સહવાસનું સુખ મને પ્રાપ્ત થશે

કે નહિ એ બાબત મને શંકા હતી. તેં મારા ઉપર વિશ્વાસ રાખીને અત્ર આવવામાં સારૂં કર્યું છે. તું ખાત્રી રાખજે કે તારો એ વિશ્વાસ મારા ઉપર કાયમ રહે એવું જ મારૂં વર્તન રહેશે. આપણો ઉભયની વચ્ચે ઉત્તરોત્તર વિશ્વાસ વધતો જાય એવી મારી ઇચ્છા છે."

સુભદ્રા બ્હીતી બ્હીતી બોલી: "હું આવી રીતે આપને મળવાને એકલી અહીં આવી એથી આપની દૃષ્ટિએ તુચ્છ તો ઠરીશ નહિ ને?"

વિઠ્ઠલદાસે કહ્યું: "એવી નકામી શંકા શા માટે? તું જ કહે, જો તેં આવી તક મેળવી આપી ન હોત તો તારે માટે મારા મનમાં થયેલી માનબુદ્ધિ વ્યક્ત કરવાની મને અનુકૂળતા મળી હોત ખરી?"

સુભદ્રાએ જવાબ આપ્યો: "તથાપિ મને જે કાંઇ લાગે છે તે પહેલાં કહેવું જોઇએ. આવી રીતે હું આપને મળવા આવી ખરી, પણ આ મેં સારૂં કર્યું કે ખોટું તે હું પોતે જ સમજી શકતી નથી. મેં પુષ્કળ વિચાર કર્યો પણ હજી યે મારા મનનો કશો નિશ્ચય થતો નથી."

વિઠ્ઠલદાસ આનંદદર્શક સ્વરે બોલ્યો: "એમ છતાં પણ મારા સુખ તરફ દૃષ્ટિ રાખીને તેં અહીં સુધી આવવાની તસ્દી લીધી એ તારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે." તે સ્હેજ ખિન્ન મુદ્રાથી બોલ્યો: "તું જો આહીં આવી ન હોત તો હું બિલકુલ હતાશ થયો હોત. તેં મારૂં મન એટલું બધું આકર્ષી લીધું છે કે હું હજારો વર્ષ જીવું તો પણ મને તારૂં કદિ પણ વિસ્મરણ થાય નહિ. મારૂં કહેવુ તું લક્ષપૂર્વક સાંભળી લે. તું જો મારૂં કથન શાંતપણે નહિ સાંભળે તો મારી શુદ્ધ ભાવનાની કલ્પના તને બરાબર થશે નહિ. હું જે દરજ્જાના લોકોમાં હરૂંફરૂં છું, તેમાં સુંદર સ્ત્રીઓ કાંઇ થોડી નથી. તથાપિ તને ખરૂં લાગો કે ખોટું લાગો, હું તો જે સાચું છે તે જ કહું છું. તારા કરતાં સુંદર તો નહિ જ, પરંતુ તારા જેટલી સુંદર સ્ત્રી પણ એ સમાજમાં મારી દૃષ્ટિએ પડી નથી. દેખાવડી સ્ત્રીઓ

મેં અનેક જોઇ છે, પણ લજ્જા, નમ્રતા, વિનય, ઇત્યાદિ સદ્ગુણોથી જોડાયેલું સૌંદર્ય તો મેં કદિ પણ જોયું નથી. પોતાના કેવળ રૂપથી મનને ક્ષણવાર ચકિત કરનારી સુંદરી આ શહેરમાં બિલકુલ નથી એમ હું કહેતો નથી. છે, પરંતુ જ્યાં સુધી તે નજરની સામે હોય ત્યાં સુધી જ તેના સૌંદર્યની પ્રતિષ્ઠા. તે નજરની બહાર ગઈ કે તેનું સ્વરૂપ પણ તેની સાથે જ ગયું. તેનું સ્વરૂપ દીવાના પ્રકાશ જેવું હોય છે. જેનો પ્રકાશ તીવ્ર હોય તેવો દીવો નજર સામે હોય ત્યાં સુધી આંખોને આંજી નાંખે છે અને પોતાની આસપાસના પ્રદેશને પ્રકાશિત કરી દે છે. પણ તે ઓલવાઇ જાય કે નજરની બહાર થાય, એટલે તેનો વૈભવ પૂરો થાય છે. પછી સર્વત્ર ઘોર અંધકાર ! તારૂં સૌંદર્ય એવું નથી. તારા રૂપમાં પ્રેક્ષકના હૃદયને કાયમને માટે આકર્ષિત રાખવાનો અજબ જાદુ છે.”

સુભદ્રા અત્યંત લજ્જિત બની અને મસ્તક નીચું રાખીને ધીમેથી બોલી: “મહાશય ! આપ એવું ન બોલો. મને લાગે છે કે એવી વાત મારે સાંભળવી યોગ્ય નથી. વાસ્તવિક રીતે જોઇએ તો હું કોણ છું તે પણ આપ જાણતા નથી–આપના ઉપર–આપના આ ભાષણ ઉપર વિશ્વાસ મૂકતાં મારૂં મન સંકોચાય છે.”

વિઠલદાસ ઉત્સાહપૂર્વક બોલ્યો: “તું કોણ છે, ક્યાં રહે છે, શું કરે છે, તેની પ્રથમ તપાસ કરીને પછી તારા ઉપર પ્રેમ કરવો એવું તારૂં કહેવું છે ? પ્રેમને પાત્ર મનુષ્ય અને પ્રેમ કરનાર માણસની પરસ્પર સારી ઓળખાણ હોય તો જ પ્રેમ થાય, નહિ તો ન થાય એવી સડેલી સમજણ મારી નથી. સદાચરણનું તેજ જો તારા શરીરમાં ન હોત તો તારૂં આ સૌંદર્ય આટલું નિર્દોષ, આટલું ઉજ્જવલ, આટલું મોહક કદિ પણ દેખાત નહિ. તારી સ્થિતિ હોવી જોઇએ તેવી નથી, અને તેથી જ મારૂં મન તારા તરફ વિશેષ આકર્ષાય છે. ગુલાબનો છોડ ઉત્તમ પ્રકારના બગીચામાં જ જોઇએ. તારી ગરીબાઇનો નાશ કરી સમાજમાં તને યોગ્ય દરજ્જો પ્રાપ્ત કરી આપવો

એવી મારી ઉત્કટ ઇચ્છા છે અને એ ઇચ્છા જે ક્ષણે પૂર્ણ થશે તે ક્ષણને મારા જીવનમાં મોટા ભાગ્યની સમજીશ. જો કે તું કહે છે તે એક રીતે સાચું છે. તારૂં નામ શું છે, તને કયા નામથી બોલાવવી એ જાણવાની જરૂર ખરી."

"મારૂં નામ સુભદ્રા સત્યવાદી છે." સુભદ્રાએ તુરત જ જવાબ આપ્યો. આ તરૂણના ઉત્સાહયુક્ત ભાષણથી તેના હૃદયમાં અનેરી આશાનો પ્રાદુર્ભાવ થયો. પરંતુ તે સાથે જ એ આશા પરિપૂર્ણ થશે કે નહિ એવી શંકા પણ ઉદ્‌ભવી. અર્થાત્ આનંદ અને ભીતિ એ બન્ને વિકારો એકી સાથે ઉત્પન્ન થયા.

"સુભદ્રા ! કેવું મીઠું નામ છે ? હવેથી હું તને સુભદ્રા કહીશ અને તું મને વિઠ્ઠલદાસ કહેજે. એ કરતાં એક બીજાને વિશેષ માન આપવાની ભાંજગડમાં પડવાનું કારણ નથી." થોડી વાર થોભીને તેણે ઉત્કંઠિત સ્વરે પૂછ્યું : "વારૂ, સુભદ્રા ! તું મારા ઉપર પ્રેમ કરીશ ?"

તેણે કમ્પિત અને મંદ સ્વરે જવાબ આપ્યો : "આપના સૌજન્ય અને શૌર્યથી આપે મને કૃતજ્ઞ બનાવી છે. તેમ જ આપના ભાષણનું મારા ઉપર અનુકૂળ પરિણામ નથી થયું એમ જો હું કહું તો હું અસત્યવાદીપણાંના દોષને પાત્ર થાઉં."

વિઠ્ઠલ આનંદ અને પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો : "ત્યારે તો સુભદ્રા ! પ્રિય સુભદ્રા ! તું મારા ઉપર પ્રેમ કરીશ એવી મને જરૂર આશા છે."

તેણે પ્રેમકોમળ અને કર્ણમધુર સ્વરે ઉચ્ચારેલ 'પ્રિય સુભદ્રા' એ નામ સુભદ્રાને આ પ્રસંગે જેટલું મીઠું લાગ્યું અને તેના અંતઃકરણમાં જેવો આનંદ થયો તેવો આનંદ અગાઉ તેને કદિ થયો હશે કે નહિ તેની શંકા જ છે. આ તરૂણે પોતાનું તમામ વાક્-ચાતુર્ય એકત્ર કરીને પોતાના અંતઃકરણ માંહેના પ્રેમનું આવિષ્કરણ કરવાને માટે એક પ્રહર સુધી ભાષણ કર્યું હોત તો પણ સુભદ્રાના મન ઉપર આટલું પરિણામ થયું ન હોત ! 'પ્રિય સુભદ્રા !' એ ન્હાના બે જ શબ્દોમાં તેના અંતઃકરણમાં સંચિત થયેલા સર્વ

પ્રેમનું ઐક્ય થયું છે એમ સુભદ્રાને થયું. તેનો વિઠલદાસ ઉપર પૂર્ણ વિશ્વાસ બેઠો. તેની ખાત્રી થઇ કે આ માણસ પોતાને ફસાવશે નહિ. કારણ કે જેના મનમાં કપટ હોય તેના મુખમાંથી આવા લાગણીવાળા શબ્દો નીકળે નહિ.

વિઠલદાસે પુનઃ કોમળ અને મધુર સ્વરે પ્રશ્ન કર્યો: "પ્રિય સુભદ્રા! તું મારા ઉપર પ્રેમ કરીશ? મુખ ઉચું કરીને મારી સામે જો અને જવાબ આપ! તું મારા ઉપર પ્રેમ કરીશ ને?"

પ્રેમ, લજ્જા, વિનય, સરલતા, ઇત્યાદિ સાત્ત્વિક ગુણોથી સુભદ્રાની સુંદરતામાં વિશેષ ઉમેરો થયો. પ્રેમના અતિરેક અને શાલિનતાને લીધે તેના મુખમાંથી શબ્દો નીકળી શકયા નહિ. તેણે માત્ર એક વાર સ્નિગ્ધ દૃષ્ટિથી વિઠલદાસનું અવલોકન કર્યું અને મુખ નીચું કરી દીધું. તે પણ સુભદ્રાના મનોભાવને સમજી ગયો. એવી રીતે ઘણી વાર સુધી મુગ્ધભાવથી તેમણે પરસ્પરના પ્રેમનું આવિષ્કરણ કર્યું.

——:o:——

## પ્રકરણ ૧૬ મું.

—:o:—

### રંગમાં ભંગ.

વિઠલદાસ સુભદ્રાની પાસે બેઠો હતો. તે તેની પાસે ભાવી સુખની વાતો કરતો હતો અને તે સાંભળવામાં સુભદ્રાને અત્યંત આનંદ અને સંતોષ થતો હતો. વિઠલદાસ ઉત્સાહયુક્ત અને મધુર વાણીથી કહેવા લાગ્યો: "પ્રિય સુભદ્રા! મેં આજ સુધીમાં અનેક સૌંદર્યવતી તરૂણીઓ જોઇ છે, પણ તેમાંથી એકનું યે સૌંદર્ય મારા મનને આટલું મુગ્ધ બનાવવાને સમર્થ ન હતું. તારી પ્રાપ્તિ સિવાય મારૂં જીવિત સુખમય થવાનું જ નથી. તારી અત્યારની ગરીબાઇમાંથી તને મુક્ત કરી, જ્યારે હું તને યોગ્ય પદવીએ ચડાવીશ ત્યારે જ

મારા મનને ખરી શાંતિ થશે. મેં જે કુટુમ્બમાં જન્મ લીધો છે, તે કુટુમ્બ અને તેના જેવાં બીજાં કુટુમ્બોની દૃષ્ટિએ આપણો વિવાહ-સંબંધ ચમત્કારિક લાગશે, પણ જે દિવસે મારી ધર્મપત્નીની ખરી યોગ્યતા તેમના સમજવામાં આવશે તે દિવસે મેં કર્યું છે તે યોગ્ય કર્યું છે એવું સર્વને જણાશે અને મેં આવી ઉત્તમ પસંદગી કરવાથી કેટલાક તો મારી ઇર્ષ્યા પણ કરશે! તારા કહેવા ઉપરથી આપણે બન્ને એક જ જ્ઞાતિનાં છીએ એમ લાગે છે. એટલે એ પ્રશ્નનો વિચાર કરવાની જરૂર નથી. જો કદાચ તું અન્ય જ્ઞાતિની હોત તો પણ તારે ખાતર હું જ્ઞાતિબંધનનો ભોગ આપવાને માટે જરૂર તૈયાર થયો હોત. વારૂ, પ્રિયે ! આ વિષયમાં તારે કોઇ તારા આપ્તઇષ્ટની સંમતિ લેવાની છે ? તેમ જ આપણા લગ્નદિનનો સૂર્ય ઉદય પામે ત્યાંસુધી તને સુખ અને શાંતિ મળે તે માટે મારે શું કરવું ? તારે જે કાંઇ અડચણ હોય તે મને કહે—"

તે જ ક્ષણે ક્રોધ અને આશ્ચર્યનો ઉદ્દગાર તેમના કાને પડયો. તે બન્ને ચમકીને જોવાં લાગ્યાં તો પુષ્પાવતી તેમની સામે ઊભી હતી. તેની મુદ્રા ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ હતી. તે ક્રોધથી બળતી, હાથના લ્હેકા કરતી ઉચ્ચ સ્વરે બોલી: "કોણ! અમીધરપ્રસાદ, તમે જ કે ? અને આ લબાડ–ઢોંગી–નાલાયક સુભદ્રા !"

અમીધર નામ કાને પડતાં જ સુભદ્રાના મનમાં સંશય ઉત્પન્ન થયો. તે ખિન્ન અને ઉદ્વિગ્ન હૃદયે પોતાના પ્રિયકર સામે જોતી બોલી: "ઓ પ્રભુ ! આ શું હશે ? આ શું સાચું હશે ?"

તેના આ સંશયનું તુરત જ નિરાકરણ થયું. પોતાના ઉપર પ્રેમ કરનાર વિઠલદાસ અને પુષ્પાવતીનો અમીધરપ્રસાદ એ બન્ને એક જ વ્યક્તિ છે એવું તેના લક્ષમાં આવતાં તેના મનને અસહ્ય વેદના થઇ. તે તુરત ઉઠી ગઇ અને દૂર ઊભી રહી. "હે પ્રભુ ! તું જ હવે મારૂં રક્ષણ કર !" એવો ઉદ્દગાર તેના મુખમાંથી બહાર પડયો.

પુષ્પાવતી તરફ લક્ષ આપ્યા વગર વિઠલદાસ સુભદ્રાને ઉદ્દેશી

દીન સ્વરે બોલ્યો: "પ્રિય સુભદ્રા! ઉતાવળી ન થા–મારૂં કથન સાંભળી લે અને પછી મને જે દોષ દેવો હોય તે દે—"

"બસ! આપણો સંબંધ આટલેથી જ પૂરો થયો! હવે વિશેષની જરૂર નથી!" એવો ઉદ્દગાર નિરાશાથી થતા દુ:ખને લીધે મૂઢ બનેલી સુભદ્રાના મુખમાંથી બહાર પડ્યો. તે ત્વરાથી એ સ્થળેથી ચાલી ગઇ. અચાનક બની આવેલા આ વિલક્ષણ પ્રસંગથી વિઠ્ઠલદાસ દિવાના જેવો બની ગયો. તે સુભદ્રાને અટકાવવાને માટે જવા લાગ્યો. પણ પુષ્પાવતીએ તેનો હાથ પકડીને પાછો ખેંચ્યો. તેના હાથને તરછોડી નાંખીને વિઠ્ઠલદાસ જઇ શકયો હોત. પરંતુ સ્ત્રીઓની સાથે એવી ઉદ્ધતાઇ કરવી તે તેના હૃદયથી વિરૂદ્ધ હોવાથી તે ઊભો રહ્યો અને બોલ્યો: "પુષ્પાવતી! છોડી દે, મને જવા દે. મને અટકાવ મા. મને જવા દઇશ તો તેમાં તને નુકસાન થશે નહિ."

વાઘણ પોતાના ભક્ષ્યને જેમ મજબૂત રીતે પકડી રાખે છે, તેમ તેને પકડીને પુષ્પાવતી બોલી: "લૂચ્ચા! પાજી! એ ઢોંગી અને નાલાયક છોકરી સાથે પ્રેમની વાતો કરવાને માટે તને જવા દઉં એવી હું મૂર્ખ નથી."

વિઠ્ઠલદાસ બોલ્યો: "પુષ્પા! તું ગાંડી તો નથી? ચાલ–મારો હાથ છોડ–"

તે ક્રોધપૂર્વક તેના હાથને જોરથી ખેંચીને બોલી: "હું તારો હાથ છોડવાની નથી. તારે કહેવું હોય તે કહી દે. માણસો આ તરફ આવે છે."

વિઠ્ઠલદાસે કહ્યું: "એટલા માટે જ આવી ગાંડાઇ ન કર, મારો હાથ છોડી દે, મને જવા દે. સુભદ્રાને સમજાવીને હું હમણાં જ પાછો આવું છું—"

તેનો હાથ ન છોડતાં પુષ્પાવતી બોલી: "હવે એ છોકરી તારા હાથમાં શાની આવવાની છે? એ તો નાગણની માફક કયાંની કયાં ચાલી ગઇ હશે. મારી સાથે ઢોંગાઇ કરીને જવું હોય તો ખુશીથી જા-પણ તેમાં તારી ફજેતી થશે એ લક્ષમાં રાખજે."

વિઠ્ઠલદાસે પોતાની આસપાસ નજર કરી પોતે મોટેથી ઉચ્ચારેલા શબ્દો તરફ કેટલાક મનુષ્યોનું લક્ષ ગયું છે અને ચાર–પાંચ માણસો આ તરફ આવવા લાગ્યાં છે, એવું જોઇને તે સ્પષ્ટતાપૂર્વક બોલ્યોઃ "પુષ્પા! તારે આમ કરવાનું કશું પણ કારણ નથી. તારી સાથે હવે સંબંધ રાખવાની મારી ઇચ્છા નથી. આજથી તારો ને મારો સંબંધ તૂટેલો સમજજે."

તેના એ કઠોર શબ્દો કાને પડતાં જ પુષ્પાવતીનો હાથ નરમ પડ્યો. તથાપિ તે છોડાવી ન લેતાં લોકોના અવરજવરથી દૂર થવાને માંટે તેની સાથે એક બાજુ તરફ ગયો.

વિઠ્ઠલદાસના આ કઠોર શબ્દોથી પુષ્પાવતીનો ક્રોધ અદશ્ય બની ગયો અને તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે હીબકાં ભરતી બોલવા લાગી : "કેમ વારૂ? મેં એવો શો અપરાધ કર્યો છે? તમને બન્નેને એવી સ્થિતિમાં પકડયાં તે અપરાધ! કેટલું વિચિત્ર! જે કુલટાને હું ગરીબ, પાપભીરૂ અને સદાચરણી સમજતી હતી અને જેની ગરીબાઇ તથા કષ્ટની દયા આવવાથી જેને મદદ કરવાને હું આગળ આવી હતી તે જ આજે મારી વૈરિણી બની! જે કોઈ પુરુષ સામે મસ્તક ઉંચું કરીને બોલવાની હિમ્મત પણ કરી શકતી ન હતી, તે જ છોકરી અહીં આજે મીઠી મીઠી વાતો કરતી બેઠી હતી! ખરેખર, આ જમાનામાં કોઇએ કોઇના પર વિશ્વાસ રાખવા જેવું નથી!"

"ત્યારે તો હું તેને જેવી પવિત્ર સમજતો હતો તેવી જ તે છે!" એવો ઉદ્‌ગાર વિઠ્ઠલદાસના મુખમાંથી એકદમ બહાર પડયો. પુષ્પાવતીએ સુભદ્રાને માટે ઉચ્ચારેલા તિરસ્કારસૂચક શબ્દો વિઠ્ઠલદાસને અમૃત સરખા મધુર લાગ્યા. તેણે પૂછ્યું: "તેની તને પુષ્કળ માહિતીછે. એટલે તમે બન્ને પડોશમાં રહેતા લાગો છો–કદાચ એક જ ઘરમાં."

પુષ્પાવતીએ જવાબ આપ્યો : "મારી જાણે બલા કે તે ક્યાં રહે છે! અને કદાચ હું જાણતી હોઉં તો પણ ગાંડી નથી કે તમને

કહી દઉં. થયું, મારી ભૂલ થઇ, હવે એ કુલટાને ફરીથી નહિ મળો એમ કહો અને છૂટા થાઓ. તમે એટલું કહેશો એટલે હું પણ મારા ગુસ્સાનો ત્યાગ કરી દઇશ."

તેના આ કથનનો કડક ભાષામાં ઉત્તર આપી તેની સાથેનો સંબંધ એ જ સ્થળે અને એ જ ક્ષણે તોડી નાખવાનો વિઠલદાસના મનમાં વિચાર આવ્યો. પરંતુ એટલામાં એક કલ્પના તેના મનમાં આવી અને તેણે જીભને સંકોરી. સુભદ્રાના ઠેકાણાનું પુષ્પાવતીને જ્ઞાન છે એવું તેના ઉદ્‌ગાર પરથી સમજાતું હતું. એટલે તેની સાથે ટંટો નહિ કરતાં નરમાઇથી કામ લેવાથી તેના દ્વારા સુભદ્રાની વિશેષ માહિતી પોતાને મળશે એવું તેના મનમાં આવ્યું. એ પછી આ બે જણાં વચ્ચે જે સંભાષણ થયું તે અત્ર આપવાની જરૂર નથી. એટલું ખરૂં કે પુષ્પાવતીને આ પ્રયત્નમાં પોતાનો સંપૂર્ણ વિજય થયેલો લાગ્યો. તેઓ લગભગ બે કલાક અહીં રોકાયાં. તે દરમ્યાન વિઠલદાસે તેની ખુશામદ કરીને સુભદ્રાનું નિવાસસ્થાન કયાં છે એ તેની પાસેથી કઢાવવાનો પ્રયત્ન કર્યો, પણ પુષ્પાવતીએ તેને દાદ આપી નહિ. છેવટે તેઓ ત્યાંથી ઉઠયાં અને એકબીજાંથી જુદાં પડયાં. પુષ્પાવતી ત્યાંથી આગળ ચાલીને એક પારસીની હોટલમાં ગઇ. અહીં તેણે વિવિધ પ્રકારના અભક્ષ્ય પદાર્થોની સાથે મદ્યનું પણ પુષ્કળ પાન કર્યું. મદ્યના નશામાં સુભદ્રા તેને પોતાની હડહડતી શત્રુ ભાસવા લાગી. તેના ઉપર કઠોર શબ્દશસ્ત્રનો પ્રહાર કરવાના હેતુથી તે ટ્રામમાં બેસીને ભૂતગલ્લી તરફ જવા લાગી.

પરંતુ પુષ્પાવતીની એ ઇચ્છા પૂર્ણ થવાની ન હતી. તે પોતાના મકાનમાં આવી કે તુરત જ તેને સમાચાર મળ્યા કે સુભદ્રા ઉતાવળી ઉતાવળી અહીં આવી. કોટડી ખાલી કરીને ત્યાંથી તુરત જ ચાલી ગઇ છે. સુભદ્રા સૂર્યાસ્તને વખતે માળામાં આવી હશે. તેની મુદ્રા ઉદ્વિગ્ન દેખાતી હતી. તે પોતાની સાથે જ એક મજૂરને લાવી હતી. માળામાં આવીને તે અન્નપૂર્ણાને મળી અને ચાલુ માસનું

ભાડું ચૂકવી આપ્યું. પછી પોતાની તમામ વસ્તુઓ એકત્ર કરી, મજૂરને માથે ચડાવીને પોતે કયાં જવાની છે એ કોઇને ન જણાવતાં તુરત ચાલી ગઇ.

એ હકીકત કહેતાં પેલી કામ કરનારી ઘાટણ બોલીઃ "સુભદ્રાએ મારી રજા લીધી ત્યારે તેની આંખોમાંથી દડદડ આંસુ પડતાં હતાં. 'આમ એકાએક તું શા માટે ચાલી જાય છે?' એવું જ્યારે મેં તેને પૂછયું ત્યારે તે વિશેષ રડવા લાગી. બિચારીના મુખમાંથી શબ્દ નીકળતો ન હતો. તેણે મને ચાર આના બક્ષિસ આપ્યા. છોકરી સારી હતી. તેના ઉપર શો પ્રસંગ આવ્યો હશે તે સમજાતુ નથી. તે આવી રીતે ચાલી જવાથી મારી આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું—હજી પણ આવે છે." ખરેખર એ અજ્ઞાન ઘાટણનાં નેત્રોમાં પાણી ભરાઇ આવ્યું હતું.

"વારૂ, ગઇ તો સારૂં થયું! પીડા ગઇ!" એટલું બોલી પોતાને અમુક વાતનું સ્મરણ થયું હોય તેવા ભાવપૂર્વક તેણે પૂછ્યુંઃ "મેં તેને એક કામ આપ્યું હતું તેનું શું થયું એ સમજાતું નથી. તે કોઇને આપી ગઇ હશે કે પછી એ પણ લઇને પોબારા ભણી ગઇ હશે? તેની તપાસ કરવાની જરૂર છે."

ઘાટણે જવાબ આપ્યોઃ "સુભદ્રા એટલી લબાડ હશે એવું તારા મનમાં આવ્યું જ કેવી રીતે? તેણે એ પોષાક મને સોંપીને તું આવે કે તુરત તને સુપ્રત કરવાની ખાસ સૂચના કરી છે. તે હું તને આપવાની જ હતી. સુભદ્રા અત્યંત મહેનતુ અને ગરીબ હતી. તેના જવાથી મને ખરેખર ખેદ થાય છે."

પુષ્પાવતી પોતાની કોટડીમાં ગઈ. તે વસ્ત્રો ઉતારે છે ત્યાં ઘાટણ આવી. તેણે એક ન્હાનું પોટકું તેની સામે મૂકયું. પછી તે ચાલી ગઇ. સુભદ્રાએ કેટલું કામ કર્યું છે તે જોવા માટે પુષ્પાવતીએ પોટકું છોડીને પોષાક પહોળો કર્યો તો અંદરથી એક ચીઠી સરી પડી. તેના તરફ લક્ષ જતાં એ ચીઠી ઉપર પોતાનું નામ જોવામાં આવ્યું. ચીઠીમાં નીચેની હકીકત હતીઃ—

" પુષ્પાવતીબાઇ,

"ગમે તેવો પ્રસંગ આવેલો હોવા છતાં તે મારાપર કરેલો ઉપકાર હું કદિ પણ ભૂલવાની નથી અને કૃતઘ્નતાનું પાપ શિરપર લેવાની નથી. મારૂં આજનું વર્તન જોઇ તારા મનમાં ભળતી જ શંકા આવવાનો સંભવ છે પણ તે વિષે હું કશું લખતી નથી. જ્યારે અમીધરપ્રસાદને તું ફરીથી મળે ત્યારે તેમને જ સીધો પ્રશ્ન કરજે અને તારા મનની ખાત્રી કરી લેજે. જો તેમનો સ્વભાવ ખરેખર ઉદાર હશે તો તેમણે મારા વિષયમાં તમામ હકીકત તને જણાવી હશે. તેમના પાસેથી તમામ હકીકત જાણ્યા બાદ તું મને દોષ દેવાની નથી એવી મારા મનની ખાત્રી છે. હું કાંઇ આપણી મુલાકાત ન થાય એટલા ખાતર આ મકાન છોડી જતી નથી. તેનું કારણ જુદું જ છે. તારો ઉપકાર આ જન્મમાં હું ભૂલવાની નથી એ પુનઃ એક વાર તને જણાવી હું તારી રજા લઉં છું.

"સુભદ્રા"

પત્રના ટુકડા કરી દીવાસળી વડે સળગાવતી પુષ્પાવતી મનોગત બોલીઃ "આ ઉપરથી હું માનતી હતી તેટલી ખરાબ આ છોકરી દેખાતી નથી."

અત્યારે તેને ભોજન કરવું ન હતું. મદ્યનો નશો પુષ્કળ ચડ્યો હતો. એટલે કોટડી બંધ કરીને પલંગ પર પડી અને નિદ્રાધીન થવાનો પ્રયત્ન કરવા લાગી.

---

## પ્રકરણ ૧૭ મું

—:૦:—

### ગંગા

ગત પ્રકરણમાં જણાવેલી ઘટનાને બીજે દિવસે પ્રાતઃકાળના શાંત સમયે સવિતાગૌરીના પલંગ પાસે ગંગા દાસી બેઠી હતી. અને

બેશુદ્ધ અવસ્થામાં પડેલી શેઠાણીના ચ્હેરા તરફ બારિકાઇથી જોતી હતી. બારીઓમાંથી પવન ન આવે તે માટે પડદા નાંખ્યા હતા. ઓરડામાં હુંફ રહે તે માટે એક ન્હાની શઘડીમાં કોલસા સળગાવ્યા હતા. બહાર ઠંડી અત્યારે સખ્ત હતી, પણ દિવાનખાનાની હવા ગરમ હતી.

ગંગાએ એક દાસીને યોગ્ય ગણાય તે કરતાં ઉંચા પ્રકારનાં વસ્ત્રો પહેર્યાં હતાં. પોતાનું રૂપ સદૈવ મધુર અને મોહક દેખાય એવી કાળજી તે રાખતી હતી.

લતાકુંજમાં ભયંકર પ્રસંગ બન્યાને આજે દશ દિવસ થઇ ગયા હતા. એ દશે દિવસ સવિતાગૌરી બિછાના પર તદન બેશુદ્ધ અવસ્થામાં પડી હતી. તેની પાસે બેસી રહેવાનું કામ ગંગાને સોંપાએલું હોવાનું વાચક જાણે છે. જ્યારે તેને ખાસ કામ પ્રસંગે અહીંથી ઉઠીને બીજે કયાંય જવું પડે ત્યારે સવિતાગૌરી પાસે રણછોડદાસ શેઠ પોતે બેસતો. સવિતાગૌરી દશ દિવસમાં એક વાર પણ શુદ્ધિમાં આવી ન હતી, તો પણ તેની પ્રકૃતિ દિવસાનુસાર સુધરતી આવતી હતી. તેનો ઉપચાર કરનાર ડોકટરને વિશ્વાસ હતો કે તે હવે થોડા સમયમાં સારી થઇ જશે. ગયા એક–બે દિવસથી તેના શરીરમાં થોડી હીલચાલ શરૂ થઇ હતી. વચ્ચે વચ્ચે તે નેત્રો ખોલીને આમ તેમ જોતી. તેના હોઠ પણ થોડા થોડા હાલતા અને મુખમાંથી બિલકુલ અશક્ત તથા અસ્પષ્ટ અવાજ નીકળતો. પણ તેનો કશો અર્થ સમજાતો નહિ.

તેની વાચાશક્તિ પાછી આવતાં તેના મુખમાંથી નીકળનાર પ્રથમ શબ્દ સાંભળવાને માટે જેટલો આતુર શેઠ હતો, તેટલી જ કિંબહુના સ્હેજ અધિક ગંગા ઉત્સુક હતી. શેઠ સ્વતઃ પત્નીના બિછાના પાસે કલાકના કલાક બેસી રહેતો અને સવિતાગૌરી કયારે પોતાનું મુખ ખોલશે, એવી આશાથી સતત તેના ચ્હેરા સામે જોઇ રહેતો. એકવાર સવિતાગૌરીએ બિછાના પાસે બેઠેલા પોતાના પતિને ઓળખ્યો હોય એમ

લાગ્યું. એ વખતે તેનો ચ્હેરો પ્રસન્ન કિંવા આનંદિત દેખાવાને બદલે ભયભીત બની ગયો. ગંગા એ વખતે ત્યાં જ હતી. શેઠાણીની દરેક હીલચાલ તરફ તેનું બારિક લક્ષ હોવાથી આ બનાવ તેના ધ્યાન બહાર રહ્યો નહિ. એ વખતે તેને શેઠની મુદ્રા પણ ભયચકિત ભાસી. એ ઉપરથી તે સમજી શકી કે જે ગુપ્ત હકીકત પ્રકટ ન થાય એવી શેઠની ખાસ ઇચ્છા છે તે અત્યંત મહત્ત્વની હોવી જોઇએ. એ રહસ્ય પોતાના જાણવામાં આવે તે માટે ગંગા પણ શેઠાણીની પાસે જેટલો વિશેષ સમય ગાળી શકાય તેટલો ગાળતી.

અમે જે વખતની વાત કરીએ છીએ તે સમયે ગંગા શેઠાણીના ઓશીકા તરફ બેઠી હતી અને તેના ચ્હેરા તરફ સૂક્ષ્મ રીતે જોઇ રહી હતી. અત્યારે શેઠાણીની તબીયત ઘણી સુધરેલી દેખાતી હતી. તેના ચ્હેરા પરની ફિકાશ ઘણી દૂર થઇ ગઇ હતી. ગાલ ઉપર ગુલાબી સુરખી આવી હતી. એટલું જ નહિ પણ તેની મુદ્રા ઉપર વચ્ચે વચ્ચે જુદા જુદા મનોવિકારની નાજુક છટા પ્રસરે છે એવો પણ ગંગાને ભાસ થયો. તે અત્યારે સ્વપ્નદશામાં હોવાનું સમજાયું. તેના મુખમાંથી એક સ્હેજ અસ્પષ્ટ શબ્દ બહાર પડયો. એ શબ્દ અસ્પષ્ટ હતો તો પણ ખાસ લક્ષ આપીને સાંભળવાથી તે 'કરસનદાસ' હશે એવો ગંગાને ભાસ થયો. તેની મુદ્રા વિશેષ ગંભીર બની. તેની દૃષ્ટિ શેઠાણીના મુખ તરફ ચોટી રહી. સવિતાગૌરીના મુખપર સ્હેજ વિશેષ લાલી ચડયાનો તેને ભાસ થયો.

થોડીવારમાં જ તે રતાશ ઓછી થઇ અને સવિતાગૌરીની મુદ્રા ખિન્ન તથા ભયભીત દેખાવા લાગી. એ ઉપરથી તેના સ્વપ્નનું દૃશ્ય બદલાયું હશે એવું આ ધૂર્ત્ત દાસીએ અનુમાન કર્યું અને તે દેખાવ અગાઉના જેવો સુખમય નહિ પણ દુઃખયુક્ત હશે એવી પણ કલ્પના કરી. પરંતુ સાંભળો! સવિતાગૌરીના મુખમાંથી પુનઃ કાંઇ શબ્દો બહાર પડે છે! તેના હોઠ વિશેષ હલે છે અને તેમાંથી નિકળતો ધ્વની પણ વિશેષ સ્પષ્ટ છે. ગંગા પોતાના કાન પર હાથ રાખીને એકાગ્ર

મનથી તે શબ્દો સાંભળે છે. દિવાનખાનામાં ભીષણ શાંતિ પથરાઇ છે. માત્ર સવિતાગૌરીના મુખમાંથી નીકળતા અશક્ત અને નિર્જીવ શબ્દોચ્ચારથી જ એ શાંતિનો ભંગ થાય છે.

બે મિનિટ ગઇ. સવિતાગૌરી સ્થંભી ગઇ. પુનઃ તેની મુદ્રા ક્રુદ્ધ દેખાવા લાગી અને મુખમાંથી શબ્દોચ્ચાર થવા લાગ્યા. આ શબ્દો અગાઉ કરતાં યે વિશેષ સ્પષ્ટ હતા. તેનો અર્થ બરાબર લક્ષમાં આવી શકે એટલા સ્પષ્ટ હતા. સવિતાગૌરી પુનઃ બોલતી બંધ થઇ ગઇ. પણ એકવાર ગંગાના ચ્હેરા તરફ લક્ષ આપો ! અહો ! તેનો ચ્હેરો કેટલો ચકિત દેખાય છે ! જે રહસ્યની આ દાસી ઇચ્છા કરતી હતી તે રહસ્ય સમજાયું ! એ શબ્દો કાને પડતાં જ આશ્ચર્યથી પૂર્ણ બનીને તે બે પગલાં પાછળ હઠી ગઇ ! પોતાનું મન ઠેકાણે નથી, કાંઇ ભળતું જ પોતાના સાંભળવામાં આવ્યું છે, પોતાને કશો ખોટો ભાસ થયો છે, એમ પણ તેને થયું ! તે પત્થરની પ્રતિમા પ્રમાણે સ્થિર થઇ ગઇ ! લતાકુંજમાં બનેલા ભયંકર પ્રસંગનું રહસ્ય તેના જાણવામાં આવ્યું ! ખરી હકીકત જાણવામાં આવતાં તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા.

પરંતુ સવિતાગૌરી પુનઃ બોલવા લાગી. ગંગા પણ પુનઃ અગાઉના જેટલી જ આતુરતાથી તેનો દરેક શબ્દ સાંભળે છે. શેઠાણીના મુખમાંથી નિકળતા શબ્દો થોડા અને તૂટક હોવા છતાં તેનો અર્થ સમજવાને માટે પૂરતા છે. ગગાંના મનમાં થયેલા આશ્ચર્યમાં ઉમેરો થાય છે. તે શબ્દો થોડા હોવા છતાં તેમાં લતાકુંજવાળા ભયંકર: પ્રસંગનો ઇતિહાસ ભરેલો છે. અગાઉ દાસીએ જે તર્ક કર્યો હતો તે હવે માત્ર તર્ક જ રહ્યો નથી. સર્વ સત્ય હકીકત તેના જાણવામાં આવી ગઇ છે. જે સાંભળવાને માટે તે આટલા દિવસથી આતુર હતી તે સાંભળવાનું મળ્યાથી તેની ઇચ્છા પૂર્ણ થઇ. તેણે સાંભળેલી વાર્તા મહત્ત્વની છે એ ચોક્કસ છે. ત્યારે એ વાર્તા શી હશે ?

પરંતુ જવા દો. અત્યારે નકામા તર્કવિતર્ક કરવાને બદલે યોગ્ય

સમય આવે ત્યાં સુધી રાહ જોવી તે સારૂં. એ રહસ્ય જાણી લીધા પછી આ ધૂર્ત દાસી એક ક્ષણવાર પણ શેઠાણી પાસે બેઠી નહિ. તેની ઉત્કંઠા પૂર્ણ થવાથી તેની મુદ્રા શાંત બની ગઇ. તેણે પોતાનાં વસ્ત્રો ઠીકઠાક કર્યાં અને એક વાર દિવાલ પર ટાંગેલા અરીસામાં દૃષ્ટિ કરી. તે બહાર નીકળી અને શેઠના દિવાનખાનામાં ગઇ. પ્રાતઃકાળ થવાથી શેઠ જાગ્યો હતો. શેઠાણીની વાચાશક્તિ પાછી આવી છે એ વર્તમાન ગંગાએ તેને જણાવતાં જ તેના મનની સ્થિતિ વિલક્ષણ બની ગઇ. તેના મનની આવી સ્થિતિ થવાનું કારણ દાસી સમજી શકતી હોવાથી તેને એથી કશું આશ્ચર્ય થયું નહિ. જાણે કશું યે બન્યું ન હોય એવી રીતે તે નિર્વિકાર મુદ્રાથી ઊભી રહી.

રણછોડદાસે સંતપ્ત અને સંશયિત મનથી દાસીને કેટલાક પ્રશ્નો કર્યાઃ શેઠાણીના મુખમાંથી પહેલો શબ્દ નીકળ્યાને કેટલી વાર થઇ? એ શબ્દનો ઉચ્ચાર કેટલો સ્પષ્ટ હતો? તેનો કશો અર્થ સમજાયો કે નહિ? તે શબ્દ એ જાગૃતાવસ્થામાં બોલી કે ઉંઘમાં? તેમ જ એ શબ્દ કાને પડયા પછી ગંગા અમુક વખત સુધી ત્યાં રોકાણી હતી કે તુરત જ અહીં આવી? એવા પ્રકારના પ્રશ્નો તેણે કર્યા.

ગંગાએ શાંત અને નિર્વિકાર મુદ્રાથી સત્યવક્તૃત્વનો ડોળ ધારણ કરીને જવાબ આપ્યો : “ શેઠાણીના મ્હોંમાંથી માત્ર ચાર પાંચ શબ્દો બહાર પડયા હશે. તે શબ્દ કાન પર પડતાં હું એક સેકન્ડ પણ ત્યાં રોકાણી ન હતી. તુરત જ આપને જણાવવાને અહીં આવી. હું એ દિવાનખાનામાંથી બહાર નીકળી ત્યારે શેઠાણી સૂતાં હતાં.” તેણે પેલી ગુપ્ત વાર્તા સાભળી હતી ખરી, પરંતુ એ શેઠને જાણવા દેવાની જરૂર તેને લાગી નહિ.

ગંગાનો આ સત્યનો વિરોધી જવાબ સાંભળતી વખતે રણછોડદાસ તિક્ષ્ણ દૃષ્ટિથી તેના મુખ સામે જોતો હતો. ગંગા તે સમજી ગઇ હતી. પરંતુ બિલકુલ ડગમગી નહિ. તેણે સ્હેજ પણ થથર્યા વગર જવાબ આપ્યો. એ ઉપરથી દાસીએ તદ્દન સત્ય હકીકત

જણાવી છે એવું શેઠે માની લીધું. તે ઊભો થયો અને કબાટ ખોલીને તેમાંથી બસો રૂપીઆની નોટો કાઢીને ગંગાને બક્ષિસ આપી. "તેં બરાબર સંભાળપૂર્વક મારી પત્નીની શુશ્રુષા કરી છે માટે હું તને આ બક્ષિસ આપું છું." એમ તેણે કહ્યું: "તને આખી રાત્રીનો ઉજાગરો હશે માટે તું તારા ખંડમાં જઇને સૂઇ જા." એ પ્રમાણે કહીને રણછોડદાસ પોતાની પત્નીને મળવાને માટે આતુર અંતઃકરણથી દિવાનખાનામાંથી બહાર પડયો.

ગંગા તેની પાછળ ગઇ નહિ. શેઠની સૂચના મુજબ તે ખરેખર વિશ્રાંતિ લેવાને પોતાના ખંડમાં ગઇ. શેઠ અને શેઠાણી વચ્ચેનું ભાષણ સાંભળવાની તેને બિલકુલ ઇચ્છા થઇ નહિ. કારણ કે તેણે જે જાણ્યું હતું એથી વિશેષ જાણવાનું તેને રહ્યું ન હતું.

રણછોડદાસ તેની પત્ની પાસે ગયો. તે વખતે શેઠાણી નિદ્રામાંથી અથવા સ્વપ્નમાંથી ધીમે ધીમે જાગૃત થવા લાગી હતી. તેની વાચાશક્તિ સુધરી ગઇ હતી. પતિ પત્ની વચ્ચે જે સંભાષણ થયું તે અત્ર આપવાનું ઇષ્ટ લાગતું નથી. તેમનું સંભાષણ પુષ્કળ વાર ચાલ્યું હતું. અને વચ્ચે વચ્ચે બન્નેનાં નેત્રોમાંથી અશ્રુપાત થતો હતો. એટલું માત્ર કહેવું જોઇએ કે સંભાષણ પૂરૂં થઇને તે એકબીજાંથી દૂર થયાં તે વખતે બન્નેની મુદ્રા સ્હેજ ઉદાસીન થઇ હતી. સ્હવારે આઠ વાગે ડોકટર સવિતાગૌરીની તબિયત જોવાને માટે આવ્યો. તે વખતે તેણે પણ તબિયત ઘણી જ સુધરી ગઇ છે અને હવે કશો ભય રહ્યો નથી એમ શેઠને અભિમાનપૂર્વક જણાવ્યું.

તે દિવસથી શેઠાણીની તબિયત ઝપાટાબંધ સુધરતી ચાલી. તેનો જખમ દરરોજ એક સરખી રીતે ભરાવા લાગ્યો અને શક્તિ પણ ધીમે ધીમે આવવા લાગી. શેઠ પોતાના સમયનો મોટો ભાગ પત્નીના બિછાના પાસે ગાળતો હતો. તે હમણાં પોતાની પત્ની ઉપર વિશેષ પ્રેમ દર્શાવતો હતો એવું ગંગાના જોવામાં આવ્યું. માત્ર સવિતાગૌરીનું વર્તન થોડું બદલાયેલું દેખાયું. રણછોડદાસ શેઠાણી

પાસે હોય ત્યારે તેના મનોરંજન માટે હાસ્યવિનોદની વાતો કરતો. સવિતાગૌરી તે સાંભળતી અને પોતાના પતિને માઠું ન લાગે તેટલા માટે કોઇ વાર હસતી. તે પોતે તો સામાન્ય રીતે ઉદાસીન જ રહેતી. પોતે વિનોદનું ભાષણ કરતી નહિ કિંવા પોતાના પતિને ઉત્તેજન આપતી નહિ. તેની મુદ્રા બિલકુલ શાંત અને ગંભીર દેખાતી. પુષ્કળ સારૂં થયા પછી પણ તે મોટે ભાગે પોતાના દિવાનખાનામાં જ રહેતી. બંગલો છોડીને કયાંય બહાર જતી નહિ. તેને પાર્ટીઓમાં અને અન્ય સમારંભોમાં અત્યંત આગ્રહપૂર્વક આમંત્રણ આવતાં, પણ તેનો તે સ્વીકાર કરતી નહિ. તેની આનંદવૃત્તિ બિલકુલ નષ્ટ થઇ ગઇ હતી. એમ ન હોત તો દુઃખથી મુક્ત થયા બાદ તેણે પોતે જ મનને ગમત આપનારાં સાધનો શોધવાનો પ્રારંભ કર્યો હોત અને તેનો વ્યવહાર અગાઉના જેવો બની ગયો હોત. જો તેને જગતનો કંટાળો આવ્યો ન હોત તો તેની પરિસ્થિતિ એવી હતી કે તે કદિ પણ એકાંતવાસમાં રહી શકી ન હોત.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### તપાસ અને શિક્ષા.

લતાકુંજમાં બનેલા અનિષ્ટ પ્રકારને બે મહિના થઇ ગયા. ફાગણ માસ શરૂ થઈ ગયો. હવે ઠંડી બિલકુલ ન હતી. હાઇકોર્ટમાં કરસનદાસની તપાસ માટે તારીખ મુકરર થઇ. વચ્ચેના વખતમાં તે તુરંગમાં જ હતો. સવિતાગૌરીની તબિયત બરાબર સુધરી ગયાનું જે દિવસે તેના જાણવામાં આવ્યું તે જ દિવસે તેણે એક પ્રખ્યાત ધારાશાસ્ત્રીને પોતાની પાસે બોલાવી મગાવ્યો. તે આવ્યો એટલે તેને કહ્યું: " હું અત્યારે કેદમાં છું પરંતુ મને શિક્ષા થઇ નથી. ત્યાંસુધી મારી મીલકતની મારી મરજી પ્રમાણે વ્યવસ્થા કરવાને હું

સ્વતંત્ર છું એવી મારી માનિનતા છે. ગાંડપણમાં હો અથવા તો હું મારા મન ઉપર કાબૂ રાખી ન શકયો તેથી હો, પણ મેં સવિતાગૌરીનો મોટો અપરાધ કર્યો છે. તે અપરાધનો બની શકે તેટલો બદલો આપવો એ મારૂં કર્તવ્ય છે એમ મને લાગે છે. મારા મનમાં પૂર્ણ પશ્ચાત્તાપ થાય છે અને મારા મનમાં આવેલા વિચારનો અમલ કર્યા સિવાય મને શાંતિ મળવાની નથી. હું મારી તમામ સંપત્તિ સવિતાગૌરીને બક્ષિસ આપવા ઇચ્છું છું. પરંતુ તેના ઉપર રણછોડદાસ શેઠનો બિલકુલ હક્ક પહોંચે નહિ અને તેમના લ્હેણદારો પોતાનું લ્હેણું વસૂલ કરવાને તેના ઉપર જપ્તી લાવી શકે નહિ એવી મારી ઇચ્છા છે. રણછોડદાસ શેઠની કેટલીક સ્થાવર મીલકત મારે ત્યાં ગીરો છે. તે ગીરોહક્ક સવિતાગૌરીને આપવાનો મારો વિચાર છે. મારી રકમનું જે વ્યાજ આજ સુધી મને મળે છે તે હવે તેને મળવું જોઇએ. એવી રીતે હું મારી સંપત્તિની વ્યવસ્થા કરવા માગું છું. પણ તેમાં એક મારી બીજી ઇચ્છા છે. મારી સંપત્તિની માલિકી ગીરોહક્ક સિવાય માત્ર સવિતાગૌરીની હયાતી સુધી જ તેની પાસે રહે. ત્યારબાદ તે તમામ મીલકત જેવી ને તેવી વિઠલદાસને અથવા તે હયાત ન હોય તો તેના કાયદેસર વારસને મળે. બીજા શબ્દોમાં કહું તો શેઠાણી હયાત હોય ત્યાંસુધી મારી મીલકતનું તમામ વ્યાજ તેને મળે અને તેના મૃત્યુ પછી તમામ સંપત્તિ વિઠલદાસને મળે. મારો કહેવાનો હેતુ તમારા લક્ષમાં આવ્યો જ હશે. તો એ મતલબનું એક કાયદેસર બક્ષિસપત્ર તૈયાર કરીને બની શકે તેટલી ત્વરાથી મારી પાસે લાવો. બક્ષિસપત્ર ઉપર સહી થયા પછી મને જે કાંઇ શિક્ષા થશે તે હું આનંદથી સહન કરીશ.”

વકીલે કરસનદાસની ઇચ્છા પ્રમાણે બક્ષિસપત્ર તૈયાર કર્યું અને હાઇકોર્ટમાં તપાસ શરૂ થયા પહેલાં જ તેના ઉપર તેની સહી થઇ ગઇ.

નિમેલી તારીખે તેનો કેસ હાઇકોર્ટમાં શરૂ થયો. તે વખતે પણ પુષ્કળ માણસો કોર્ટમાં હાજર થયા હતા. રણછોડદાસ શેઠના કુટુ-

આમાંથી કોઇપણ કોર્ટમાં આવ્યું ન હતું. કરસનદાસ જાતે જ પોતાનો અપરાધ કબૂલ કરતો હોવાથી રણછોડદાસ, વિઠલદાસ, કિંવા સવિતાગૌરીની સાક્ષીની જરૂર ન હતી. કરસનદાસના સંબધમાં એ ત્રણેનાં મનમાં જે જુદી જુદી ભાવના હતી તેને લીધે એ ત્રણેમાંથી એકની પણ ઇચ્છા તેની વિરૂદ્ધ સાક્ષી તરીકે ઊભા રહેવાની કે બીજું કશું પગલું ભરવાની ન હતી. તથાપિ રણછોડદાસના તરફથી રતનદાસ કોર્ટમાં હાજર રહ્યો હતો. અગાઉ માજીસ્ટ્રેટની કોર્ટમાં કરસનદાસ વિષે તેણે જે કહ્યું હતું તે જ તેણે હાઇકોર્ટમાં પણ કહ્યું હતું.

ગયા અઢી માસમાં કરસનદાસની પ્રકૃતિમાં પુષ્કળ ફેર પડયો હતો. તેના ગાલ બેસી ગયા હતા, મુખ ઉપર કરચલી પડી હતી. આંખો ઊંડી ઉતરી ગઇ હતી. તેનું તેજ નષ્ટ થયું હતું અને મસ્તકપરના ઘણા વાળ રૂપેરી રંગના થઇ ગયા હતા. અગાઉનો મજબૂત દેહ કૃષ બની ગયો હતો, ખભા ગળી ગયા હતા, બરડામાં ખાડો પડયો હતો. તેની માનસિક અને શારીરિક બન્ને પ્રકારની શક્તિ ઘણી ઓછી થયેલી દેખાતી હતી. તે જ્યારે પોલીસના પહેરા વચ્ચે ન્યાયાસન સામે આવ્યો ત્યારે તેની જર્જરિત બનેલી દેહયષ્ટિ નજરે પડતાં તેના ઓળખીતા ઘણા માણસોના મુખમાંથી ખેદના ઉદ્દગાર બહાર પડયા વગર રહ્યા નહિ. કોર્ટમાં હાજર થયેલા તેના પરિચયના દરેક મનુષ્યનું હૃદય તેને માટે દુઃખાતું હતું. જે શ્રીમંત હતા તેમને પોતાનો હિતકર્તા મિત્ર આવા પ્રાણસંકટમાં સપડાયેલો જોઇને દુઃખ થતું હતું. જે ગરીબ હતા તેમને પોતાના ઉપકારકર્તા ઉદાર ધર્માત્મા ઉપર આવું તહોમત આવવાથી દુઃખ થતું હતું. પોતાના પરિચિત મનુષ્યોની પોતાને માટે આવી લાગણી જોઇને કરસનદાસનું હૈયું પણ ભરાઇ આવ્યું અને તે પાણીથી ભરાયેલાં નેત્રો રૂમાલવડે લુછવા લાગ્યો. તથાપિ પ્રસંગાવધાન રાખીને મનને ઠેકાણે લાવ્યો અને ગંભીર મુદ્રા ધારણ કરીને ન્યાયાસન સમક્ષ ઊભો રહ્યો.

તે વખતે તેનું લક્ષ બીજા કોઇ તરફ ન હોતાં ન્યાયાસન ઉપર બિરાજેલા જડજ તરફ હોવાનું દેખાતું હતું.

જડજે પોતાની પાસે આવેલા પૂરાવાના કાગળો તપાસીને આરોપીને પૂછ્યું: "તમારે કશું કહેવાનું છે?"

કરસનદાસે નિર્વિકાર મુદ્રાથી સ્પષ્ટ સ્વરે કહ્યું: "હું અપરાધી છું." એ શબ્દો ઉચ્ચારતાં તેના મુખ ઉપર ભીતિનું સ્વલ્પ પણ ચિહ્ન દેખાતું ન હતું. તે શબ્દ કાને પડતાં ક્ષણવાર આખી યે ન્યાયસભા ચિત્ર પ્રમાણે સ્તબ્ધ બની ગઇ. સર્વત્ર શાંતિ પથરાઇ રહી. દરેકનું અંતઃકરણ વ્યથિત થયું. એ શાંતતાનો કરસનદાસે જ ભંગ કર્યો. તેણે માજીસ્ટ્રેટની સમક્ષ જે કહ્યું હતું તે જ જડજ પાસે પુનઃ કહ્યું. આ બનાવમાં શેઠાણીનો કશો પણ દોષ ન હતો, તેનું વર્તન બિલકુલ પવિત્ર હતું, એ મોટા મનની સ્ત્રીના વર્તનના સંબંધમાં શંકા લેવી તે પણ મહા પાપ છે. આ વાર્તા પ્રામાણિકપણે સર્વ લોકોનાં મન ઉપર ઠસાવવાનો તેનો ઇરાદો હતો. એ હેતુ તેની ગંભીર અને શાંત વૃત્તિથી તેની ઇચ્છા કરતાં યે વિશેષ સફળ થયો. સવિતાગૌરીને માટે કોઇના મનમાં કુશંકા રહી નહિ, એટલું જ નહિ પણ તેને માટે સર્વના મનમાં ઉત્પન્ન થયેલી સહાનુભૂતિમાં વધારો થયો.

કરસનદાસ બોલતો અટકી ગયો એટલે જનસમુદાય અંદર અંદર ગણગણવા લાગ્યો. લોકો મોટેથી બોલતા ન હતા, કે જાણીબૂઝીને ગરબડ કરતા ન હતા. તો પણ દરેકે દરેકના મુખમાંથી સહાનુભૂતિના ઉદ્‌ગાર નીકળવાથી ન્યાયના કાર્યમાં વ્યત્યય થવાનાં ચિહ્ન દેખાયાં. પરંતુ જડજ સાહેબે પોતાના મનની સ્થિતિ ઉપરથી બીજાંનાં મનની પરીક્ષા કરી લીધી. અને લોકોને હુકમ કરવાને બદલે ગરબડ બંધ કરવાની સૌમ્ય શબ્દોમાં સૂચના કરી. તે જ વખતે આ કેસમાં નિમાયેલી જ્યુરીના એક સભ્યે બોલવાનો પ્રારંભ કર્યો. તેની સાથે જ પુનઃ શાંતિ પથરાઇ ગઇ. પેલા ગૃહસ્થે કહ્યું : "કરસનદાસે તદ્દન

સરલતાથી અને ખૂલ્લા દિલપૂર્વક પોતાનો અપરાધ કબૂલ કર્યો છે એ ઉપરથી તેમનું મોટું મન જણાઇ આવે છે. તેમના ઔદાર્યનો અનુભવ કરનારા સેંકડો માણસો આજે મુંબઇ શહેરમાં હયાત છે. તેમનું આજ સુધીનું વર્તન બિલકુલ સ્વચ્છ છે એમ કહેવાને માટે ઉચ્ચ કુટુમ્બોના જોઇએ તેટલા ગૃહસ્થો તૈયાર છે. માત્ર કરસનદાસ પોતે કહે છે તેથી જ આ અપરાધ તેમને હાથે થયાનું માનવું પડે છે. રતનદાસે જે કહ્યું છે તે જ સાચું હોવું જોઇએ. તે સિવાય આવા સત્ પુરુષને હાથે આવું નિંદ્ય કૃત્ય થાય એ શક્ય જ લાગતું નથી. દિવાનાપણાની લહેરમાં પોતે શું કરે છે તેનું તેમને ભાન રહ્યું નહિ, અને કેવળ અજાણતાં આ કૃત્ય તેમને હાથે થયું. એ કારણ સિવાય બીજું એક પણ કારણ આ પ્રકરણમાં બંધ બેસતું થતું નથી. બીજી વાત એ છે કે તેમના આ કૃત્યથી જેમનાં મન દુઃખાયાં હોય તે–રણછોડદાસ શેઠ અને તેમનાં ધર્મપત્ની કરસનદાસ ઉપર ફરિયાદ કરવાને માટે આગળ આવ્યાં નથી; એટલું જ નહિ પણ તેમની વિરૂદ્ધ પૂરાવો આપવાની પણ તેમની ઇચ્છા નથી. ઉલટી તેમની ઇચ્છા એવી છે કે આ નિર્દોષ ઠરીને છૂટી જાય તો સારૂં. એ તેમના તરફથી હાજર રહેલા રતનદાસે હમણા જ ન્યાયાસન સમક્ષ જાહેર કર્યું છે. વળી આ ન્યાય કરવામાં આપણે એક બીજી મહત્ત્વની વાત લક્ષમાં લેવી જોઇએ. પોતાના હાથે અપરાધ થવાનાં કારણો બિલકુલ નહિ છૂપાવતાં કરસનદાસે ખૂલ્લા દિલથી જાહેર કર્યાં છે, એ ઉપરથી તેમના મનને ખરેખર પશ્ચાત્તાપ થતો જણાઇ આવે છે. પરંતુ તેમને થતો પશ્ચાત્તાપ બીજા એક બનાવથી પણ સ્પષ્ટ થાય છે. કરસનદાસ લક્ષાધીશ છે એ અત્ર હાજર રહેલા સર્વ જાણે છે. તેમણે પોતાની તમામ મીલકત રણછોડદાસ શેઠનાં ધર્મપત્નીને બક્ષીસ આપી પોતાના મનમાં થતો પશ્ચાત્તાપ કૃતિથી વ્યક્ત કર્યો છે. મહેરબાન જડજ સાહેબ તથા ન્યાય કરવાને માટે બેઠેલા જ્યુરીના અન્ય સભ્યો આ સર્વ હકીકતનો વિચાર કરીને

કરસનદાસને શિક્ષા ફરમાવવામાં બની શકે તેટલી સૌમ્યતા દર્શાવશે એવી હું આશા રાખું છું."

આ ભાષણની વિરૂદ્ધમાં કોઇ પણ બોલ્યું નહિ. જ્યુરીના અન્ય સભ્યો પણ તેની સાથે સંમત થયા. એટલે જડજ સાહેબે જ્યુરીના સભ્યો તરફ નજર કરીને કરસનદાસને શિક્ષા ફરમાવવાનો પ્રારંભ કર્યો. તેમણે કહ્યું: "આવા ઉદાર અને સાત્વિક વૃત્તિના સદ્ગૃહસ્થના હાથે ક્ષણિક ગાંડપણના આવેશમાં આવું કૃત્ય થયેલું જોઇને મને ખરેખર ખેદ થાય છે. તેના હાથે થયેલા કૃત્ય માટે તેને પશ્ચાત્તાપ થાય છે; અને તેણે પોતાના પાપના નિવારણ માટે પોતાની તમામ સંપત્તિનો જે વ્યય કરેલો છે તે પણ તેની ઉદારતાને અનુરૂપ છે. નૈતિક દૃષ્ટિએ વિચાર કરીએ તો તેની અપાર સંપત્તિનો ત્યાગ એ શિક્ષા તેને માટે પૂરતી છે, તથાપિ કાયદા ઉપર આંગળી રાખીને ન્યાય કરવામાં એટલી શિક્ષાથી અંત આવી શકે નહિ. એટલે કાયદાને અનુસરી તેને કેદની સજા ફરમાવવાની મને ફરજ પડે છે. જો કે એથી મને અત્યંત દુઃખ થાય છે. અને હું આ કેદની સજા ફરમાવું છું, તો પણ તેની સાથે આપણા પરમ કૃપાળુ અને પ્રજાવત્સલ શહેનશાહ આ સજા માફ કરે એવી તે નામદારને મારા તરફથી ભલામણ પણ કરૂં છું. તે નામદાર તરફથી માફીનો હુકમ આવે ત્યાં સુધી, નહિ તો એક વર્ષ સુધી હું તેને કેદમાં રાખવાનો હુકમ કરૂં છું. તેને ફક્ત નજરકેદ રાખવો અને તેને બંધીવાસનું દુઃખ ન થાય એવી રીતે તુરંગના અધિકારીઓએ તેની સાથે વર્તન રાખવું એવી મારી ઇચ્છા છે."

કરસનદાસે આ શિક્ષા સાંભળીને કૃતજ્ઞતાથી જડજ સાહેબને નમન કર્યું, અને પોતાને તુરંગમાં લઇ જવાની પહેરેગીરોને સૂચના કરી. એવી રીતે કરસનદાસની તપાસનું કાર્ય પૂરૂં થયું અને તે આ ભયંકર પ્રસંગમાંથી પાર થયો. પોલીસ પાર્ટી તેને હાઇકોર્ટમાંથી બહાર લઇ ગઇ એટલે ત્યાંની ગરદી ઓછી થઇ ગઇ. જડજ સાહેબે

શિક્ષા ફરમાવવામાં દર્શાવેલા ચાતુર્ય માટે લોકોના મુખમાંથી પ્રશંસાના ઉદ્દગાર બહાર પડયા સિવાય રહ્યા નહિ.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### તુરંગમાં.

પહેરેગીરો કરસનદાસને તુરંગમાં લઇ ગયા. જડજ સાહેબનો હુકમ સાંભળીને જેલરે તેને બીજા કેદીઓની સાથે નહિ રાખતાં એક પ્રશસ્ત કોટડી ખાસ ખાલી કરાવીને તેમાં તેને રાખવાની વ્યવસ્થા કરી. અંદરના વોર્ડરોને તેની સાથે વિનયથી વર્તવાની આજ્ઞા કરી. કરસનદાસ શાંતપણે પોતાને માટે નિર્માણ થયેલી કોટડીમાં દાખલ થયો. બીજે દિવસે એક સિપાઇએ એવી વરધી આપી કે કોઇ તરૂણ સ્ત્રી તેને મળવાની ઇચ્છા કરે છે. કરસનદાસે તેને પોતાની પાસે લાવવાની સિપાઇને પરવાનગી આપી. તે સ્ત્રી તેની સામે આવીને ઊભી રહેતાં જ કરસનદાસે તેને પિછાની લીધી. રણછોડદાસના બંગલાની બહાર વિઠલદાસે જેને અટકાવી હતી અને પોતે જેનું તેના ત્રાસમાંથી છોડાવી હતી તે જ આ સ્ત્રી છે એવું તેને તુરત જ સ્મરણ થયું. સુભદ્રા કરસનદાસ પાસે ઊભી રહી. તે વખતે તેનું આખું શરીર કંપતું હતું અને નેત્રોમાંથી અશ્રુધારા થતી હતી. તેણે કરસનદાસ સામે નજર કરી અને તેનો શુષ્ક દેહ તેની દૃષ્ટિએ પડતાં જ તેના શરીરપરના વાળ ઊભા થઇ ગયા. પોતાનું અત્યંત નજીકનું સંબંધી આવી વિપત્તિમાં દૃષ્ટિએ પડતાં કોમળ મનની બાલિકાને કુદરતી રીતે જેટલું દુઃખ થાય તેટલું અત્યારે સુભદ્રાને દુઃખ થયું. વાસ્તવિક રીતે જોઇએ તો કરસનદાસ અને તે અગાઉ અમે જણાવી ગયા તે સિવાય બીજી કોઇ વાર મળ્યાં ન હતાં. પરંતુ એ વખતે કરસનદાસે જે લાગણી દર્શાવી હતી અને જે

ઉપદેશ કર્યો હતો તેની અસર આ સહૃદય કુમારિકાના મન ઉપર બહુ જ મજબૂત થઇ હતી. આ ગૃહસ્થ પોતાનો અત્યંત નજીકનો સંબંધી છે—આપ્તજન છે એવી ભાવના તેના અંતઃકરણમાં થઇ હતી.

"કોણ ? સુભદ્રા !" તેને જોઇને કરસનદાસ બોલ્યો. તેણે સુભદ્રાનું મમતા પૂર્વક સ્વાગત કર્યું. 'તું મને મળવાને માટે આવી એ તારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે' એવું તે બોલવા ઇચ્છતો હતો. પરંતુ તેનું હૈયું ભરાઇ આવવાથી તેના મુખમાંથી શબ્દોચ્ચાર નીકળી શકયો નહિ.

સુભદ્રા પણ ગળગળા સ્વરે બોલી: "મારા જેવી અપરિચિત કુમારિકા અહીં આપને મળવાને માટે આવે તે કદાચ આપને અયોગ્ય લાગશે; પરંતુ તે માટે હું ક્ષમા ચાહું છું. આપને મળવાનું મારૂં પવિત્ર કર્તવ્ય સમજીને હું અત્ર આવી છું. આપે તુરંગવાસ સ્વીકાર્યાનું સાંભળ્યું ત્યારથી હું આપને મળવાને માટે ઉત્કંઠિત બની રહી હતી."

તેનો નાજુક હસ્ત પોતાના હાથમાં લઇને કરસનદાસ પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો: "સહૃદય બાલિકા ! તારૂં દિલ કેટલું ઉદાર છે ?" એટલામાં તેની આંખોમાંથી ખરેખર પાણી વહેવા લાગ્યું. એથી તેણે મુખ બાજુએ ફેરવ્યું અને ગજવામાંથી રૂમાલ કાઢી આંખો લૂછી.

સુભદ્રાએ આ જોઇને કહ્યું : "મારી કલ્પના ખરી ઠરે છે. આપને આ બંધીવાસથી અસહ્ય દુઃખ થતું જણાય છે. પણ હું આવી રીતે આપને મળવાને આવી એથી તો આપ નારાજ થયા નથી ને ?"

સ્નેહપૂર્ણ દૃષ્ટિથી તેનું અવલોકન કરતો કરસનદાસ બોલ્યો : "નારાજ થાઉં ! તું મારા ઉપર મમતા દર્શાવી મને મળવાને આવી, તેમાં તેં શો દોષ કર્યો કે મારે નારાજ થવું પડે ? બ્હેન ! હું તને મારી પુત્રી જ સમજું છું. તારા આ દયાશીલ અને આર્ય અબળાને સર્વથા યોગ્ય સુસ્વભાવની હું પ્રશંસા કરૂં છું. તારા જેવા

કોમળ અને પારકાના દુઃખથી દુઃખી થનારા માણસો આ જગતમાં છે—હું સાચું જ કહું છું કે આ જગતનો મને બિલકુલ તિરસ્કાર આવ્યો હતો, પણ તારા જેવાં થોડાં યે મનુષ્યો જગતમાં છે, એ જાણીને જગત પ્રત્યેની મારી તુચ્છતા ઘણે અંશે ઓછી થઈ ગઇ છે."

તેના એ શબ્દોથી સુભદ્રાને શાંતિ મળી. તેણે જણાવ્યું: "આપને મારા ઉપર ખોટું લાગ્યું નથી એ જાણીને મને આનંદ થાય છે. મારા જેવી અલ્પવયી કુમારિકા આવા સ્થળે આવે તે લૌકિક દૃષ્ટિએ અયોગ્ય લાગે એ હું સમજું છું. પરંતુ હું શું કરૂં? આપને મળવાની ઉત્કંઠા તીવ્ર બની ગઇ હતી. મેં પુષ્કળ વિચાર કર્યો. અંતે ગમે તેમ હોય પણ અહીં આવવું એવો મેં નિશ્ચય કર્યો. મેં આપના સંબંધમાં હકીકત સાંભળી, તે જ પળેથી મારી તો ખાત્રી થઇ ચૂકી હતી કે આપ નિરપરાધી છો. પ્રાણ જાય તો પણ આવું કૃત્ય આપને હસ્તે થાય જ નહિ."

કરસનદાસ ચમક્યો. તેણે પૂછ્યું: "સુભદ્રા! આ તું શું બોલે છે? તારા આ ભાષણનો અર્થ શો છે?" એ પ્રશ્ન કરતી વખતે તેની મુદ્રા વિલક્ષણ બની ગઇ. પોતાના મનના અતિ ગુહ્ય રહસ્યનો આણે ભેદ કળ્યો એવું તેના મનને લાગેલું હોવું જોઇએ. તે આ તરૂણી તરફ ભેદક દૃષ્ટિથી જોવા લાગ્યો—સુભદ્રાના હૃદયમાં શું છે એ જાણવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેની એ વિલક્ષણ મુદ્રા જોવાથી સુભદ્રાને પણ આશ્ચર્ય થયું હતું અને તે શાંતપણે નીચું મુખ રાખીને ઊભી રહી.

એકાદ પળ એ સ્થિતિમાં ગયા બાદ તેણે કોમળ સ્વરે પ્રશ્ન કર્યો: "મારા શબ્દોથી આપને માઠું લાગ્યું છે કે શું?"

કરસનદાસ બોલ્યો: "એવી ભળતી શંકા તને કેમ આવી? હું નિર્દોષ છું એવા તારા શબ્દોથી મને માઠું લાગે જ શાનું? ખરેખર, તું માનવી પ્રાણી નથી પણ કોઈ દેવી છે, અને મનુષ્યરૂપ ધારણ કરીને મારી સામે ઊભેલી છે, એમ જ મને લાગે છે." તે

ગંભીર અને સ્હેજ કઠોર શબ્દોથી બોલ્યો: "ગમે તેમ હોય, પણ તારા પ્રશ્નના જવાબમાં મારે જણાવવું જોઇએ કે હું ખરેખર—"

પરંતુ સુભદ્રા વચ્ચે બોલી : "રહો–રહો, આપ નિરપરાધી છો એવી ભાવના મારા મનમાં ઉત્પન્ન થઇ છે તેનો વિધ્વંશ ન કરશો. આપનું ઔદાર્ય, આપનું સદાચરણ, આપનો આ પ્રેમાળ સ્વભાવ જોઇને આપને માટે મારા મનમાં જે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ છે તે જ આપની નિર્દોષિતા વિષે મારા મનની ખાત્રી કરી આપે છે. જે અગમ્ય ઇશ્વરી શક્તિએ મને અહીં આવવાની પ્રેરણા કરી છે તે અગમ્ય શક્તિ આપ બિલકુલ નિર્દોષ છો એમ મને જણાવે છે. આપ ગમે તે કહેશો તો પણ મારા મનમાં આપને માટે વિપરીત કલ્પના થવાની નથી. કોઇ વિલક્ષણ યોગાનુયોગે આપના ઉપર આ કેવળ ખોટું આળ ચડેલું છે. એ વિલક્ષણ યોગાનુયોગ શો છે, અને તેના આપ કેવી રીતે ભોગ થયા એ હું જાણતી નથી, જાણવાની મારી ઇચ્છા પણ નથી. પરંતુ આપના નિરપરાધીત્વ માટે મારા મનમાં કદિ પણ શંકા આવવાની નથી. એટલે જ આવા ભયંકર સ્થાનમાં આવીને આપનું સાંત્વન કરવાને હું તત્પર બની છું. આખું જગત કદાચ આપને દોષિત સમજતું હોય તો પણ એટલું લક્ષમાં રાખજો કે જેને આપની નિર્દોષિતાની સંપૂર્ણ ખાત્રી છે એવું એક મનુષ્ય પ્રાણી આ જગતમાં અસ્તિત્વ ધરાવે છે."

કરસનદાસે કહ્યું: "બ્હેન! આ વિષય હવે બંધ કર. આપણે બીજી બાબતમાં વાત કરીએ. મને કહે, તારૂં હમણાં કેમ ચાલે છે? તારા દિવસો સુખશાંતિમાં જાય છે ને?"

સુભદ્રાએ તેનો કશા પણ સંકોચ વગર જવાબ આપ્યો: "મારૂં ઠીક ચાલે છે. મારા વિષયમાં વિશેષ પૃચ્છા કરવાનું કારણ નથી. આપે તે દિવસે મારા ઉપર જે ઉપકાર કર્યો હતો અને જે ઉપદેશ આપ્યો હતો તે માટે હું આપની ઋણી છું."

"તું એ શું કહે છે? મેં તારા ઉપર એવો શો ઉપકાર કર્યો

હતો ? પેલો યુવક તારૂં અપમાન ન કરે એ હેતુથી હું વચ્ચે પડયો એમાં ઉપકાર માનવાનું કશું કારણ નથી."

સુભદ્રા સ્હેજ તીક્ષ્ણ સ્વરે બોલી: "તથાપિ એ પ્રસંગે આપે મને જે ઉપદેશ કર્યો છે તેનું વિસ્મરણ કદિ પણ થવાનું નથી. આપના દયાશીલ વર્તનથી જ મારા હૃદયમાં આપને માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ છે. હવે મને કહો, આપને માટે હું કાંઇ કરી શકું તેમ છું ? હોય તો કહો, એ હું જરૂર કરીશ. આપના કોઇ સ્નેહીને કશો સંદેશો મોકલવો હોય અથવા કશી વસ્તુ આપને જોઇતી હોય—"

કરસનદાસ શાંતપણે બોલ્યો: "બસ–બસ, છોકરી ! હવે એ વાત તું બંધ કર."

તેના ચ્હેરા સામે જોતી તે બોલી: "મારા શબ્દોથી આપને ગુસ્સો આવ્યો કે શું ? જો એમ હોય તો હું પુનઃ આપની ક્ષમા માગું છું. આપનું મન દુઃખવવાની મારી ઇચ્છા નથી."

કરસનદાસે શાંતિથી જવાબ આપ્યો: "તારા હેતુ માટે મારા મનમાં શંકા છે જ નહિ. તથાપિ મારા સંબંધમાં હું કશી વાત કરવા ઇચ્છતો નથી. મારા પ્રારબ્ધમાં જે માંડેલું છે તે મારે ચૂપચાપ સહન કરવું જ જોઇએ. તારા જેવી સરલ અને ભોળા હૃદયની બાલિકાના મુખમાંથી નીકળેલા સાંત્વનના શબ્દોની યોગ્યતા કાંઈ જુદી જ છે, પણ હું એટલા બહુમાનને પાત્ર નથી. બ્હેન સુભદ્રા ! હું તારા વિષયમાં જે કહું છું તે સાંભળી લે. આ જગતમાં તારા દિવસો સુખશાંતિમાં જાય એવી મારી અંતઃકરણની ઇચ્છા છે તે પૂર્ણ કરવાની મને રજા આપ. હું જો કે આવા અમંગળ સ્થળે આવી પડયો છું અને સમાજની દૃષ્ટિએ તુચ્છ ઠરેલો છું, તો પણ હજી મારી સાંપત્તિક સ્થિતિ સારી છે. મારા એક મિત્ર પાસે મારી મોટી રકમ જમા છે. એ તારા નામ ઉપર ચડાવી આપવાની મારી ઇચ્છા છે."

સુભદ્રા નિશ્ચયદર્શક અને તીક્ષ્ણ સ્વરથી બોલી: "પણ એવી

મારી બિલકુલ ઇચ્છા નથી. અહીં હું મારો કશો સ્વાર્થ સાધવાની ઇચ્છાથી આવી છું, એમ આપને લાગે છે? સાહેબ! હું આપને સ્પષ્ટ કહું છું કે એવી ઇચ્છા મને સ્વપ્નમાં પણ થઇ નથી. આપનો ઇરાદો સારો હશે, પણ આપના શબ્દો મારા હૃદયને બાણની માફક વીંધે છે."

કરસનદાસ શાંતિથી બોલ્યો: "સુભદ્રા! ગુસ્સો ન કર, તારા મનને શાંત કર. મારા ભાષણથી તારી મનોવૃત્તિને દુઃખ થયું એ માટે હું તારી ક્ષમા માગું છું. તું આજે મને મળવાને આવી તે ઉપરથી મેં પ્રસ્તુત ઉદારતા દર્શાવી છે એમ ન સમજીશ. મેં તને પ્રથમ જોઇ ત્યારથી જ તને કોઇ પ્રકારે સહાય કરવાની મારી ઇચ્છા હતી. એ વખતે પણ તારા ઉપર મારી સતત દષ્ટિ રહેશે એવું મે કહેલું, અને એ તારા લક્ષમાં હશે જ. કદાચ એ તું ભૂલી ગઇ હોઇશ. તો પણ હું ભૂલી ગયો નથી. તું ક્યાં રહે છે, શું કરે છે, વગેરે બાબત જાણવાની તજવીજ હું—"

પોતાનાં અશ્રુ લૂછતી સુભદ્રા બોલી: "મારી વાત હવે પૂરી કરો. હું સ્વાર્થ સાધવાના ઉદ્દેશથી અહીં આવી નથી એવી તમારા મનની ખાત્રી થશે ત્યારે જ મને સંતોષ થશે."

કરસનદાસે કહ્યું: "તારા શુદ્ધ હેતુ માટે મારા મનમાં એક ક્ષણ માત્ર પણ શંકા આવી નથી. રહે, એમ ચાલી ન જઇશ. આવી રીતે આપણે એકબીજાથી દૂર થઇએ તે ઠીક નહિ. તે દિવસે મેં તને પ્રથમ જોઇ ત્યારથી જ તારે માટે મારા મનમાં જુદો જ વિચાર ઉત્પન્ન થયો હતો. તારૂં કલ્યાણ થાય એવી મારી ખાસ ઇચ્છા છે. મારા આ શબ્દો તને રૂચે કે ન રૂચે, પરંતુ દરિદ્રતા અને તેને પરિણામે પડતી વિપત્તિના કારણે દુરાચરણ તરફ થતી પ્રવૃત્તિ તથા તેનાથી ભવિષ્યમાં થનારી યાતના ભોગવવાનો પ્રસંગ તારા ઉપર ન આવે એવી વ્યવસ્થા કરવી તે મારૂં કર્ત્તવ્ય છે."

"વારૂ, હું હવે રજા લઉં છું." જતાં જતાં સુભદ્રા બોલી.

કરસનદાસ તેને રોકવાને માટે આગળ વધ્યો અને બોલ્યો : "બ્હેન ! ઊભી રહે, ઉતાવળ ન કર, મને તું તારો પિતા જ સમજ–"

તે જ વખતે દ્વાર ખૂલ્યું અને કેદીને માટે એક વોર્ડર હાથમાં ભોજનની થાળી લઇને અંદર દાખલ થયો. "હું જાઉં છું ! પ્રણામ ! પ્રભુ આપનું કલ્યાણ કરો." એટલું બોલીને સુભદ્રા બહાર નીકળી ગઇ.

"રહે–રહે, મારે થોડુંક જ કહેવાનું છે–માત્ર બે જ શબ્દો !" એમ બોલતો કરસનદાસ તેની પાછળ જવા લાગ્યો. પરંતુ આ મકાનની બહાર જવાની પોતાને પરવાનગી નથી એ તુરત જ તેના લક્ષમાં આવ્યું. તે પાછો ફર્યો. સુભદ્રા એક વાર પણ પાછળ ફરીને જોયા સિવાય ત્વરાથી ચાલવા લાગી અને મુખ્ય દરવાજેથી તુરંગમાંથી બહાર પડી.

---

## પ્રકરણ ૨૦ મું

---

## પુનઃ મિલન.

તે કારાગૃહમાંથી બહાર પડીને પચાશેક કદમ દૂર ગઇ હશે, ત્યાં પોતાનું નામ લઇને કોઇએ હાકલ મારી હોય, એવું તેના સાંભળવામાં આવ્યું. તે ચમકીને ઊભી રહી ગઇ. ત્યાં બીજી જ ક્ષણે વિઠ્ઠલદાસ તેની સામે આવીને ઊભો રહ્યો.

તેને આવી રીતે એકાએક પોતાની સામે આવીને ઊભો રહેલો જોઇને સુભદ્રા અત્યંત ચકિત બની. તે સભય અને ચકિત દૃષ્ટિથી આ તરૂણ સામે જોતી સ્તંભી ગઇ. હવે શું કરવું એ તે નક્કી કરી શકી નહિ. આ યુવકની પ્રેમપૂર્ણ દૃષ્ટિ પોતાના ઉપર ચોંટી રહી છે એવું ભાન થતાં તે શરમાઇ ગઇ. એવી સ્થિતિમાં બે ત્રણ મીનિટ ગઇ, અને પછી શુદ્ધિમાં આવીને તે સ્હેજ તીક્ષ્ણ સ્વરે

બોલી: "તમારો મારી સાથે કશો સંબંધ રહ્યો નથી. છતાં તમે આવી રીતે મારો માર્ગ રોકીને ઊભા છો તે ઠીક કરતા નથી. માટે તમે બાજુ પર થઇને મને જવા દ્યો તેમાં જ ડહાપણ છે." એમ કહીને તે બાજુપર થઇ તથા તેને ભૂલવીને પસાર થવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ એમાં તેને યશ મળ્યો નહિ. તે પુનઃ બોલી: "અમીચંદપ્રસાદ ! એક નિરાધાર અને નિરાશ્રિત અબળાને આવી રીતે રોકવી તે આપના જેવા મોટા ગૃહસ્થને બિલકુલ શોભતું નથી. હું આપને હસ્ત જોડીને કહું છું કે આપ કૃપા કરીને મને રસ્તો આપો."

વિઠ્ઠલદાસ આવેશયુકત સ્વરથી બોલ્યો: "મારા વર્તનના સંબંધમાં તારી શંકાનું નિરસન કરવાની અમૂલ્ય તક આજે મને મળી આવી છે, તે હું શા માટે ગૂમાવું ? મારો તારા ઉપર કેટલો પ્રેમ છે એ તું જાણે છે. તારૂં મન પણ એવું કઠોર નથી. તું અત્યારે જે વિનતિ કરે છે તે મારા મનને વીંધી રહી છે. તું નિરાધાર અને અને નિરાશ્રિત છે એ વાર્તા જ મારા મનને વ્યથિત કરે છે. તને એવી અસહાય સ્થિતિમાંથી બહાર કાઢવાનું જેનામાં સામર્થ્ય છે અને જેનો તારા ઉપર અકૃત્રિમ પ્રેમ—"

તેના એ આવેશયુક્ત અને મનોભાવનાને સ્પષ્ટ કરનારા લાગણીપૂર્વક ઉદ્ગારોનું આ કુમારિકાના મન ઉપર ઇષ્ટ પરિણામ થયા વગર રહ્યું નહિ. તથાપિ તેનું એ આવેશપૂર્ણ ભાષણ બીજા માણસોના કાન પર પડવાથી આસપાસના લોકો નંકામા અહીં એકઠા થશે એવો વિચાર કરીને તે નરમાશથી બોલી: "સાહેબ ! મારો રસ્તો છોડો અને મહેરબાની કરીને મને જવા દ્યો."

તે બોલ્યો: "પ્રિય સુભદ્રા ! તારા મુખમાંથી નીકળતા દરેક શબ્દોને માન આપવું તે હું મારૂં કર્તવ્ય સમજું છું. પરંતુ આ પ્રસંગે હું તેમ કરી શકતો નથી. તે દિવસથી આજ સુધી તું ક્યાં રહે છે એ શોધ કરવાને માટે હું એક સરખી મહેનત કરતો હતો.

તારી આ રમ્ય મૂર્ત્તિનું મને એક ક્ષણ વાર પણ વિસ્મરણ થતું નહિ. એવી સ્થિતિમાં આજે મારા સુદૈવે જ તારૂં અચાનક દર્શન થયું છે. તો પછી હું શા માટે તને છોડીને ચાલ્યો જાઉં ? ઇશ્વર-કૃપાથી આજે સહજ ગતિએ તારી મુલાકાત થઇ છે. તો પછી હવે મારે તારી પ્રાપ્તિની આશા રાખી પ્રેમસુખમાં નિમગ્ન રહેવું કે તમામ આશા છોડી નિરાશાના ભયંકર સમુદ્રમાં ગોથાં ખાતાં જીવનના બાકીના દિવસો જેમ તેમ પૂરા કરવા, તેનો નિર્ણય તારા મુખેથી સાંભળ્યા વગર, હું અહીંથી તને જવા દેવાને સમર્થ નથી. ચાલ, આપણે કોઇ સ્થળે જઇએ. આમ ભર રસ્તા પર એક બીજાંની સામે બોલતાં ઊભાં રહેવાથી લોકોની વ્યાવહારિક દષ્ટિને આપણું વર્તન ચમત્કારિક લાગશે."

સુભદ્રા તેની સાથે જવાને તત્પર થઇ. બન્ને ચાલવા લાગ્યાં. દરમિયાન વિઠ્ઠલદાસે પૂછ્યું: "તું હમણાં જ કારાગૃહમાંથી બહાર આવી. બિચારા કરસનદાસ શેઠને આ કારાગૃહમાં નિવાસ કરવો પડયો છે. તું ત્યાં શા કામે ગઇ હતી ?"

સુભદ્રાએ જવાબ આપ્યો: "હું તેમને મળવાને માટે ગઇ હતી. એક વાર તેમણે મને ઉત્તમ ઉપદેશ આપ્યો હતો. કયા પ્રસંગે એ તો તમારા ધ્યાનમાં હશે જ. તે બિલકુલ નિરપરાધી છે એવી મારા મનની ખાત્રી છે."

તેનો આ ચમત્કારિક તર્ક સાંભળીને વિઠ્ઠલદાસને આશ્ચર્ય થયું. તે બોલ્યો: "હા, એક રીતે તે નિરપરાધી જ છે! પોતાના કૃત્યનું શું પરિણામ આવશે, તે જાણવાની મનઃસ્થિતિ ન હોય એવી અવસ્થામાં દિવાનાપણાના આવેશમાં મનુષ્યના હાથે જે કૃત્ય થાય છે, તે માટે તેને દોષ આપી શકાય નહિ. એ દષ્ટિએ જોઇએ તો મને પણ તારી માફક જ લાગે છે. જો કે આ પ્રાણઘાતક જખમ તેના હાથે થયો છે એમાં તો સંશય નથી—સંશય લેવાને સ્થાન જ નથી."

સુભદ્રાએ કહ્યું: "નકામો વાદ શા માટે? મારો સમય મને મહત્ત્વનો છે, એ વાત લક્ષમાં રાખશો. જો આપ કૃપા કરીને મારી મરજી પ્રમાણે મને જવા દેશો તો આપનો મારા ઉપર મોટો ઉપકાર સમજીશ."

વિઠલદાસ પુનઃ આવેશપૂર્વક બોલ્યો: "મારે જે કહેવું છે તે સર્વ એક વાર તારા કાન પર નાંખ્યા વગર તને મુક્ત કરવી નહિ એવો મેં નિર્ધાર કર્યો છે. માટે કૃપા કરીને એ વાત પુનઃ ન કાઢીશ. જો તું મારી આ વિનતિનો અસ્વીકાર કરીશ તો મારૂં મન મારા હાથમાં રહેશે નહિ અને મારૂં વર્તન તને જૂલ્મી લાગશે! તારા મનમાં મારા પ્રત્યે તિરસ્કાર ઉદ્દભવ્યો નથી એમ મારૂં મન મને કહે છે. ખરૂં કહે, સુભદ્રા! તું મારો તિરસ્કાર કરે છે? તેં તારો પ્રેમ મારી પાસે વ્યક્ત કર્યો એ માટે તને હવે પશ્ચાત્તાપ થાય છે?"

તેના આ હૃદયવિદારક ઉદ્દગારોનું સુભદ્રાના મન ઉપર ઇષ્ટ પરિણામ થયું: તે બોલી: "અમીધરપ્રસાદ! જે દિવસે હું સુખ-સ્વપ્નમાં નિમગ્ન બની હતી, તે સમયે હું કેવા પ્રકારના પ્રસંગથી જાગૃત બની એ આપ પણ ભૂલ્યા નહિ જ હો."

વિઠલદાસ મંદ પરંતુ વેધક સ્વરે કહેવા લાગ્યો: "પ્રિય સુભદ્રા! પેલી પુષ્પાવતી સાથે થોડા દિવસ મારો અશ્લાઘ્ય સંબંધ હતો, એ વાત હું પ્રાંજલપણે કબૂલ કરૂં છું. તારાથી કશું પણ છૂપાવવું નહિ એવો મેં ક્યારનો યે નિશ્ચય કર્યો છે. તું પોતે સદાચરણી છે અને જગતના વિશિષ્ટ વ્યવહારથી બિલકુલ અનભિજ્ઞ છે એ વાત સાચી છે, તથાપિ જગતનો વ્યવહાર તું સમજી ન શકે એમ નથી. શ્રીમંતાઇમાં ઉછરેલા મારા જેવા યુવકોનું વર્તન કેવા પ્રકારનું હોય, તેની માહિતી સાંભળવાથી તો તને મળી હશે જ. અમારૂં એ વર્તન સારૂં છે એવું સિદ્ધ કરવાની મારી ઇચ્છા નથી. એ વર્તન નિંદ્ય છે એવું હું મુક્ત કંઠે કબૂલ કરૂં છું. તારા ઉપર મારો પ્રેમ થયો ત્યાં સુધી પ્રેમ એટલે શું તેની મને કલ્પના પણ ન હતી. તારૂં

દર્શન થયું ત્યાં સુધી મારૂં વર્તન અવિચારપૂર્ણ હતું. તને જોતાં જ મારા મનમાં કોઇ અપૂર્વ ભાવના જાગૃત થઈ અને હું મારા મનમાં તારી તથા પુષ્પાવતીની તુલના કરવા લાગ્યો. એ તુલનાથી શું નિષ્પન્ન થયું? તું એક સ્વર્ગીય દેવતા છે અને પુષ્પાવતી માત્ર હાલતી ચાલતી પુતળી છે, એમ હું સ્પષ્ટ સમજી શકયો. હું હવે એક વાત તને કહેવા માગું છું તે જો તારા મનને રૂચે તો તું મને ક્ષમા કર્યા વગર રહેશે નહિ. હું જે કહેવા માગું છું તે બીજી રીતે સિદ્ધ કરી શકું તેમ નથી. માટે મારા ઉપર વિશ્વાસ રાખીને તે સાચું માનજે. સાંભળ, જે દિવસે તને પેલો અકસ્માત થયો, તે જ દિવસે સ્હવારે મેં પુષ્પાવતીને એક ચીઠી લખીને હું તેની પાસે આવવાનો છું એવું જણાવ્યું હતું અને હું તેની પાસે જવાને માટે નીકળ્યો પણ હતો. પરંતુ માર્ગમાં જ એ અકસ્માતનો પ્રસંગ થયો અને ઇશ્વરકૃપાથી તને કશી ઇજા થઇ નહિ. ત્યારબાદ આપણી વચ્ચે થોડું સંભાષણ થયું, અને આપણો જે સહવાસ થયો, એથી મારા આચાર અને વિચારની દિશા બદલાઇ. તેં પુનઃ મળવાનું વચન આપ્યું અને મારા અંતઃકરણમાં રહેલા અસ્પષ્ટ પ્રેમને સ્પષ્ટ સ્વરૂપ પ્રાપ્ત થયું. પુષ્પાવતીની મુલાકાતે જવાનું સ્મરણ થતાં જ તેને માટે મારા મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. તારે માટે મારા મનમાં પ્રેમ ઉત્પન્ન થયો હતો. તારી સાથે કપટ કરવામાં પાપ છે એમ મને લાગતું હતું. વિવાહબંધનથી તારી સાથે એક રૂપ થવાની ઇચ્છા મારા મનમાં ઉપજી હતી. એવી સ્થિતિમાં જો હું પુષ્પાવતી પાસે જાઉં તો તારી સાથે કપટ કર્યું ગણાય, ઇશ્વરના દરબારમાં તે પાપ ઠરે અને મારૂં મન તે માટે મને હમેશાં ડંખ્યા કરે, એવી મને ભીતિ લાગી. એટલે તારાથી છૂટો પડી હું બીજે કયાંય નહિ જતાં સીધો મારા મકાન પર ગયો અને મારા ઓરડામાં એકાંતે બેસી તારી સ્નેહમૂર્તિના ચિંતન અને ભાવિ સુખની કલ્પનામાં એટલો બધો ગૂઢ બની ગયો કે પ્રહર રાત્રિ થયા

સુધી મને પુષ્પાવતીનું પુનઃ સ્મરણ પણ થયું નહિ. મેં તેને ચીઠી લખીને આવવાનું જણાવેલું હોવાથી તે મારી રાહ જોતી બેસી રહી હશે, મારા મનનું એકાએક પરિવર્તન થયું એ કાંઇ તેનો દોષ નથી, એટલે હું આવવાનો નથી એ તેને જણાવવું જોઇએ. મેં તુરત જ બીજી ચીઠી લખીને તે પ્રમાણે તેને જણાવ્યું. તે જ દિવસે તેની સાથેનો સંબંધ બિલકુલ તોડી નાંખવાનો મેં નિશ્ચય કર્યો અને આજ સુધી તે નિશ્ચયનું મેં પાલન કર્યું છે. મારી આ હકીકત મેં તને ખુલ્લા દિલથી જણાવી છે. હવે મારા ઉપર કફા કરવી કે કૃપા તે તારી મરજીની વાત છે."

સુભદ્રાના અંતરમાં આનંદનાં ગલગલીયાં થવાં લાગ્યાં. તે પ્રફુલ્લ વદને બોલીઃ "હા, એ વાત સાચી છે—એ તમામ હકીકત બિલકુલ સાચી છે."

વિઠ્ઠલદાસ પણ આનંદપૂર્ણ સ્વરે બોલ્યોઃ "શું ? મેં જે કહ્યું તે સર્વ તું જાણે છે ? ત્યારે હજી મારે માટે આશાને સ્થાન છે ? પ્રિય સુભદ્રા ! ખરૂં કહે, તું મારો તિરસ્કાર તો કરતી નથી ને ?"

સુભદ્રાના અંતઃકરણમાં પ્રેમનો પુનઃ ઉછાળો આવ્યો. તે ધીમેથી બોલીઃ "આપનો તિરસ્કાર ! એ આપ શું કહો છો ?"

વિઠ્ઠલદાસ હર્ષભરિત સ્વરે બોલવા લાગ્યોઃ "જ્યારે તું મારો તિરસ્કાર કરતી નથી, ત્યારે મારા ઉપર પ્રેમ કરવા લાગશે. આજે આપણી મુલાકાત થઇ અને એકબીજાનાં મન સ્વચ્છ થયાં એ સારૂં થયું. વચ્ચે થોડો સમય આપણો વિયોગ થયો હતો, એ માટે આપણને ખેદ થવાનું હવે કારણ નથી. પુષ્પાવતી સાથેનો મારો સંબંધ તારી દૃષ્ટિએ પડતાં જ તું એકદમ ચાલી નીકળી, એથી મને જો કે દુઃખ થયું હતું ખરૂં, પરંતુ તારૂં એ વર્તન તારી પવિત્રતાને શોભે તેવું હતું. એથી સદાચરણ પ્રત્યેની તારી પ્રીતિ અને દુરાચરણ તરફનો તિરસ્કાર એ બન્ને સ્પષ્ટપણે વ્યક્ત થાય છે. તે સમયે તું ચાલી ગયા બાદ પુષ્પાવતીએ તારે માટે કાઢેલા ઉદ્ગાર

ઉપરથી, હું તને જેવી સદાચરણી સમજતો હતો તેવી જ તું ખરેખર છે એવી મારા મનની ખાત્રી થઇ હતી અને એથી મને અત્યંત આનંદ પણ થયો હતો."

"જો એમ હોય તો મારે કહેવું જોઇએ કે પુષ્પાવતીએ મારા ઉપર એ મોટો ઉપકાર કર્યો."

"એ તો પોતાની દૃષ્ટિથી તારા સદ્‌ગુણની મશ્કરી કરીને તારી નિંદા કરતી હતી, તથાપિ તેના શબ્દો મને મોટો સંતોષ આપનારા નિવડયા અને મારા હૃદયમાં ઉદ્‌ભવેલા પ્રેમમાં વિશેષ ઉમેરો થયો."

સુભદ્રાએ કૃતજ્ઞતાપૂર્વક પ્રેમદૃષ્ટિથી પોતાના પ્રિયતમનું અવલોકન કર્યું.

તે બોલ્યો: "પ્રિય સુભદ્રા! હવે તારા મનમાંથી સર્વ શંકા દૂર થઇ છે, તેં મને ક્ષમા કરી છે અને અગાઉની માફક જ તું મારા ઉપર પ્રેમ કરવા લાગી છે એમ હું સમજું છું. ત્યારે હવે મને કહે, તું મારી કયારે થઇશ? વિવાહબંધનથી મારી ગૃહિણી ક્યારે થઇશ? જે દિવસે ધર્મસંસ્કારથી હું તારો પતિ અને રક્ષક ગણાઇશ, તે દિવસ મારે માટે મહદ્ ભાગ્યનો છે એમ સમજીશ."

સુભદ્રાના મનની સ્થિતિ ચમત્કારિક બની ગઇ. આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તેના વિચારમાં તે પડી ગઇ. એક વાર તેને એમ લાગ્યું કે એ વાત પોતાના પ્રિયકરના વિચારપર છોડી, તમામ ભાર તેનાપર નાખવો. તુરત જ તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે લગ્ન જેવી મહત્ત્વની વાતમાં એટલી બધી ઉતાવળ કરવી તે યોગ્ય નહિ. જેના સ્વભાવ અને ગૃહસ્થિતિનું પોતાને હજી પૂર્ણ જ્ઞાન નથી એવા યુવકના મોહક ભાષણ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાનું તેને ન ગમ્યું. તેનું મન દ્વિધા બન્યું. તેણે કશો પણ ઉત્તર આપ્યો નહિ.

વિઠલદાસે પુનઃ પ્રશ્ન કર્યો: "તું કેમ બોલતી નથી એ હું સમજ્યો. તારા મનમાં ઘોળાતા વિચારો મારા લક્ષમાં આવ્યા. હું કોણ છું એ હજી તારા જાણવામાં નહિ—"

સુભદ્રાના મનમાં એક નવીન વિચાર આવવાથી તે વચ્ચે બોલીઃ "તેમ જ હું કોણ છું અને મારી ખરી સ્થિતિ શી છે એ તમે પણ જાણતા નથી. તેમ છતાં યે તમે મારા ઉપર પ્રેમ કરો છો એ તમારી ઉદારતા છે. હું એક ગરીબ, નિરાશ્રિત બાલિકા છું, મારી ઉપજીવિકા માટે મારે પુષ્કળ શ્રમ કરવો પડે છે, એટલું જ તમે મારે વિષે જાણો છો. એવી સ્થિતિમાં તમે મારી સાથે લગ્ન કરવાને તત્પર થાઓ, તો પણ એ વાત તમારાં આપ્તજનોને પસંદ પડે અને તેઓ પોતાના ગૃહમાં તમારી ધર્મપત્ની તરીકે મારૂં સ્વાગત કરવાને તત્પર થાય એમ મારૂં મન મને કહેતું નથી." તે એકાએક સ્તંભી ગઇ. તેણે પોતાના ભાવી સુખનું જે ભપકાદાર ચિત્ર પોતાની સમક્ષ રાખ્યું હતું તેમાં આ એક ડાઘ છે, એમ લાગવાથી તેનું મન અત્યંત ઉદ્વિગ્ન બની ગયું.

વિઠ્ઠલદાસ તેનું સમાધાન કરવાને માટે બોલ્યોઃ "એવી નિરર્થક શંકા કરીને તારૂં મન ખિન્ન કરવાની કશી જરૂર નથી. તારા ઉપર મારો અતોનાત પ્રેમ છે. આ આખું જગત તારા સિવાય મને નિરુપયોગી ભાસે છે. તો પછી મારા સુખ તરફ ન જોનાર આપ્તજનો કે સંબંધીઓની પરવા હું શા માટે કરૂં ? જગત ગમે તે કહે તેની મને બિલકુલ દરકાર નથી. પ્રિય સુભદ્રે ! મને કહે—"

તે ધ્રૂજતા સ્વરે બોલીઃ "કૃપા કરીને અત્યારે મને વિશેષ આગ્રહ ન કરો. મારૂં મન અત્યારે ગોટાળામાં પડી ગયું છે. આવા મહત્ત્વના વિષયમાં વિચાર કરવાનો સમય મળવો જોઇએ. તમે જે કહો છો અને મારા મનને જે લાગે છે તેનો વિચાર કરવો જોઇએ."

વિઠ્ઠલદાસે ઉત્કંઠાથી કહ્યુંઃ "ત્યારે જો આવતી કાલે તું પુનઃ મળવાનું વચન આપે તો હું વિશેષ આગ્રહ કરીશ નહિ."

સુભદ્રાએ હા પાડી. બીજે દિવસે સ્હાંજના પાંચ વાગે બન્ને જણાંએ વિક્ટોરિયા ગાર્ડનમાં મળવું એમ નક્કી થયું. તેનાથી છૂટા પડતાં વિઠ્ઠલદાસને અત્યંત દુઃખ થયું. વચ્ચે ફક્ત એક જ દિવસ

હતો. પરંતુ તે તેને યુગ સમાન લાગ્યો બીજે દિવસે બરાબર સમયે આવવાનુ તેની પાસેથી વચન મળવાથી તેને સ્હેજ સંતોષ થયો. બન્ને જુદાં પડયાં.

સુભદ્રાએ વિક્ટોરિયા ગાર્ડન શા માટે પસંદ કરી ? તેનું કારણ એટલું જ કે ભુતગલ્લી છોડયા પછી તે જે સ્થળે રહેવા ગયેલી તે આ બાગની નજીક હતું. તે જે મકાનમાં રહેવા ગયેલી તે ન્હાનું હતું, પરંતુ ત્યાં પ્રામાણિક મનુષ્યો રહેતાં હતાં. ત્યાં ગયા પછી તેને શીવવા-ભરવાનું કામ પણ મળવા લાગ્યું હતું અને તે કરકસરથી પોતાનો નિર્વાહ કરી શકતી હતી. આ મકાનના માલિકની પત્ની સારા સ્વભાવની હતી. સામાન્ય રીતે ભુતગલ્લી કરતાં આ નવું મકાન વધારે સારૂં હતું. તથાપિ અહીં પણ તેના મનને શાંતિ ન હતી.

અત્યારે તેની મનઃસ્થિતિમાં પરિવર્તન થયું હતું. પોતાના મકાન તરફ જતાં તે ભાવી સ્થિતિનો વિચાર કરવા લાગી. વિઠ્ઠલદાસ કોણ છે, એ તે જાણતી ન હતી, તથાપિ તેના ઉત્કૃષ્ટ પ્રેમનો તેને પૂર્ણ પરિચય થયો હતો. તેને પ્રેમ સિવાય બીજા કશાની અપેક્ષા પણ ન હતી. તે પોતાના ઉપર પ્રેમ કરનાર પતિની ગમે તેવી સ્થિતિમાં આનંદ માનવાને તૈયાર હતી.

---

## પ્રકરણ ૨૧ મું

---

### વિક્ટોરિયા ગાર્ડનમાં

બીજા દિવસનો સૂર્ય ઉગ્યો. આજે ગઇ કાલ કરતાં ટાઢ ઓછી હતી. હવા પણ સ્હેજ ગરમ બની હતી. વસંતનો પ્રાદુર્ભાવ થવાથી વૃક્ષો પર નવા પલ્લવ ફુટવા લાગ્યાં હતાં. સૃષ્ટિ સુંદરીના વદન ઉપર પ્રફુલ્લતા દેખાતી હતી. તે ઉદાસીનતાનો ત્યાગ કરી, પોતાના સૌંદર્યને વૃદ્ધિંગત કરવાનો પ્રયત્ન કરતી હતી.

આ રમણીય સુપ્રભાતે સુભદ્રા નિદ્રાનો ત્યાગ કરીને જાગૃત થઇ. તેને આજના પોતાના મુખ્ય કર્તવ્યનું સ્મરણ થયું. તેનું મન એક પ્રકારના રમણીય આનંદથી ઉત્સાહિત બન્યું. પોતાની માતાના મૃત્યુ પશ્ચાત્ આજ દિવસ સુધી આવો આનંદ તેના અંતઃકરણમાં કદિ પણ આવ્યો ન હતો. તે તરૂણ હતી, અનેક આશાઓ તેના મનમાં ઉદ્દભવી હતી. તેનું અંતઃકરણ શુદ્ધ સાત્વિક પ્રેમથી પરિપૂર્ણ હતું. ભાવી આયુષ્યક્રમનું સુંદર ચિત્ર એક સરખું તેની સામે ઊભું હતું. એવી અવસ્થામાં સ્હવાર અને બપોરનો સમય કયાં પસાર થઇ ગયો તેનું તેને ભાન પણ રહ્યું નહિ. સમય થવા આવ્યો એટલે વસ્ત્રો ધારણ કરીને સંકેત સ્થળે જવા માટે તે ઘરમાંથી બહાર નીકળી. તે આજે જેવી સુંદર દેખાતી હતી તેવી અગાઉ કદિ પણ દેખાઈ નં હતી. વિઠ્ઠલદાસ તેની પહેલાં જ ગાર્ડનમાં આવીને તેના મુખ્ય દ્વાર પાસે તેની રાહ જોતો ઊભો હતો. તેનું એ સૌંદર્ય દૃષ્ટિગોચર થતાં તેનાં નેત્રો મુગ્ધ બની ગયાં. તે તેની પાસે ગયો. બન્નેના હસ્ત એક થયા. બન્ને પ્રેમવિકારનું અનન્ય સુખ અનુભવવા લાગ્યાં. પછી બન્ને જણાં બાગમાં ગયાં અને આમતેમ ફરવા લાગ્યાં.

ચાલતાં ચાલતાં વિઠ્ઠલદાસ બોલ્યોઃ "પ્રિય સુભદ્રા! તારો મારા ઉપર પ્રેમ છે, એવી અત્યારે મારા મનની ખાત્રી થઇ. એથી મને અવર્ણનીય સુખ થાય છે. કેટલાક લોકોની એવી માનિનતા છે કે સ્ત્રી-પુરુષ એક વાર એકબીજાની સામે જૂએ, તેટલા પરથી તેમનાં મનમાં પ્રેમ ઉત્પન્ન થઇ શકે નહિ. પરંતુ એ માનિનતા સાચી નથી, તેનો મને પૂરો અનુભવ થયો છે. પ્રેમોદ્દભવ એ કેવળ ઇશ્વરી યોજના જ છે. જે સ્ત્રી-પુરુષના જીવનને એક કરવાની ઇશ્વરની ઇચ્છા હોય તે બન્નેની અકલ્પિત રીતે મુલાકાત કરાવે છે અને તે જ સમયે બન્નેનાં મનમાં અથવા તો એકના મનમાં જરૂર પ્રેમોદ્દભવ થાય છે. મારી પોતાની તો એવી જ સ્થિતિ થઇ છે. જે ક્ષણે તું પ્રથમ મારી દૃષ્ટિએ પડી તે જ ક્ષણે તારે માટે મારા મનમાં પ્રેમ ઉત્પન્ન થયો.

તારા કરતાં વિશેષ નહિ તો યે ઘણા અંશે તારા રૂપની બરોબરી કરનારી અનેક સુંદરીઓ તે દિવસ પૂર્વે મારી દૃષ્ટિએ પડી હતી. પરંતુ તને જોતાં જ મારા મનમાં જે ભાવના ઉત્પન્ન થઇ હતી, તેવી ભાવના બીજી કોઇ સ્ત્રીને જોતાં મારા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ ન હતી. પછી બીજી વાર મેં તને જોઇ, તારા ઉપર સંકટ આવ્યું, અને જેની સાથે મારા જીવનનો સંબંધ થનાર છે તેના પર આવેલા ભયંકર પ્રસંગમાંથી તેનો બચાવ કરવો કિંવા તેની સાથે મૃત્યુદેવને આધીન થવું એ મારૂં કર્ત્તવ્ય છે, એમ મારા અંતરાત્માને પ્રેરણા થઇ. બીજી જ ક્ષણે હું તારા રક્ષણને માટે દોડયો. તે પછી આપણું મિલન થયું. એ પ્રસંગને તો હું અત્યંત મહત્ત્વનો સમજું છું. તે પ્રસંગે મેં મારો પ્રેમ તારા ચરણમાં અર્પણ કર્યો અને તું પણ મારા ઉપર પ્રેમ કરે છે એવું સમજાયાથી હું આનંદ સમુદ્રમાં તરવા લાગ્યો. પરંતુ વચ્ચે પેલું વાદળું આવ્યું અને આપણો વિયોગ થયો. ત્યાર પછી બે–અઢી મહિને ગઇ કાલે તું અચાનક મારી દૃષ્ટિએ પડી. ગયા બે–અઢી મહિનામાં તારા સિવાય મને કશું સૂજતું ન હતું. રાત્રે પણ મને તારા જ સ્વપ્ન આવતાં હતાં. અગાઉ મારો તારા ઉપર પ્રેમ તો હતો જ, પરંતુ વચ્ચેના વિયોગથી તે અત્યારે અનેકગણો વૃદ્ધિને પામ્યો છે. મારો પૂર્વનો તમામ વ્યવસાય છૂટી ગયો, મેં મારા સ્નેહી મિત્રોનો ત્યાગ કરી દીધો અને મને જેટલો સમય મળે તેટલો તારી શોધ કરવામાં ગાળવા લાગ્યો. એવી રીતે દિવસ પછી દિવસ, અઠવાડિયા પછી અઠવાડિયું અને મહિના પછી મહિનો જવા લાગ્યાં. મારી નિરાશા વધતી ગઇ. પરંતુ 'કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે' એ સૂત્ર પ્રમાણે તું ગઇ કાલે મારી દૃષ્ટિએ પડી. ત્યારે હવે મને કહે, આવી રીતે પુનઃ આપણું મિલન થયું એથી તને આનંદ થાય છે કે નહિ ?"

પ્રેમથી પરિપૂર્ણ દૃષ્ટિ વડે તેની સામે જોતી સુભદ્રા બોલીઃ "તેનો જવાબ તમારૂં મન જ તમને આપશે."

તેણે ઉત્કંઠાથી પ્રશ્ન કર્યો: "આ વચ્ચેના વિયોગના સમયમાં તને મારૂં સ્મરણ થતું હતું ખરૂં?"

લજ્જા અને વિનયથી મસ્તક નીચું કરીને સુભદ્રાએ ઉત્તર આપ્યો: "હા, મને સદૈવ તમારૂં સ્મરણ થતું હતું. તથાપિ પુનઃ આપણો મેળાપ થવાનો નથી એમ પણ મને થયા કરતું હતું."

"પરંતુ એવા વિચારથી તારૂં મન ખિન્ન થતું હતું કે નહિ?" વિઠ્ઠલદાસે પૂછ્યું.

તે બોલી: "ન કેમ થાય? એ વિચાર મનમાં આવતાં મને રડવું આવતું. અનેક વાર મારાં નેત્રો અશ્રુથી ભરાઇ જતાં."

વિઠ્ઠલદાસ આનંદ પૂર્વક બોલ્યો: "પ્રિય સુભદ્રા! તારા આ મધુર શબ્દો સાંભળીને હું પુનઃ આનંદ સાગરમાં તરવા લાગ્યો છું." તેણે સુભદ્રાને દૃઢ આલિંગન આપ્યું, તેના કપોલ પ્રદેશને ચુંબન વડે અંકિત કર્યો. બન્ને જણાં થોડો સમય એકબીજાંના બાહુપાશમાં બદ્ધ બની રહ્યાં.

એ અનનુભૂત આનંદનો અમુક સમયપર્યંત ઉપભોગ કર્યા પછી સુભદ્રા પોતાના પ્રિયકરના બાહુપાશથી મુક્ત થઇ. તે પાસેના એક બાંકડાપર બેસી ગઇ. તેનું મન આનંદાતિરેકથી ગુંગ બની ગયું. નૈસર્ગિક લજ્જાથી તેનું હૃદય વ્યાકુળ બની રહ્યું. વિઠ્ઠલદાસ પણ તેની બાજુમાં બેઠો અને બોલ્યો: "ત્યારે તું હવે લગ્નવિધિપૂર્વક તારો કોમળ હસ્ત મારા હસ્તમાં ક્યારે મૂકીશ?"

તેનો આ પ્રશ્ન થતાં જ કુમારિકાનું મન પુનઃ ગોટાળામાં પડી ગયું. ગઇ કાલે તેણે આ પ્રશ્નનો વિચાર કરવાને માટે સમય માગ્યો હતો અને તેની પાસેથી દૂર થયા બાદ એક સરખો એ જ વિચાર તેના મનમાં થયા કર્યો હતો, તથાપિ તે કશો નિશ્ચય કરી શકી ન હતી. તેને પહેલી મુશ્કેલી ગરીબાઇની લાગતી હતી. લગ્ન પ્રસંગે ધારણ કરવાને યોગ્ય વસ્ત્રો તેની પાસે ન હતાં. લગ્ન થયા પછી પોતાના પતિની સંપત્તિનો હક્કથી ઉપભોગ કરવો અને લગ્ન

પૂર્વે તેની પાસેથી મદદ માગવી એ બે વાત વચ્ચે તેની દૃષ્ટિએ મોટું અંતર લાગતું હતું. પહેલી વાત જેટલી બહુમાનની, તેટલી જ બીજી હીનપણાની છે, એમ તેનું મન તેને કહેતું હતું. વળી પોતાની પરિસ્થિતિનો વિચાર પણ તેના મનને વ્યાકુળ બનાવતો હતો. પોતાને અત્યારે મળે છે એ કરતાં વિશેષ કામ મળે અને રાતદિવસ કરીને એ કામ તે કરે, તોપણ લગ્ન સમયે ધારણ કરવાને યોગ્ય વસ્ત્રો વેચાતાં લેવાને માટે જોઇએ તેટલા પૈસા એકઠા કરતાં કેટલા ય મહિના થઇ જાય, તથા એમ છતાં યે પોતાની પાસે પૈસા એકઠા થાય કે કેમ એ વિષયમાં તેને શંકા જ હતી.

એટલે આ પ્રશ્ન શ્રવણ કરતાં તેના મુખકમળ પર ઉદાસીનતા છવાઇ ગઇ. વિઠ્ઠલદાસ પણ તે જોઇ શકયો અને તેના મનમાં ચાલતા વિચાર સમજી ગયોઃ તે સુભદ્રાનો હસ્ત પોતાના બન્ને હાથમાં લઇને બોલ્યોઃ "પ્રિય સુભદ્રા ! આપણી વચ્ચે પતિપત્નીનો સંબંધ ઉત્પન્ન થાય ત્યાં સુધી આપણે એક બીજાની સાથે મૈત્રીના સંબંધથી વર્તીએ તો શી હરકત છે?"

પોતાનો મનોવિકાર બરાબર ઓળખીને આ પ્રશ્ન પૂછાયો છે એમ સુભદ્રાને લાગ્યું. તે અધિક લજ્જાશીલ બની અને તિરછી નજરે તેની સામે જોતી બોલી : "તમારા એ પ્રશ્નનો ભાવાર્થ શો છે ?"

વિઠ્ઠલદાસે જવાબ આપ્યોઃ "તેનો અર્થ એટલો જ કે પતિ તરીકે જે કાંઇ હું તારે માટે કરી શકું તે કરવાની તારે મને રજા આપવી. આપણું લગ્ન થાય ત્યાં સુધી રોજ આપણે મળવું, એકબીજાનાં સુખદુઃખ પરસ્પર જણાવવાં અને જે કાંઈ થોડી વસ્તુઓ હું તને ભેટ કરું તેનો તારે સ્વીકાર કરવો. તેમ જ લગ્ન સમયે જરૂરી અને પરિસ્થિતિને શોભે તેવાં વસ્ત્રાલંકારો ખરીદવાની પરવાનગી આ વિઠ્ઠલદાસને, આ–આ—"

તે પોતાના કુટુમ્બનું મહત્ત્વ જણાવવા જતો હતો પરંતુ તુર-

ત જ અટકી ગયો. તેને એમ લાગ્યું કે પોતાના ઉચ્ચ કુળની સ્થિતિ જણાવવાથી સુભદ્રાના મનમાં એમ થશે કે તેના જેવી ગરીબ અને જેના કુળની કોઇને માહિતી નથી એવી માતા પિતા વિહોણી બાલિકાનું લગ્ન આવા ઉચ્ચ કુલોત્પન્ન યુવકની સાથે થાય તે શકય નથી! એટલે તમામ તૈયારી થાય તથા તેના મનમાં પ્રેમ અધિક સ્થિર થાય ત્યાં સુધી એ હકીકત ન જણાવવી એવો વિઠ્ઠલદાસે વિચાર કર્યો. વળી લગ્ન થાય ત્યાં સુધી પોતે એક અજ્ઞાત કુળની બાલિકા સાથે લગ્ન કરનાર હોવાની વાત પોતાના વડિલથી ગુપ્ત રાખવાનું તેને ઇષ્ટ લાગતું હતું. ત્રીજું એક કારણ એ પણ હતું કે બરાબર લગ્ન થઈ રહે કે તુરત જ પોતાના ઉચ્ચ કુળ, શ્રીમંતાઇ અને સભ્ય સમાજમાં પોતાની પદવીની માહિતી સુભદ્રાને આપીને આશ્ચર્યચકિત બનાવવાની તેની ઇચ્છા હતી. એથી તેનો પ્રેમ અધિક વૃદ્ધિને પામશે એમ તે માનતો હતો.

એ વિચારોથી તે બોલતો બોલતો થંભી ગયો હતો. પરંતુ જુદા જ વિચારોમાં ગુંથાયેલી સુભદ્રાનું એ તરફ ખાસ લક્ષ ખેંચાયું નહિ. પોતાના હૃદયમાં ઘોળાતા વિચારો સમજી જઇને વિઠ્ઠલદાસે એ વિષયમાં કરેલી સૂચના તેના કાનપર પડતાં તેના મનની સ્થિતિ ચમત્કારિક થઇ હતી. પોતાના માની સ્વભાવને શોભે તથા વિઠ્ઠલદાસનું મન દુઃખાય નહિ એવા પ્રકારનો શો ઉત્તર આપવો તેનો એ વિચાર કરતી હતી. છેવટે તેના મનનો કશો નિશ્ચય થઇ નહિ શકવાથી અબળાની સહાયમાં હમેશાં તત્પર રહેનાર રૂદન તેની મદદે દોડી આવ્યું!

તેને પોતાના હૃદય સાથે ચાંપીને તેના મસ્તકપર વ્હાલપૂર્વક હસ્ત ફેરવતો વિઠ્ઠલદાસ બોલ્યો: "પ્રિયે! આ અશ્રુ શા માટે? શું તારા મનને દુઃખ થાય એવું હું બોલ્યો છું? રડે છે શા માટે?"

તેણે ખિન્ન સ્વરે ઉત્તર આપ્યો: "એવું કશું નથી. મને મારી માતાનું સ્મરણ થયું. આવ મહત્ત્વના પ્રસંગે સલાહ લેવાને માટે

મારે માતા, પિતા, ભાઇ, બ્હેન, ઇષ્ટ મિત્ર કોઇ પણ નથી, એ વિચારથી મને ખેદ થયો."

વિઠલદાસ બોલ્યો: "એમ શા માટે બોલે છે? હું તારો મિત્ર નથી? તારા પતિ તરીકેનો અધિકાર પ્રાપ્ત થાય ત્યાં સુધી તારો મિત્ર પણ નહિ?"

તે બોલી: "માત્ર મિત્ર જ શા માટે? પ્રેમને પરિણામે ઉત્પન્ન થનાર તમામ પ્રકારનો સંબંધ આપનામાં એકત્ર થયેલો છે."

"જે કોઇ તારા સુખનો ભંગ કરવાની ઇચ્છા કરે તેનો અધઃપાત થાઓ!" એવો ઉદ્‌ગાર અચાનક વિઠલદાસના મુખમાંથી બ્હાર પડયો.

તેનો એ ઉદ્‌ગાર આ કુમારિકાને સ્હેજ ચમત્કારિક લાગ્યો. પરંતુ તે ઉપરથી તેના હેતુની શુદ્ધતા પ્રત્યક્ષ થતી હોવાથી એકંદરે તેને આનંદ જ થયો. તેણે પણ વિઠલદાસને પ્રેમપૂર્વક દૃઢ આલિંગન આપી પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરી. એવી રીતે પરસ્પરનો વિશ્વાસ દૃઢ થતો ગયો. પછી વિઠલદાસ ગંભીર સ્વરે બોલ્યો: "પ્રિય સુભદ્રા! તેં આપણાં લગ્નની સંમતી આપી એથી મને અત્યંત આનંદ થાય છે. મારી જે કાંઇ સંપત્તિ હશે તેની તું હવે થોડા સમયમાં જ ભાગીયેણ થઇશ; અને જો દુર્દૈવે મારા ઉપર વિપત્તિનો પ્રસંગ આવે તો મારા મનનું સમાધાન કરી મને ધીરજ આપનારી અર્ધાંગના મને પ્રાપ્ત થવાથી શાંતિ થશે. એટલે હવે આપણે આ ક્ષણથી જ આપણાં સુખદુઃખનો હિસ્સો લઇ લેવાને તત્પર થવું જોઇએ. આપણો બન્નેનો પરસ્પરનાં સુખોપર જેટલો હક્ક છે તેટલો જ દુઃખ ઉપર પણ છે. માટે તારાં માતાપિતા જો જીવન્ત હોત તો તારે માટે જે કાંઇ કરત તે કરવાની તું મને પરવાનગી આપ. લક્ષ્મી અત્યંત ચંચળ કહેવાય છે. તેને ન્યાય અન્યાયની કદર જ નથી. જો હોય તો તારા જેવી સદ્‌ગુણી બાલિકા ઉપર તે આટલો રોષ શા માટે દર્શાવે? એથી વિશેષ શું કહેવું તે હું સમજી શકતો નથી. વારૂ, આવતી કાલે આપણે મળીશું ત્યારે હું તને એક પત્ર આપીશ. તેમાં લખેલી

હકીકતનો પૂરતો વિચાર કરજે અને પછી યોગ્ય લાગે તે પ્રમાણે વર્તજે."

સુભદ્રાએ પ્રસન્ન વદને જવાબ આપ્યો: "આપના ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે."

બન્ને જણાં ઉઠયાં. બગીચાની બહાર આવ્યાં. સુભદ્રા પોતાના મકાન તરફ જવા લાગી. વિઠ્ઠલદાસે તેની પાછળ જવાનો પ્રશ્ન કર્યો નહિ કિંવા તેનું હાલનું નિવાસસ્થાન કયે સ્થળે છે એ વિષે કશો પ્રશ્ન પણ કર્યો નહિ.

બીજે દિવસે પણ તે જ સ્થળે પુનઃ તેઓ મળ્યાં. લગભગ બે–અઢી કલાક તેમની વચ્ચે પ્રેમવાર્તા થઇ. છૂટાં પડતી વખતે વિઠ્ઠલદાસે એક બંધ કવર સુભદ્રાના હસ્તમાં આપ્યું. પોતાના મકાન પર ગયા પછી તેણે તે કવર ખોલ્યું તો અંદરથી સો રૂપીઆની એક એવી બે નોટો નીકળી. તેની સાથે એક ચીઠ્ઠી હતી. તેમાં એમ લખ્યું હતું કે 'આપણા લગ્નનો યોગ જલ્દીથી પ્રાપ્ત થાય એવી સદિચ્છાથી આ નજીવી રકમ આપું છું. તેનો સ્વીકાર કરવામાં આનાકાની કરીશ નહિ.' તે ઉપરાંત તેમાં હૃદયને હલમલાવે તેવા થોડાક પ્રેમોદ્ગાર પણ હતા.

ત્રીજે દિવસે તેઓ પુનઃ મળ્યાં. સુભદ્રાએ સ્પષ્ટ શબ્દોમાં નહિ પરંતુ દૃષ્ટિ અને હાવભાવથી પોતાના મનમાં રહેલી કૃતજ્ઞતા વ્યક્ત કરી. એવી રીતે લગભગ પંદર દિવસ પર્યંત તેમની મુલાકાત થતી રહી. રોજને રોજ કાંઇ કાંઇ નવીન વિષય મળતો અને પરસ્પર ખૂલ્લા દિલથી વાર્ત્તાલાપ કરવાની અનુકુળતાને લીધે દિવસાનુદિવસ તેમનો પ્રેમ વૃદ્ધિને પામતો ગયો. છેવટે એક દિવસ વિઠ્ઠલદાસ તેને ઝવેરી બજારમાં લઇ ગયો. એક ઝવેરીની દુકાનમાં જઇ લગ્ન સમયે ધારણ કરવાને માટે કાંઇ અલંકારો પસંદ કરવાની તેણે સૂચના કરી. પરંતુ સુભદ્રાએ તે સૂચનાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો. વિઠ્ઠલદાસે પણ પછી વિશેષ આગ્રહ કરવાનું પસંદ કર્યું નહિ. તેઓ એકબીજાંથી છૂટાં પડયાં અને તે વખતે હવે થોડા દિવસમાં લગ્ન કરવાનું નક્કી કર્યું.

તે બન્ને જણાં ઝવેરી બજારના રસ્તા પર સાથે સાથે ચાલતાં હતાં તે વખતે એક વ્યક્તિની તેમના ઉપર નજર પડી. એ વ્યક્તિ સવિતા બાઇની મુખ્ય દાસી ગંગા હતી. તેણે સુભદ્રાને શેઠ સાહેબના બંગલામાં આવેલી તે વેળા જોઇ હતી. એટલે તેને તુરત ઓળખી કાઢી, આ વખતે તેના અંતઃકરણમાં ઇર્ષ્યાનો પ્રાદુર્ભાવ થયો. પોતે એક સાધારણ દાસી છે એ તે જાણતી હતી; તો પણ રૂપ યૌવન સંપન્ન હોવાથી વિઠ્ઠલદાસ પર તેનું મન ચોટયું હતું; એટલું જ નહિ પણ યોગ્ય સમયે તે વિઠ્ઠલદાસને પોતાનો બનાવવાની આશા રાખતી હતી !

એ બન્નેની નજર પોતાના તરફ ન પડે એટલા અંતર પર રહીને તે બન્નેની પાછળ પાછળ જવા લાગી. તેમની દરેક હીલચાલ પર તેનું બારિક લક્ષ હતું. તે બન્ને રસ્તા પર ચાલતાં હતાં તે વખતે એકબીજાં વચ્ચેનું વર્તન પણ આ ગંગાની દૃષ્ટિએ પડયું. એ ઉપરથી તેમનો પ્રેમ ઉચ્ચ પ્રતિનો છે એ આ ધૂર્ત સ્ત્રીના લક્ષમાં આવ્યા વગર રહ્યું નહિ. તેનું રહસ્ય જાણવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા થઇ અને તે તેમની પાછળ પાછળ જવા લાગી. આ પ્રેમમુગ્ધ યુગલને આવી રીતે પોતાની પાછળ કોઇ આવે છે તેની કલ્પના યે ન હતી. તેઓ તો આનંદપૂર્ણ હૃદયે આગળ ચાલતાં હતાં. છેવટે બન્ને છૂટાં પડયાં. વિઠ્ઠલદાસને જવા દઇ ગંગા સુભદ્રાની પાછળ ઠેઠ તેના મકાન પર્યંત ગઇ. તેનું નિવાસ સ્થાન જોઇને તે પાછી ફરી અને પોતાને જ્યાં જવું હતું ત્યાં ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૨મું

---

## ગિરિકાન્તનો નિરાશાજનક ઉત્તર

**અ**ગાઉ અમે વાચકોને રણછોડદાસ શેઠની પુત્રીનો પરિચય કરાવ્યો છે. એ વાતને આજે ત્રણ મહિના થઇ ગયા. તે દરમ્યાન

તરૂણ, રૂપસંપન્ન અને ગર્ભશ્રીમંત ગિરિકાન્ત રોજ રણછોડદાસને ઘેર આવતો હતો. તેને શેઠની ન્હાની દીકરી જ્યોત્સ્ના ઉપર પ્રેમ હતો. જેમ જેમ તેમનો પરિચય વધતો ગયો તેમ તેમ જ્યોત્સ્નાનું મન પણ ગિરિકાન્ત તરફ વિશેષ આકર્ષાતું ગયું. તેમનું લગ્ન થવામાં કશી યે અડચણ આવે તેમ ન હતું. બન્ને ઉચ્ચ કુલોત્પન્ન હતા. ગિરિકાન્ત સર્વ રીતે યોગ્ય હતો. બન્નેનો પરસ્પર વિશુદ્ધ પ્રેમ હતો. જ્યોત્સ્નાનો પોતાના ઉપર પ્રેમોદ્‌ભવ થયો છે એવી ખાત્રી થતાં ગિરિકાન્તે રણછોડદાસ શેઠ પાસે વિવાહની વાત કરવાનો વિચાર કર્યો હતો.

આ ત્રણ મહિનામાં ગિરિકાન્તની માફક એક બીજી વ્યક્તિનો પણ આ બંગલામાં આવરો જાવરો ચાલુ હતો. તે વ્યક્તિ એટલે રતનદાસ. રતનદાસને માટે અહીં જવા આવવાને સારૂ આમંત્રણ કિંવા પરવાનગીની બિલકુલ જરૂર ન હતી. તેની ઇચ્છા થતી ત્યારે તે શેઠને ત્યાં જતો, મરજીમાં આવે ત્યાં સુધી રોકાતો, કેટલીક વાર તો આમંત્રણ કે આગ્રહની પરવા કર્યા વગર ભોજનકાર્યમાં પણ જાણે પોતાનું જ મકાન હોય તેવી રીતે ભાગ લેતો. રણછોડદાસ તેની સાથે મિત્ર તરીકે વર્તતો. તેની હાજરીમાં કશો સંકોચ રાખવાની જરૂર નથી એવું શેઠે પોતાની બન્ને પુત્રીઓને સૂચવ્યું હતું. શેઠની એવી ઇચ્છા જ નહિ પણ આગ્રહ હતો. એટલે મનોરમા તથા જ્યોત્સ્નાને આ રતનદાસ સાથે છૂટથી વર્તવાની ફરજ પડતી હતી. રતનદાસ અને ગિરિકાન્ત બન્ને એકી સાથે આ બંગલામાં એકઠા થઇ જવાનો પ્રસંગ અનેક વાર આવતો. તે વખતે ગિરિકાન્ત તેની સાથે મર્યાદિત રીતે બોલતો. ગિરિકાન્તનો સ્વભાવ સરળ હતો. પરંતુ રતનદાસ જેવા માણસ સાથે સમાનતાથી વર્તવાનું તેને યોગ્ય લાગતું નહિ. તે જાણતો હતો કે રતનદાસ શ્રીમંત છે. પરંતુ તેની સાથે રતનદાસે કેવી રીતે લક્ષ્મી પ્રાપ્ત કરી છે એ પણ તેના જાણવામાં આવ્યું હતું. વળી રતનદાસના ભાષણમાં આત્મસ્તુતિ,

પરનિંદા, ગરીબો પ્રત્યે તુચ્છતા, લોભ, ઇત્યાદિ દોષ સ્પષ્ટ દેખાઇ આવતા હતા. એટલે ગિરિકાન્ત જેવા ઉદાર વિચારના સજ્જનને તેનો સહવાસ અપ્રિય લાગે તેમાં કશું આશ્ચર્ય ન હતું.

ગિરિકાન્ત પોતાની સાથે ખૂલ્લા દીલથી અથવા સમાનતાથી વર્તાવ રાખતો નથી, એ રતનદાસ સમજતો હતો. પરંતુ તેની તેને બિલકુલ પરવા ન હતી. પોતે આ બંગલામાં ગમે ત્યારે આવજા કરી શકે છે અને અહીં રહેતાં મનુષ્યો સાથે પોતાને ઘરોબા જેવું છે, એટલાથી જ તેને સંતોષ હતો. શેઠ કિંવા તેના કુટુંબનાં માણસો પોતાને અહીં આવવાની મનાઇ કરશે એવી શંકા પણ તેને આવતી ન હતી. તે અહીં આવ્યા પહેલાં ગિરિકાન્ત આવેલો હોય અને શેઠની દીકરીઓ સાથે વાતો કરતો હોય તો યે આ મહાશય વિના-સંકોચે તેમની વચ્ચે ધુસતા અને વગર નિમંત્રણે તેમના વાર્ત્તાલાપમાં ભાગ લેતા. કોઇ કોઇ વાર તો જ્યોત્સ્ના અને ગિરિકાન્ત એકલાં કશી પ્રેમવાર્તા કરતાં હોય ત્યારે રતનદાસ જાણી બુઝીને તેમની પાછળ રાહુની માફક દાખલ થતો અને કોઇ નવીન વિષય કાઢીને પોતાનું કથન સાંભળવાની તેમને ફરજ પાડતો. જો કે પોતે ઇરાદાપૂર્વક આમ કરે છે એવું તેમને ન લાગે એટલી સંભાળ જરૂર રાખતો. કોઇ કોઇ વાર જ્યોત્સ્નાની સાથે વિશેષ વાર્ત્તાલાપ કરવાનો આગ્રહ નહિ રાખતાં મનોરમાની સાથે ગમે તેવાં ગપ્પાં હાંકતો. તાત્પર્ય એ કે આ બે બ્હેનોમાંથી જેની સાથે વાત કરવાની લ્હેર આવે તેની ઇચ્છા હોય કે ન હોય, તો પણ તેની સાથે વાત કરવામાં બિલકુલ સંકોચ માનતો નહિ.

સવિતાબાઇ પોતાના દિવાનખાનામાંથી વિશેષ કરીને બહાર આવતી નહિ. એટલે રતનદાસને આ બે તરૂણીઓ સાથે વાતો કર-વાની પુષ્કળ તક મળતી. સવિતાબાઇ પોતાનો સમય મોટે ભાગે એકાંતમાં જ ગાળતી. રણછોડદાસ વિશેષ આગ્રહ કરતો તો કોઇ વાર તે દિવાનખાનું છોડીને બહાર નિકળતી. બાકી હમેશાં પોતાની

પ્રકૃતિ સારી નહિ હોવાનું બ્હાનું આગળ ધરતી. વિઠ્ઠલદાસ મોટે ભાગે બંગલામાં હાજર રહેતો નહિ. પોતાની પ્રિયતમા સાથે વિક્ટોરિયા ગાર્ડનમાં અમુક સમય પસાર કરતો. બાકીનો વખત તે પોતાના કામધંધામાં અથવા કોઇ એકાંત સ્થળમાં ગાળતો. બંગલામાં હોય તો પણ પોતાના દિવાનખાનામાં બેસીને સારાં કાવ્ય અથવા એવાં ઉચ્ચ પ્રતિનાં પુસ્તકો વાંચવામાં લીન બની જતો. કદાચ તેની બ્હેનો કે ગિરિકાન્ત પોતાની ઇચ્છાથી તેના દિવાનખાનામાં આવતાં તો તેમની સાથે વાતો કરતો. તે પોતે ઉત્સાહપૂર્વક એ લોકો સાથેના સંભાષણમાં કશો ભાગ લેવાનું પસંદ કરતો નહિ.

મનોરમાનો સ્વભાવ દુરાગ્રહી, ઇર્ષ્યાળુ અને સ્વાર્થસાધુ હતો અને જ્યોત્સ્નાનો સ્વભાવ મિલનસાર, દયાળુ અને ઉદાર હતો એમ અમે અગાઉ જણાવી ગયા છીએ. જ્યોત્સ્નાની કોઇ પ્રશંસા કરે તે મનોરમાને રૂચતું નહિ. એટલે ગિરિકાન્ત જેવા ગર્ભશ્રીમંતને જ્યોત્સ્નામાં પ્રેમમુગ્ધ બનેલો જોઇને તે મનમાં ને મનમાં બળતી હતી. તથાપિ તેને પોતાના મનમાં થતો સંતાપ ગુપ્ત રાખવાની ફરજ પડતી હતી; અને તેથી એ સંતાપ બમણા વેગથી વૃદ્ધિ પામતો હતો. આ બન્નેનાં હૃદય એક થઇ ગયાં છે અને હવે થોડા સમયમાં ગિરિકાન્ત જ્યોત્સ્નાના હસ્તની માગણી કરનાર છે, એ ધ્યાનમાં આવતાં તેના મનમાં ગિરિકાન્ત માટે પણ દ્વેષ ઉત્પન્ન થયો. પરંતુ વેર વાળવાનો માર્ગ તેને સુજતો ન હતો. રતનદાસનો સ્વભાવ ગિરિકાન્તને પસંદ નથી એ તે સમજતી હતી. એટલે તેનો લાભ લઇને વેર વાળવાનો તેણે વિચાર કર્યો. તે રતનદાસને વારંવાર બંગલામાં આવવાનું ઉત્તેજન આપવા લાગી. રતનદાસ એમ સમજ્યો કે મનોરમાનું મન પોતાના તરફ વળ્યું છે. વળી પોતાને ઉત્તેજન આપવામાં મનોરમાનો શો હેતુ છે તે પણ એ સમજી ગયો હતો. તે અગાઉ કરતાં વધુ વખત અહીં આવવા લાગ્યો અને પોતાનાથી બની શકે તે રીતે ગિરિકાન્તને ત્રાસ આપવા લાગ્યો.

ગિરિકાન્ત અને જ્યોત્સ્ના બગીચામાં ભ્રમણ કરતાં પ્રેમવાર્તા કરી રહ્યાં છે, એવું તેના લક્ષમાં આવતાં તે બાગમાં જતો અને માળીની ભૂલ કાઢીને તેની સાથે મોટેથી તકરાર કરતો. એટલે પેલાં પ્રેમિકાની પ્રેમવાર્તામાં ભંગ પડતો. કોઇ વાર બીજી રીતે તો કોઇ વાર કોઇ ત્રીજી યુક્તિ શોધી કાઢીને રતનદાસ તથા મનોરમા આ બે જણાંને ત્રાસ આપ્યા વગર રહેતાં નહિ. કોઇ વખત રતનદાસ ઇરાદા પૂર્વક આમ કરે છે એવું ગિરિકાન્તના લક્ષમાં આવતું ખરૂં. પરંતુ તે દિલદાર સ્વભાવનો હોઇ રતનદાસની મોટે ભાગે ઉપેક્ષા જ કરતો.

છેવટે જ્યારે તેનાથી એ ત્રાસ સહન થઇ ન શકયો ત્યારે તેણે રણછોડદાસ શેઠ પાસે જ્યોત્સ્નાના હસ્તની માગણી કરી, જલ્દી લગ્ન કરી નાખવાનો વિચાર કર્યો. કારણ કે એ પ્રમાણે કરવાથી પછી રતનદાસ તરફના ત્રાસની કશી ભીતિ રહેવાનો સંભવ ન હતો.

એ પ્રમાણે વિચાર કરી, પ્રથમ એ વિષયમાં જ્યોત્સ્નાની સંમતિ મેળવી, એક દિવસ રણછોડદાસ તેના દિવાનખાનામાં એકલો બેઠો હતો ત્યારે તેની પાસે ગયો. પોતાના સ્વભાવ પ્રમાણે તેણે તમામ હકીકત સરલ અંતઃકરણથી શેઠને જણાવી. તેણે એમ પણ કહ્યું કે "જો આપ આ લગ્નમાં સંમતિ આપશો તો હું મારી સંપત્તિનો અર્ધભાગ સ્ત્રીધન તરીકે મારી પત્નીને સ્વાધીન કરીશ."

ગિરિકાન્તનું આ ભાષણ ચાલતું હતું તે દરમ્યાન શેઠની મુદ્રા મોટી વિલક્ષણ દેખાવા લાગી. એટલું જ નહિ પણ તે વિલક્ષણતા ઉત્તરોત્તર વધવા લાગી. તે મૌનપણે તેનું કથન સાંભળતો હતો. વચ્ચે તેણે કશો પણ પ્રશ્ન કર્યો નહિ કે ગિરિકાન્તને બોલતો અટકાવ્યો નહિ. પરંતુ તેની મુદ્રા વિલક્ષણ દેખાતી હતી. તે આશાનું ચહ્‌ન છે કે નિરાશાનું એ ગિરિકાન્ત સમજી શકતો ન હતો.

ગિરિકાન્ત બોલતો બંધ થયો, એટલે રણછોડદાસ સ્હેજ ટટ્ટાર થયો. અને થોડો સમય સ્વસ્થ બની, ગિરિકાન્તના ચ્હેરા પર દૃષ્ટિ રાખીને તેણે બોલવાનો પ્રારંભ કર્યોઃ "ગિરિકાન્ત! અત્યારે મારા

મનની જે સ્થિતિ થઇ છે તે હું બોલીને દર્શાવી શકું તેમ નથી. મારી ન્હાની દીકરીની તમે માગણી કરીને મારૂં બહુમાન કર્યું છે એમ હું સમજું છું. તેમજ જ્યોત્સ્નાનો પણ તમારા ઉપર પ્રેમ છે એ જાણીને મને આનંદ થયો છે. તમારા ઉભયનો પરસ્પર પ્રેમ જોડાયો છે તેમાં નવાઇ પણ નથી. તમારા સદ્‌ગુણોની મને માહિતી છે. એટલે જો તમારા જેવા ચારિત્ર્યશીલ સજ્જન તરફ તેનું મન આકર્ષાયું ન હોત તો મને આશ્ચર્ય થયું હોત."

રણછોડદાસની મુદ્રા, તેનો અવાજ અને તેના શબ્દો, એ સર્વ ગિરિકાન્તને એટલા ચમત્કારિક લાગ્યાં કે તેને ખેદ થયો. તે બોલ્યોઃ "આપ મારી આટલી બધી સ્તુતિ કરો છો, પરંતુ સ્પષ્ટ સંમતિ આપતાં અચકાઓ છો તેનું કારણ શું?"

"હા, હું અચકાઉં છું. કારણ કે મારી પરિસ્થિતિ અત્યંત વિલક્ષણ છે." શેઠે જવાબ આપ્યો.

"તેનો અર્થ સમજાતો નથી." ગિરિકાન્ત બોલ્યો.

"તેનો અર્થ સમજાવવાનું અત્યંત કઠિન્ છે." રણછોડદાસે કહ્યુંઃ "તથાપિ મારા મનમાં જે ઘોળાય છે તે અત્યારે તમારા કાન પર નાંખવાની જરૂર છે. વારૂ, તે પહેલાં હું એક પ્રશ્ન કરૂં છું. આપણી વચ્ચે જે વાત થાય તે તમે બિલકુલ ગુપ્ત રાખશો ને?"

આ વાતના પરિણામની ગિરિકાન્તને કલ્પના ન હતી. તો પણ તેણે જવાબ આપ્યોઃ "હા, તેમાંનો એક પણ શબ્દ મારા મુખમાંથી બહાર નહિ પડે એવું હું તમને વચન આપું છું."

"તે માટે આપનો ઉપકાર માનું છું." એમ કહીને શેઠ પુનઃ મૌન બની ગયો. પોતાના મનની ગુપ્ત વાર્તા કહેતાં તેનું દિલ ચાલતું ન હતું. છેવટે તે બોલ્યોઃ "તમે કહો છો કે તમારો મારી જ્યોત્સ્ના ઉપર સંપૂર્ણ પ્રેમ છે. ત્યારે તેની પ્રાપ્તિને માટે તમારે સ્વાર્થત્યાગ કરવો પડે તો તેમ કરવાને તમે તૈયાર થશો જ."

ગિરિકાન્તે સખેદાશ્ચર્યથી પૂછ્યું: "સ્વાર્થત્યાગ! એટલે? તેનો અર્થ શો? મને કશી પણ કલ્પના આવતી નથી."

શેઠે પૂછ્યું: "તમારી આ ઇચ્છા પૂર્ણ કરવા માટે જો તમારા ઉપર ઘણી મોટી રકમ ખર્ચવાનો પ્રસંગ આવે તો તેમ કરવામાં તમે પાછા નહિ હઠો?"

આ શબ્દો સાંભળીને ગિરિકાન્ત પોતના વેગને રોકી શક્યો નહિ. તે તુચ્છકારપૂર્ણ સ્વરે બોલ્યો: "એ વિષયમાં મારો જવાબ આ છે: જો કોઇ ઘોડો કે કૂતરો મને પસંદ પડે તો મારો શોખ પૂરો કરવાને માટે તેને ખાતર ગમે તેટલી રકમ ભાંગવાને હું તૈયાર થઇ જાઉં. જો કે એવો શોખ મને થાય કે નહિ એ જુદી વાત છે. પરંતુ જેના રૂપ, વિનય, સુશિક્ષિતા, આદિ અનેક ગુણોથી લુબ્ધ બનીને જેને હું મારી ધર્મપત્ની બનાવવા ઇચ્છું છું, તેના સંબંધમાં, એ એક બજારૂ સોદો છે એવી કલ્પના કરી પૈસા સંબંધી વાટાઘાટ કે ચર્ચા કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી."

તેના ઉત્તરથી રણછોડદાસ નિરાશ બની ગયો. તો પણ તેણે પૂછ્યું: "પરંતુ—હું તમારો ભાવી સસરો તમારી પાસે દ્રવ્યની સહાય માગું તો—"

"એ બાબતની મને મોટી ચીડ છે." ગિરિકાન્તે કહ્યું: "જો આ પ્રસંગ નીકળ્યો ન હોત અને તમે મિત્રત્વના નાતાથી મારી પાસે શબ્દ નાંખ્યો હોત તો હું તમારૂં માન જરૂર રાખત. પરંતુ લગ્ન એટલે બજારનો સોદો એ કલ્પના મારા મનમાં પ્રાણ જાય તો પણ આવવાની નથી; અને એવી કલ્પના જેના મનમાં હોય તેનો હું તિરસ્કાર કરવાનો. સ્પષ્ટ કહું? હું તમારી પાસેથી તમારી દીકરી ખરીદ કરૂં એવી જો તમે ઇચ્છા રાખતા હો તો એ મારાથી બિલકુલ બની શકે તેમ નથી. મારા પ્રેમનો ભંગ થવાનું દુ:ખ હું જીવીશ ત્યાં સુધી સહન કરીશ; પરંતુ લગ્ન જેવા પવિત્ર ધર્મવિધિની

હાંસી કરવાને હું કદિ પણ તત્પર થઇશ નહિ." એ પ્રમાણે કહીને તે જવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ રણછોડદાસ બોલવા લાગ્યાથી તે અટકી ગયો.

રણછોડદાસે કહ્યું : "અત્યારે મારા હૃદયને જે દુઃખ થાય છે, જે વેદના થાય છે, તેની યોગ્ય કલ્પના તમારા મનમાં શી રીતે આવે ? હું લગ્નવિધિનું મહત્ત્વ સમજતો નથી એમ તમે ન માનશો. પરંતુ અત્યારનો પ્રસંગ અત્યંત વિકટ છે. હું એવા સકંજામાં આવી પડયો છું કે–"

ગિરિકાન્ત બોલ્યો : "તાત્પર્ય એ કે આપે હમણાં જે મને ઉત્તર આપ્યો તે સિવાય બીજો કશો જવાબ મળવાનો સંભવ નથી."

નિરાશાપૂર્વક હાથ ચોળતો વૃદ્ધ શેઠ બોલ્યો: "અર્થાત્ મારે એમ સમજવું કે તમારા ઉપર પ્રેમ કરનારી મારી દીકરીને તમે નિરાશાના દુઃખમાં હડસેલી દેવાને તૈયાર થયા છો ?"

ગિરિકાન્તે જવાબ આપ્યો: "તેને માટે મારા અંતઃકરણમાં કેટલો પ્રેમ છે એ તો માત્ર એક અંતર્યામિ ઇશ્વર જ જાણે છે. તથાપિ હું મારા હૃદયની આજ્ઞા વિરૂદ્ધ કશું પણ કરવાને તૈયાર નથી. જેને હું મારી ધર્મપત્ની બનાવવા ઇચ્છું છું, મારી મીલ્કતની અર્ધ ભાગીયણ કરવા માગું છું, તેને મેં ખરીદ કરી છે એવું મને કિંવા તેને લાગે તથા લોકોમાં પણ તે વાર્તા બહાર આવે તે કરતાં અમારે બન્નેએ નિરાશાના દુઃખમાં અમારૂં જીવન પૂર્ણ કરવું એ મને વિશેષ યોગ્ય લાગે છે. ગિરિકાન્તની પત્ની એટલે પૈસા આપીને ખરીદ કરેલી દાસી એ ડાઘ તેની આબરૂને હું કદિ પણ લાગવા દેવાનો નથી. હું સ્ત્રીધન તરીકે તેને મારી તમામ સંપત્તિ આપવાને તૈયાર છું, પણ–"

રણછોડદાસ બોલ્યો: "એ હું સમજી શકતો નથી. કોઇ ને કોઇ રીતે અઢાર લાખ રૂપીઆ મારા હાથમાં આવ્યા સિવાય બીજો માર્ગ જ નથી. એ મારા હાથમાં આવે કે જ્યોત્સ્ના તમારી."

તેના પ્રસ્તુત શબ્દો સાંભળીને ગિરિકાન્તને ગુસ્સો ચડયો. તેણે જવાબ આપ્યોઃ "તો પછી તમે પેલા રતનદાસ મારવાડી સાથે સંબંધ બાંધો. હમણાં તમારો ને તેનો ઘરોબો વધતો ગયો છે. આવા ધંધા તે કુશળતાથી કરી શકશે." તેણે પોતાના મનમાં રતનદાસ માટે જે તિરસ્કાર વસી રહ્યો હતો તે આ રીતે વ્યક્ત કર્યો.

"રતનદાસ જાય જહાનમમાં!" રણછોડદાસ બડબડયો. પછી તે બન્ને હાથ પર મુખને ટેકાવીને બોલ્યોઃ "ગિરિકાન્ત! મારા ઉપર દયા કરો. તમારી સામે આ એક હતાશ બનેલો માણસ બેઠો છે."

ગિરિકાન્ત શાંતપણે બોલ્યો: "તથાપિ એ જ માણસ પોતાની પુત્રીને વેચવાને તૈયાર થયો છે! જો તમે તમારી સદ્દબુદ્ધિનો કેવળ દ્રવ્યલોભને ખાતર ભોગ આપ્યો ન હોત તો તમારે માટે મારા મનમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાત અને માત્ર શુદ્ધ સહાનુભૂતિ પૂર્વક હું તમને સહાય કરવાને માટે આગળ આવત. વિશેષ બોલવાની મારી ઇચ્છા નથી અને વિશેષ બોલવામાં ફાયદો પણ નથી. હું હવે રજા લઉં છું." એટલું કહી કેવળ શિષ્ટાચારને ખાતર શેઠને નમન કરીને તે ચાલતો થયો.

ગિરિકાન્ત પોતાના પિતાને મળીને પરભાર્યો ચાલ્યો ગયો એ તુરત જ જ્યોત્સ્નાને જાણવામાં આવ્યું. પોતાને તે મળ્યો નહિ એથી તેના મનને સ્હેજ માઠું પણ લાગ્યું. ઉપરાંત અનેક સારી માઠી કલ્પનાઓ મનમાં ઘોળાવા લાગી. મનોરમાએ પણ ગિરિકાન્ત પરભાર્યો ચાલ્યો જવાથી જ્યોત્સ્નાના જેવું જ અનુમાન કર્યું. તેના ઇર્ષ્યાળુ મનમાં આનંદનાં ગલગલીયાં થવા લાગ્યાં. તથાપિ ખરી હકીકત શી છે એ જાણવાની બન્નેની તાલાવેલી એક સરખી જ હતી. જ્યોત્સ્ના શરમને લઇ બાપ પાસે જઇને આ વિષયમાં કશું પૂછવાની હિમ્મત કરી શકી નહિ, અને આ વાર્તા સાથે પોતાને કશો સંબંધ ન હોવાથી પોતે બાપ પાસે જઇને પૂછપાછ કરે તો

પારકાની બાબતમાં માથું ઘાલવાનો આરોપ આવે એવી ભીતિથી મનોરમા પણ છાની બેસી રહી.

આ ઘટનાને બે કલાક થઇ ગયા. ત્યારબાદ એક નોકર આવ્યો. તેણે જ્યોત્સ્નાને એક પત્ર આપ્યો. પત્રમાં હકીકત માત્ર થોડી જ હતી. પરંતુ તેટલા ઉપરથી યે લખનારના અંતઃકરણનો પ્રેમ તથા દુઃખ વ્યક્ત થતાં હતાં. આ પત્રમાં ગિરિકાન્તે ચાલૂ ઘટનાના સંબંધમાં એટલું જ લખ્યું હતું કે 'મેં તારા હસ્તની માગણી કરતાં મને જે નિરાશાપૂર્ણ જવાબ મળ્યો તે હું લખતો નથી. તે તારા પિતાના જ મુખથી તું સાંભળે એ વિશેષ યોગ્ય છે.' તદુપરાંત જ્યાં સુધી જ્યોત્સ્નાનું લગ્ન ન થાય ત્યાં સુધી પોતે બીજી કોઇ પણ સ્ત્રી સાથે લગ્ન કરશે નહિ એવી પ્રતિજ્ઞા પ્રકટ કરીને આ પત્ર પૂરો કર્યો હતો.

એ પત્ર વાંચતાં જ્યોત્સ્નાના મનની મોટી ચમત્કારિક સ્થિતિ થઇ. આશા ને નિરાશા એ બન્ને વિકારોથી તેનું મન ભરાઇ ગયું. નિરાશાથી તેના હૃદયને જો કે વ્યથા થતી હતી, તો પણ પોતાના પ્રિયકરનો પોતાના ઉપર પૂર્ણ પ્રેમ છે એ વિચારથી એ વ્યથા સ્હેજ શમતી હતી. વળી તે હજી તરૂણ વયની હતી. તરૂણ વયમાં મનુષ્યની ઉમેદ મોટી હોવાથી નિરાશા કરતાં આશા તરૂણના મનમાં પ્રબળ હોય છે. પોતાના વડિલે લગ્નની બાબતમાં સંમતિ નહિ આપવાથી તેના મનને થયેલું દુઃખ વધુ વાર ટક્યું નહિ. પોતાના પ્રિયકરનો પોતાના ઉપર અચલ પ્રેમ હોવાની એક જ વાર્તાથી તેના મનમાં આશા ઉત્પન્ન થઇ અને તે આશાને લીધે જ તે પોતાનું સાંપ્રત દુઃખ તુરત જ વિસરી ગઇ.

બીજા ત્રણ કલાક પસાર થઈ ગયા. જ્યોત્સ્નાને તેના પિતાએ પોતાની પાસે આવવાનો સંદેશો મોકલ્યો. તે વખતે મનોરમા ત્યાંજ બેઠી હતી. સંદેશો લાવનાર નોકરે જ્યોત્સ્નાને એકલીને જ બોલાવે છે એવું સ્પષ્ટિકરણ કર્યું. પોતાને ન બોલાવતાં પોતાની બ્હેનને

એકલીને બાપાએ બોલાવી, એથી મનોરમાને ક્ષોભ થયો અને તે મનમાં ને મનમાં બડબડવા લાગી. જ્યોત્સ્ના પિતા પાસે ગઇ. તે તેના દિવાનખાનામાં બેઠો હતો. તેને જોતાં જ તે રડવા લાગી. શેઠનાં નેત્રોમાંથી પણ થોડાં અશ્રુ ખરી પડયાં. તેણે પુત્રીનું સાંત્વન કરવાનો પ્રયત્ન કર્યો. બન્નેનાં મનનો ઉદ્વેગ સ્હેજ ઓછો થયો. એટલે 'ગિરિકાન્તે તને કશું લખ્યું છે કે નહિ?' એવો શેઠે પ્રશ્ન કર્યો. જ્યોત્સ્નાએ પોતાની પાસેનો પત્ર તુરત જ પિતાના હાથમાં મૂકયો.

રણછોડદાસ ત્વરાથી એ પત્ર વાંચી ગયો. પત્ર પૂરો વાંચતાં તેની મુદ્રા પર સંતોષની છટા પ્રસરી રહી. જે વાત ગુપ્ત રાખવાનું પોતે ગિરિકાન્ત પાસેથી વચન લીધું હતું, એ તેણે પત્રમાં લખી છે કે કેમ એવી શંકા તેના મનમાં થતી હતી. પરંતુ પોતાની શંકા વ્યર્થ હોવાની ખાત્રી થતાં તેના મનને શાંતિ થઇ. તેમાં વળી જ્યોત્સ્નાનું લગ્ન થતાં સુધી પોતે કુંવારો રહેવાની ગિરિકાન્તે કરેલી પ્રતિજ્ઞા વાંચીને તેને વિશેષ સંતોષ થયો. તેણે મોટા પ્રેમથી પુત્રીના મસ્તક પર હાથ મૂકયો અને કહ્યું: "બેટા! તું તદ્દન નિરાશ થઇશ નહિ. તારી ઇચ્છા પૂર્ણ થવાનો પુષ્કળ સંભવ છે. ભલે પેલો નીચ રતનદાસ ગમે તેવી ખટપટ કરે!"

તથાપિ રણછોડદાસના મુખમાંથી નીકળેલા છેવટના શબ્દો જ્યોત્સ્નાના કાનમાં ગયા નહિ. એક તો શેઠે તે ધીમેથી ઉચ્ચાર્યા હતા. બીજું એ કે પિતાના મુખમાંથી પહેલું વાક્ય કર્ણગોચર થતાં તેને આનંદનો ઉમળકો આવવાથી સ્હેજ મૂર્ચ્છા પણ આવી હતી. આનંદને લીધે તેની સર્વ જ્ઞાનેન્દ્રિયો પોતાનું કર્તવ્ય બિલકુલ વિસરી ગઇ હતી.

# પ્રકરણ ૨૩ મું

## ગંગાની કપટકળા

તે જ દિવસે રાત્રીના નવ વાગે રણછોડદાસ પોતાના દિવાનખાનામાં એકલો જ બેઠો હતો. એક પુસ્તક તેની પાસે ખૂલ્લું પડયું હતું. જો કે તેનું લક્ષ એ પુસ્તક તરફ ન હતું. તેના મનમાં કોઇ જુદા જ વિચારો ઘોળાયા કરતા હતા. થોડી વારે દિવાનખાનાનું દ્વાર ખોલીને ગંગા ઉમરા પાસે ઊભી રહી. શેઠે તેને અંદર આવવાની આજ્ઞા કરતાં તે અંદર દાખલ થઇ.

આ દાસી દષ્ટિએ પડતાં રણછોડદાસના મનની સ્થિતિ વિલક્ષણ બની ગઇ. તે શેઠાણીનો કશો સંદેશો લઇને આવી હશે એમ તેને થયું. બીજું કશું કામ હોત તો હમેશની પ્રથા પ્રમાણે કોઇ પુરુષ નોકર આવ્યો હોત. ગંગાને આવેલી જોઇને તે ગુપ્ત તથા મહત્ત્વના કાર્ય માટે આવી હશે એવી કલ્પના તેણે કરી.

ગંગા ચમત્કારિક અને ગંભીર મુદ્રાથી બોલીઃ "આવી રીતે અગાઉથી રજા મગાવ્યા સિવાય મેં અહીં આવવાનું સાહસ કર્યું છે તે માટે આપ મારા ઉપર ગુસ્સે નહિ થાઓ એવી મને આશા છે. આપને મળવાનું મને ખાસ અગત્યનું લાગવાથી આવી રીતે હું અહીં આવી છું."

રણછોડદાસે પૂછ્યું: "શું કામ છે? કહે—શેઠાણી બાબત કાંઇ પણ—"

ગંગાએ તુરત જવાબ આપ્યોઃ "ના જી, એવું કશું નથી. એ વિષયમાં મારે કશું કહેવાનું નથી; પરંતુ આપના ભાણેજના સંબંધમાં અત્યંત મહત્ત્વની વાત કરવાની છે."

શેઠે આશ્ચર્યપૂર્વક પૂછ્યું: "શું! એના સંબંધમાં તારે શું કહેવાનું છે?"

દાસીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો: "હું જે કહેવાની છું તે વાત જરીક મહત્ત્વની છે ખરી, પરંતુ તે માટે આપે આટલા બધા અધીરા થવાની જરૂર નથી. હું જે કહું તેનો આપ શાંતિપૂર્વક વિચાર કરશો. હજી વિશેષ બગડયું નથી. યોગ્ય બંદોબસ્ત કરવાને માટે હજી પુષ્કળ અવકાશ છે. માટે મારી વિનતિ છે કે મારી હકિકત શાંતિથી પૂરેપૂરી સાંભળી લ્યો."

શેઠ બોલ્યો: "બહુ સારૂં, તારે જે કહેવું હોય તે કહે."

દાસી કહેવા લાગી: "કેટલાક દિવસ પહેલાં એટલે કે સ્હાડાત્રણ મહિના ઉપર અથવા તો બરાબર દિવસ જાણવો હોય તો લતાકુંજમાં પેલો ભયંકર પ્રસંગ—"

રણછોડદાસ વચ્ચે જ બોલી ઉઠયો: "નહિ નહિ! એ ઘટનાનું મને સ્મરણ પણ કરાવીશ નહિ!" એ શબ્દો ઉચ્ચારતાં તેની મુદ્રા અત્યંત વિલક્ષણ બની ગઇ.

ગંગાએ કહ્યું: "બહુ સારૂં, હું આપની આજ્ઞાનો સ્વીકાર કરૂં છુ. માત્ર ચોક્કસ દિવસ લક્ષમાં લાવવાના હેતુથી જ મેં એ વાત કાઢી હતી. તે દિવસે આપણા બંગલામાં કોઇ શિવવા–ભરવાનો ધંધો કરનારી છોકરી આવી હતી. ખરૂં કહું તો તે છોકરી દેખાવમાં સારી અને સુરેખ લાગતી હતી તથા તેનું વર્તન પણ સરલ અને ભલમનસાઇવાળું હતું. આજે મેં તે છોકરી તથા વિઠલભાઇને એકઠાં જોયાં હતાં."

રણછોડદાસ ભ્રૂકુટી ચડાવીને તુચ્છતાથી બોલ્યો: "આને તું મહત્ત્વની વાત કહે છે? એમાં એટલું બધું મહત્ત્વ છે શું? યુવાનીમાં એવું બને જ જાય છે. એક યુવાનના આવા કૃત્ય માટે તેના ઉપર ગુસ્સે થવાનું કશું પણ કારણ નથી. જ્યાં સુધી પોતાના કૂળ અને પોતાની કીર્તિને નુકસાન થવા જેવી બાબત ન બને ત્યાં સુધી યુવાનોનાં આવાં કૃત્યો તરફ દુર્લક્ષ જ કરવું જોઇએ."

ગંગા વિશેષ ગંભીર મુદ્રા ધારણ કરીને બોલી: "તથાપિ હું જે

કહેવાની છું તે આપ પૂરેપૂરૂં સાંભળશો એટલે આ વાર્તા મહત્ત્વની છે કે નહિ તેનો યથાર્થ ખ્યાલ આવશે. જો તેમની યુવાનીનો આ માત્ર સામાન્ય છંદ જ હોત તો મેં પણ એ તરફ બિલકુલ ધ્યાન આપ્યું ન હોત. પરંતુ મને એ બાબત વિશેષ મહત્ત્વની લાગવાથી મને તેમની હીલચાલ પર દેખરેખ રાખવાને સભ્યતાથી પ્રતિકૂળ વર્તન ચલાવવાની ફરજ પડી હતી. આ બન્નેનો સંબંધ મને તો કોઇ વિલક્ષણ જ લાગ્યો—તેમાં માત્ર યુવાનીના ચાળા જ નથી, એમ મારૂં મન મને કહેવા લાગ્યું !"

"એટલે ! તું શું કહે છે ?" રણછોડદાસના ફિક્કા અને કરચલી-વાળા ચ્હેરા પર ગુસ્સાથી રતાશ આવી. તે આગળ બોલ્યો: "મારો—આ રણછોડદાસનો ભાણેજ એક મજૂરી કરનાર ભિખારી છોકરીની સાથે લગ્ન કરવા તૈયાર થયો છે ?"

ગંગાએ જરીકે દબાયા કે સંકોચાયા વગર જવાબ આપ્યો: "હા જી, એ વિષયમાં મારી તો પૂર્ણ ખાત્રી થઇ ગઇ છે, અને તેથી જ આ વાત મેં આપની પાસે કાઢી છે."

"અશક્ય ! તદ્દન અશક્ય ! એમ બને જ નહિ !" રણછોડદાસ અત્યંત ઉશ્કેરાઇ ગયો.

પોતાની મુદ્રા કે સ્વરમાં બિલકુલ ફેર પડવા દીધા વગર તે બોલી: "જો આપના મનની એટલી બધી ખાત્રી છે તો પછી મારે શું ! હવે મારે આપને કશું કહેવાનું રહેતું નથી. હું રજા લઇશ." એમ કહી તે દ્વાર તરફ વળી.

રણછોડદાસ સ્હેજ તીક્ષ્ણ સ્વરે બોલ્યો: "રહે—જઇશ નહિ ! આ વાત જ્યારે તને આટલી મહત્ત્વની લાગી છે ત્યારે મારે તે પૂરેપૂરી સાંભળી લેવી જોઇએ."

દાસી પાછી ફરીને બોલી: "મારૂં પણ એ જ કહેવું છે. પછી જે યોગ્ય લાગે તે કરવાને આપ મુખત્યાર છો."

"એ હું જાઇ લઇશ." શેઠ બોલ્યો: "જે કાંઇ કહેવાનું હોય તે તું વિગતવાર કહે. કશું પણ છૂપાવીશ નહિ."

"મારે થોડુંક જ કહેવાનું છે. આજે હું શેઠાણી સાહેબના કામ માટે ઝવેરી બજાર તરફ ગઇ હતી, ત્યાં વિઠલભાઇને એ છોકરીના હાથમાં હાથ રાખીને ચાલતા જોયા. દૂરથી નજર પડતાં જ હું તેમને ઓળખી ગઇ. વિઠલભાઇને આવી છોકરી સાથે ચાલતા જોઇને મને આશ્ચર્ય પણ થયું."

"શું ઝવેરી બજારમાં! ભર દિવસે! એક બીજાના હાથમાં હાથ રાખીને! એ ભિખારી છોકરી સાથે! શું તું આ ખરૂં કહે છે?" રણછોડદાસે એક જ વાકયમાં અનેક પ્રશ્નો કર્યા.

ગંગા બોલીઃ "તદ્દન સાચી વાત છે. આમાંનો એક અક્ષર પણ અસત્ય નથી. એ છોકરીનો પોશાક સાદો હતો. એટલે કે વિશેષ મૂલ્યવાન્ ન હતો. બાકી ટાપટીપવાળો તો ખરો જ. પોષાક બિલકુલ સ્વચ્છ હતો. કોઇ અજાણ્યો માણસ જૂએ તો આ મજૂરી કરનાર વર્ગની છોકરી છે એવું તેને બિલકુલ લાગે નહિ. તેને જોતાં કોઇ પણ એમ માની લ્યે કે કોઇ સુખવસ્તુ ગૃહસ્થની છોકરી હશે. "

રણછોડદાસના કપાળે આંટીઓ ચડી. તે બોલ્યોઃ "ગમે તેમ હોય, તો પણ વિઠલે આવી રીતે ભરબજારમાં ધોળે દિવસે પોતાની રખાતના હાથમાં હાથ રાખીને ફરવું જોઇએ નહિ. એ ઠીક ન ગણાય."

તે બોલીઃ "એ છોકરી વિઠલભાઇની રખાત હશે એમ હું બિલકુલ માની શકતી નથી. શેઠ સાહેબ! આવી બાબતમાં પુરુષો કરતાં સ્ત્રીઓની નજર વિશેષ તીવ્ર હોય છે." તે સ્મિતપૂર્વક બોલીઃ "અને જેને ન્હાનપણથી જ મોટા કુટુમ્બમાં રહેવું પડે છે તેને તો આવી બાબતની તરત સમજણ પડી જાય છે. હું એ બન્નેનું બારિકાઇથી અવલોકન કરતી હતી. એ બન્નેના વર્તનપરથી એ છોકરી તેમની રખાત હોય એવું મને બિલકુલ લાગ્યું નહિ. હું તેમની નજરે નહિ થતાં તેમનાથી સ્હેજ દૂર તેમની પાછળ પાછળ ચાલતી હતી. જેમ જેમ તેમનું પરસ્પર પ્રત્યેનું વર્તન મારી દૃષ્ટિએ પડતું

ગયું તેમ તેમ ખરો પ્રકાર આપો આપ મારી નજર સામે ઉપસ્થિત થવા લાગ્યો. હું સ્પષ્ટ કરીને કહી શકતી નથી. પરંતુ કુલિન સ્ત્રીનું વર્તન કેવું હોય છે તે શોધી કાઢવાને માટે અનેક લક્ષણો હોય છે; અને દ્રવ્યના બદલાથી થનારા પ્રેમના સોદાનાં લક્ષણ પણ જુદાં જ હોય છે."

રણછોડદાસે મનુષ્ય સ્વભાવને અનુસરીને શંકા કરી: "પણ એમ માનો કે તે સ્ત્રી તેની રખાત હોવા છતાં બિહકણ તથા શરમાળ હોય અથવા તો આવડત વગરની હોય !"

ગંગાએ પ્રથમના જેવી જ દૃઢતાથી જવાબ આપ્યો: "એમ હોત તો એ વાત મારા ધ્યાનમાં આવ્યા વગર રહેત નહિ. મેં તે બન્ને ઉપર બારિક નજર રાખી હતી. તે બન્ને એક ઝવેરીની દુકાનમાં ગયાં. વિઠ્ઠલભાઇએ કાંઇ ઝવેરાત મંગાવ્યું. તેમણે એ છોકરીને દાગીના બતાવ્યા. પરંતુ તેણે એક પણ દાગીનો લીધો નહિ. તેની મુદ્રાપરથી તે નમ્રતાપૂર્વક ના કહેતી હોય એમ લાગતું હતું. એ દુકાનમાંથી કશી પણ ખરીદી કર્યા વગર તે બન્ને બહાર નીકળ્યાં. જો એ તેમની રખાત હોત તો આમ બન્યું હોત ખરૂં ? તેણે ના પાડવાને બદલે એક વધુ દાગીનો અપાવવાનો આગ્રહ કર્યો હોત. આજ સુધીમાં મેં એક પણ વેશ્યા જોઇ નથી કે જેને દાગીનાનો લોભ ન હોય. એ છોકરીનો વિઠ્ઠલભાઇ ઉપર હૃદયનો પ્રેમ હોય, તો પણ તેણે દાગીનો નહિ લેવાનું કારણ મેં જણાવ્યું છે તે સિવાય બીજું દેખાતું નથી. જો આ માત્ર કેવળ પ્રેમનો વ્યવહાર હોત તો પોતાના પ્રિયકરે આપેલ દાગીનો તેણે મોટા પ્રેમપૂર્વક સ્વીકાર્યો હોત. દૂરથી પણ હું તેનો ચ્હેરો સ્પષ્ટ જોઇ શકતી હતી. વિઠ્ઠલભાઇ તેને આગ્રહ કરતા હતા અને તે વિનયથી પણ મક્કમપણે ના કહેતી હતી. રખાત ગમે તેટલી ચતુર હોય, પ્રેમી હોય તો યે એટલી મક્કમ રહી શકે નહિ."

શેઠના મનની ખાત્રી થઇ ચૂકી હતી. તો પણ તે દમમાં જ

બોલ્યો: " મને લાગે છે કે તું ક્ષુલ્લક વાતને નકામી આટલું બધું મહત્ત્વ આપે છે. "

ગંગાએ રોકડો જવાબ આપ્યો: " એ બાબતમાં મારી જરીકે ભૂલ થતી નથી એવી મારી ખાત્રી છે. અમો સ્ત્રીઓની નજર એવી બાબતમાં અત્યંત તીવ્ર હોય છે એ હું અગાઉ જણાવી ગઇ છું. મેં કહી તે ઘટના જ મેં માત્ર જોઇ નથી, પરંતુ તેની સાથે બીજી કેટલીક બાબતો મારી દૃષ્ટિએ પડી તે સર્વનો પૂર્ણ વિચાર કરીને મેં મારા મનની ખાત્રી કરી લીધી છે. હું તેમની પાછળ ને પાછળ હતી. તેઓ શું કરે છે તે જોતી હતી. ઝવેરી બજારમાંથી બહાર પડીને તેઓ પાયધુની અને ત્યાંથી ભીંડી બજાર તરફ ચાલ્યાં, સીધાં જે. જે. હોસ્પિટલ પાસે આવ્યાં. ત્યાંથી એકબીજાએ રજા લીધી; અને તે પોતપોતાને રસ્તે ચાલ્યાં. જો આપ શંકા કરો છો એવો તેમનો સંબંધ હોત તો વિઠ્ઠલભાઇ તેને અધે રસ્તે છોડી જાત નહિ. તેને પહોંચાડવાને માટે ઠેઠ તેના મકાન સુધી ગયા હોત. તેઓ જુદાં પડયાં પછી મેં એ છોકરીની પાછળ જઇને તેનું મકાન પણ જોઇ રાખ્યું છે. "

" ત્યારે તો તેં તેના મકાનનો પત્તો પણ મેળવ્યો છે ?" રણછોડદાસ બોલ્યો.

" હાજી, " ગંગાએ કહ્યું: " અત્યારે તે જ્યાં રહે છે ત્યાં વસતિ સારી છે. તે જે માળામાં રહે છે તે ન્હાનો છે અને દેખાવમાં ભપકાબંધ નથી, છતાં પણ તેમાં પ્રામાણિ લોકોની વસતિ છે. જો તે રખાત હોત તો આવા ગરીબ મનુષ્યોને રહેવા લાયક માળામાં ન રહેત. તેણે કોઇ સારા સ્થળે મોટા ભાડાવાળું મકાન રાખ્યું હોત. એ બધી વાતનો વિચાર કરતાં તેમનો સંબંધ જુદા જ પ્રકારનો દેખાય છે. મેં તે માળા પાસે એક દુકાનદારને પૂછીને એ માળામાં રહેનાર માણસો બાબત કેટલાક પ્રશ્નો તેને કર્યા હતા. તેણે આપેલા જવાબ ઉપરથી મને પુષ્કળ માહિતી મળી. તેમાં એ પણ જણાયું કે આ છોકરીનું વર્તન તદ્દન શુદ્ધ અને પવિત્ર છે. "

"એ છોકરીનું નામ શું?" શેઠે પ્રશ્ન કર્યો.

ગંગાએ કહ્યું: "સુભદ્રા."

શેઠે પૂછ્યું: "વિઠલ એ છોકરી સાથે લગ્ન કરવા જેટલો પાગલ બન્યો હોય, એ તને સાચું લાગે છે?"

"મારા મનની તો એ વિષે પૂર્ણ ખાત્રી થઇ છે." ગંગા બોલી: "વિઠલદાસ તેના સૌંદર્યથી મુગ્ધ બની ગયા છે એમાં કશી યે શંકા નથી. આવી રીતે ઉચ્ચ કુળના યુવકો હલકા વંશની ગરીબ છોકરીઓ સાથે પરણી ગયાનાં ઉદાહરણો આજકાલ પશ્ચિમના સુધારાની અસર તળે આપણે ત્યાં પણ ઘણાં છે."

થોડો સમય વિચાર કરીને રણછોડદાસે કહ્યું: "વિઠલના વર્તનમાં હમણાં હમણાં ઘણો ફેર પડી ગયો છે. મને એમ લાગતું હતું કે આપણે ત્યાં જે ઘટના બની ગઇ તેને લીધે તેના વર્તનમાં આવું પરિવર્તન થયું હશે. હાલમાં તેનું વર્તન ઘણું સુધરી ગયું છે. પંદર–વીશ દિવસ થયા હું જોઉં છું કે તે રાત્રે બિલકુલ બહાર જતો નથી અને દિવસે બંગલામાં હોય છે ત્યારે પણ મોટો ભાગ એકાન્તમાં જ ગાળે છે. તે હમણાં કોઇ ભોજન સમારંભ, નાચ–ગાનની બેઠક કિંવા નાટક–સિનેમા જોવા પણ જતો નથી. આ છોકરો આવી ભિખારી છોકરી સાથે લગ્ન કરીને તેના બાપનું કૂળ ઉજાળશે કે શું તે સમજાતું નથી."

ગંગા ધીમેથી પણ સાંભળી શકે તેવા સ્વરે બોલી: "ગરીબની છોકરી સાથે લગ્ન થાય તે કારણથી કુળને કલંક લાગે છે એમ હું માનતી નથી. છતાં જો આપ મને રજા આપો તો હું યોગ્ય ઉપાય યોજીને તેમનો સંબંધ તોડાવી શકીશ એવી મને આશા છે."

રણછોડદાસ અભિમાનપૂર્વક બોલ્યો: "એનો બંદોબસ્ત કરવાનું કામ મારૂં છે. હું હમણાં જ તેને અહીં બોલાવીને તેની તુરત ખબર લઉં છું."

ગંગાએ જણાવ્યું: "એ માર્ગ મને બરાબર લાગતો નથી.

એથી વિઠલદાસ કદાચ ઉશ્કેરાવાનો સંભવ છે. વળી તે અજ્ઞાન નથી; ઉમરલાયક થઇ ગયા છે. તેનો પણ આપે વિચાર કરવાની જરૂર છે. પછી તો જેવી આપની મરજી."

થોડી વાર રહીને શેઠે કહ્યું: "હા, તારી વાત પણ વિચારવા જેવી છે ખરી. એવા બહેકી ગયેલા છોકરા સાથે યુક્તિથી કામ લેવું જોઇએ. વારૂ, તેં શી યુક્તિ યોજી છે?"

ગંગાએ જવાબ આપ્યો: "પણ એ કાર્ય મને સોંપવાને આપ તૈયાર છો?"

શેઠે કહ્યું: "તને પરવાનગી આપવામાં હરકત જણાતી નથી. તેં આ વિષયમાં અત્યાર સુધી તો ચાતુર્ય અને ડહાપણ દર્શાવ્યું છે. અને તેમાં મનુષ્ય સ્વભાવ વિષેનું તારૂં જ્ઞાન પણ પ્રકટ કર્યું છે. એટલે આ કાર્ય તને સુપ્રત કરવામાં મને કશી હરકત લાગતી નથી. વારૂ, તારી એવી ઇચ્છા છે કે આ વાર્તા હજુ આપણા જાણવામાં જ નથી આવી, એવું મારે વિઠલને દર્શાવવું?"

ગંગાએ એ બાબતમાં સંમતી આપતાં સૂચવ્યું: "હાજી, અને વળી આ વાત શેઠાણીને પણ જણાવવાની જરૂર નથી."

રણછોડદાસને તેની એ સૂચના યોગ્ય લાગી. તે બોલ્યો: "એ પણ ખરૂં. હમણાં તેની તબિયત અત્યંત નાજુક બની ગઇ છે. એટલે તેનું મન થોડો ત્રાસ પણ સહન કરી શકે તેમ નથી. વારૂ, હવે તારે બીજું કાંઇ કહેવાનું છે?"

આ ધૂર્ત્ત દાસી બોલી: "હાજી, હવે એક વાત મારે આપને કહેવાની છે. મેં જે યુક્તિ યોજી છે તે સિદ્ધ કરવાના કામમાં મને આપની સહાયની જરૂર છે."

શેઠે કહ્યું: "તે માટે હું તૈયાર છું. માત્ર મારે શું કરવું જોઇએ એ મને તું સૂચવી રાખ એટલે થયું."

દાસી બોલી: "હું જે કહેવાની છું તે તદ્દન સ્હેલું છે. આવતી કાલે સ્હાંજે પાંચ વાગ્યા પછી વિઠલદાસ તથા મનોરમા બ્હેન એ

બે જણાંને સાથે લઇ આપ આપણી ફેટીનમાં ચોપાટી ઉપર ફર-વાને માટે આવજો. તે વખતે કોઇ આનંદપ્રદ વાર્તા કાઢીને એ બન્ને જણાં ખુશ–ખુશ બની જાય એવો યોગ મેળવી આપજો. એટલે કાર્ય સિદ્ધ થઇ જશે. પછી બીજું કશું કરવાપણું રહેશે નહિ.”

રણછોડદાસ બોલ્યો: “એ કામ હું જરૂર કરીશ. તારા કહેવા મુજબ સ્હાડાપાંચ વાગે અહીંથી નિકળીને ચોપાટીપર જઇશું. હવે તારે જે યોજના કરવી હોય તે કરજે.”

“એમ થશે એટલે મારી યુક્તિ પણ સિદ્ધ થયેલી જ સમજો. મારા જાણવામાં આવ્યું છે એ પ્રમાણે એ છોકરી જો ખરેખર સરલ, ભોળી, સદાચરણી અને નિષ્કપટી હશે તો આ યુક્તિથી આબાદ કામ પાર પડશે. કદાચ એ યુક્તિ નિષ્ફળ જશે તો પણ મારી પાસે બીજી સેંકડો યુક્તિઓનો ભંડાર છે.

“વારૂ. હવે તું જા અને તને યોગ્ય લાગે તેમ કર.” રણછોડ-દાસે તેને જવાની સૂચના કરી. તે ગયા બાદ તે કોચ ઉપર પડયો અને પોતે સાંભળેલી બાબતના વિચારમાં નિમગ્ન બની ગયો.

---

## પ્રકરણ ૨૪ મું

---

## આબાદ યુક્તિ !

પોતાનો હેતુ સિદ્ધ થવાની આશા ઉત્પન્ન થવાથી ગંગાને ઘણો જ આનંદ થયો. પોતાનો કપટ પ્રયોગ કેવી રીતે સિદ્ધ કરવો એ વિષે તેણે મનમાં પૂર્ણ વિચાર કરી રાખ્યો હતો. બીજે દિવસે સ્હવારથી જ તે વિઠલદાસની પાછળ પડી હતી. પોતાની પ્રિયાને મળવાને માટે તે બહાર પડયો એ જોવામાં આવતાં તે પણ તેની પાછળ પાછળ નિકળી. વિઠલદાસ અને સુભદ્રાની રીવાજ મુજબ મુલાકાત થઇ, કેટલોક સમય તેમની વચ્ચે પ્રેમવાર્તા ચાલી. છેવટે તેઓ જુદાં પડયાં.

સુભદ્રા પોતાના મકાન તરફ જવા લાગી. ગંગાએ તેનું અનુસરણ કર્યું. થોડે દૂર ગયા પછી તે સુભદ્રા પાસે આવી અને તેને ઓળખતી હોય એવી મુદ્રા કરી. સુભદ્રા તેને એકદમ ઓળખી ગઇ. પણ ગંગા તો તેની સામે જોઇ રહી. પોતાને આ છોકરીનો પરિચય થયો છે, પરંતુ તે કયાં અને કયારે એનો જાણે ગંગા મનમાં વિચાર કરતી હોય એવો દેખાવ તેણે કર્યો! છેવટે તે બોલી: "છોકરી! મેં તને કયાંક જોઇ છે ખરી, પરંતુ કયાં અને કયારે તે યાદ આવતું નથી.

સુભદ્રા બોલી: "તું રણછોડદાસ શેઠને ત્યાં નોકર છે ને?" ગંગાએ હકારદર્શક મસ્તક હલાવ્યું. એટલે તે આગળ બોલી: "ત્યારે એક દિવસ હું તે બંગલામાં શેઠાણીનો પોશાક લઇને આવી હતી ત્યારે તેં મને ત્યાં જોઇ હશે."

ગંગાને પણ જાણે બરાબર સ્મરણ થયું હોય તે પ્રમાણે તે બોલી: "હા, હવે સમજાયું. તેં શેઠાણીને તારૂં નામ સુભદ્રા છે એમ પણ જણાવ્યું હતું. વારૂ, સુભદ્રા! તારૂં કેમ ચાલે છે? આજે આપણે મળ્યાં એ સારૂં થયું. તે દિવસે મેં તને જોઇ ત્યારથી જ મને તારા ઉપર ભાવ ઉત્પન્ન થયો હતો. હું તને એકદમ ઓળખી ન શકી. તેનું કારણ સમજાયું. હમણાં હમણાં તારી તબિયત ઘણી જ સુધરેલી લાગે છે. તારા આ ગાલ ઉપસેલા હોવાથી હું તને ઓળખી શકી નહિ."

સુભદ્રાએ સ્મિતપૂર્વક ઉત્તર આપ્યો: "હા, તે દિવસ કરતાં અત્યારે મારી પ્રકૃતિ ઘણી જ સારી છે. વારૂ, શેઠાણી સાહેબની તબિયત કેવી છે? તેમને પેલો ભયંકર જખમ થયો હતો એ તો હવે રૂઝાઇ ગયો હશે."

ગંગાએ કહ્યું: "હા, તેમના શરીરને થયેલો જખમ તો રૂઝાઇ ગયો છે, પણ—" સુભદ્રાના મનમાં ઉત્સુકતા ઉત્પન્ન કરવાને માટે ગંભીર મુદ્રા કરીને મસ્તક હલાવતી તે બોલી: "તેમના મનને

લાગેલો જખમ રૂઝાયો નથી. તેમનું મન પ્રથમના જેવું પ્રફુલ્લ થશે કે કેમ એ બાબત મને તો શંકા જ છે."

પરંતુ ગંગાની યુક્તિ સિદ્ધ થઇ નહિ. બીજા લોકોના સંબંધમાં નિષ્કારણ વાતો કરવાની સુભદ્રાને ટેવ ન હતી. એટલે તે આ વિષયમાં વધુ પ્રશ્ન નહિ કરતાં આગળ જવા લાગી. એવામાં ગંગાએ પ્રશ્ન કર્યો: "તારૂં મકાન અહીં આ તરફ છે?"

સુભદ્રાએ જણાવ્યું: "હા અહીંથી નજીક જ છે. તું આવતી હોય તો ચાલ મારી ઓરડી પર. રસ્તાપર ઊભાં રહેવા કરતાં ત્યાં બેસીને વાતો કરીશું."

ગંગાએ કહ્યું: "હા, એમ જ કરીએ. હું પણ ચાલતાં ચાલતાં થાકી ગઇ છું. તારે માટે મારા મનમાં ભાવ ઉત્પન્ન થયેલો હોવાનું મેં તને જણાવ્યું જ છે. આજે અચાનક આપણે મળી ગયાં. એટલે તારા સુખદુઃખની હકીકત જાણવાને, તારી સાથે સંભાષણ કરવાને મારૂં મન ઉત્કંઠિત બને એ સ્વભાવિક છે."

તે બન્ને જણીઓ ચાલવા લાગી. થોડી વારે સુભદ્રાનો માળો આવ્યો. સુભદ્રા તેને પોતાની ઓરડીમાં લઇ ગઇ. ઓરડી ન્હાની જ હતી. પરંતુ ભૂતગલ્લીમાં તે જે ઓરડીમાં રહેતી હતી તેના કરતાં વિશાળ અને સગવડવાળી ખરી. અહીં અગાઉ કરતાં વિશેષ વસ્તુઓ હતી; પરંતુ તે ખાસ જરૂર જોગી જ અને સાદી હતી. તેમાં કશો ભપકો કે ડોળદમામ ન હતો. વિઠ્ઠલદાસે આપેલા પૈસામાંથી તે લગ્ન સમયે ધારણ કરવાનાં વસ્ત્રો વગેરે લાવી હતી તેમ જ બીજી જરૂરની વસ્તુઓ પણ તેણે ખરીદ કરી હતી. તે આ કરતાં વિશેષ સારી અને દેખાવડી જગ્યાએ રહી શકે તેમ હતું. પરંતુ આ માળાનાં માણસો સારા સ્વભાવના તથા સદાચારી હોવાથી તેને આ સ્થળ પસંદ પડી ગયું હતું. ગંગાએ ઓરડીમાં ચોતરફ દૃષ્ટિ કરી, અને તુરત જ સુભદ્રાની સાંપ્રત સ્થિતિની કલ્પના તેના લક્ષમાં આવી ગઇ.

અહીં એક ખીતીપર એક મૂલ્યવાન્ પોષાક ટીંગાતો હતો. તેનું જરીકામ હજી પૂરૂં થયું ન હતું. આ પોષાક લગ્ન સમયે પહેરવાને યોગ્ય હતો. તેના તરફ નજર જતાં ગંગાએ વિચાર કર્યો કે 'વિઠ્લદાસ આની સાથે લગ્ન કરવાનો છે એવી મેં કલ્પના કરી હતી તે સત્ય છે.' તે સાથે એક બીજો વિચાર પણ તેના મનમાં આવ્યો. વિઠલદાસ પોતાની ભાવી પત્નીને આવા ખડખડ પંચમ મકાનમાં રહેવા દે છે, એ જોઇએ ગંગાને નવાઇ લાગતી હતી. પરંતુ તે ઉપરથી તેણે એવું અનુમાન બાંધ્યું કે વિઠલદાસે આ છોકરીને પોતે કોણ છે તે હજી જણાવ્યું નહિ હોય. વળી સવિતાગૌરીના સંબંધમાં વાત નીકળી ત્યારે સુભદ્રાએ એ વાત સાંભળવાની ઉત્કંઠા દર્શાવી ન હતી. એ ઉપરથી પણ પોતાનું અનુમાન સાચું છે અને પોતાનો કપટપ્રયોગ સફળ થશે એવી તેને ખાત્રી થઇ. તે મનોગત બોલીઃ 'જો વિઠ્ઠલદાસ કોણ છે એ આ છોકરી જાણતી હોત તો આ લગ્નમાં વિઠલદાસનાં વડિલો સંમતિ આપવાનાં નથી એ પણ તેના લક્ષમાં આવ્યું હોત, અને હું રણછોડદાસ શેઠને ત્યાં નોકર છું એ તે જાણતી હોવાથી મને જોતાં જ તે ગભરાઇ ગઇ હોત.'

ખીતી ઉપર ટાંગેલા પોષાક તરફ નજર રાખીને તે બોલીઃ "આ પોષાક અત્યંત મૂલ્યવાન્ છે. તું તેના ઉપર જરીકામ કરવાને માટે લાવી હોઇશ."

પોતાના જ પોષાકની પ્રશંસા સાંભળીને સુભદ્રાને આનંદ થયો. તેના ગાલ ઉપર લાલી ચડી.

તે પોષાક હાથમાં લઇને ગંગા બોલીઃ "મને આવો પોષાક ઘણો જ પસંદ પડે છે અને લગ્ન સમયે ધારણ કરવાનો પોષાક દૃષ્ટિએ પડતાં એવો પોષાક મારા શરીરપર ધારણ કરવાનો સમય ક્યારે આવશે એવું મારા મનને થાય છે! ખરેખર આ પોષાક અત્યંત સુંદર છે! તારા જેવી રૂપવતી તરૂણીને તો એ બહુ જ શોભે."

તેના એ શબ્દોથી સુભદ્રાના મનની સ્થિતિ ચમત્કારિક બની

ગઇ. નૈસર્ગિક લજ્જા અને આનંદને લીધે તેના શરીરમાં સ્હેજ કમ્પ છૂટયો. તેણે સ્મિતપૂર્વક એ પોષાક ગંગાના હાથમાંથી લઇને ખીતી ઉપર મૂકી દીધો, અને વિષયાંતર કરવાને માટે તેણે ગુલાબના શરબત મિશ્રિત શીતળ જળનો પ્યાલો ભરીને તે ગંગાના હસ્તમાં મૂકયો.

ના, ના, કહેતાં ગંગાએ તે પ્યાલો હાથમાં લીધો અને તે ખિન્ન મુદ્રાથી બોલી: આજે મને ભૂખ કિંવા તરસ બિલકુલ નથી ! આજે હું વાલકેશ્વર પરથી શહેરમાં આવેલી તે કાંઇ અમસ્થી જ આવી ન હતી. શહેરમાં પુષ્કળ વાર સુધી ફરવાથી મારી ભૂખ તરસ ભાંગી ગઇ છે !" એમ કહીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

સુભદ્રાનું અંતઃકરણ કોમળ હોવાથી ગંગાની ખિન્ન મુદ્રા જોઇને તેને બહુ જ લાગી આવ્યું. તે બોલી: " એવું શું બન્યું છે કે જે તારા મનને દુઃખનું કારણ થઇ પડયું ? તારૂં દુઃખ દૂર કરવાને માટે મારાથી કશું બની શકે તેમ હશે તો એ હું મોટા આનંદ-પૂર્વક કરીશ. "

ગંગા અગાઉના જેવી જ ખિન્ન મુદ્રાથી બોલી: "જો તારી સહાયથી મારૂં કાર્ય થઇ શકે તેમ હોત તો હું તારી મદદ જરૂર લેત. જ્યારે તું ખૂલ્લા દિલથી મને સહાય કરવાને માટે તત્પર થઇ છે ત્યારે મારે પણ તારી સાથે ખૂલ્લા દિલથી જ વર્તવું જોઇએ. વળી એ વાત પણ સાચી છે કે આપણાં મનમાં જે દુઃખ થતું હોય તે મુખ વાટે જો બહાર કાઢીએ તો મનને એટલી શાંતિ થાય છે. તું મારી હકીકત સાંભળીશ એટલે મારૂં મન કેટલું બધું દુઃખથી વિદીર્ણ બની રહ્યું છે તેનો તને ખ્યાલ આવી શકશે. મારે એક બ્હેન છે તે મારા કરતાં ત્રણ વર્ષે ન્હાની છે. તે જો કે તારા જેવી સુસ્વરૂપ નથી તો પણ તેની સુંદરીઓમાં ગણના કરી શકાય તેવી તો છે જ. એક યુવકનો તેની સાથે પરિચય થયો. એ યુવક દેખા-વમાં કોઇ સ્વર્ગીય દેવ સમો સુંદર અને મનોહર છે. પરંતુ તેનું હૃદય શયતાનને પણ શરમાવે તેટલું અધમ છે. પ્રથમ તો તેનું મારી

બ્હેન સાથેનું વર્તન નિર્મળ હતું. તેણે તેની સાથે લગ્ન કરવાનું વચન પણ આપ્યું હતું. લગ્નનો દિવસ નક્કી થયો. ગુપ્તપણે તેમણે લગ્નની તૈયારી પણ કરી. વાત ત્યાં સુધી આવી કે હવે માત્ર બે દિવસમાં જ લગ્ન કરી નાંખવાં. તે સમયે પેલા નીચ શયતાને મારી બ્હેનને ફસાવી, તેના શિયળને ભ્રષ્ટ કર્યું. ત્યાર પછી તે પોતાનું કાળું મ્હોં લઇને ગયો તે ગયો જ. એટલું જ નહિ, પણ હમણાં તો તેણે એક મોટા શ્રીમંત વ્યાપારીની છોકરી સાથે લગ્ન પણ કર્યું છે. મારી બ્હેનને એ અધમ નરરાક્ષસના સહવાસનું પરિણામ સહન કરવું પડયું. તે મોટા સંકટમાં સપડાઇ ગઇ છે. તેને છોકરો થયો છે. અત્યારે તેની પાસે પૈસા બિલકુલ છે નહિ. જગતમાં મુખ દેખાડી શકે તેવું રહ્યું નથી. એવી આપત્તિમાં તે બિચારી રોગગ્રસ્ત સ્થિતિમાં પથારીવશ બની ગઇ છે. મને લાગે છે કે તેમાંથી તે બચી શકશે નહિ. પેલો છોકરો પણ મા વગર કયાંથી જીવવાનો હતો? પરંતુ પેલા હરામજાદાને તેની કશી યે પડી નથી. એ તો અત્યારે પૂરબહારમાં મોજ માણ્યા કરે છે."

સુભદ્રાનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "અરેરે! એ નીચ યુવક મનુષ્ય નહિ પણ રાક્ષસ જ હોવો જોઇએ."

પેલી કપટકળામાં કુશળ કામિની મોટા મોટા ધ્રુસકા મૂકતી બોલવા લાગી: "તારા જેવી અપરિચિત યુવતીને માત્ર આટલી હકીકત શ્રવણ કરતાં જ આટલું બધું દુ:ખ થાય છે ત્યારે એ સંકટ જેના પર આવી પડયું છે તેને તથા એ સ્થિતિમાં તેને ધીરજ આપનારને—મને કેટલું બધું દુ:ખ થતું હશે તેની કલ્પના થઇ શકશે."

સુભદ્રાએ સહાનુભૂતિદર્શક સ્વરે ઉદ્‌ગાર કાઢયો: "દુશ્મનને પણ આવો પ્રસંગ ન આવશો."

ગંગાએ કહ્યું: "મેં અગાઉ એક વાર એ નીચને જોયો હતો. તે વાતને આજે કેટલાય મહિના વીતી ગયા બાદ આજે જ તે મારી

દૃષ્ટિએ પડયો. આજે ગોરગામ એક રોડ ઉપર તે ઉતાવળો ઉતાવળો જતો હતો. હું પણ તેની પાછળ પડી. તેને મળીને મારી બ્હેનના સંબંધમાં બે શબ્દો કહેવાની મારી ઇચ્છા હતી. પરંતુ તે મને જોઇ ગયો હશે. એટલે કયાંક ગલ્લીમાં પસાર થઇ ગયો. તેનું મકાન જો મારા જાણવામાં હોત તો હું જરૂર તેના મકાનપર જાત અને ત્યાં તેના કુટુમ્બીજનો અને બીજાઓની રૂબરૂ તેની ઝાટકણી કાઢત. ત્યાર બાદ ત્યાંથી હું મારા ઘર તરફ જતી હતી ત્યાં તું મને મળી. તેં મને તારી સાથે આવવાનું કહેતાં જરીએ આનાકાની કર્યા વગર હું તારી સાથે આવી તેનું કારણ માત્ર એટલું જ કે પેલાની પાછળ રખડીને તથા આમતેમ આંટા મારીને મારા પગ થાકી ગયા હતા."

સુભદ્રા પોતાનાં નેત્રો લૂછતી બોલી: "તારી આ કહાણી શ્રવણ કરતાં પત્થર પણ પીગળ્યા સિવાય રહે નહિ. મને તારી બ્હેનની બાપડીની દયા આવે છે. હાય ! એ અધમે આવી રીતે તેનો સર્વનાશ કર્યો છે. સાચું છે કે દેવતાના ખોટારા પર ભૂલથી યે પગ પડે તો પણ દાઝયા વિના રહેવાય નહિ."

ગંગા આવેશપૂર્વક કહેવા લાગી: " એ યુવકને તેં જોયો નથી માટે જ તું આમ બોલે છે. જો તું તેને નજરે જૂએ તો તને એમ જ થાય કે આવો સુંદર અને કોમળ દેખાવનો મનુષ્ય આવું અધમ કૃત્ય કદિ પણ ન કરે ! તે લગભગ વીશ–બાવીશ વર્ષનો ભાગ્યે જ લાગે છે. દેખાવમાં તે કામદેવની મૂર્ત્તિ સમાન અને પાપભીરૂ લાગે છે. અને તેના શબ્દોની મિઠાશ ! જાણે મુખમાંથી અમૃત ઝરવા માંડયું ! પરંતુ ખરી રીતે જોઇએ તો ઘાસ વગેરેથી જેનું મુખ ઢાંકી દેવામાં આવ્યું હોય એવા કૂવાના જેટલો તે ભયંકર છે. ઝેર-કોચલાનાં ફળ બહારથી નારંગી જેવાં દેખાય છે. પરંતુ અંદર રહેલાં નાનાં બીયાં કેટલાં બધાં ઝેરી છે એ તો તું જાણે છે. તે ગમે તેવા મનુષ્યનો પ્રાણ લીધા સિવાય રહે નહિ. તેમ આ યુવકની દૃષ્ટિ પ્રેમથી પરિપૂર્ણ દેખાતી હોવા છતાં તેની અંદર પ્રાણહારક

વિષ છૂપાયેલું છે. સુભદ્રા ? તું હજી ન્હાની છે. એટલે તને એટલી સૂચના કરી રાખું છું કે તું બહારના દેખાવથી કદિ પણ ભૂલ ખાઇશ નહિ. તું ભોળી અને ખૂલ્લા દિલની હોવાથી તારે સાવધ રહેવાની જરૂર છે. કારણ કે મેં જણાવ્યો એવો યુવક આ જગતમાં એક જ નથી. એવા માનવ રૂપ ધારી રાક્ષસો આ જગતમાં અનેક છે અને તેમનો ધંધો ગરીબ, સાદી, ભોળી અને નિરાશ્રિત બાલીકાઓને મીઠી મીઠી વાતોથી ફસાવી, ભ્રષ્ટ કરી, છેવટે તેમનો આલોક અને પરલોક બન્ને બગાડવાનો જ છે. સુભદ્રા ! હું તને એવો ઉપદેશ આપું છું તે માટે તું મને ક્ષમા કરજે. પરંતુ એટલું સ્મરણમાં રાખજે કે એક દુઃખપિડિત સ્ત્રીના ચિરાઇ જતા હૃદયમાંથી આવો ઉદ્દગાર બહાર પડે છે. કપટી મનુષ્યોની કુટિલતા અગાઉથી સમજાતી નથી. ટુંકામાં કહું તો જ્યાં જ્યા કોઇ પણ વસ્તુ ગુપ્ત રીતે કરવાનો પ્રસંગ હોય છે ત્યાં જરૂર કપટને સ્થાન હોય છે એમ માની લેજે.”

સુભદ્રા ગંભીર મુદ્રાપૂર્વક બોલી: “તું જે લાગણીપૂર્વક મને ઉપદેશ આપે છે તે માટે હું તારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તથાપિ હું એટલું જણાવું છું કે એવા પ્રકારના વિશ્વાસઘાતની હું ભોગ થઇ પડીશ એવી મનમાં શંકા પણ લાવવાની જરૂર નથી. મારૂં મન મજબૂત છે. સદાચરણનું મહત્ત્વ મારા હૃદયમાં મુદ્રાંકિત થઇ ચૂકયું છે. વળી હવે તો થોડા જ સમયમાં મારૂં લગ્ન થવાનું છે.”

જાણે આ લગ્નની વાર્તા અત્યારે પહેલી જ વાર પોતાનાં લક્ષમાં આવી હોય એવો દેખાવ કરતી આશ્ચર્યયુક્ત મુદ્રાથી ગંગા બોલી: “ત્યારે તો આ પોષાક તું તારે પોતાને માટે જ તૈયાર કરે છે ? હા, મારો તર્ક સાચો છે. તારા લાલ થયેલા આ ગાલ જ તેની સાક્ષી પૂરે છે. ઇશ્વર તારૂં કલ્યાણ્ કરો. તારા પતિ સાથે તારો સંસાર આનંદમાં વ્યતીત થાઓ. અને જે કોઇ ભાગ્યવાનને

તારા જેવી સુશીલ, સદ્‍ગુણી અને સુસ્વરૂપ પત્ની પ્રાપ્ત થવાની છે તેનો તારા ઉપર સદાને માટે અસ્ખલિત અને નિર્મળ પ્રેમ રહો એવો મારો આશીર્વાદ છે."

એ પ્રમાણે આ બે જણીઓ વચ્ચે પુષ્કળ સમય સુધી સંભાષણ ચાલુ રહ્યું. ગંગાએ મીઠા શબ્દો વડે સુભદ્રાના મનપર પોતાને માટે સારી છાપ પાડી દીધી. તેણે પેલો પોષાક હાથમાં લઇને તેના વખાણ કરવા માંડ્યાં અને તેમાં કેટલોક ફેરફાર પણ સૂચવ્યો. ગંગાની સાથે ઓળખાણ થવાથી ભોળી સુભદ્રાને આનંદ થયો. થોડીવારે ગંગા એકાએક ઊભી થઇ, અને જાણે પુષ્કળ સમય વ્યતીત થયાનું પોતાને સ્મરણ થયું હોય એવો દેખાવ કરતાં, 'આટલો બધો વખત મારી ગેરહાજરીને લીધે શેઠાણી મારાપર ગુસ્સે થશે ' એમ કહેતી તે જવાને માટે તૈયાર થઇ. અત્યારે સૂર્યાસ્ત થવાને ફક્ત એક કલાકની વાર હતી. ગંગા બહાર જવાને માટે પોતાનાં વસ્ત્રો ઠીકઠાક કરતી બોલી: "આ તરફ આજે હું પહેલવહેલી જ આવી છું. આ ગલીઓ એવી છે કે કોઇ પણ માણસ ભૂલું પડી ગયા વગર રહે નહિ."

ભોળી સુભદ્રાએ કહ્યું: "ચાલ, ત્યારે હું તારી સાથે આવું અને તને ગ્રાંટરોડના રસ્તા સુધી પહોંચાડી જાઉં. ત્યાંથી પછી તું વાલકેશ્વર તરફ જઇ શકીશ."

"ત્યારે તું પણ ચોપાટી સુધી ચાલને. અત્યારે સ્હાંજનો સમય છે. ખૂલ્લી હવાનો એટલો લાભ મળશે. ત્યાં થોડો વખત રોકાઇ અંધારૂં થતાં પહેલાં પાછી ચાલી આવજે. વળી અત્યારે તારે એટલો બધો કામનો બોજો પણ છે નહિ."

સુભદ્રાને પણ ગંગાની આ સલાહ યોગ્ય લાગી. ગંગા તેને કોઇ પણ રીતે ચોપાટીપર લઇ જવા માગતી હતી. બન્ને જણીઓ બહાર નિકળી. અને એક પછી એક ગલી વટાવીને ગ્રાંટરોડપર આવી. ત્યાંથી ચોપાટી તરફ જવા લાગી. તેઓ ચોપાટીપર આવી લાગ્યાં.

ત્યાં અગાઉથી કરેલી ગોઠવણું મુજબ રણછોડદાસ શેઠની ગાડી જોવામાં આવી. એ ગાડી પોતાની તરફ આવતી હતી. એટલે સુભદ્રાનો હાથ ખેંચી ગંગા તેને બાજુએ લઇ ગઇ. ગાડી બહુ જ નજીક આવી એટલે ગંગા સુભદ્રાને ઉદ્દેશીને બોલી:

"જો–જો, પેલો જોયો! તે જ વિશ્વાસઘાતી, અધમ, નરપિશાચ !"

સુભદ્રા ચમકી અને તે ગાડીમાં બેઠેલાં માણસો તરફ જોવા લાગી. ગાડીમાં એક વૃદ્ધ ગૃહસ્થ બેઠો હતો અને પોતાનો પ્રિયતમ તેની સામે એક યુવતીની બાજુમાં બેઠેલો તેની દૃષ્ટિએ પડયો. એ ત્રણે જણાં આનંદવાર્તામાં નિમગ્ન બનેલાં તેને દેખાયાં. ગાડી વેગ-પૂર્વક જતી હોવાથી વિઠલદાસનું આજુબાજુ લક્ષ ન હતું. કદાચ તેની દૃષ્ટિ સુભદ્રા તરફ ગઇ હોત તો પણ ગંગા ઇરાદાપૂર્વક સુભદ્રાને બાજુમાં એક ખુણા પડતા ભાગ તરફ લઇ ગયેલી હોવાથી વિઠલદાસના ધ્યાનમાં તે આવી પણ ન હોત. ગંગાના શબ્દો સાંભળીને સુભદ્રાની ચમત્કારિક સ્થિતિ થઇ હતી. તેણે પૂછ્યું: "તું શું કહે છે? કોને માટે કહે છે?"

ગંગાએ સંતપ્ત અને ખિન્ન મુદ્રાથી તથા આવેશયુક્ત સ્વરે કહ્યું: "તેં પેલી ગાડીમાં બેઠેલા યુવકને જોયો ને?"

સુભદ્રાના સર્વાંગમાં વેદના ઉત્પન્ન થઇ. તેનું મસ્તિષ્ક ભમવા લાગ્યું: તે બોલી: "હા, તેને મેં જોયો–પણ તેનું શું છે?"

ગંગા અત્યંત ક્રોધાવેશમાં આવી ગઇ હોય એવો દેખાવ કરીને બોલી: "એ જ મારી બ્હેનના વિશ્વાસઘાત કરનાર નરાધમ–પોતાની સ્ત્રી સાથે ગાડીમાં બેસીને ગુફતેગો કરતો જતો હતો."

"હે પ્રભુ!" સુભદ્રાના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો અને બીજી જ ક્ષણે તે આ લબાડ અને કપટી દાસીના શરીર પર મૂર્ચ્છિત થઇને ઢળી પડી. ગંગાએ તેને સમાલી લીધી.

---

# પ્રકરણ ૨૫મું

---

## ગંગાની માગણી.

ગત પ્રકરણમાં બનેલી ઘટનાને બે મહિના વીતી ગયા. એ બે મહિના રણછોડદાસ શેઠના બંગલામાં રહેતાં મનુષ્યોના મોટા ભાગને દુઃખમાં જ પસાર થયા. તરૂણ અને સુંદર જ્યોત્સ્ના નિરાશા તથા પ્રેમભંગને કારણે દુઃખથી વિહ્‌વલ બની ગઇ હતી. કારણ કે રણછોડદાસ અને ગિરિકાન્ત વચ્ચે અગાઉ અમે જણાવી ગયા તે પ્રસંગ બન્યા પછી ગિરિકાન્તે આ સ્થળે આવવાનું જ બંધ કરી દીધું હતું. વિઠલદાસની પણ તેવી જ અવસ્થા થઇ હતી. તેના તારૂણ્યનું જોમ નષ્ટ થયું હતું, શરીર કૃશ બની ગયું હતું અને તે પોતાના જીવિતથી પણ કંટાળી ગયેલો દેખાતો હતો. રણછોડદાસને પણ પોતાની પુત્રીની તથા જેને ન્હાનપણથી પોતાના પુત્રવત્ ઉછેરેલો એવા પોતાના ભાણેજની આવી સ્થિતિ જોઇને મનમાં દુઃખ થતું હતું. આ બન્નેનાં દુઃખનાં ખરાં કારણો તે બરાબર જાણતો હતો. શેઠાણી સવિતાબાઇ તો પોતાના દિવાનખાનાની બહાર નીકળતી જ નહિ. તેમ જ દુનિયામાં શી ઘટમાળ ચાલી રહી છે એ તો રહી, પણ પોતાના બંગલામાં શું ચાલી રહ્યું છે એ વિષે પણ તે કોઇને કદિ કશો યે પ્રશ્ન કરતી નહિ. બિચારી હમેશાં પોતાના જ વિચારોમાં નિમગ્ન રહેતી.

બાકી રહી મનોરમા. તે માત્ર કોઇ પણ પ્રકારના દુઃખથી મુક્ત હતી. એમ કહેવામાં કશી યે હરકત નથી કે તેનું હૃદય શુદ્ધ પત્થરનું હતું. જો તેના અંતઃકરણમાં પ્રેમ, દયા, માયા આદિ મનોવિકારો હોત તો તેને પોતાની અપરમાતા, સગી બ્હેન અને ફોઇના દીકરાની વિપત્તિ જોઇને ખાવાનું યે ભાવત નહિ. પરંતુ એવું કશું યે ન હતું. તેને માત્ર એક જ બાબતનું દુઃખ થતું હતું. હાલમાં અહીં સ્નેહ

સંમેલનો અને એવી મીજલસો બિલકુલ થતાં નહિ તેમ જ મળવા હળવાને પણ ભાગ્યે જ કોઇ આવતું હતું. એથી કોઇ કોઇ વાર તેનું મન ખિન્ન દેખાતું હતું.

રતનદાસ મારવાડી અગાઉની માફક જ અહીં આવતો જતો હતો અને શેઠની બન્ને દીકરીઓ સાથે ગપ્પાં સપ્પાં હાંકતો તથા એમ કરીને પોતાના મનને તૃપ્ત કરતો. કોઇને શું લાગે છે કે કેવા પ્રકારનું દુઃખ થાય છે તેની આ નિષ્ઠુર મનુષ્યને જરી યે પરવા ન હતી. જ્યોત્સ્ના અને મનોરમા એ બન્ને તરફ તેનું સરખું જ લક્ષ હતું. કેમ જાણે એ બન્નેમાંથી કોને પસંદ કરવી તેનો એ હજુ સુધી નિશ્ચય કરી શકયો ન હોય! મનોરમા તેની સાથે ખૂલ્લા દિલથી વાર્તાલાપ કરતી હતી. એ ઉપરથી તેનો આ મારવાડી ઉપર પ્રેમ હતો એવું માનવાની જરૂર નથી. માત્ર ઘરમાં કોઇની સાથે આનંદવાર્તા કરી શકાય તેવું ન હોવાથી, 'નહિ મામા કરતાં કહેણો મામો શો ખોટો?' એ હિસાબે તે રતનદાસને ઉત્તેજન આપતી હતી. બાકી રતનદાસ નજરે પડતાં જાણે પોતાના ઉપર મોટું સંકટ આવી પડયું હોય એવું જ્યોત્સ્નાને થતું અને તેની મનોયાતના બમણી વધી જતી.

ઉન્હાળો પુરો થઇને ચોમાસાનો પ્રારંભ થવાનો સમય આવી લાગ્યો હતો. હવામાં ઉષ્મા અતિશય હતી. સર્વનાં નેત્રો વર્ષાદ તરફ લાગી રહ્યાં હતાં. એવી સ્થિતિમાં એક રોજ સાયંકાળે દીવા થયા પછી શેઠ રણછોડદાસ પોતાના એકાંતાલયમાં આમ તેમ આંટા મારતો હતો. તેના મનમાં કોઇ કષ્ટપ્રદ વિચારો ઘોળાતા હતા. વચ્ચે વચ્ચે તે નિરાશાના નિઃશ્વાસ પણ નાખતો હતો. તેનો ચ્હેરો બિલકુલ નિસ્તેજ દેખાતો હતો. ગયા બે મહિનામાં તેની પ્રકૃતિમાં ઘણો જ અંતર પડી ગયો હતો. તેના અંતઃકરણમાં અહર્નિશ નિવસી રહેલા દુઃખ અને ચિંતાને લીધે તેનો દેહ બહુ જ ક્ષીણ થઇ ગયો હતો. તે અત્યારે વિચારમગ્નાવસ્થામાં પોતાના એકાંતાલયમાં આમ

તેમ આંટા મારતો હતો. તે વખતે આ ખંડના દ્વારપર અવાજ થયો. પરંતુ પ્રથમ તેનું એ તરફ લક્ષ ગયું નહિ. પુનઃ જ્યારે દ્વાર પર મોટેથી અવાજ થયો ત્યારે બહાર કોઇ આવેલું હોવાનુ તેના લક્ષમાં આવ્યું અને તેણે એ માણસને અંદર આવવાનું કહ્યું. દ્વાર ધીમેથી ઉઘડયું અને ગંગા અંદર આવી. તેને જોઇને રણછોડદાસને આનંદ થયો નહિ. તેણે તિરસ્કારદર્શક સ્વરે ગંગાને પૂછ્યું: "કેમ આવી છે?"

ગંગાએ શાંતપણે જવાબ આપ્યો: "મારે આપની સાથે કેટલીક વાત કરવાની છે."

તેના એ ધૃષ્ટતાભર્યા જવાબથી શેઠ ગુસ્સાપૂર્વક બોલ્યો: "જા, અહીંથી ચાલતી થા. અત્યારે તારી વાત સાંભળવાની મને ફુરસદ નથી. મારાં પોતાનાં જ દુઃખો મને પૂરતાં છે, મારો ભાણેજ ઝુરી રહ્યો છે, મારી ન્હાની છોકરી મારી દૃષ્ટિ સામે જ મૃત્યુપંથે પળી રહી છે, મારૂં શરીર હાડપિંજર બની ગયું છે અને મારી પત્ની–"

પરંતુ તે વચ્ચે જ અટકી ગયો. દૂરદર્શીપણાને લીધે કહો કે ગંગા જેવી હલકી દાસીની સાથે પોતાના ગૃહવ્યવહારને લગતી વાતો કરવાનું તેને પ્રશસ્ત નહિ લાગવાથી કહો, પોતાની પત્નીના સંબંધમાં સ્પષ્ટપણે બોલવાનું શેઠને ઇષ્ટ લાગ્યું નહિ. એટલે તે વચ્ચે અટકી ગયો.

ગંગા પ્રથમના જેવી જ શાંતિ ધારણ કરીને બોલી: "શેઠાણી સાહેબને માટે અને જ્યોત્સ્ના બ્હેનને માટે દિલગીરી પ્રદર્શિત કર્યા સિવાય વિશેષ હું કશું કરી શકું તેમ નથી. બાકી વિઠ્ઠલદાસ શેઠની વાત જુદી છે. હું કબૂલ કરૂં છું કે તેમના દુઃખમાં હું અમુક અંશે કારણભૂત થઇ છું. પણ આપ એ બાબત મને દોષ આપશો નહિ એવી મને આશા છે."

રણછોડદાસ ત્રાસપૂર્વક બોલ્યો: "તારી એ આશા જાય જહાનમમાં! મને હવે આખા જગતનો કંટાળો આવી ગયો છે. આખું

જગત મારા ઉપર ઉલટયું છે અને મને દુઃખ દેવાને તત્પર થયું છે. હું એમાંથી એક વાર પણ મુક્ત થઇ શકીશ કે કેમ તે સમજી શકતો નથી. દુઃખ અને વિપત્તિ એ બે શત્રુના સૈન્યની માફક મારા મકાનમાં ઘુસ્યાં છે.

ગંગા બોલીઃ "પણ વિઠલદાસ શેઠે જો પેલી ભિખારી છોકરી સાથે લગ્ન કર્યું હોત તો આપના દુઃખમાં એટલો વિશેષ ઉમેરો થયો હોત."

રણછોડદાસ સ્હેજ શાંત પડીને બોલ્યોઃ "હા, અમુક અંશે તેમ થયું હોત ખરૂં. એ બાબતનો બંદોબસ્ત કરવાની મેં તને પરવાનગી આપી, એમાં મેં મારૂં કર્ત્તવ્ય બજાવેલું હોવાનો મને સંતોષ છે. વારૂ, પછી એ છોકરીનું શું થયું?"

ગંગાએ જવાબ આપ્યોઃ "એ તો મારા જાણવામા નથી, પરંતુ વિઠલદાસ શેઠ હાલમાં ખૂબ ચિવેટપૂર્વક તેની શોધમાં લાગ્યા રહ્યા છે."

શેઠે કહ્યુંઃ "તે પુનઃ એની દૃષ્ટિએ ન પડે એટલે બસ. વારૂ, તું અત્યારે કેમ આવી છે? તારે શું જોઇએ છે?"

તેણે જવાબ આપ્યોઃ "આપ સાહેબની આજ્ઞા મુજબ મેં શેઠાણી સાહેબની મારા તનમનપૂર્વક જે સુશ્રુષા કરી છે તે માટે બક્ષિસની માગણી કરવાને માટે હું અત્યારે આપની પાસે આવી છું."

શેઠ બોલ્યોઃ "બહુ સારૂં. તારે જે કાંઇ જોઇતું હોય તે માગી લે. તારી એ સેવાના બદલામાં તને બક્ષિસ આપવાનું અગાઉ પણ મેં તને જણાવ્યું હતું. પરંતુ એ વખતે હમણાં નહિ એમ તે કહેલું. વારૂ, અત્યારે તારે જે બક્ષિસ માગવી હોય તે માગી લે."

ગંગા શાંતપણે બોલીઃ "હું જે માગણી કરવાની છું તે આપ સાંભળશો તો આપને આશ્ચર્ય થશે. કદાચિત આપ ગુસ્સે થશો અને મારો તિરસ્કાર પણ કરશો."

તેની એ પ્રસ્તાવના પસંદ નહિ પડવાથી રણછોડદાસે કહ્યુંઃ "તારા શબ્દો પરથી તું કાંઈ ન આપી શકાય તેવું માગવાની ઇચ્છા

રાખતી જણાય છે. પણ તારે જે માગવાનું હોય તે માગી લે. એમાં લાંબી લપ કરવાની જરૂર નથી."

"ત્યારે માગું છું. મારી માગણી એટલી જ છે કે મને આપની પુત્રવધુ બનાવો. એટલે કે આપને પુત્ર તો નથી; પણ જેને આપ પુત્ર તરીકે માનો છો તેની એટલે કે આપના ભાણેજની સાથે મારૂં લગ્ન કરી આપો."

'મને આપની પુત્રવધુ બનાવો' એ ગંગાના શબ્દો કર્ણગોચર થતાં બિચારા દુર્દૈવી શેઠને સર્પડંસ સમાન વેદના થઇ. તેનું મગજ નિઃસ્તબ્ધ બની ગયું. તથાપિ પ્રસંગાવધાન રાખીને તે બોલ્યોઃ "મૂર્ખ છોકરી! આ તેં કાંઇ મશ્કરી માંડી છે કે શું? તારે સમજવું જોઇએ કે આ સમય ઠઠામશ્કરીનો નથી. વળી આપણો શેઠ નોકરનો સંબંધ તું જાણે છે. પરંતુ તું શુદ્ધિમાં હોય એમ લાગતું નથી. જો હોત તો આવા શબ્દો મારી સમક્ષ ઉચ્ચારવાની તેં કદિ પણ હિમ્મત કરી હોત નહિ."

ગંગા ગંભીર અને શાંત સ્વરે બોલીઃ "હું ગાંડી થઇ નથી, તેમ મેં કશો નશો પણ કર્યો નથી કે બેશુદ્ધિમાં હોઉં. હું પૂરેપૂરી શુદ્ધિમાં છું અને જે કાંઇ બોલી છું તથા બોલું છું તે બરાબર વિચાર કરીને જ બોલું છું. મારી માગણી આપને પસંદ પડો યા નહિ, છતાં પણ હું પુનઃ કહું છું કે મારી એ ઇચ્છા પૂર્ણ થવી જ જોઇએ."

શેઠ ક્રોધથી ખળભળતો બોલી ઉઠયો: "તું ખરેખર દિવાની જ છે!"

ગંગાએ તો શાંતપણે જવાબ આપ્યો: "શેઠજી! હું તો દિવાની નથી; પરંતુ જો આપ મારી માગણી નામંજૂર રાખશો તો આપનું એ કૃત્ય દિવાનાપણામાં થયેલું ગણાશે."

તેની આવી ધૃષ્ટતા જોઇને રણછોડદાસ તો છક્ક બની ગયો. તે ક્ષણવાર થોભીને કહેવા લાગ્યો: "તું શાના જોરપર આ શબ્દો

બોલે છે તે હું સમજ્યો. તું સુભદ્રા સંબંધીનું કારસ્થાન વિઠલદાસને જણાવી દેવાની મને બીતી બતાવતી હશે. પરંતુ તારી એવી ધમકીની હું બિલકુલ પરવા કરતો નથી. જા, તેને મળ અને તારે જે કાંઇ કહેવું હોય તે તેને ખુશીની સાથે કહી દે. તે મને પૂછવાને માટે આવશે ત્યારે મારે તેને જે કહેવું હશે તે હું કહીશ. જા, અહીંથી ચાલતી થઇ જા. નહિ તો નોકરને બોલાવી, ધક્કા મારી બહાર કાઢવી પડશે.”

પરંતુ ગંગા ત્યાંથી ગઇ નહિ; એટલું જ માત્ર નહિ પરંતુ પોતે જે સ્થળે ઊભી હતી ત્યાંથી એક તસુ આઘી પણ ખસી નહિ. શેઠની ધમકીથી તે બ્હીવાને બદલે ઉલટી ચમત્કારિક રીતે હસવા લાગી. તેના એ હાસ્યમાં આત્મવિશ્વાસ પૂર્ણપણે ભરેલો હતો. તેની ચર્યા ઉપરથી સ્પષ્ટ થતું હતું કે શેઠે સુભદ્રાની જે હકીકતનો ઉલ્લખ કર્યો હતો એ કરતાં અધિક ભયંકર એવી કોઇ ગુપ્ત વાર્તા તેના જાણવામાં આવેલી હોવી જોઇએ. તેની મુદ્રા ઉપરનું એ વિલક્ષણ હાસ્ય દષ્ટિએ પડતાં શેઠના હ્રદયમાં ધક્કો લાગ્યો. તેનું મન પાપી હતું. એટલે આવી રીતે પોતાની સામે ધૃષ્ટતા દર્શાવનારી દાસીને હાંકી કાઢવાની તેનામાં હિમ્મત ન હતી. તેણે કમ્પિત સ્વરે પુછ્યું: “ગંગા ! તું આવી વિલક્ષણ માગણી કરી રહી છે તે માગણી અંતઃકરણપૂર્વકની છે કે પછી કેવળ મારી પરીક્ષા કરવાને માટે છે?”

દાસીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો: “ હું પુનઃ એક વાર કહું છું કે મારી આ માગણી અંતઃકરણપૂર્વકની છે, સાચી છે, એટલું જ નહિ પણ તે મને મળવું જ જોઇએ—હું જરૂર તે મેળવીશ. ”

શેઠે કહ્યું: “ વિઠલ આવી વિલક્ષણ વાત કબૂલ રાખશે એમ તું શા ઉપરથી માને છે?”

ગંગા પોતાની શાંતતાને જરી યે ચલાયમાન થવા દીધા સિવાય બોલી: “ મારી માગણી તમારા કાનપર પડતાં જ તમે મારી મશ્કરી કરશો, મારો વિરોધ કરશો, તિરસ્કાર કરશો એ પ્રથમથી

જ હું જાણતી હતી. એટલે વિઠલદાસ આ વાર્તા કબૂલ નહિ રાખે એવું બ્હાનું કાઢી તમે મને ગમે તેટલી બનાવવા ધારો પણ એમ હવે હું બની જવાની નથી કિંવા મારા મક્કમ નિશ્ચયથી એક અંશ પણ પાછી હઠવાની નથી.”

આ વખતે શેઠના મનમાં એક નવીન વિચારનો પ્રાદુર્ભાવ થયો. એથી તેનું આખું અંગ થરથર ધ્રૂજવા લાગ્યું. જે ગુપ્ત વાર્તા આ દાસીના જાણવામાં આવવાથી પોતાની ચોટલી તેના હાથમાં આવે તેમ છે એ ગુપ્ત વાર્તા સ્વાભાવિક રીતે જ તે જાણી શકે તેમ હતી; પરંતુ અત્યાર સુધી એ વાર્તા ગંગાના જાણવામાં આવી નથી એવી જ રણછોડદાસની કલ્પના હતી. પોતાની એ કલ્પના ભૂલ ભરેલી હતી એવો ખ્યાલ આવતાં તેને મોટો ભય ઉત્પન્ન થયો. તેનું શરીર પરસેવાથી રેબઝેબ બની ગયું. તે અત્યંત ગભરાઇ ગયો. શેઠની આ સ્થિતિ ગંગાના લક્ષમાં આવી અને તે બોલી: “તમારા મનમાં અત્યારે જે વિચારો ચાલી રહ્યા છે તે હું સમજી ગઇ છું અને એ વિષે ટુંકામાં માત્ર એટલું જ જણાવું છું કે તમારી ગુપ્ત વાર્તા પૂરેપૂરી મારા જાણવામાં આવી ગઇ છે.”

શેઠ ઊભો હતો. તે ખુરસી પર બેસી ગયો અને બોલ્યો: “શું કહ્યું ? મારી ગુપ્ત વાર્તા પૂરેપૂરી તારા જાણવામાં આવી ગઇ છે ?” એ પ્રમાણે પ્રશ્ન કરીને તે ગભરાયેલાં નેત્રો વડે તેની સામે જોઇ રહ્યો. ગંગા જરીકે ડગમગ્યા સિવાય શાંતપણે અને નિશ્ચયદર્શક મુદ્રાથી તેની સામે જોઇ રહી હતી.

તેણે સરલતાથી ગંભીર સ્વરે ઉત્તર આપ્યો: “હા, બધું યે મારા જાણવામાં આવ્યું છે.” તેના આ માત્ર બે–ચાર શબ્દો સાંભળતાં, કોઇ પોતાના કાનમાં ઉકળતા સીસાનો રસ રેડે છે, તપાવીને લાલ કરેલા સૂયાનો કલેજા ઉપર ડામ દે છે, કોઈ પોતાને અગ્નિથી ભરેલા ઊંડા ખાડામાં ફેંકે છે, એવો આ દુર્દૈવી શેઠને ભાસ થયો.

તેના અંતરાત્માને અસહ્ય વેદના થતી હતી. તે બોલવા લાગ્યો:

"હે પ્રભુ! મારા દુર્દૈવની ઇચ્છા મારા ઉપર બીજી શી શી વિપત્તિ, શાં શાં સંકટો નાંખવાની હશે તે મારાથી સમજાતું નથી! પરંતુ એમ બને જ કેવી રીતે?" એમ બોલતો તે ઊભો થઇ ગંગાની પાસે ગયો અને તેનો હાથ પકડી, જોરથી આંચકો મારતો બોલ્યો: "બોલ-બોલ, જે હોય તે સાચેસાચું કહી દે. તારા જેવાં હલકાં અને લબાડ મનુષ્યો પરિસ્થિતિનો લાભ લઇને પોતાનો હેતુ સિદ્ધ કરવાને માટે અનેક પ્રકારની ધમકીઓ આપે છે. બોલ નાદાન છોકરી! એવું તે શું તારા જાણવામાં આવ્યું છે કે તેને આધારે તું મને ધમકી આપી રહી છે?" તે આ પ્રમાણે બોલતો હતો તે વખતે એક વાઘ પોતાના ભક્ષ ઉપર ચોટ કરવાને ટાંપી રહ્યો હોય એ વખતે તેની જેવી ક્રૂર દષ્ટિ હોય એવી દૃષ્ટિથી ગંગાની સામે જોઇ રહ્યો હતો. તેની એ ક્રૂર મુદ્રા જોઇને ગંગા મનમાં ચમકી.

તથાપિ તેણે પ્રસંગાવધાન રાખી શેઠના હાથમાંથી પોતાનો હસ્ત છોડાવી લેવાની દરકાર કર્યા વગર જ તેની સામે અર્થપૂર્ણ દૃષ્ટિથી જોતાં તિક્ષ્ણ સ્વરે જવાબ આપ્યો: "તમારાં પત્નીની સ્વપ્નાવસ્થામાં તેમના મુખમાંથી જે હકીકત બહાર નિકળી હતી તે સર્વ મારા સાંભળવામાં આવી છે."

તેના એ શબ્દો કાનપર પડતાની સાથે જ શેઠનું મુખ મડાોયું બની ગયું. જાણે તેને અર્ધાંગવાયુનો ઝટકો લાગ્યો હોય તે પ્રમાણે તે ખુરસીપર આડો પડયો અને દીન સ્વરે બોલ્યો: "હાય! ત્યારે શું છેવટે મારૂં દુષ્ટ સ્વપ્નું ખરૂં પડયું?"

શેઠના આ ઉદ્ગારથી લબાડ દાસીનાં નેત્રો વિજયશ્રીના આનંદથી ચમકવા લાગ્યાં. તે શાંત અને ગંભીર સ્વરે બોલવા લાગી. પરંતુ તેનો પ્રત્યેક શબ્દ મેઘગર્જના પ્રમાણે પોતાના કાનમાં ગડગડે છે એવો આ દુર્ભાગી શેઠને ભાસ થયો. ગંગા બોલી: "આજ કેટલાં યે વર્ષો થયાં વિઠલદાસ પ્રત્યે મારા હૃદયમાં પ્રેમોદ્ભવ થયો છે. આજ સુધી એ પ્રેમને મેં ગુપ્ત રાખી મૂકયો હતો. પરંતુ આજે

તે મને પ્રાપ્ત થશે જ થશે એવી મારા મનની ચોક્કસ ખાત્રી થવાથી એ પ્રેમ મેં જાહેર કર્યો છે. તમે એવી કલ્પના કરી હશે કે તમારા કુળની ખાનદાની કાયમ રહે, તેને બટ્ટો ન લાગે તે સારૂ મેં પેલી ભિખારણ છોકરીના માર્ગમાં વિઘ્ન નાંખ્યુ હતું ! જો તમે એવી કલ્પના કરી હોય તો તે મનમાંથી બિલકુલ કાઢી નાંખો. મેં તો માત્ર મારો પોતાનો સ્વાર્થ સાધવાને માટે જ એ કાર્ય કર્યું હતું. મારો વિઠલદાસ ઉપર પ્રેમ છે અને તે બીજી સ્ત્રીની સાથે લગ્ન કરે તે હું જોઇ શકું નહિ જ. એથી એ બે જણાં વચ્ચે અંતર પાડવાનો યોગ મેં ગોઠવી દીધો. આજે નહિ તો કાલે, અથવા અમુક દિવસ પછી મારો પ્રિયતમ એ છોકરીને ભૂલી જશે એવી મારી કલ્પના હોવાથી આજ સુધી મેં રાહ જોઇ. પરંતુ મારી એ કલ્પના ખોટી ઠરી. હજી વિઠલદાસનો એ છોકરી ઉપર પ્રથમ દિવસના જેટલો જ પ્રેમ કાયમ છે, અને તે તેની શોધને માટે આખો દિવસ શહેરમાં ચોતરફ ભટકવામાં ગાળે છે. તેમના એ વર્તન સામે પ્રતિબંધ થવો જોઇએ અને મારી મહત્ત્વાકાંક્ષા પણ પૂર્ણ થવી જ જોઇએ, એવા વિચારથી આજે આ વાર્તા મેં આપને સ્પષ્ટપણે જણાવી છે. હવે આપનું વચન પાળવું તે આપના હાથમાં છે. વિઠલદાસનું મન બદલવું જોઇએ અને તેમણે મારો સ્વીકાર કરવો જ જોઇએ. તેમનું મન બદલાવવાને માટે શું કરવું તેનો તમે પોતે જ વિચાર કરી લ્યો. તેમને આપની ગુપ્ત વાર્તા જણાવવી પડશે. પણ તે જણાવવી જ જોઇએ—તે સિવાય બીજો રસ્તો જ નથી. તેમનો સ્વભાવ ઉદાર છે. તમારૂં રક્ષણ કરવાને માટે તે ગમે તેટલો મોટો સ્વાર્થ-ત્યાગ કરવાને માટે તત્પર થશે. તમારી ગુપ્ત વાર્તા તેમને જણાવતાં તમારા મનમાં અસહ્ય વેદના થશે એ હું સમજું છું. પણ તે સહન કર્યા વગર તમારો છૂટકો નથી. મારો જે નિશ્ચય થયો છે તેમાં ફેરફાર થવાનો નથી. મારી આ ઇચ્છા પૂર્ણ થવી જ જોઇએ. તમને શું લાગશે અને લોકો શું કહેશે તે મારે જોવાની જરી યે જરૂર

નથી. એટલા માટે છેવટે હું તમને જણાવું છું કે કોઇ પણ પ્રયત્ને મારી સાથે લગ્ન કરવાને માટે વિઠલદાસને તત્પર બનાવો અને એ કાર્ય બને તેટલું ત્વરાથી થવું જોઇએ."

તેનું આ લાંબું ભાષણ ચાલૂ હતું તે વખતે રણછોડદાસ તેની સામે શૂન્ય દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. અર્ધ જાગૃત અને અર્ધ નિદ્રિત અવસ્થામાં સ્વપ્ન જોનાર મનુષ્યના જેવી તેની અવસ્થા થઇ હતી. જો આ બધું ખરેખર સ્વપ્ન હોત તો તે સ્વપ્નમાંથી મુક્ત થતાં તેને અતોનાત આનંદ થયો હોત. પરંતુ એ શા કામનું ? આ કાંઇ સ્વપ્ન નથી પણ પોતે જે જૂએ છે અને સાંભળે છે તે સર્વ સાચું છે. એ કલ્પના એક ક્ષણ વાર પણ તેના મનમાંથી ગઇ ન હતી. ગંગા બોલી રહી ત્યાં સુધી તે એક સરખો તેની તરફ જોઇ રહ્યો. તે બોલતી અટકી ગઇ એટલે રણછોડદાસનું મન સ્હેજ ઠેકાણે આવ્યું અને તેના મુખમાંથી અસ્પષ્ટ પણ દુઃખપૂર્ણ ધ્વની બહાર પડયો. પોતાને અત્યારે જે વેદના થઇ રહી છે તે પોતાના અપરાધને સર્વથા યોગ્ય છે એવો પશ્ચાત્તાપ તેના મનમાં થવાને લીધે જ જાણે એ દુઃખસ્વર તેના મુખમાંથી બહાર પડયો હતો ! અત્યારે આ સ્થળે આ પાષાણ હૃદયી અને મહત્ત્વાકાંક્ષી સ્ત્રીને બદલે જો કોઇ ઓછા કઠોર હૃદયનું મનુષ્ય હોત તો આ વૃદ્ધ શેઠની અત્યારની દુરાવસ્થા જોઇને તેના મનમાં દયાનું સ્ફુરણ થયું હોત અને તેણે કદાચ પોતાની હઠ છોડી પણ દીધી હોત. પરંતુ આ આસુરીવૃત્તિની સ્ત્રીના હૃદયમાં દયાનો તો અંશ માત્ર પણ ન હતો. એથી પોતાની મહત્ત્વાકાંક્ષા ચોક્કસ પૂર્ણ થશે એમ તેને આનંદ થવા લાગ્યો. તે અર્થપૂર્ણ અને વિજયશ્રીયુક્ત મુદ્રાથી શેઠની સામે જોતી ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઇ.

---

# પ્રકરણ ૨૬ મું.

## સમુદ્રને તીરે

અંગાના ગયા પછી આ દુર્દૈવી વૃદ્ધ જેવી ને તેવી સ્થિતિમાં અમુક સમય સુધી પડયો રહ્યો. ત્યાર બાદ તે ઉઠયો અને જાણે પોતાના ચહેરા પર અંકિત થયેલી મનોવિકારની છટાને લૂછી નાખવા માગતો હોય તેવી રીતે મુખ પર જોરથી હાથ ફેરવવા લાગ્યો. તે જ વેળાએ "હે પ્રભુ! મારૂં શું થશે? હું શું કરૂં?" એવા નિરાશાપૂર્ણ ઉદ્દગાર તેના મુખમાંથી સરી પડયા.

તે ઉઠીને બેઠો ખરો, તથાપિ તેના હૃદય પર થતા પ્રબળ મનોવિકારના દબાણથી તેને અંધારાં આવતાં હોય એવો ભાસ થવા લાગ્યો. આ દિવાનખાનું જાણે અત્યંત ગરમ હોય અને પોતાનું શરીર એ ગરમીમાં શેકાઇ જતું હોય એમ તેને લાગ્યું. અત્યારે રાત્રીના સાડાઆઠ થઇ ગયા હતા. હવામાંથી ઉકળાટ પણ ઓછો થઇ ગયો હતો. પરંતુ તેના મનમાં અનેક પ્રકારના ભયંકર અને કષ્ટપ્રદ વિચારો ચાલતા હોવાથી તેનું રક્ત ગરમ થઇ ગયું હતું. તેના શરીરમાં તણખા નાંખતા હતા. એ આગને શાંત કરવાને માટે ખૂલ્લી અને ઠંડી જગ્યામાં જવાનું તેને અગત્યનું લાગ્યું. તેણે પોષાક ધારણ કર્યો. તે બંગલાની બહાર નીકળ્યો અને સીધો સમુદ્રતટ તરફ જવા લાગ્યો. સમુદ્રતટ પર પશ્ચિમનો શિતળ સમીર તેના શરીર અને મનને ઠંડુ પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે એક પત્થર પર બેઠો અને પોતાના ઉપર આવી પડેલા આ પ્રસંગમાંથી પોતાને સર્વ પ્રકારે સુરક્ષિત બનાવવાને માટે શી યુક્તિ કરવી તેનો વિચાર કરવા લાગ્યો. પરંતુ તેના મગજમાં અત્યારે એટલા બધા વિચારો ઉછાળા મારી રહ્યા હતા કે કોઇ પણ યુક્તિ તેને અસરકારક લાગતી ન હતી. તેના મનનો એ તો દૃઢ નિશ્ચય હતો કે આ

નીચ દાસીની રાક્ષસી મહત્ત્વાકાંક્ષાનો ભોગ પોતાના ભાણેજને થવા દેવો નહિ. ગંગાનો તિરસ્કાર કરવો, તેના ઉપર કોઇ પણ પ્રકારનું દોષારોપણ કરીને તેને કાઢી મૂકવી એ એક માર્ગ તેને દેખાતો હતો. પરંતુ એ માર્ગ પૂર્ણ સુરક્ષિત નહોતાં મોટો જોખમકારક છે એમ તેને લાગતું હતું.

એવી રીતે તે પોતાના મનમાં યુક્તિપ્રયુક્તિ યોજતો હતો એ વખતે પોતાની દિશા તરફ આવતાં કોઇનાં પગલાંનો અવાજ તેને કર્ણગોચર થયો. તેણે પાછળ દષ્ટિ કરી તો એક પુરુષ ત્યાં આવતો તેની નજરે પડયો. પેલો મનુષ્ય આગળ આવ્યો. તે ચમત્કારિક રીતે હાથ હલાવતો અને દીર્ઘ નિઃશ્વાસ નાંખતો એક સ્થળે સમુદ્રતટપર ઊભો રહ્યો. ચંદ્રોદય થઇ ગયો હતો. તેનાં કિરણ આ માણસના મુખપર પડતાં હતાં. એથી આ મનુષ્યની મુદ્રાપર પ્રસરતા મનોવિકાર રણછોડદાસના જોવામાં આવ્યા. આ મનુષ્યની મુદ્રા નિરાશા અને બીજા કાંઇ ભયંકર વિચારોને લીધે ભયાનક દેખાતી હતી. એ ઉપરથી આ મનુષ્ય અહીં આત્મહત્યા કરવાને માટે આવ્યો હશે એમ રણછોડદાસને લાગ્યું. પોતાની સામે કોઇને આત્મહત્યા કરવા દેવી તે યોગ્ય નથી એવો વિચાર મનમાં આવવાથી શેઠ ઉઠવા જતો હતો ત્યાં એ મનુષ્યનો વિચાર બદલાવાથી તેની મુદ્રા ઉપર ભયગ્રસ્તતાનું ચિહ્ન દેખાયું. અને ' નહિ ! નહિ ! આવું ભયંકર કૃત્ય કરવાની મારામાં હિમ્મત નથી ! " એવો ઉદ્ગાર એ માણસના મુખમાંથી બહાર પડયો. તે આગળ વધ્યો અને રણછોડદાસના નજીકમાં આવીને એક પત્થરપર બેસી ગયો. જો કે તે પોતાના વિચારમાં એટલો બધો ચકચૂર બની ગયો હતો કે પોતાની આસપાસ કોઇ મનુષ્ય હશે એવો તો તેને ખ્યાલ પણ ન હતો.

રણછોડદાસે આ મનુષ્યને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો: " ઓ દુર્ભાગી મનુષ્ય ! આવા પ્રકારનું ભયંકર કૃત્ય કરવાને તૈયાર થયેલો તું કોણ છે ? "

અમે ઉપર જણાવી ગયા કે આ માણસનું લક્ષ પોતાના વિચારોમાં જ હતું. એથી રણછોડદાસના શબ્દો તેના કાન ઉપર પડતાં તે એકાએક ચમકયો. પરંતુ બીજી જ ક્ષણે તે સાવધ બની ગયો અને બોલ્યો: "મારો શો વિચાર હતો એ તમે સમજી ગયા લાગો છો અને તે જાણીને તમે મને આવો પ્રશ્ન કર્યો દેખાય છે. આવી રીતે ખાલી મોઢાની લાગણી દર્શાવનારા અનેક મનુષ્યો મારા જોવામાં આવ્યા છે. પરંતુ જો તમે મારા ઉપરના સંકટને ટાળવાને માટે તૈયાર હો તો હું તમને એ વાત કરૂં. બાકી ખાલી તમારા પ્રશ્નનો જવાબ આપવાથી શો લાભ ?"

રણછોડદાસ જે પત્થરપર બેઠો હતો. ત્યાંથી ઉઠયો અને પેલા મનુષ્યની પાસે જઇને તે જે પત્થરપર બેઠો હતો તેના પર જઇને બેઠો. પછી તે બન્ને જણા એકબીજાની સામે બારિકાઇથી જોવા લાગ્યા. પોતાની સામે બેઠેલો મનુષ્ય યુવાન, ઉંચો, મજબૂત કાઠીનો અને દેખાવમાં સુરેખ છે, તેણે ધારણ કરેલાં વસ્ત્રો જૂનાં, મેલાં, અને ફાટેલાં છે અને તેના મનમાં અલ્પ સમય પૂર્વે ઘોળાતા ભયંકર વિચારોને લીધે તેની મુદ્રા અત્યંત નિસ્તેજ બની ગયેલી હોવા છતાં તે પુરુષ પાણીદાર છે એમ રણછોડદાસને તેના અવલોકનપરથી સમજાયું. આ યુવકની ફાવરીબાવરી બનેલી દૃષ્ટિ રણછોડદાસની આંગળી પરની રત્નજડિત મુદ્રિકા અને તેણે ધારણ કરેલા મૂલ્યવાન પોષાકપર ચોંટી રહી હતી.

રણછોડદાસે પૂછ્યું : "હું તને દ્રવ્યની સહાય કરૂં એવી તારી ઇચ્છા દેખાય છે, પરંતુ તે ઇચ્છા પૂર્ણ કરતાં પહેલાં તું કોણ છે એ તો મારે જાણવું જોઇએ ના !"

યુવકે જવાબ આપ્યો : "હું મારી હકીકત ટુંકામાં કહી શકીશ. મારો જન્મ શ્રીમંત કુટુમ્બમાં થયો છે. શ્રીમંતાઇમાં હું ઉછર્યો હતો. મને થોડું ઘણું શિક્ષણ પણ પ્રાપ્ત થયું છે. મારા પિતા પાસે પુષ્કળ પૈસા હતા, અને હું તેમનો એકનો એક દીકરો

હતો. તેમની વૃદ્ધાવસ્થામાં મારો જન્મ થયેલો હોવાથી તેમણે મને પુષ્કળ લાડ લડાવ્યા હતા અને તે મને મારી ઇચ્છા પ્રમાણે વર્તવા દેતા હતા તેમાં કશું આશ્ચર્ય નથી. મારા પિતા ગુજરી ગયા ત્યારે હું વીશ વર્ષનો હતો. તે વખતે ઓછામાં ઓછી બે લાખ રૂપીયાની મીલકતનો હું સ્વતંત્ર માલિક બન્યો. અત્યારે મારૂં વય સત્તાવીશ વર્ષનું છે. જુગાર અને બીજાં અનેક દુર્વ્યસનોમાં મારી સર્વ સંપત્તિ મેં ખરચી નાંખી, અત્યારે મારી પાસે અફીણ ખાવાને માટે એક પૈસો પણ નથી. બસ આટલું જ મારે મારા સંબંધમાં કહેવાનું છે."

રણછોડદાસના મનમાં એક જુદો જ વિચાર ઉત્પન્ન થયો. તે બોલ્યો : "તારા કહેવા પરથી તું અત્યારે બહુ જ વિપત્તિમાં હોય એમ લાગે છે."

તેણે બેદરકારીથી જવાબ આપ્યો : "અત્યારે મારી સ્થિતિ હાલહવાલ થઇ ગઇ છે! અત્યારે મારે માટે રહેવાને મકાન કે ખાવાને અન્ન પણ નથી. એવી સ્થિતિમાં મારી સામે બે માર્ગ હતા. તેમાંથી જે માર્ગ સિદ્ધ થઇ શકે તેમ હોય તે લેવો એવો મેં વિચાર કર્યો. આવા વિચારથી હું આ તરફ આવ્યો હતો. અહીં જે મનુષ્ય એકલ દોકલ મારી દૃષ્ટિએ પડે તેના ઉપર હલ્લો કરીને તેને લૂટી લેવો તે એક માર્ગ; અને જો તે સિદ્ધ ન થાય તો આ વિશાળ સમુદ્રમાં કૂદકો મારી તેના પેટમાં સદાને માટે નિવાસ કરવો તે બીજો માર્ગ. હું આ તરફ આમતેમ જોતો હતો. પરંતુ મારો પહેલો હેતુ સિદ્ધ થવાનો યોગ દેખાતો ન હતો. એટલે પછી બીજો હેતુ પૂર્ણ કરવાને માટે આ તરફ એકાંતમાં હું આવ્યો. પરંતુ છેક છેલ્લી ઘડીએ મારૂં મન પાછું હડી ગયું. આપઘાત કરવાની હું હિમ્મત કરી શકયો નહિ. તથાપિ અત્યારે તમારી મુલાકાત થયાથી મને એમ લાગે છે કે મેં આત્મહત્યા ન કરી તે સારૂં કર્યું."

તેનું આ ભાષણ સાંભળીને શેઠના શરીરમાં કંપ છૂટયો. આ

યુવક પોતાને લૂટી લેશે એ ભીતિથી નહિ પણ અત્યારે શેઠના મનમાં જે વિચાર ઘોળાતો હતો એથી તેનું અંગ કમ્પવા લાગ્યું હતું. જાણે કોઇ બ્રહ્મરાક્ષસે પોતાના ઉપર પ્રસન્ન થઇને પોતાના હાથમાં આ યુવક રૂપી એક હથિયાર આપ્યું છે એમ તેને થતું હતું. તેણે પૂછ્યું: "ત્યારે તારો મને તો લૂટવાનો ઇરાદો નથી ને?"

આ યુવક નફટાઇપૂર્વક બોલ્યો: "એ વળી સવાલ કેવો ? તમને મારે શા માટે ન લૂટવા ? તમારા શરીર પર મૂલ્યવાન પોષાક છે, આંગળી પર રત્નજડિત મુદ્રિકા છે. તમારા ગળામાં રાયણમાળા દેખાય છે. આ સર્વ લક્ષણો પરથી તમારા ખીસામાં બિલકુલ રોકડ નહિ હોય એમ માની શકાતું નથી. બીજી વાત એ કે તમારી ઉત્તરાવસ્થા હોઇ તમારા શરીરમાં તમારૂં પોતાનું રક્ષણ કરવાની તાકાદ છે નહિ. હું યુવાન છું, તમારા કરતાં દશગણો શક્તિમાન છું. તમે શ્રીમંત છો, હું દરિદ્રી છું. જો તમે સ્વતઃ કાંઇક મને આપતા હો તો તમારા ઉપર જૂલ્મ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી. તમે જો તમારા ગજવા માંહેનું પાકીટ મારે સ્વાધીન કરશો તો એથી તમે કાંઇ ભિખારી થઇ જવાના નથી. અને તે જો મારા હાથમાં આવે તો એ મને ઘણું જ ઉપયોગી થઇ પડશે. તમારા પ્રારંભના ઉદ્ગારો પરથી તમારૂં મન દયાળુ હોય એમ લાગે છે. એટલે મારી મુશ્કેલી દૂર કરવામાં તમે જરી પણ આનાકાની કરવાના નથી એમ હું વિના શંકે સ્વીકારી લઉં છું."

તેનું આ ભાષણ ચાલતું હતું તે દરમિયાન તેના સ્વભાવના સંબંધમાં યોગ્ય કલ્પના કરવાનું રણછોડદાસ શેઠને સરળ થઇ પડ્યું. તેની બેદરકારી, તેનો નિશ્ચયદર્શક સ્વર તથા તેના નફટ સ્વભાવ પરથી આ જુગારી મનુષ્ય ગમે તેવું હલકું, ગંદુ અને ભયંકર કામ કરવાને માટે એક પગે તૈયાર થવા જેટલો નાદાન છે એવી શેઠના મનની ખાત્રી થઇ ચૂકી. જુગારના વ્યસનથી તથા જુગારી મનુષ્યોની સોબતથી તેનું મનુષ્યત્વ બિલકુલ અદૃશ્ય બની ગયું છે

અને તે શુદ્ધ પશુ બની ગયો છે એવી રણછોડદાસના મનની ખાત્રી થઇ ગઇ અને તેથી તેના મનમાં જે ભયંકર વિચાર ક્યારનો ઘોળાયા કરતો હતો તેને અધિક ઉત્તેજન મળ્યું અને બ્રહ્મરાક્ષસે પોતાના હાથે અનાયાસે આપેલા આ હથિયારનો યોગ્ય ઉપયોગ કરવાનો તેનો દૃઢ નિશ્ચય થયો. ગંગાના પંજામાંથી છૂટવાને માટે તે પોતાના મનમાં પુષ્કળ યુક્તિઓ યોજતો હતો. પરંતુ આ માણસની મુલાકાત થઇ ત્યાં સુધી એ યુક્તિઓ તેની રાજસી સદસદ્‌વિવેકશક્તિની મર્યાદાનો ત્યાગ કરી ગઇ ન હતી : ત્યાં સુધી તેના મનમાં આસુરી વિચાર ઉદ્ભવ્યો ન હતો. પરંતુ એ આસુરી વિચાર તેના અંતરમાં અત્યંત ગુપ્તપણે ન સમજાય તેવી રીતે રહેલો તો હતો જ; અને અગ્નિની ન્હાની શી ચીણગારીને જ્વાલાગ્રાહી પદાર્થનો સંયોગ થતાં જ એકદમ તેનો મોટો અવાજ કિંવા ભડકો થાય છે એવો જ પ્રકાર રણછોડદાસની કલ્પનાના સંબંધમાં અત્યારે બન્યો હતો. જે ભયંકર કલ્પના તેના મનમાં ગુપ્ત હતી તે કલ્પના આ નાદાન માણસનો મેળાપ થતાં જ પ્રકટ થઇ. આસુરી વૃત્તિના મનુષ્યના મનમાં સદૈવ અધમ વિચારો ઘોળાયા જ કરે છે. પોતાની અધમ યુક્તિઓ સાધ્ય થવામાં તેને ભીતિ લાગતી હોવાથી તે એ યુક્તિઓનો આશ્રય કરવામાં બ્હીએ છે. પરંતુ તેની એ ભીતિનો લય થવાને માટે એકાદું કારણ મળી આવે છે કે એ મનુષ્યનું રાક્ષસી સ્વરૂપ લાગલું જ પ્રકટ થાય છે.

રણછોડદાસે પોતાની સ્મિતપૂર્ણ દૃષ્ટિ આ મનુષ્યની મુદ્રા સામે રાખીને પૂછ્યું : “વારુ, હું જો મારી સ્વેચ્છાથી તને સહાય ન કરું તો મને લૂટવામાં તું જરીએ આનાકાની કરે નહિ કિંવા બાકી મેલે નહિ ખરું ને ?”

યુવકે જવાબ આપ્યો : “ લુચ્ચા અને લફંગા લોકોએ મને લાખો રૂપીઆમાં ખૂવાર કરી દીધો છે. એટલે જો થોડા પણ પૈસા પણ હાથ લાગવાનો સંભવ હોય તો એ પૈસા શાના છે કિંવા

તે લેવાનો મારો અધિકાર છે કે કેમ એ જોવાનું મને જરી યે કારણ નથી. મારે અત્યારે દ્રવ્યની જરૂર છે. તે કયા માર્ગે મેળવવું યોગ્ય છે તેનો વિચાર કરવાની મને બિલકુલ જરૂર જણાતી નથી. ”

રણછોડદાસના મનમાં જે વિચાર ઘોળાતો હતો તે સ્પષ્ટ રીતે બોલવાની તેની હિમ્મત ચાલતી ન હતી. છતાં કાંઇક પણ કહેવું જોઇએ એમ ધારીને તે કમ્પિત સ્વરે બોલ્યો: “ અરેરે ! તારી આ સ્થિતિ શોચનીય તો ખરી જ ”

યુવક ચેષ્ટાદર્શક સ્વરે હાસ્ય કરતો બોલ્યો : “ અહો શ્રીમંત ગૃહસ્થ ! મારી સ્થિતિની ખરી કલ્પના તમને કેવી રીતે આવી શકે ? ગયા બે દિવસથી મારા પેટમાં અન્ન ગયું નથી. હું જે મકાનમાં રહેતો હતો તેના ભાડાના પૈસા ન આપી શકાયાથી મને ઘરમાંથી બહાર કાઢયો અને એ મકાનમાં મારો જે સામાન હતો એ તેણે ભાડાની રકમ પેટે જપ્ત કરી લીધો. એથી અત્યારે મારા શરીર પરનાં આ જૂનાં, મલીન અને ફાટેલાં વસ્ત્રો સિવાય આ જગતમાં મારૂં એવું કશું યે રહ્યું નથી. એવી સ્થિતિમાં હું સમ્પુર્ણ નિરાશ બનીને જીવ આપવાને માટે તૈયાર થયો હોઉં તો તેમાં કશું આશ્ચર્ય છે ખરૂં ?” એટલામાં એકાએક તે જરીક તિક્ષ્ણ સ્વરે બોલ્યો : “પણ મહાશય ! હવે તમારી આ વાતો પૂરી કરો ! હું તમારી યુક્તિ સમજી ગયો છું. મને પસંદ પડે એવું બોલીને તમે વખત ગાળવાનો ઇરાદો રાખતા લાગો છો અને એટલી વારમાં અહીં કોઇ આવી જાય તો તમને તેની મદદ મળે એવા હેતુથી તમે આ ગપ્પાં મારો છો. પણ એમ હું ફસાઉં તેવો નથી. ચાલો, ઢીલ ન કરો. તમે વગર આનાકાનીએ તમારા ગજવા માંહેનું પાકીટ મારે સ્વાધીન કરો. ”

રણછોડદાસે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ગજવામાં હાથ નાંખીને જવાબ આપ્યો: “જ્યારે હું તે તને મારી ખુશીથી જ આપવા માગું છું ત્યારે તું એટલો બધો આગ્રહ શા માટે કરી રહ્યો છે ? આ પાકીટમાં પાંચસો રૂપીયાની નોટો છે.”

પેલો યુવક એક ઝડપ મારી એ પાકીટ પોતાના હાથમાં લેતાં બોલ્યો: " હું મારી ખાનદાનીના સોગન ખાઇને કહું છું કે તમારો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. તથાપિ તમારા ચ્હેરા તરફ જોતાં મને એવો સંશય આવે છે કે આવી રીતે આ પાકીટ મારે સ્વાધીન કરવામાં તમારો કાંઇક ખાસ હેતુ હોવો જોઇએ. કાં તો તમે મોટા ઉદાર અને કર્ણ જેવા દાતાર હોવા જોઇએ અથવા તો મારી મારફત કોઇ કાર્ય કરાવી લેવાની તમારી ઇચ્છા હોવી જોઇએ. મારા એ તર્ક માંહેનો કયો તર્ક સાચો છે એ તો તમે જણાવો ત્યારે જ ખબર પડે."

રણછોડદાસ સ્મિતપૂર્વક બોલ્યો: "તું બરાબર સમજી ગયો. તારો બીજો તર્ક જ સાચો છે. પૈસાને ખાતર ગમે તેવું કાર્ય કરવાને તૈયાર થાય એવા વિશ્વાસુ માણુસની મને જરૂર છે. સમજ્યો ને? ગમે તેવું કાર્ય-હું જે કહું તે કાર્ય-કરનાર માણુસ મારે જોઇએ છે."

આ નાદાન જુગારી શાંતપણે બોલ્યો: " ધ્યાનમાં આવ્યું. પણ કાર્યના પ્રમાણમાં કીમત પણ મોટી હશે, અને તે આપવાને તમે તૈયાર પણ હશો જ."

રણછોડદાસ બોલ્યો: " બેશક ! એમાં સવાલ શો ? પૈસાની બાબતમાં હું કૃપણ નથી એ તો તારા ધ્યાનમાં આવ્યું હશે જ."

યુવક બોલ્યો: " હા, બ્હાના તરીકેની રકમ ઓછી ન ગણાય. એટલે આ સોદો નક્કી કરવાને મારૂં મન પણ લલચાયું છે."

શેઠે કહ્યું: " પણ પૂરો વિચાર કરી જો. હું જે કહું તે કરવાને માટે તારે તૈયાર થવું પડશે."

તે બોલ્યો: " પૈસા કાંઇ મફત મળે છે ? પૈસા જોઇતા હોય તો કામ કરવાને તૈયાર થવું જ પડે. બાકી તમારી આ પ્રસ્તાવના ઉપરથી તમો જે કામ બતાવવા ઇચ્છો છો તે કાંઇ એકદમ અને સહેલાઇથી પાર પાડી શકાય એવું લાગતું નથી. મને તો એવો ભાસ થાય છે કે એ કામ લાલચોળ રંગનું હોવું જોઇએ !"

રણછોડદાસ 'લાલચોળ' શબ્દ સાંભળીને ચમકયો. તથાપિ પ્રસંગાવધાન રાખીને બોલ્યો: "હા, એમ છે ખરૂં. એમ સમજ કે તારી આ કલ્પના ખરી છે; તો પછી તું પાછી પાની કરવાનો કે કેમ ?"

યુવકે જરી યે ધડકયા વગર ઉત્તર આપ્યો: "બિલકુલ નહિ. બાકી જો ખરૂં પૂછાવો તો આવો સોદો કરવાનો આજે આ પહેલો જ પ્રસંગ મળ્યો છે એટલે તેના બદલાનો મારે પૂરતો અને બરાબર વિચાર કરવો જોઇએ. હું કેટલા બદલામાં કયું કયું કામ કરી શકીશ તેનો અંદાજ તમને જણાવું છું. ભર રસ્તા પર કોઇને લૂંટવો હોય તો એક હજાર રૂપીઆ. કોઇ મકાન પર ચોકી પહેરો હોય તેના પર હલ્લો કરી ત્યાંથી લૂટ કરવી હોય તો અઢીહજાર રૂપીઆ. કોઇ મકાનને આગ લગાડવી હોય તો ચાર હજાર રૂપીઆ. કારણ કે એ કામ–જો તે દ્વારા કોઇ રાજકીય હેતુ સિદ્ધ કરવાનો ન હોય તો–નાર્મદનું જ ગણાય. ન્હાના બાળકનું ગળું કાપવાના છ હજાર રૂપીઆ. મોટા પુરુષનું ખૂન કરવાના આઠ હજાર રૂપીઆ. એકાદી સ્ત્રીનું ગળું દબાવવાના દશહજાર રૂપીઆ. મારા કામની કીમત આ છે; અને આપણે તમામ કામ રોકડેથી જ કરીએ છીએ. બધી રકમ અગાઉથી જ મળવી જોઇએ, ઉધાર રાખવાનું નહિ."

આ માણસને પ્રસ્તુત હકીકત આટલી શાંત રીતે જણાવતો જોઇને રણછોડદાસના મનમાં શંકા ઉત્પન્ન થઇ. તેણે પૂછ્યું: "તું આ સાચું કહે છે કે ખાલી મશ્કરી કરે છે ?"

બદમાશ મનુષ્યે સામો પ્રશ્ન કર્યો: "હું તમને જ સવાલ કરૂં છું કે આ તમે અંતઃકરણપૂર્વક બોલો છો કે ખાલી મારી પરીક્ષા કરો છો ?"

રણછોડદાસે જવાબ આપ્યો: "મેં કશા પણ વાંધા લીધા વગર મારૂં પાકીટ તારે સ્વાધીન કર્યું એટલા પરથી જ તારી ખાત્રી

થયેલી હોવી જોઈએ કે હું જે કહું છું તે અંતઃકરણ-પૂર્વકનું જ છે."

"અને તે પાકીટનો મેં સ્વીકાર કર્યો એ ઉપરથી હું મશ્કરી કરતો નથી એવી તમારી પણ ખાત્રી થવી જ જોઈએ." જુગારી બોલ્યો: "માટે તમારે જે કાંઈ કહેવું હોય તે સ્પષ્ટપણે કહી નાંખો. હવે નકામી વાર કરવાની જરૂર નથી. તમારે તો મેં જે જવાબ આપ્યો છે તે કાયમનો સમજી લેવો."

રણછોડદાસે જણાવ્યું: "મારે જે કહેવાનું છે તે આજે કહી શકાય તેમ નથી. આપણે આજથી એક અઠવાડિયે આજ વારે, આ જ સમયે અને આ જ સ્થળે મળીશું."

યુવકે સફાઈથી ઉત્તર આપ્યો: "હું કાંઈ એવો મૂર્ખો નથી. તમે આવો ત્યારે તમારી સાથે બે–પાંચ સિપાઈને લેતા આવો અને તેમની પાસે મને પકડાવો એટલું પણ હું સમજી શકું તેવો નથી!"

રણછોડદાસ તિરસ્કારપૂર્વક બોલ્યો: "મૂર્ખા! તને પકડાવવાથી મને શો લાભ થવાનો હતો?"

જુગારીએ જવાબ આપ્યો: "તમને લાભ હોય કે ન હોય પણ લોકો એવું કહે છે એ વાત તો જરી યે ખોટી નથી."

રણછોડદાસે કહ્યું: "તું એક તરફથી તને મોટો બુદ્ધિમાન ગણાવે છે અને બીજી તરફથી આવી શંકા લાવે છે એ જોઈને મને નવાઈ લાગે છે. સાંભળ—જો, ઘોડાના ડાબલાનો અવાજ થાય છે એ કોઈ પોલીસનો સ્વાર હશે. હું જો બૂમ પાડું તો તે તુરત અહીં આવે અને તને પકડી લ્યે. જો તને પકડાવવાની મારી ઈચ્છા જ હોય તો આજે જ હું તે કાર્ય હરકોઈ રીતે કરી શકું એમ હોવા છતાં પણ કરતો નથી, એ તું જોઈ શકે છે. તો પછી એવું હું કરીશ એવી શંકા તને શા માટે આવવી જોઈએ?"

રણછોડદાસના મુખમાંથી એ શબ્દો નીકળતા હતા તે વખતે આ મનુષ્ય તેની સામે વેધક દૃષ્ટિએ જોઈ રહ્યો હતો. પોતાના

મનમાં અત્યારે ઘોળાતા વિચારો જાણી લેવાના ઇરાદાથી આ મનુષ્ય પોતાની સામે ભેદક દૃષ્ટિથી જોઇ રહ્યો છે એવું શેઠના લક્ષમાં આવ્યું અને તે બોલ્યોઃ "જો, ખુશીથી બારિકપણે મારી સામે જો. મારા મનમાં જરી યે કપટ છે જ નહિ. એટલે ગમે તેટલી વેધક દૃષ્ટિથી જોવા છતાં તને મારે માટે શંકા ઉપજવાની છે જ નહિ."

જુગારીની પણ ખાત્રી થઇ કે આ ગૃહસ્થ પોતાને ફસાવવા ઇચ્છતો નથી. એટલે તેણે કહ્યું: "બહુ સારૂ, હું તમારા ઉપર વિશ્વાસ રાખું છું. હું ઠરાવ મુજબ આવતા ગુરૂવારે આ જ સમયે અત્ર આવીશ. પણ તે વખતે મારી સાથે આઠ અવાજનો તમંચો લેતો આવીશ; અને જો તમારી લૂચ્ચાઇ મારા જાણવામાં આવી તો હું તે જ સમયે તમારૂં મગજ બહાર કાઢી નાંખ્યા સિવાય રહેવાનો નથી એ ચોક્કસ માનજો. એક ગોળીથી તમારો નિકાલ કરીશ અને બાકીની સાત ગોળી વડે બીજા ત્રણ–ચારનો અંત લાવ્યા સિવાય તો હું પકડાવાનો નથી જ. જો તમારો એવો હેતુ નહિ હોય તો તમે કહેશો તે કાર્ય કરવાને હું તૈયાર છું. આ પ્રમાણેના મારા શબ્દોથી તમારે ગુસ્સે થવાનું જરી યે કારણ નથી. મારી જગ્યાએ તમે પણ એ જ પ્રમાણે કરો કે નહિ તે મને કહો."

રણછોડદાસે કહ્યું: "કાંઇ હરકત નહિ. તું એક નહિ પણ બે તમંચા દશ–દશ અવાજના લાવે તો પણ મને તેની કશી બીતિ નથી. વારૂ, ત્યારે હવે આવતો બુધવાર—આ સમય—આ સ્થળ ચોક્કસ છે ના ?"

"ચોક્કસ–ચોક્કસ !" જુગારીએ ભારપૂર્વક કહ્યું અને તે બન્ને જણા ઉઠયા તથા એક બીજાથી છૂટા પડી જુદી જુદી દિશાએ જવા લાગ્યા.

---

## પ્રકરણ ૨૭ મું.

## રણછોડદાસનું કારસ્થાન.

એક અઠવાડિયું પસાર થઇ ગયું. વિઠ્ઠલદાસ સુભદ્રાની શોધ કરતો જ હતો, અને તેમાં તેને દરરોજ નિરાશા મળતી હતી. રણછોડદાસના કુટુમ્બનાં મનુષ્યોના મનમાં આનંદ ઉત્પન્ન કરનારી એવી એક પણ ઘટના તે સપ્તાહમાં બની આવી ન હતી. ઠરાવ મુજબ રણછોડદાસ સમુદ્ર તીરે પેલા જુગારીને મળવાને માટે ગયો અને એ બદમાશ યુવક પણ યથા સમયે ત્યાં આવીને તેને મળ્યો. એ બન્ને વચ્ચે પુષ્કળ વાત થઇ અને તેમણે શું કરવું તે નક્કી કરી નાંખ્યું. આ વખતે પોતે કોણ છે તે આ નીચ મનુષ્યના જાણવામાં ન આવે એવી રણછોડદાસે સાવચેતી રાખી હતી. રણછોડદાસે કેટલીક રકમ રોકડી નોટોના સ્વરૂપમાં આ બદમાશના હાથમાં આપી અને બાકીની રકમનો ચેક આપ્યો. એ પ્રમાણે બન્ને વચ્ચેનો સર્વ વ્યવહાર પૂરો થયા પછી તે બન્ને છૂટા પડ્યા.

આ પસાર થયેલા અઠવાડિયામાં રણછોડદાસે ગંગાને અવારનવાર બોલાવીને જુદા જુદા પ્રકારે તેનું મન વાળવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ એ આગ્રહી, હઠીલી અને મહત્ત્વાકાંક્ષી સ્ત્રીની સામે તેનું જરી યે ડહાપણ ચાલ્યું નહિ. તેણે તે પોતે આપી શકે તે કરતાં યે એક મોટી રકમ આપવાનું જણાવ્યું. તથાપિ ગંગાએ માન્યું નહિ. રણછોડદાસે જોયું કે આ છોકરી કોઇ પણ રીતે તેની હઠ છોડતી નથી. એટલે પછી તેણે છેવટનો માર્ગ લેવાનો નિશ્ચય કર્યો. ત્યારબાદ ઠરાવ મુજબ તેણે પેલા જુગારીની મુલાકાત લીધી અને જે કાંઇ કરવાનું હતું એ વિષયમાં તેની સાથે નક્કી કરી નાંખ્યું.

બીજે દિવસે સ્હવારે તેણે ગંગાને પોતાના દિવાનખાનામાં

બોલાવી. દિવાનખાનાનું દ્વાર ખાલી બંધ રાખ્યું. પછી તેણે ગંગાને ઉદ્દેશીને કહ્યું: "ગંગા ! હું તને પુનઃ એક વાર છેવટનો કહું છું કે તું તારી આ હઠ છોડી દે. તારા આ દુરાગ્રહનું પરિણામ સારૂં આવશે નહિ. આથી નથી વિઠલ સુખી થવાનો કે નથી તને સુખ મળવાનું; અને પરિણામમાં મારી કુળપ્રતિષ્ઠાને આટલું કલંક ચઢવાથી મારે તો આત્મહત્યા કરવાનો જ પ્રસંગ પ્રાપ્ત થશે."

ગંગા ગુસ્સાપૂર્વક બોલી : "શેઠ સાહેબ ! તમે પણ આ છોકરાંના જેવો શો ખેલ માંડયો છે ? હજાર વાર એકની એક વાત કર્યા કરો છો ! આ અઠવાડિયામાં મેં એક સો વાર આપને મારો જવાબ જણાવી દીધો છે. મારો જે નિશ્ચય થયો છે તે કોઇ પણ રીતે અને કોઇ પણ કાળે ફરવાનો નથી."

શેઠ કાલાવાલા કરતો કહેવા લાગ્યો : "ગંગા ! વિઠલદાસનો એક બીજી યુવતી ઉપર પ્રેમ છે. તે સ્હવારથી સાયંકાળ પર્યંત તેની શોધમાં રખડયા કરે છે એ પણ તું જાણે છે."

ગંગાએ જવાબ આપ્યો: "તેમાં હું શું કરૂં ? જુઓ, આપણી તમામ ઇચ્છાઓ પૂર્ણ થવી જ જોઇએ એવું કદિ પણ બનતું નથી. એટલે આપણી ઇચ્છાઓમાંથી જે આપણને મહત્ત્વની લાગતી હોય તે થોડા વધુ અંશે પૂર્ણ થાય તો એથી પણ આપણે આપણા મનને સંતોષ આપવો જોઇએ. મારો પ્રેમ અને મારી મહત્ત્વાકાંક્ષા એ બન્ને જો એકી સાથે પૂર્ણ થાય તો મને અપ્રતિમ આનંદ થાય એ સ્વાભાવિક છે. પરંતુ મારા પ્રેમનો કદાચ વિઠલદાસ તરફથી યોગ્ય પ્રતિકાર ન મળે તો પણ મારી મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થાય છે– હું વિઠલદાસ જેવા એક શ્રીમંત અને કુળવાન ગૃહસ્થની પત્નીપદે વિરાજી શકું છું, એટલાથી પણ મારે સંતોષ માનવો જોઇએ. વિઠલદાસનો પ્રેમ ન મળે તો ભલે પણ તેનો જમણો હસ્ત મળે એટલું ય મારા મનથી બસ છે."

શેઠે કહ્યું: "આ સંબંધથી કોઇને પણ સુખ થવાનું નથી. તે

સદૈવ તારો તિરસ્કાર કર્યા કરશે. તારા જેવી એક સામાન્ય દાસી સાથે પોતાને લગ્ન કરવાની ફરજ પડી એ અપમાન તે કદિ પણ ભૂલવાનો નથી."

ગંગા બોલી: "એમ તો તેમનો મારા ઉપર પ્રેમ ન હોવાને કારણે મને પણ ખેદ તો થવાનો જ ને! પણ એમાં આપણે શું કરીએ? બાકી બીજાની ગુલામગીરી કરનારી દાસી તરીકે જીવન વિતાડવા કરતાં આપણા ઉપર ભલે ને પ્રેમ દર્શાવતો ન હોય, એવા એક શ્રીમંત શેઠની પત્ની થવું તે સોગણું ઉત્તમ છે."

શેઠે કહ્યું: "ગંગા! તું ન્હાની હતી ત્યારથી અમારે ત્યાં નોકરી કરે છે. પરંતુ અમે તને કિંવા અમારા કોઇ પણ દાસદાસીને કદિ પણ અપશબ્દ કહ્યો હોય કિંવા તેમના ઉપર જૂલ્મ વર્તાવ્યો હોય એવું મને તો સાંભરતું નથી."

ગંગાએ જવાબ આપ્યો: "હા, અહીં જૂલ્મ નથી, ત્રાસ નથી, તિરસ્કાર નથી. પરંતુ ગમે તેમ તો યે હું માત્ર એક નોકર. મારે અહીંથી ક્યારે નીકળવું પડશે તે કહી શકાય નહિ. અને તેમ થતાં બીજું સ્થળ કોણ જાણે કેવું યે મળે તે કેમ કહી શકાય?"

રણછોડદાસ છેવટે કંટાળીને બોલ્યો: "ગંગા! ગંગા! મારા જાણેજે તને કદિ તલભાર પણ પીડા આપી હોય એવું જોવામાં આવ્યું નથી. છતાં પણ તેના સુખ સર્વસ્વનો નાશ કરવાને તું શા માટે તૈયાર થઇ છે?"

ગંગાએ શાંતપણે ઉત્તર આપ્યો: "હું ક્યાં તેના સુખની આડી આવું છું? તે બીજી પચાસ સ્ત્રીઓની સાથે લગ્ન કરે, સો રખાતો રાખે તો પણ હું તેને તે માટે એક શબ્દ પણ કહીશ નહિ. પેલી ગુલાબ તેને મળે અને તેની સાથે લગ્ન કરે તો એમાં પણ મને વાંધો નથી. એ તેને મળે તો તો પછી તેને સુખ થશે ના?"

રણછોડદાસ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બોલ્યો: "ગંગા! હજી પણ વિચાર કર. માત્ર ખાલી મોટી પદવીમાં કિંવા બહાર

દેખાતી શ્રીમંતાઇમાં બિલકુલ સુખ નથી. મારૂં પોતાનું જ ઉદા-હરણ જો. હું પોતે શ્રીમંત ગણાઉં છું, સહુ મને શેઠ–શેઠ કહે છે પણ મને કેટલું સુખ છે, એ તું જ કહે." એમ બોલતાં તેણે ગંગાના મુખ સામે અર્થપૂર્ણ દૃષ્ટિ કરી.

ગંગાએ ઉત્તર આપ્યો: "મારાં નેત્રો વડે એ સર્વ હું જોઇ શકું છું. આપની પરિસ્થિતિ મારા ધ્યાનમાં છે. વળી આ કાંઈ આપે આજે મને નવી વાત કરી નથી. આ વાત સાંભળી સાંભળીને તો મારા કાન કંટાળી ગયા છે, અને તેનો જવાબ આપી આપીને મારૂં મ્હોં પણ દુઃખવા આવ્યું છે. હું આપને છેવટની કહી દઉં છું કે આપ આથી વિશેષ ગમે તેટલા પાંડિત્યને ખાલી કરો, ઉપદેશ આપો, ધમકી આપો, દ્રવ્યની આશા દર્શાવો, આંખોમાં પાણી લાવો, વિનવણી કરો, તો પણ મારો જે નિશ્ચય થયો છે તે નક્કી છે. તેમાં હવે કશો પણ ફેરફાર થવાનો નથી. વળી આપ આવી રીતે દિવસો પસાર કરો છો તે પણ હવે બંધ કરી દ્યો. આજે ને આજે જ આ બાબતનો કોઇ પણ પ્રકારનો નીકાલ લાવવાની જરૂર છે. જો આજે આ બાબતનો નીકાલ નહિ આવે તો આવતી કાલે શું થશે તેનો વિચાર આપ કરી લેજો "

રણછોડદાસ પણ તિરસ્કારદર્શક મુદ્રા કરીને બોલવા લાગ્યો; "મને પણ એ એકની એક વાર્તાથી કંટાળો આવ્યો છે. એટલે આ બાબતનો છેવટનો નીકાલ લાવવાને માટે જ મેં તને આજે બોલાવી છે. તારા મુખમાંથી શું નીકળે છે તે જાણવાને માટે જ મેં તને આ છેવટનો પ્રશ્ન કરી જોયો હતો."

તેણે કહ્યું: "અને મેં પણ અત્યારે મારો છેવટનો જવાબ આપી દીધો છે. બહુ બહુ તો આજનો દિવસ હું આપને આપું છું. પછી આવતી કાલે સ્હવારે મને યોગ્ય લાગશે તે પ્રમાણે હું કરીશ."

શેઠે જણાવ્યું: "તું જ્યારે પાછી હઠતી નથી અને તારા વિચારમાં મક્કમ રહે છે ત્યારે હવે મારે તારી પાસે મારૂં મસ્તક નમાવવું જ પડશે."

ગંગાના મુખપર વિજયશ્રી ચમકવા લાગી. તે રણછોડદાસ સામે પુલકિત વદને જોતી બોલી : "અત્યારે આપ પૂરો વિચાર કરીને બોલ્યા ખરા. વારૂ, ત્યારે હવે આપ આપના ભાણેજને આ વાર્તા ક્યારે જણાવશો ?"

"અત્યારે, આ ઘડીએ જ." શેઠે જવાબ આપ્યો.

"અને લગ્નનો દિવસ કયો નક્કી કરેલો વિચાર છે ?" તેણે બીજો પ્રશ્ન કર્યો.

રણછોડદાસે જણાવ્યું : "જો સારૂં મૂહૂર્ત આવે અને દિવસ ચોખ્ખો હોય તો આવતી કાલે જ. હું વિઠલદાસને હમણાં જ બોલાવીને તમામ હકીકત જણાવું છું. તેની સાથે મારૂં સંભાષણ પૂરૂં થાય એટલે પછી તું તુરત મારી પાસે આવજે. મારી બોલાવવાની રાહ જોઇશ નહિ. તું જા અને અને કોઇ નોકરને કહી વિઠલને અહીં મોકલવાની વ્યવસ્થા કર."

"બહુ સારૂં, હું હમણાં જ તેમને અહીં મોકલી આપું છું." એ પ્રમાણે કહીને મોટા આનંદપૂર્વક એ દિવાનખાનામાંથી બહાર નીકળી.

તે ગયા પછી રણછોડદાસ વિચારગ્રસ્ત બની ગયો. થોડી વારે વિઠલને દિવાનખાનામાં આવેલો જોઇને તે વિચારનિદ્રામાંથી જાગૃત થયો અને તેને પોતાની પાસે બેસારી તેણે તેની સાથે પ્રેમપૂર્ણ સ્વરે બોલવાનો પ્રારંભ કર્યો : "વિઠલ ! છેલ્લા ત્રણ–ચાર મહિનામાં તારી પ્રકૃતિ આટલી બધી ક્ષીણ બનેલી જોઇને મને અત્યંત દુઃખ થાય છે. આટલા દિવસ તો મેં મારા એ દુઃખને મનમાં જ દબાવી રાખ્યું હતું. પણ આજે તે હું તારી પાસે પ્રકટ કરૂં છું. મારૂં એવું ચોક્કસ માનવું છે કે તને કોઇ પણ અમુક બાબતની ચિંતા કોરી ખાય છે. તું મારા ઉપર અધિક વિશ્વાસ રાખી તારૂં મન મારી પાસે શા માટે ખુલ્લું કરતો નથી ?"

વિઠલદાસનાં નેત્રોમાં ઝળઝળીયાં આવી ગયાં. તે પોતાના મામાનો

હસ્ત પોતાના હાથમાં લઇને બોલ્યો : "મામા સાહેબ! મેં એક વાર્તા આપનાથી છૂપાવી રાખી છે તે માટે આપ મને ક્ષમા કરજો. પરંતુ હું શું કરૂં? એ વાર્ત્તા આપના જાણવામાં આવવાથી આપને મારે માટે ખોટું લાગવાનો જ સંભવ છે."

રણછોડદાસે કહ્યું: "તારા આ કથન ઉપરથી મને એમ લાગે છે કે તારૂણ્યના મદમાં તેં કોઇ પણ પ્રકારની મૂર્ખતા કરેલી હોવી જોઇએ અને તે માટે હવે તને પશ્ચાત્તાપ થતો હોવો જોઇએ."

વિઠલદાસે જવાબ આપ્યો: "મારા દુઃખનું કારણ તારૂણ્ય છે એ વાત સાચી છે. તથાપિ કોઇ પણ પ્રકારની મૂર્ખતા થવાને લીધે મને પશ્ચાત્તાપ થાય છે એ આપનો તર્ક સાચો નથી એ હું આપને પ્રથમથી જ નમ્રતાપૂર્વક જણાવી દઉં છું."

શેઠે પૂછ્યું: "ત્યારે કોઇ છોકરી પ્રત્યે તારૂં મન આકર્ષાયું છે?" એ પ્રશ્ન કરતી વખતે જાણે પોતાને એ વિષે કશી પણ માહિતી ન હોય એવો જ તેણે દેખાવ કર્યો.

વિઠલદાસ ખિન્ન મુદ્રાથી અને દુઃખપૂર્ણ સ્વરે બોલ્યો : "તે અત્યારે જણાવ્યું શા કામનું? જ્યારે તેનો ક્યાંય પત્તો જ લાગતો નથી ત્યારે તેના સંબંધમાં વાત કરવી શા અર્થની? આજે બે મહીનાથી હું તેની એક સરખી રીતે તપાસ કર્યા કરૂં છું. પરંતુ ક્યાંય પણ તેની ભાળ મળતી નથી. મારા મનમાં તો એવી પણ શંકા ઉદ્‌ભવવા લાગી છે કે તે આ લોક છોડી તો ગઇ નહિ હોય!" એમ કહેતો તે આંખો લૂછવા લાગ્યો.

રણછોડદાસે કહ્યું: "જો એમ હોય તો તારે તેને ભૂલી જવી એ જ યોગ્ય છે. જો તેનો તારા ઉપર પ્રેમ હોત તો તે પોતે જ તને મળવાનો પ્રયત્ન કરતી હોત—તને મળી હોત. તારા જેવા બુદ્ધિમાન્ યુવકે એક સામાન્ય છોકરીને માટે આટલું બધું ટળવળવું એ કેવળ મૂર્ખતા જ ગણાય." એવી રીતે પ્રારંભ કરીને રણછોડદાસે એ વિષય પર એક મોટું ઉપદેશાત્મક વ્યાખ્યાન આપવા માંડ્યું.

તેનું વ્યાખ્યાન પૂર્ણપણે સાંભળી લીધા પછી વિઠ્ઠલદાસ બોલ્યોઃ "આપનો આ ઉપદેશ મેં સાંભળ્યો. પણ મારી સુભદ્રા મને મળ્યા સિવાય મારા મનને બીજી કોઇ પણ રીતે શાંતિ મળવાની નથી. તેના સિવાય આ જગત મને ખારા સમુદ્રના જેવું લાગે છે. તેની પ્રાપ્તિ ન થાય તો આ જગતમાં જીવન ધારણ કરવું વ્યર્થ છે. જો તે મને નહિ મળે તો આમ ઝુરી ઝુરીને મારો અંત જ આવી જશે."

રણછોડદાસે કહ્યું : "તારા આ શબ્દોથી મને ખેદ થાય છે. હું તને પૂછું છું કે તું મારા કહેવા પ્રમાણે કરીશ?"

"એવો પ્રશ્ન કરવાનું કારણ જ નથી. આપ મને આજ્ઞા કરો તેનું મારે પાલન કરવું જ જોઇએ. એ મારૂં કર્તવ્ય છે."

રણછોડદાસે જણાવ્યું : "તું જો આવી રીતે એકાન્તવાસનું સેવન કરીશ તો તારૂં દુઃખ ઉલટું વધતું જ જશે. એટલા માટે સારા માણસોમાં મળી હળી તારા મનને બીજી બાબત તરફ વાળવાનો પ્રયત્ન કર. આજે સર રમણચંદ્રને ત્યાં ગાર્ડન પાર્ટી છે. તેમાં મને અને તને બન્નેને આમંત્રણ છે. તું પણ મારી સાથે આવીશ એવો હું તેમને સંદેશો મોકલું ને?"

વિઠ્ઠલદાસે શાંતપણે ઉત્તર આપ્યો : "હું આપની આજ્ઞાની બહાર નથી. મારા મનને ગમે તેટલું દુઃખ થતું હશે તો પણ હું આપને માઠું લાગે એવું કશું પણ વર્તન કરવાનો નથી. ત્યાં ગાર્ડન પાર્ટીમાં મારા આવવાથી જો આપને આનંદ થતો હશે તો હું ખુશીની સાથે આવીશ."

રણછોડદાસ તેના મનનું સમાધાન કરવાના હેતુથી બોલ્યો : "આવી રીતે હિમ્મત હારી જવામાં કશો યે સાર નથી. 'એ ભી દિન નીકલ જાયગા.' આજે તું આ પાર્ટીમાં આવવાને તૈયાર થયો છે. એવી રીતે આઠ–દશ દિવસમાં તારા સમાનવયસ્ક યુવકોની સાથે હળવામળવા લાગીશ એટલે આપોઆપ જ તારૂં મન બીજી બાબત તરફ વળશે. આજે સર રમણચંદ્રને ત્યાં ગવર્નર પણ આવવાના છે અને બીજા

મોટા મોટા માણસો આવવાના છે. એટલે ખાસ સુંદર અને મૂલ્યવાન પોષાક ધારણ કરવાનું લક્ષમાં રાખજે. સ્હાંજે પાંચ વાગે તૈયાર રહેજે. જવાનો વખત થશે એટલે હું તને બોલાવીશ."

"હું એ વખતે તૈયાર જ હોઇશ." એમ કહીને વિઠલદાસ ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા બાદ દશ મિનિટે ગંગા શેઠ પાસે આવી.

રણછોડદાસ અત્યંત ગંભીર અને ખિન્ન મુદ્રા ધારણ કરીને બોલ્યો: "તમામ વ્યવસ્થા તારી મરજી પ્રમાણે થઇ છે. તે પોતાના ભાવી સુખ પર પાણી ફેરવીને પોતાના મામાની–મારી આબરૂ રાખવાને તૈયાર થયો છે."

ગંગાના મનમાં આનંદના ઉછાળા આવવા લાગ્યા. તેણે કહ્યું: "ખરેખર વિઠલદાસ અત્યંત સજ્જન અને ઉદારભાવી ગૃહસ્થ છે. એથી જ મારો તેમના ઉપર પ્રેમ બંધાયો છે. લગ્ન ક્યારે થશે? અને તે સંબંધમાં આપે શી વ્યવસ્થા કરી છે?"

રણછોડદાસે પ્રથમની માફક જ ખિન્ન અને ઉદાસીન મુદ્રાથી કહ્યું: "એ વિષયમાં મેં જે વિચાર કર્યો છે તે બરાબર સાંભળી લે. તારા લક્ષ પર એટલું લાવવાની જરૂર છે કે જો આ લગ્ન મારી સંમતિથી થાય છે એવું જાહેરમાં આવે તો અમારી પ્રતિષ્ઠાને ક્ષતિ પહોંચે તેમ છે. તું અમારા કુટુંબ માંહેની એક થવાની છે એથી પણ તને અમારા કુળ માટે અભિમાન ઉપજવું જોઇએ. એટલે આ લગ્નને ગુપ્ત લગ્નનું સ્વરૂપ આપવાની જરૂર છે. લોકોમાં એવું પ્રસિદ્ધ થવું જોઇએ કે તારા રૂપથી મુગ્ધ બનીને તે તને લઇને પલાયન થઇ ગયો અને તેણે મારી સંમતિ વગર જ તારી સાથે લગ્ન કર્યું. તમારાં લગ્નની હકીકત પ્રસિદ્ધ થશે એટલે હું તમારા બન્ને ઉપર ગુસ્સે થયેલો હોવાનો દેખાવ કરીશ. બે ત્રણ મહીના સુધી તમને મારા મકાનમાં આવવા દઇશ નહિ. એ પ્રમાણે અમુક સમય પસાર થયા બાદ કોઇ મારા સંબંધવાળો મોટો ગૃહસ્થ વચ્ચે પડશે, તે મને સમજાવશે અને તેના વચનને માન આપવાને ખાતર હું તમને ક્ષમા કરીશ. મારી આ યુક્તિ તને પસંદ પડે છે ને?"

ગંગાને પણ આ યુક્તિ યોગ્ય લાગી. પરિસ્થિતિનો વિચાર કરતાં રણછોડદાસે કરેલી વ્યવસ્થામાં તેને કશું ગેરવાજબી લાગ્યું નહિ. તેણે કહ્યું: "આપણા સામાજિક બંધારણ અને રૂઢી તરફ લક્ષ આપતાં આપ આ પ્રમાણે યોજના કરો તે યોગ્ય જ છે."

શેઠે કહ્યું: "આજે હું વિઠ્ઠલને મારી સાથે લઇને સર રમણચંદ્રને ત્યાં પાર્ટીમાં જવાનો છું. હમણાં હમણાં વિઠ્ઠલ પોતાનો સમય કાં તો એકાંતમાં બેસી રહેવામાં અથવા તો આમ તેમ એકલો રખડવામાં ગાળે છે એ તારા જાણવામાં છે. એટલે તે આજે જ આ પાર્ટીમાં જવાનો છે, અને તે પણ મારી સૂચનાથી જ જવાને માટે તૈયાર થયો છે એ તારા લક્ષમાં આવ્યું જ હશે. તે તને ગુપ્તરીતે પરણાવીને લઇને પલાયન થઇ જાય એ માટે આ યુક્તિ રચી છે. રાત્રે લગભગ આઠ વાગે તે કોઇ ન જાણે એવી રીતે સર રમણચંદ્રના બંગલામાંથી નીકળી જશે. રમણચંદ્રનો બંગલો તો તેં જોયો છે. એ વખતે તું એ બંગલા પાસે થઇ તેના મુખદ્વાર પાસે રસ્તાની બાજુએ એક ન્હાનું લીમડાનું વૃક્ષ છે તેની નીચે જઇને ઊભી રહેજે. તે વખતે ત્યાં સાધારણ પ્રકાશ હશે. કારણ કે એ તરફ વિજળીના દીવા એક બીજાથી દૂર દૂર છે અને વળી આજે ચંદ્ર પણ મોડો ઉગવાનો છે. તું પેલા વૃક્ષ નીચે ઊભી હોઇશ ત્યાં તે તારી પાસે આવશે અને ધીમા સ્વરે પોતાનું નામ તારા કાનમાં જણાવશે. એટલે તું તેને તારૂં નામ આપજે. એવી રીતે તમે બન્ને એકબીજાને ઓળખી લેશો એટલે તે તારો હાથ પકડીને ત્યાંથી ચાલવા લાગશે. એ બંગલાથી આશરે પાંચસો પગલાં દૂર ખૂણાપર એક ગાડી ઊભી હશે તેમાં તમારે બન્નેને બેસી જવાનું. એવી રીતે આ શહેર છોડી તમારે પરેલ જવાનું. ત્યાં બીજે દિવસે તમારાં લગ્ન યોગ્ય ધર્મવિધિ પુરસ્સર કરવાને માટે મેં બધી યોજના કરી રાખેલી છે. આવતી કાલનો દિવસ ચોખો છે, મુહૂર્ત પણ સારૂં છે. વળી લગ્ન કરાવવાને માટે મેં જે

બે બ્રાહ્મણોની વ્યવસ્થા કરી છે તેઓ શાસ્ત્રજ્ઞ હોઇ લગ્ન બરાબર ધર્મવિધિ પ્રમાણે થશે. મેં જે કહ્યું તે બધું તારા ધ્યાનમાં આવ્યું ને ?”

તેણે જવાબ આપ્યો : “ હા, બધું મારા મગજમાં બરાબર ઉતરી ગયું. ખરૂં કહું તો મારૂં લગ્ન મોટા ઠાઠમાઠથી થાય એવી મારી ઇચ્છા હતી. લગ્ન સમયે તેમના શરીર ઉપર ભપકાદાર પોષાક હશે અને મારા શરીર પર આવાં હલકાં વસ્ત્રો હોય એ મારા હૃદયને ખૂંચે છે. ”

“ તેને માટે પણ તારી ઇચ્છા હોય તો ઉપાય છે. મનોરમા ઉમરમાં તારા જેટલી છે અને તેના શરીરનો બાંધો પણ લગભગ તારા જેવો જ છે. તેની પાસે અનેક મૂલ્યવાન્ વસ્ત્રો છે. તેમાંથી પસંદ પડે તે વસ્ત્રો તારે લઇ લેવાં. તેમ જ શેઠાણીના દાગીના તે તારા જ છે અને દાગીનાની પેટીની ચાવી પણ તારી પાસે જ હોય છે. તેમાંથી ચાર–પાંચ અલંકારો તારે ગુપ્ત રીતે લઇ લેવા. એ માટે મારી તને પરવાનગી છે. એ લોકોના જાણવામાં આવશે તે સમયે હું તેમને સમજાવી લઇશ. આ પ્રમાણે કરવાથી એ મુશ્કેલી ટળી જશે. ”

ગંગાએ કહ્યું: “ પણ એમ કરવાથી મારા ઉપર ચોરીનો આરોપ આવે તેનું શું ? ”

શેઠે જણાવ્યું: “ એ સર્વ સંપત્તિનો માલિક હું છું અને જ્યારે એ લેવાને માટે તને મારી પોતાની જ પરવાનગી છે ત્યારે એવી શંકા તારે મનમાં લાવવાની જરૂર જ નથી. વળી આવતી કાલે તો તું અમારા કુટુમ્બમાંહેની એક થશે. એટલે તારા ઉપર એવો ચોરીનો આરોપ મૂકી તને કોર્ટમાં ઘસડવી અને કુટુમ્બની ફજેતીના ફાળકા કરવાનું કોઇને પસંદ પડે નહિ એ દેખીતું છે. પોષાકની બાબત ક્ષુલ્લક છે. અલંકારોના સંબંધમાં તો, તારા લગ્ન સંબંધની તમામ હકીકત શેઠાણીને જણાવવાની જરૂર છે. કોના

સકંજામાં કેવી રીતે સપડાયાથી મેં લગ્નને માટે પરવાનગી આપી એ તેના સમજવામાં આવે એટલે પછી તે દાગીનાના સંબંધમાં પોતાના મુખમાંથી એક અક્ષર પણ કાઢશે નહિ."

આ સ્વાર્થી અને લોભી ગંગા બોલી: "જો તમે ભવિષ્યની જવાબદારી તમારા શિરે લેતા હો તો હું એ પ્રમાણે કરવાને તૈયાર છું. આપે જ્યારે મારી આ ઇચ્છા પૂર્ણ કરી છે ત્યારે હું પ્રતિજ્ઞાપૂર્વક ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે મારો પ્રાણ જશે તો પણ આપનું રહસ્ય મારા મુખમાંથી બહાર પડશે નહિ અને એ વિષયમાં હું આપને કદિ પણ ફરીથી કોઇ પણ પ્રકારનો ત્રાસ આપીશ નહિ."

"એ વિષે તો મને ખાત્રી જ છે. તું એક વખત અમારા કુટુંબમાંહેની એક થઇ એટલે પછી તને તારા ધણીની અને તેના અન્ય સંબંધીઓની ઇજ્જતને માટે લાગણી રહેવાની જ. વળી પછી જો તું મારી વાત પ્રકટ કરે તો તેમાં તારી ઇજ્જતને પણ ધક્કો લાગે. વારૂ, હવે આપણે બધી વાત કરી લીધી. તારે શું કરવાનું છે એ તો બધું તારા લક્ષમાં આવ્યું છે ના? તું મેં તને કહ્યો છે તે જ સમયે બરાબર સર રમણચંદ્રના બંગલાંના મુખદ્વાર પાસે બહાર લીંબડાના વૃક્ષ પાસે ઊભી રહેજે. એમાં જો તારી ભૂલ થઇ તો પછી તેને માટે મારો દોષ ન કાઢીશ. એ હું તને પહેલેથી જ કહી રાખું છું."

"બધું યે બરાબર મારા લક્ષમાં છે. હું ત્યાં ચોક્કસ સમયે હાજર રહેવામાં ભૂલ નહિ કરૂં." એમ કહીને વિજયશ્રીના આનંદથી ચમકતાં નેત્રોવાળી આ અભિમાની અને સ્વાર્થી યુવતી રણછોડદાસના દિવાનખાનામાંથી બહાર નીકળી.

---

# પ્રકરણ ૨૮મું

## ખૂન!

આઠ વાગ્યા હતા. રસ્તા પર વિજળીના દિવાનો પ્રકાશ હતો. પણ તે એક બીજાથી દૂર દૂર હોવાને લીધે વચ્ચે વચ્ચે અંધકાર પણ પોતાનું સામ્રાજ્ય ચલાવતો હતો. ચોમાસાના દિવસો નજીક આવેલા હોઇ આકાશમાં વાદળાં ઘટ્ટ જામી રહ્યાં હતાં. તે વખતે પવન શરૂ થયો હતો. ગંગા બરાબર વખતસર એક ગાડીમાં સર રમણચંદ્રના બંગલા પાસે આવી પહોંચી. સ્હેજ દૂરથી તે ગાડીમાંથી ઉતરી ગઇ અને ગાડીવાનને ભાડું ચુકવી આપીને તે બંગલા તરફ જવા લાગી. તેની પાસે એક નાની પોટકી હતી જેમાં શેઠની સૂચના પ્રમાણે મનોરમાના કેટલાંક વસ્ત્રો લઇને બાંધ્યાં હતાં. શેઠાણીના અલંકારો તો તેણે શરીર પર ધારણ કરી લીધા હતા. તે પેલા લીમડાના વૃક્ષ નીચે જઇને ઊભી રહી. પરંતુ ત્યા તેને વધુ વખત ઊભું રહેવું પડયું નહિ. લગભગ વીશ–પચીશ મીનીટો બાદ સર રમણચંદ્રના બંગલાના કમ્પાઉન્ડમાં મુખ્ય પ્રવેશદ્વારમાંથી એક ગૃહસ્થ જેવા દેખાવનો મનુષ્ય બહાર નીકળ્યો. તેણે અત્યારે અંગ્રેજી કાળો પોષાક ધારણ કર્યો હતો. મસ્તકપર ફેલ્ટકેપ હતી અને તેના આગલા ભાગને જરીક નીચો રાખી કપાળ અને આંખોનો પ્રદેશ છૂપાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેના બાંધાપરથી તથા તેની ચાલ ઉપરથી તે પોતાનો પ્રિયકર વિઠલદાસ હોવો જોઇએ એવું ગંગાએ અનુમાન કર્યું. તે લીમડાના વૃક્ષ પાસે આવીને ઊભો રહ્યો. ગંગા પણ મોટી આતુરતાપૂર્વક તેની પાસે આવી. પેલા ગૃહસ્થે તેના કાન પાસે મુખ લઈ જઇને અતિ મંદ સ્વરે "વિઠલદાસ" એ શબ્દોચ્ચાર કર્યો.

"ગંગાગૌરી." યુવતિએ પણ સામો જવાબ આપ્યો.

અંધકારને લીધે ગંગા તેનો ચ્હેરો જોઇ શકી નહિ. બીજી જ ક્ષણે તે યુવક તેનો હાથ પકડયો અને તેને લઇને ઝપાટાબંધ ચાલવા લાગ્યો. તે બન્ને જણાં ઉતાવળાં પગલાં ઉપાડતાં હતાં. રસ્તામાં કશી વાત થઇ નહિ. ગંગાના મનમાં એવું આવ્યું કે "ત્રિકમદાસ પોતાનો કશો ઉપાય ન હોવાથી આ માર્ગ લેવાને તત્પર થયો છે. તેનો મારા ઉપર પ્રેમ નહિ હોવાથી તે મારી સાથે બોલતો નથી.' વળી એમ હોય તો પછી પોતે પણ તેને પહેલો શા માટે બોલાવવો, એમ તેના મનને થયું. એટલે તેના મુખમાંથી પણ શબ્દ નીકળ્યો નહિ. પવન સખ્ત હતો: આ રસ્તાપર વિજળીના દિવા ન હોવાથી રસ્તો અંધકારથી ભરપૂર અને ભયાનક લાગતો હતો: વળી રાત્રિનો સમય: આવાં કારણોને લઇને તેના મનમાં ધીમે ધીમે ભીતિ ઉપજવા લાગી. જેમ જેમ તે આ ગૃહસ્થની સાથે આગળ વધવા લાગી તેમ તેમ તેની ભીતિ વૃદ્ધિને પામતી ગઇ. પોતાના ઉપર કશું પણ સંકટ આવશે એમ તેને લાગવા માંડયું. આ વિચાર તેના મનમાં આવતાં જ તેના આખા શરીરે પરસેવો-પરસેવો થઇ ગયો અને તેને ઠંડીનાં જાણે લખલખાં આવવા લાગ્યાં.

તેઓ ક્યાં જાય છે? ગાડી કયે સ્થળે છે? એ વિષે પ્રશ્ન કરવાનો ગંગાના મનમાં પાંચ-સાત વખત વિચાર આવ્યો હશે. પરંતુ એવો પ્રશ્ન કરવાથી પોતાની અધીરાઇ જણાતાં તે નારાજ થશે એવી કલ્પનાથી તેણે મૌન્ય ધારણ કરી રાખ્યું. વળી તે કશું પણ ન બોલતાં પોતાનો હાથ પકડી, જાણે પોતાને ખેંચીને લઇ જતો હોય, એવું તેનું વર્તન તેને ચમત્કારિક લાગ્યું.

આથી ક્ષણે ક્ષણે તેની ભીતિ અધિકાધિક વધવા લાગી: તે જો કે મજબૂત મનની, ધીર, સહાસિક અને નિશ્ચયી સ્વભાવની સ્ત્રી હતી. તથાપિ આવી અંધારી રાત્રે, નિર્જન પ્રદેશમાં અને જેની સાથે પોતે જાય છે તે પોતાની સાથે મિત્રતાભર્યું વર્તન રાખશે જ એવો દૃઢ વિશ્વાસ નહિ હોવાથી તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું.

“આ વિઠ્ઠલદાસનો મારા ઉપર બિલકુલ પ્રેમ ન હોવા છતાં પોતાના મામાની મરજીને વશ થઇને તેને આ પ્રમાણે કરવું પડેલું હોવાથી એ બાબતનું વેર વાળવાને માટે તે મને કોઇ નિર્જન સ્થાને લઇ જઇને મારો ઘાત તો નહિ કરે?' એવો ભીતિપૂર્ણ વિચાર તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયો. તે પ્રતિક્ષણે અધિકાધિક અધીર બનવા લાગી. ચોરેલાં વસ્ત્રો અને અલંકારો તેની પાસે હોવાથી પ્રથમથી જ તેનું એ પાપ તેના મનને ડંખી રહ્યું હતું. તેમાં વળી આવા પ્રકારના વિચારો તેના મનમાં ઉદ્‌ભવવા લાગ્યાથી તે વધુ ભયભીત થતી ગઇ. તે પોતે કાંઇક પણ બોલવાનો પ્રયત્ન કરવા લાગી. પરંતુ ભીતિને લીધે તેનું મુખ કોરૂં પડી ગયું હતું, અને તેના મુખમાંથી શબ્દ પણ નીકળતો ન હતો.

લગભગ પંદરેક મીનિટ એવી સ્થિતિમાં ગઇ. એ પંદર મિનિટમાં તેના મનમાં સેંકડો વિચારો આવ્યા અને ગયા. આવી રીતે જે સંસારનો પ્રારંભ થાય છે તે સંસાર કેટલો અને કેવો સુખી નીવડશે, એ વિષયમાં પણ તેનું મન શંકાશીલ બનવા લાગ્યું. ક્યાં લગ્ન અને ક્યાં સુખ? આ મનુષ્ય પોતાને જીવતી મૂકશે કે કોઇ સ્થળે લઇ જઇને પોતાનો નાશ કરી દેશે એ જ જ્યાં શંકા હતી, ત્યાં ભાવી સંસારનો વિચાર શા કામનો? આનો આ એક જ વિચાર પાંચ–સાત વાર તેના મનમાં આવ્યો અને ભીતિની વેદનાથી તેનાં ગાત્રો શિથિલ થવા લાગ્યાં.

છેવટે તેણે અત્યંત પ્રયત્નપૂર્વક આત્મસંયમન કર્યું. તે મજબૂત મનની સ્ત્રી હોવાથી તેણે મોટા પ્રયત્નપૂર્વક ભીતિ ઉપર વિજય મેળવ્યો. તેણે પોતાની જીભને ગતિમાન કરી અને પૂછ્યું: “મહાશય! આપણે ક્યાં જઇએ છીએ? આપણી ગાડી ક્યાં છે? હું તો ઉતાવળી ચાલવાથી બિલકુલ હાંફી ગઇ છું. આવા ભયાનક સ્થાનમાં આગળ શા માટે જવું? તમે ગાડીને નજીક ઊભી રાખી હોત તો શો વાંધો હતો?”

પરંતુ તેની સાથેના મનુષ્યના મુખમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ.

તે જ આગળ બોલવા લાગી: "હું તમારા ઉપર પ્રેમ કરૂં છું. તે માટે તમે મને આવી ભયંકર શિક્ષા કરી રહ્યા છો. એમ જ મારે સમજવું ને ? મેં તમારી પત્ની થવાનો આગ્રહ કર્યો તે માટે મારા ઉપર ગુસ્સે થયા છો ? ખરૂં જ કહું છું કે મારો તમારા ઉપર પ્રાણથી પણ અધિક પ્રેમ છે. તમારો પ્રેમ બીજે સ્થળે હોવાથી તે મને મળી શકે એમ નથી એવી મારા મનની ખાત્રી હોવા છતાં પણ હું તમારા ઉપર પ્રેમ કરી રહી છું. તમે કેમ બોલતા નથી ? બોલો–બોલો, તમારા મનમાં શું છે એ તો એક વાર મને જાણવા દ્યો. તમે મારા ઉપર પ્રેમ નહિ કરો તો ચાલશે, પણ મારો દ્વેષ તો ન જ કરશો. પ્રેમથી પ્રેમ વધે છે, દ્વેષથી દ્વેષ વધે છે એ તમે જાણતા જ હશો. પણ તમે બોલતા કેમ નથી ?"

છતાં પણ આ વ્યક્તિએ કશો શબ્દોચ્ચાર નહિ કરવાથી તે પોતાના હસ્તને ઝટકો મારી, તેના હાથમાંથી છોડાવવાનો પ્રયત્ન કરતી બોલી: "હું હવે એક પગલું પણ ચાલનાર નથી. તમે જો નહિ બોલો તો હું અહીં જ ઊભી રહીશ. તમારી પ્રાપ્તિને માટે મેં જે માર્ગ લીધો છે તે કદાચ તમને પસંદ પડયો નહિ હોય એ હું જાણું છું. તો પણ તમારૂં આ વર્તન હું સહન કરવાની નથી. તમારા જેવા વીર અને ખાનદાન મનુષ્યે મારા જેવી એક અબળાને આવી અંધકારપૂર્ણ રાત્રિએ છળવી તે બિલકુલ યોગ્ય નથી: એ તમને શોભતું નથી: બોલો–બોલો, મહાશય–વિઠલદાસ ! રાવબહાદુર રણછોડદાસ ત્રીકમદાસ શેઠના ભાણેજ ! બોલો ! આવું વર્તન તમારી મહત્તાને યોગ્ય છે ખરૂં ? હે પ્રભુ ! આનો શો અર્થ ? તમારા મુખમાંથી કેમ બિલકુલ શબ્દ પણ નીકળતો નથી ?"

ઝટકો મારવાથી તેનો હાથ કાંઇ છૂટયો નહિ, પણ પેલા મનુષ્યે વધારે જોરથી હાથ દબાવવાને લીધે બંગડીઓ દબાવાથી ઉલટી

હાથને કળ ચડી. આટલું થયાં છતાં પણ પેલા મનુષ્યના મુખમાંથી શબ્દ ન નીકળ્યો તે ન જ નીકળ્યો. તે ઊભી રહી ગઇ અને ચાલતી નથી એ જોઇને આ મનુષ્ય પણ તેની સામે ઊભો રહ્યો અને પોતાના શરીરને અક્કડ બનાવ્યું. તેની આ કૃતિ જોઇને ગંગા ગભરાઇ ગઇ. તેણે શરીરને અક્કડ બનાવવાથી તેની ઉંચાઇ બહુ બહુ તો ચારેક તસુ વધી હશે. પરંતુ ગંગાને તો તે ચાર હાથ ઉંચો વધેલો લાગ્યો. પોતાની સાથે છે તે કોઇ મનુષ્યપ્રાણી નહિ પણ પિશાચ કિંવા રાક્ષસ હોવો જોઇએ એવું તેના મનમાં આવ્યું અને તેની જીભ તાળવે ચોંટી ગઇ ! તેણે ભૂત-પ્રેત અને યક્ષ-રાક્ષસોની જે વાતો સાંભળી હતી તે માંહેની પુષ્કળ વાતોનું આ સમયે તેને સ્મરણ થયું. પોતાના મસ્તકમાં વેદના થાય છે, પોતાનાં નેત્રો સામે લાલપીળાં દેખાય છે એવો તેને ભ્રમ થયો.

છેવટે તેણે પોતાના હસ્તને ઝટકો મારીને પૂછ્યું : “પણ આ બધું છે શું ? તમે બોલતા કેમ નથી ? હું તમને હાથ જોડું છું: પગે પડું છું: ખોળો પાથરૂં છું. એક શબ્દ બોલીને તો મારી ભીતિ દૂર કરો! આપના મુખનો એક શબ્દ-માત્ર એક શબ્દ પણ બસ છે ! હે પ્રભુ ! મારૂં શું થશે ? અત્યારે મારી મદદે કોણ દોડી આવશે ?” એમ બોલતાં તેણે મોટી આશાપૂર્વક ચોતરફ દૃષ્ટિ નાંખી, પણ વ્યર્થ. ત્યાં આસપાસ જ્યારે કોઇ પણ ન હતું ત્યારે તેના જોવામાં ક્યાંથી આવે ? તે અત્યંત દીન સ્વરે બોલવા લાગી : “આવી રીતે મને ગભરાવી, બ્હીવરાવી, ગાંડી બનાવવાનો તમારો વિચાર છે કે શું ? તમે તે માણસ છો કે રાક્ષસ ? શેઠજી ! બોલો-બોલો, મારો સંશય દૂર કરો. મને લાગે છે કે હું અત્યારે જાગૃત નહિ પણ સ્વપ્નાવસ્થામાં છું. આ હું શો ભયંકર દેખાવ જોઉં છું ? મને એક વાર તમારૂં મુખ તો જોવા દો ! તમે ખરેખર બોલતા ચાલતા મનુષ્ય જ છો એટલી તો મને ખાત્રી કરી લેવા દો !”

એટલામાં તેના શરીરમાં કુદરતી રીતે હિંમત આવી. બ્રાહ્મણ

જેમ પોતાના શિકાર પર ઝડપ કરે છે તેમ તેણે પોતાની સાથેના મનુષ્ય પર ઝડપ કરી અને તેના મસ્તક પરની ટોપી ખેંચી લીધી. તેનો હાથ પણ છૂટો થઈ ગયો. તેનો ચ્હેરો જોવામાં આવ્યો. તે સાથે જ આ વિઠલદાસ નહિ પરંતુ કોઇ બીજો જ મનુષ્ય છે એવી તેની ખાત્રી થઇ.

તેની બગલમાંથી વસ્ત્રોનું પોટકું નીચે પડી ગયું, તેના મુખમાંથી એક બૂમ સરી પડીઃ તે પાછી ફરીને પલાયન કરવાને માટે તૈયાર થઇ ગઇ. પરંતુ એટલામાં લાકડીનો એક આઘાત તેના મસ્તક પર થયો અને તે જમીન પર પડી ગઇ. બીજો એક આઘાત તેના તાળવા પર પ્રથમ કરતાં વિશેષ જોરથી થયો, તાળવું ફુટી ગયું અને તમામ ખેલ ખલાસ થઇ ગયો ! તેનો મૃત્યુલોકનો કાર્યભાર ખતમ થઇ ગયો ! તેનું મુખ કાયમને માટે બંધ થઇ ગયું.

* * * * *

બીજે દિવસે સ્હવારે પોલીસના બે માણસો આ રસ્તા પર પરસ્પર વાતો કરતાં ચાલતા હતા. એક જણાએ પૂછ્યું : “ આ સમાચાર પોલીસ ચોકી પર મળ્યા ત્યારે કેટલી રાત્રિ થઇ હતી ?”

બીજાએ જવાબ આપ્યોઃ “મધ્યરાત્રિ વીતી ગઇ હતી. રાવ બહાદૂર રણછોડદાસ અને તેમનો ભાણેજ વિઠલદાસ સર રમણચંદ્રને ત્યાં પાર્ટીમાં ગયા હતા. તે મધ્યરાત્રિએ પાછા આવ્યા. તે વખતે ગંગા નામની તેમની એક દાસી રાત્રે બંગલો છોડીને ચાલી ગયેલી હોવાના સમાચાર તેમને મળ્યા. એ દાસી કાંઇ ચોરી તો કરી ગઇ નથી ને, એવી શંકા રાવ બહાદૂરના મનમાં આવતાં તેમણે બરાબર તપાસ કરાવી, તો તેમનો તર્ક ખરો ઠર્યો. તેમની દીકરીનાં મૂલ્યવાન વસ્ત્રો અને શેઠાણીના કેટલાંક દાગીના ચોરીને પેલી દાસી પલાયન થઇ ગયેલી જણાઇ. એ ઉપરથી તે જ વખતે તેમણે સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને ખબર પહોંચાડ્યા.”

પહેલાએ પૂછ્યું: “ત્યારે એ દાસીના ચ્હેરામ્હોરા સંબંધી નિશાનો તારા જાણવામાં આવ્યાં હશે ?”

બીજા સિપાઇએ કહ્યું: "અરે મેં તેને પોતાને જ પ્રત્યક્ષ જોયેલી છે. પેલા કરસનદાસને કેદ કરવાને માટે હું રાવ બહાદૂરને બંગલે ઇન્સ્પેક્ટર સાહેબની સાથે ગયો હતો એ વખતે મેં તેને બરાબર જોઇ હતી. તે મારી દૃષ્ટિએ પડે તો હું તેને તુરત ઓળખી કાઢું."

તે જ વખતે પહેલાની નજર સામેના એક પદાર્થ તરફ સ્થિર થઇ અને તે વચ્ચે અટકી ગયો: અને એ પદાર્થ તરફ આંગળી કરતો બોલ્યો: "અરે! આ મડદું તો નહિ હોય?"

બીજો સિપાઇ પણ બોલી ઉઠયો: "મડદું જ છે! કોઇનું ખૂન થયેલું દેખાય છે!"

તે બન્ને જણા એ મડદા પાસે ગયા. મડદા પરનાં વસ્ત્રો ખેંચાતાણીને લીધે અસ્તવ્યસ્ત થઇ ગયાં હતાં. મડદાના કપાળપરથી ખૂન કેવી રીતે થયું હશે એ સ્પષ્ટ રીતે દેખાઇ આવતું હતું. મડદાની પાસે જ એક મજબૂત લાકડી પડેલી હતી. મડદાપરના પોલકાનાં ખીસાં ફંફોળેલાં લાગતાં હતાં. કાન તુટેલા હતા, ગળાપર પણ ઉઝરડા થયા હતા. એ સર્વ ચિહ્નોપરથી મડદા ઉપરના દાગીના લૂટી લીધેલા જણાતા હતા. મડદું ઠંડું પડી ગયું હતું અને અકડાઇ ગયું હતું. એ પરથી પ્રાણ ગયાને કેટલાક કલાક વિતી ગયેલા લાગતા હતા. તેનો ચ્હેરો દૃષ્ટિએ પડતાં બીજો સિપાઇ તેને ઓળખી ગયો. તેના શરીરપરનાં મૂલ્યવાન વસ્ત્રો તથા બાજુમાં પડેલી વસ્ત્રોની પોટકી ઉપરથી પહેલા સિપાઇએ પણ તે પેલી ન્હાસી ગયેલી ગંગા છે એવું અનુમાન કર્યું.

તુરત જ તે બેમાંથી એક નજીકની પોલીસ ચોકીપર જઇને ઇન્સ્પેક્ટરને ખબર આપ્યા. બીજો સિપાઇ ત્યાં રહ્યો. ઇન્સ્પેક્ટરે ટેલીફોનથી સુપરિન્ટેન્ડેન્ટને આ હકીક્ત જાહેર કરી. રણછોડદાસને ત્યાં બોલાવવામાં આવ્યો. પંચનામાનો પ્રારંભ થયો. મડદું જોતાં જ રણછોડદાસે ગંગાને ઓળખી. એથી તેને ભીતિ લાગી અને દુઃખ પણ થયું. એ દુઃખ ઓછું થયા પછી તેણે ખૂનીને શોધી કાઢનારને

પાંચસો રૂપીઆ અને અલંકારોનો પત્તો મેળવી આપનારને પાંચસો રૂપીઆ આપવાની ઇચ્છા પોલીસ અધિકારી પાસે વ્યક્ત કરી. ગંગાના મડદાપર જ્યુરી ભરવામાં આવી. તે પોતાના શેઠના મકાનમાંથી વસ્ત્રો તથા દાગીના ચોરીને ન્હાસી ગઇ હતી. તે વખતે રસ્તામાં કોઇ બદમાશે તેનું ખૂન કરીને તેને લૂટી લીધી હશે; અને કદાચ એ બદમાશની સૂચનાથી પણ તેણે આ ચોરી કરી હશે એવો જ્યુરીએ અભિપ્રાય આપ્યો. જ્યુરીના આવા અભિપ્રાય પછી આ પ્રકરણનો અંત આવી ગયો. રણછોડદાસે ગંગા પોતાની જ્ઞાતિની હોવાથી તેના મડદાનો અંત્યેષ્ટી વિધિ પોતે તેમ જ પોતાના માણસો અને બીજા સંબંધીઓએ મળીને કર્યો.

આ ઘટનાથી રણછોડદાસના મકાન માંહેનાં દુઃખી મનુષ્યોની ઉદાસીનતામાં વિશેષ ઉમેરો થયો.

બીજા ત્રણ મહિના વિતી ગયા. તે મુદત દરમ્યાન કશું જાણવા જેવું બન્યું નહિ. પણ આટલા સમયમાં—એટલે કે લગભગ છ માસમાં સુભદ્રાની સ્થિતિ શી થઇ હશે?

---

## પ્રકરણ ૨૯ મું

---

## સુભદ્રાની સ્થિતિ.

અમે અગાઉ જણાવી ગયા છીએ કે સુભદ્રાએ વિઠલદાસને ગાડીમાં તેના મામા અને બ્હેનની સાથે બેઠેલો જોઇ, તેના સંબંધમાં ગંગાએ કરેલા અનર્થથી, તે મૂર્ચ્છિત બની ગઇ હતી. ગંગાએ તેના સંબંધમાં અસ્ખલિત અસત્ય વાર્તા જણાવીને સુભદ્રાના કર્ણમાં વિષ રેડયું હતું. પુષ્પાવતી સાથેના વિઠલદાસના સંબંધની સુભદ્રાને માહિતી હતી. એથી ગંગાએ કહેલી બન્ને વાતોપર તેનો વિશ્વાસ બેઠો હોય તેમાં આશ્ચર્ય નથી, અસ્તુ. સુભદ્રાને એકાએક મૂર્ચ્છિત

થયેલી જોતાં આજુબાજુના માણસો ત્યાં એકત્ર થઇ ગયા. તેમણે આંખોપર પર પાણી છાંટયું, મુખમાં પાણી રેડયું, પવન નાંખવા માંડયો. એ પ્રમાણે ઉપચાર કરવાથી તે શુદ્ધિમાં આવી ગઇ. ગંગા તેનો હાથ ઝાલી, ધીમે ધીમે ચાલતી તેને તેના મકાને લઇ ગઇ અને ત્યાં સુરક્ષિત પહોંચાડીને ચાલી ગઇ.

એ પ્રસંગે સુભદ્રાના મનની જે સ્થિતિ થઇ હતી તેનું યથાર્થ વર્ણન કરવું કઠણ છે. આનંદના ઉચ્ચ શિખર પરથી તે દુઃખની ઊંડી ખીણમાં ગરી પડી હતી. તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા શુદ્ધ પ્રેમનો અને તેને લીધે ઉપજેલી ભાવિસુખની કલ્પનાનો સમૂળગો નાશ થઇ ગયો હતો. સુખનો કોળીઓ તેના હોઠ સુધી આવ્યો ત્યાં દુર્દૈવે તેની પાસેથી ખેંચી લીધો. નિરાશાજન્ય દુઃખથી તેનું હૃદય હતાશ બની ગયું હતું. તેનાં નેત્રો નિસ્તેજ થયાં હતાં. તેના વદન પરની આનંદની છટા અદશ્ય બની ગઇ હતી. પોતાના મકાનમાં ગયા પછી કેટલોક સમય તો તે એક સ્થળે બેસી રહી. તેનાં નેત્રોમાંથી એક સરખો અશ્રુપ્રવાહ ચાલતો હતો. પુષ્કળ વાર એ પ્રમાણે સ્તબ્ધ બેસી અશ્રુ ગાળ્યા પછી તેનું મન કાંઇક શાંત થયું. પરંતુ હજી તેને શાંતિ ન હતી. તેની ભાવિસ્થિતિનું ચિત્ર તેનાં નેત્રો સામે ઊભું રહીને તેના દુઃખમાં અધિક વધારો કરવા લાગ્યું.

છેલ્લા થોડાક દિવસો થયા તેણે પોતાના મનોરાજ્યમાં ભાવી સુખની જે ઇમારત ઉઠાવી હતી તે આખી ઇમારત એકાએક આજે તુટી પડી. તે જે કાલ્પનિક સ્વર્ગસુખ અનુભવતી હતી તે સર્વ નહિવત્ બની ગયું અને તેને નિરાશાનું દુઃખ સહન કરવાની ફરજ પડી. તેના મનને થયું કે 'મારા નસીબમાં દુઃખ જ લખેલું છે. તેમ છતાં પણ ક્ષણિક અને બહારથી દેખાતા સુખની પાછળ લાગવામાં મેં મોટી ભૂલ કરી છે.' જેના ઉપર તેણે વિશ્વાસ રાખ્યો હતો તે દેવપુરુષ નહિ પણ નરરાક્ષસ છે એ વાર્તા પ્રથમથી જ તેના લક્ષમાં ન આવી શકી, એથી તેને પોતાના ઉપર જ ગુસ્સો

ગુસ્સો આવ્યો. તથાપિ પોતે એ નરરાક્ષસના મોહપાશનો ભોગ થઇ પડી નથી એવું તેના મનમાં આવતાં તેને પોતાની પવિત્રતાને માટે અભિમાન ઉપજ્યું અને એથી પણ તેને અમુક અંશે સંતોષ થયો. બસ, તેને સંતોષ પામવા માટે એ એક જ કારણ હતું.

તે જે મકાનમાં રહેતી હતી એ મકાનમાં રહેતાં મનુષ્યો સારાં હતાં. તેમાં યે એ મકાનના માલીકની સ્ત્રીનો સ્વભાવ તો ઘણો જ સારો હતો. એ બાઇ તેની પાસે અવારનવાર જતી હતી. વિઠલદાસ સાથેના તેના પ્રેમની પણ તેને માહિતી હતી અને ગંગા જ્યારે સુભદ્રાને અહીં મૂકવાને માટે આવી, તે વખતે સુભદ્રાને તેના ખંડમાં મૂકીને જતી વખતે ગંગાએ આ મકાનની માલીકણને મળીને સુભદ્રાની આવી સ્થિતિ થવાનું કારણ દર્શાવ્યું હતું. એથી એ બાઇ થોડી વારે સુભદ્રા પાસે આવીને તેને આશ્વાસન આપવા લાગી. બીજાં પણ ત્રણ–ચાર બૈરાંઓ ત્યાં આવ્યાં અને સુભદ્રાને દિલાસો દેવાં લાગ્યાં. પણ એથી તેનું દુઃખ તદ્દન દૂર થાય તેમ તો નહોતું જ. માત્ર દુઃખનાં બાહ્ય લક્ષણો અદશ્ય થઇ ગયાં. પરંતુ એથી તેના મનની વેદના કમી ન થતાં ઉલટી વૃદ્ધિને જ પામી. પોતાને લીધે બીજાને દુઃખ થાય છે એ લક્ષમાં આવતાં સુભદ્રાએ રડવાનું બંધ કર્યું, આંખો લૂછી નાંખી અને પોતાનો ચ્હેરો દુઃખી કે ખિન્ન દેખાય નહિ તેવો પ્રયત્ન કર્યો. એથી બીજાંઓને લાગ્યું કે તેનું મન શાંત થયું છે. એટલે તેઓ ત્યાંથી ઉઠયાં અને સહુ પોતપોતાને ઘેર ગયાં. હવે એકાંત મળતાં પોતે ભવિષ્યમાં શું કરવું તેનો તે વિચાર કરવા લાગી.

વાચકોને સુભદ્રાના સ્વભાવનો તો પરિચય થયો હશે જ. તે ગરીબ હોવા છતાં તેના મનમાં સ્વાભિમાન પૂર્ણપણે જાગૃત હતું. તે વયમાં ન્હાની હતી, તથાપિ તેના વિચાર પુખ્ત હતા. તે વિપત્તિમાં દિવસો પસાર કરતી હતી. તથાપિ સદાચરણ પ્રત્યેની તેની નિષ્ઠા અચળ હતી. એકાન્તમાં વિચાર કરવાનો અવકાશ મળવાથી પોતે

હવે શું કરવું એ તેણે નક્કી કરી નાંખ્યું. તે શાંતપણે ઉઠી અને આ ન્હાના ખંડમાં તેની જે કાંઇ વસ્તુઓ હતી એની વ્યવસ્થા કરવાનો તેણે પ્રારંભ કરી દીધો. તેણે પોતાની કમાણીથી જે વસ્તુઓ ખરીદી હતી તથા આ મકાનમાં આવતી વખતે જે વસ્તુઓ તેની પાસે હતી એ તેણે જુદી કાઢી લીધી, અને પોતાના પ્રિયકરે આપેલા પૈસાથી જે વસ્તુઓ તેણે વેચાતી લીધી હતી તે જુદી રાખી. પોતાના પદાર્થોની એક નાની પોટકી બાંધીને તે પોતાની સાથે લઇ જવાને માટે એક બાજુએ રાખી. તેના પ્રિયકરે આપેલા પદાર્થો તે એક પેટીમાં મૂકવા લાગી. એ વેળાએ તે પદાર્થોના દર્શનથી તેનું અંતઃ-કરણ ખળભળી ઉઠયું. લગ્ન કરવાની સાડી અને પોલકું પેટીમાં મૂકયાં એ વખતે તો તેના દુઃખની પરમાવધી જ થઇ પડી. તે દુઃખ પુનઃ અશ્રુ રૂપે તેનાં નેત્રો દ્વારા બહાર સરી પડયું. તેના મનને અત્યારે એમ જ થતું હતું કે 'મારાં સર્વ સુખો આજે કાયમને માટે અદૃશ્ય થાય છે. હવે તો મારે મારા જીવનપર્યંત કેવળ દુઃખના જ દિવસો નિર્ગમન કરવાના છે. તેને પોતાના પ્રિયકર સાથે લગ્ન થવાથી મળનાર શ્રીમંતાઈ અને પ્રતિષ્ઠા ગૂમ થવાથી કશું દુઃખ થતું ન હતું. માત્ર પોતાનો પ્રિયકર પોતાને વિશ્વાસઘાતી નિવડયો એ એક જ વાર્તા તેના હૃદયને વલોવી રહી હતી.

તેણે પોતાના સામાનની સર્વ વ્યવસ્થા કરી. થોડી વાર તે શાંત બેસી રહી. પોતાના પ્રિયકર પાસેથી પોતાને પૈસા મળેલા તે પહેલાંની પોતાની મૂડી કેટલી હશે તેનો તે અંદાજ કરવા લાગી; તો તેની પાસે આશરે દોઢ રૂપીઆનું પરચુરણ હોવાનું જણાયું. એ રકમ તેણે એક લુગડાના કકડામાં બાંધી લીધી. બીજા પૈસા પેટીમાં મૂકી પેટીને તાળું વાસ્યું. એ પ્રમાણે બધો બંદોબસ્ત કરી લીધો. હવે તે જે મકાનમાં રહેવા આવ્યા પછી તેના મનમાં ભાવી સુખની આશા ઉત્પન્ન થઇ હતી અને જે સ્થળે તેણે ત્રણ મહિના સમ્પૂર્ણ આનંદમાં પસાર કર્યા હતા તેને આખરના રામરામ કરવાને તૈયાર થઇ.

જો કે આ મકાનનો ત્યાગ કરતાં તેનાં નેત્રોમાંથી અશ્રુબિન્દુ ખર્યાં સિવાય રહ્યાં નહિ. તથાપિ હિમ્મત રાખીને તે આ ઓરડીમાંથી બહાર નીકળી, આંસુ લૂછી નાંખ્યાં અને ઓરડીને સાંકળ વાસી દીધી. પોતે પોતાનું કર્તવ્ય બજાવી રહી છે એવી ભાવના તેના મનમાં ઉદ્ભવી હતી. તે ધીમે ધીમે ચાલતી મુખ્ય દ્વાર પાસે આવી. ત્યાં ઘરની માલીકણુ તેને મળી. અત્યારે રાત્રિનો સમય થઇ ગયો હતો તે વખતે સુભદ્રાને બહાર જતી જોઇને તેને આશ્ચર્ય થયું. સુભદ્રાના લગ્નમાં કશું વિઘ્ન આવવાથી તેનું લગ્ન થઇ શકે તેમ નથી એ હકીકત આ સ્ત્રીના જાણવામાં આવી હતી. પરંતુ તે આવી રીતે મકાનનો ત્યાગ કરીને કેમ ચાલી જાય છે એ તેનાથી સમજી શકાયું નહિ. એથી એ સંબંધમાં તેણે પ્રશ્ન કર્યો.

સુભદ્રાએ કંપિત પણ નિશ્ચયદર્શક સ્વરે જવાબ આપ્યો : "મોટી બ્હેન! તમે આજ સુધી મને તમારી ન્હાની બ્હેન કિંવા પુત્રી પ્રમાણે રાખી છે. તમારો એ ઉપકાર હું કદિ ભૂલિશ નહિ. તથાપિ આ મકાનમાં તો શું પણ આ મકાનની આસપાસમાં પણ કોઇ સ્થળે રહેવાનું મને યોગ્ય લાગતું નથી. તેનાં અનેક કારણો છે. તે માંહેનું એક કારણ એ છે કે જો હું અત્ર રહું તો અહીંનો દરેક પદાર્થ મારી દૃષ્ટિ સમક્ષ આવવાથી ગત વાર્તાનું સ્મરણ મને થયા જ કરે. એથી મારા મનને સુખ તો શું પણ શાંતિ યે ન મળે. મને આ જન્મમાં સુખ મળશે કે નહિ એ તો ઇશ્વરને જ માલૂમ! બીજું કારણ એ છે કે હું અહીં આટલામાં ક્યાંય રહું છું એવું પેલા ગૃહસ્થને માલૂમ હોવાથી તે અહીં મારી તપાસ કરવાને માટે આવ્યા સિવાય રહેવાનો નથી. તેની સાથે મારી પુનઃ મુલાકાત થાય એ મને બિલકુલ ઇષ્ટ લાગતું નથી. તમે પણ વિચાર કરશો તો તમને પણ એમ જ લાગશે. મારા મનને ખાત્રી છે કે એ તરૂણ ગૃહસ્થ મારી શોધ કરતો અહીં જરૂર આવશે. તેની પાસેથી મળેલા પૈસાનાં જે વસ્ત્રો મેં વેચાતાં લીધાં હતાં તે સર્વ મેં એક પેટીમાં ભરી રાખ્યાં છે. તેનું

નામ વિઠ્ઠલદાસ છે. તે અહીં આવે ત્યારે તમે તેને મારા તરફથી એટલો સંદેશો કહેજો કે—"

આ શબ્દો ઉચ્ચારતાં પુનઃ તેનાં નેત્રો જળપૂર્ણ બની ગયાં. તેનું ધૈર્ય ખૂટી ગયું. તેની એ અવસ્થા જોઇને પેલી દયાશીલ બાઇની આંખોમાંથી પણ પાણી આવ્યાં સિવાય રહ્યાં નહિ. સુભદ્રાએ મોટા ધૈર્યપૂર્વક પોતાના મન પર કાબૂ રાખીને આગળ ચલાવ્યું: "તેને એટલું કહેજો કે તેની પાસેથી જે વસ્તુ મેં વેચાતી લીધી તેના ઉપર મારો બિલકુલ હક્ક ન હોવાથી એ સર્વ વસ્તુઓ હું તેને પાછી આપું છું. વળી તેને એમ પણ કહેજો કે તેને માટે મારા મનમાં કશો યે રાગ કિંવા દ્વેષ નથી અને તેના સુખમાં વ્યત્યય થાય એવું કશું પણ કૃત્ય મારે હાથે થવાનું નથી. તેના અપરાધની હું તેને અંતઃકરણપૂર્વક ક્ષમા આપું છું. માત્ર તેને પુનઃ મળવાની મારી ઇચ્છા નથી."

બસ એટલું કહીને સુભદ્રા એક ક્ષણ વાર પણ વિશેષ નહિ રોકાતાં ત્યાંથી ચાલી નીકળી.

આ વાતને આશરે બે-ત્રણ મહિના પસાર થઇ ગયા એવી કલ્પના આપણે કરીએ અને તે પછી પુનઃ તેની શી સ્થિતિ થઇ હતી તે જોઇએ. અત્યારે તે મુંબઇના જે ભાગમાં રહેતી હતી ત્યાં મોટે ભાગે દરિદ્રી અને મજૂરવર્ગની જ વસતિ હતી. એક જૂના અને પડું પડું થઇ રહેલા માળાના નીચેના ભાગમાં એક ન્હાની કોટડીમાં તે રહેતી હતી. તેનાં શરીરપરનાં વસ્ત્રો જો કે સ્વચ્છ હતાં તથાપિ તે ફાટી જવાથી જ્યાં ત્યાં થીગડાં મારેલાં જણાતાં હતાં. પાથરવાને માટે એક ચટાઇ હતી. સૂવાને માટે તેના ઉપર પાથરવાની એક શેત્રંજી તેની પાસે હતી. રસોઇને માટે બે તપેલીઓ, બે થાળીઓ, ત્રણ વાટકા અને એવો પરચુરણ સામાન માત્ર હતો. તેના ચ્હેરા-પરની સ્ફુર્તી બિલકુલ અદૃશ્ય બની ગઇ હતી. શરીરપરનાં હાડકાં દેખાવા લાગ્યાં હતાં. અત્યારે તેની ઉમર જાણે ત્રીશ વર્ષની લાગતી

હતી. તેનું સર્વાંગ પાંડુરોગવાળા શક્તિહીન મનુષ્યના જેવું ફિક્કું પડી ગયું હતું. જો તેને અંધારામાં કોઇ જૂએ તો તે જીવન્ત મનુષ્ય નથી પરંતુ પ્રેત છે એવી જ કલ્પના કરે. તેના મસ્તક પરના વાળને કેટલાક દિવસથી તેલનો સ્પર્શ પણ નહિ થવાથી તે ગુંચાઇ ગયા હતા અને એવી સ્થિતિમાં પણ તે કલાકોના કલાક પર્યંત શીવણકામ કર્યાં કરતી હતી. તે વખતે આ કોઇ જીવતું મનુષ્ય શિવણકામ કરતું નથી પરંતુ કોઇ ચતુર કારીગરે શિવણકામ કરનારૂં આ યંત્ર બનાવ્યું હોય એમ લાગતું હતું. તેને ઉદર-નિર્વાહને માટે એટલી બધી મહેનત કરવી પડતી હતી કે પોતાના શરીરની તે બિલકુલ સંભાળ લઇ શકતી નહિ. એક–બે આના વધારે મજૂરી મળે એવી આશાથી ઘણી વાર આખી રાત્રિ જાગરણ પણ કરતી. આવી સ્થિતિમાં તેને કોઇ મિત્ર પણ ન મળે તેમાં કશી નવાઇ નથી. ગરીબ મનુષ્યની મિત્રતા કોણ કરે? આવી સ્થિતિ હોવા છતાં તે પોતાના સદાચારને દૃઢતાપૂર્વક અનુસરી રહી હતી. તે આ સ્થિતિમાં પણ પ્રભુ પર વિશ્વાસ રાખી પોતાના દિવસો શાંતિપૂર્વક ગાળતી હતી.

આવી સ્થિતિમાં લગભગ ત્રણ માસ થવા આવ્યા. એટલે એકવાર જે મકાનમાં પોતે અગાઉ રહેતી હતી તેની માલીકણને મળી આવવાની ઇચ્છા તેના મનમાં ઉદ્ભવી. તે દિવસે તેની પાસે કામ પણ થોડું જ હતું. એટલે બપોર પછી તે આ ખડખડ પંચમ મકાનમાંથી બહાર પડી. તે એ બાઇ પાસે આવી પહોંચી એ વખતે તે ચહા બનાવી રહી હતી. તેણે મોટા પ્રેમપૂર્વક સુભદ્રાનું સ્વાગત કર્યું અને એક ચહાનો કપ તથા ચીવડો અને મગજનો એક લાડુ તેની સામે મૂકયા. આ બાઇની સુભદ્રા સામે દૃષ્ટિ જતાં જ સુભદ્રાની સ્થિતિ તેના લક્ષમાં આવી ગઇ. તેનો કૃશ થયેલો દેહ જોઇને તે માંદી હોવી જોઇએ એવી તેને શંકા આવી અને એ સંબંધી તેણે પ્રશ્ન પણ કર્યો. કેટલાક દિવસોથી આવા માયાળુતાપૂર્ણ શબ્દો

કર્ણગોચર થયેલા નહિ હોવાથી આ પ્રેમપૂર્ણ પ્રશ્ન શ્રવણ કરતાં જ સુભદ્રા ગદગદ બની ગઇ : તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેણે પોતાની તમામ હકીકત આ બાઇને ટુંકામાં જણાવી. જો કોઇ પોતાનું જામીન થાય તો સારૂં શિવણકામ મળે તેમ છે એ વાત પણ કરી. 'મારા વર તારા જામીન થશે' એવું ઘરવાળીએ જણાવ્યું. એ સાંભળી સુભદ્રાનાં નેત્રોમાંથી કૃતજ્ઞતા ટપકવા લાગી. એ પ્રમાણે સંભાષણ થયા પછી "વિઠલદાસ મારી શોધ કરતો અહીં આવ્યો હતો કે કેમ અને પેટીમાં ભરી રાખેલી વસ્તુઓને લઇ ગયો કે નહિ ?' એવો તેણે ઘરવાળીને પ્રશ્ન કર્યો.

ઘરવાળીએ ગંભીર મુદ્રાથી આ પ્રશ્નનો જવાબ આપવાનો પ્રારંભ કર્યો : "હા, કેટલાક દિવસ પહેલાં એ ગૃહસ્થ અહીં આવ્યો હતો. તે પ્રસંગે જે પ્રકાર બન્યો તે બહુ જ હૃદયદ્રાવક હતો. તે ગૃહસ્થનું એ વખતનું વર્તન સરલપણાનું લાગતું હતું. તેમાં કપટ હતું કે નહિ એ તો ઇશ્વર જાણે. જો કપટ હોય તો તેના જેવો ઢોંગી મનુષ્ય આ જગતમાં બીજો કોઇ પણ નથી એમ જ કહેવું જોઇએ. તું અહીંથી ગઇ ત્યારબાદ આઠ–દશ દિવસે એક સુંદર અને ઉચ્ચ કુલોત્પન્ન લાગતો તરૂણ તારી શોધ કરતો અહીં આવ્યો હતો. તે એટલો સુંદર અને ઉમદા દેખાવનો હતો કે તેના ઉપર તારો પ્રેમ આકર્ષાયો હોય તેમાં મને કશું પણ આશ્ચર્ય લાગ્યું નહિ. અહીં આવીને તેણે તારૂં નામ દર્શાવી તું અહીં રહે છે કે કેમ એવો પ્રશ્ન કર્યો. તેના એ પ્રશ્નનો શો ઉત્તર આપવો એ બાબતનો મને વિચાર થઇ પડયો. મારા મુખમાંથી નીકળતા ઉત્તરને સાંભળવાને માટે તે અત્યંત આતુર બની રહેલો હોવાથી તેની સાથે અસત્ય ભાષણ કરવું તે નિર્દયપણાનું કૃત્ય મને લાગ્યું. એટલે મેં તેને કહ્યું કે 'હા, સુભદ્રા અહીં રહે છે.' મારો તે જવાબ સાંભળતાં તેના મુખ પર આનંદનું તેજ જણાયું. તે પછી તેણે એક પછી એક કેટલા યે પ્રશ્નો મને કર્યા. તું અહીં રહે છે ત્યારે હાલ કયાં છે, શા માટે બીજે

સ્થળે ગઇ છે, કોની સાથે ગઇ છે, કયે સ્થળે ગઇ છે, કેવી રીતે ગઈ છે, ઇત્યાદિ અનેક પ્રશ્નો માત્ર બે ત્રણ મીનિટમાં જ તેણે કર્યા. તેના એ સમયના વર્તનથી તો મને એમ જ લાગ્યું કે તારા ઉપર જ તેના આત્માનું અવલંબન રહેલું છે. તું શા કારણથી ચાલી ગઇ છે એ તેના જાણવામાં ન હતું. તે વખતના તેના શબ્દો પરથી તો ખરૂં કારણ તેના ધ્યાનમાં આવી શક્યું નથી એવું મને લાગ્યું. મેં તેના તમામ પ્રશ્નોનો મારી માહિતી પ્રમાણે જવાબ આપ્યો. એક રોજ સંધ્યાકાળે તું અત્યંત ખિન્ન મુદ્રાપૂર્વક બહારથી આવી, તે વખતે પગ ઉપાડવાની પણ તારામાં શક્તિ ન હતી. અહીં આવ્યા બાદ તમામ સામાનની વ્યવસ્થા કરીને તું ચાલી ગઇ, એ મેં તેને જણાવ્યું. એ શબ્દો કર્ણગોચર થતાં તે એક ન્હાના છોકરાની માફક રડવા લાગ્યો ! આટલી ઉમરના મનુષ્યને મેં કદિ પણ રડતો જોયો નથી. તેને રડતો જોઇને મારી આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યાં. તથાપિ આ બધો ઢોંગ કેમ નહિ હોય એવી મને શંકા થવાથી મેં આંખો લૂછી નાંખી અને તેની સાથે ત્રાહિતપણે હું બોલવા લાગી. તેના પૈસાથી વેચાતી લીધેલી વસ્તુઓ તેને પાછી આપવાને માટે તેં એક પેટીમાં ભરી રાખેલ છે એમ મેં તેને જણાવ્યું અને એ પેટીની ચાવી મેં તેને આપી. તે ચાવી લઇ તેણે તાળું ખોલ્યું, અંદરના પદાર્થો બહાર કાઢ્યા. પેટીમાં તેં લખેલો પત્ર હશે એવી આશાથી તે જોતો હતો. પરંતુ તે આશા સફળ નહિ થવાથી પુનઃ તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તારી પસંદગીની વસ્તુઓને તે છાતી સરસી ચાંપીને તેને ચુંબન કરવા લાગ્યો. એ પ્રકાર ચાલતો હતો તે વખતે આ તરૂણ ગાંડો તો નહિ હોય એવી શંકા પણ એક ક્ષણુ વાર મારા મનમાં આવ્યા સિવાય રહી નહિ. છેવટે કોઇ પણ નીચ મનુષ્યે સાચી ખોટી વાતો કરીને તને ભરમાવીને ફસાવી હશે, અથવા તો બીજી કોઇ અકલ્પિત બાબતને લીધે તારી ગેરસમજ થઇ હશે.

એ ગેરસમજ દૂર કર્યા સિવાય પોતે સ્વસ્થ રહેવાનો નહિ, રાત્રિ દિવસ ફરીને કદાચ તારી તપાસ કરવાને માટે આખી દુનિયામાં પ્રવાસ કરવો પડે તો તેમ પણ કરીને તારો પત્તો મેળવી, તારા મનમાં ભરાયેલી અસત્ય કલ્પના દૂર કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી. પોતાનાં દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરતાં તેણે એ સર્વે પદાર્થો પેટીમાં ભરી દીધા અને પુનઃ તાળું વાસી તેની ચાવી મને આપતાં જણાવ્યું: 'આ પેટી આ જ ખંડમાં રહેવા દેજો. આ ઓરડી તેણે જ ભાડે રાખી છે એમ સમજજો. લ્યો આ ત્રણ ગીનીઓ હું તમને ભાડા પેટે આપું છું. એક માસનું નવ રૂપીઆ ભાડું હોઇ, પાંચ માસનું ભાડું તમને અગાઉથી આપું છું.' હું તેને ના ના કરતી હતી, પણ તેણે અત્યંત આગ્રહ કરવાથી એ રકમ લેવાની મને ફરજ પડી, તે સમયની તેની કરૂણાવસ્થા જોઇને મારૂં હૃદય દ્રવ્યા સિવાય રહ્યું નહિ. એ પછી તે દિવસે તે ચાલ્યો ગયો. ત્યારબાદ આઠ દિવસે તે પુનઃ અહીં આવ્યો અને તારો પત્તો કયાંય લાગ્યો છે કે નહિ એવો તેણે મને પ્રશ્ન કર્યો. મેં તેને નકારવાચક જવાબ આપ્યો. તારો પત્તો લાગે તો તેને તુરત એ બાબતના ખબર આપવાની મને પ્રાર્થના કરીને તે ચાલ્યો ગયો. પાછો આઠ દિવસે તે ત્રીજી વાર આવ્યો. તે દિવસે તેના શરીર સામે જોતાં જાણે તેને ચાર-છ માસથી કોઇ ગંભીર રોગ લાગૂ પડયો હોય એવું તેનું શરીર બની ગયું હતું. ત્યારબાદ તે દર રવિવારે અહીં આવીને તારી તપાસ કરી જાય છે. જો હું સાચું કહું તો આવા સુંદર તરૂણની એવી અવસ્થા થયેલી જોઇને તેની સામે પણ મારાથી જોઇ શકાતું નથી."

આ હકીકત ઘરવાળીના મુખથી સાંભળતાં સુભદ્રાનું હૃદય પણ ભરાઇ આવ્યું અને તે ડુસકાં ભરતી રડવા લાગી. તે વખતે તેનું હૃદય પ્રેમથી એટલું પરિપૂર્ણ બની ગયું હતું કે એ વેળાએ જો તેનો પ્રિયકર આ સ્થળે હોત તો તે બીજો કશો પણ વિચાર નહિ કરતાં એકદમ તેના બાહુપાશમાં બદ્ધ થઇ હોત.

એ પ્રમાણે પુષ્કળ રડવાથી હૃદય ખાલી થયું અને તેનું મન સ્હેજ શાંત થયું. પછી તે પોતાના મનને વિશેષ ઘટ બનાવીને કરૂણાપૂર્ણ સ્વરે બોલવા લાગી: "મારી આ નિર્બળતા જોઇને તમને કદાચ આશ્ચર્ય થશે. પરંતુ એમ થવું તે સ્વાભાવિક છે. સામાજિક અને નૈતિક બંધનમાં રહેલી હોવાથી હું મારૂં મન દઢ બનાવીને તેનાથી દૂર રહેવાનો જો કે પ્રયત્ન કરૂં છું, તથાપિ પ્રેમના કારણે મારા હૃદયને જે વેદના થાય છે તેને અટકાવવાનું મારામાં સામર્થ્ય નથી. એ ગૃહસ્થ જેટલો માયાળુ છે તેટલો જ સદ્‌ગુણી અને સદાચરણી હોત તો કેટલું સારૂં હતું ? તેનો મારા ઉપર પ્રેમ હોવાના વિષયમાં તો મને શંકા છે જ નહિ, તથાપિ મારે તેનાથી દૂર જ રહેવું જોઇએ. તેના દુર્વર્તનના સંબંધમાં મારી ખાત્રી થઇ ચૂકી છે. તેનાં લગ્ન થયેલાં છે. આપણાં ધર્મશાસ્ત્રોએ એક કરતાં અધિક લગ્ન કરવાની પરવાનગી આપેલી છે, પરંતુ બીજી સ્ત્રીની શોકય તરીકે રહેવાની મારી બિલકુલ ઇચ્છા નથી. જે પુરુષ સ્ત્રીઓને પોતાની ઉપભોગ્ય જીવન્ત વસ્તુ જ સમજતો હોય તેવા પુરુષની સાથે લગ્ન કરીને મારૂં સ્વાતંત્ર્ય ગૂમાવવાને માટે હું બિલકુલ તૈયાર નથી. તેને પોતાની પરણેલી પત્ની સાથે ગાડીમાં બેસીને જતો મેં મારી નજરે જોયો હતો. એ દિવસ હું કદિ પણ વિસરવાની નથી, જે દિવસે હું અહીંથી બીજે સ્થળે રહેવાને માટે ગઇ તે જ દિવસની એ વાત છે. એક દુઃખી બાઇની બ્હેનને ફસાવીને તેણે ભ્રષ્ટ કરી હતી. એ બાઇએ તેના દુવર્તનની હકીકત મને કહી હતી. અને તેની પરણેલી સ્ત્રી પણ મને બતાવી હતી." તે સ્હેજ સ્થંભ્યા પછી પુનઃ બોલવા લાગી: "ખેર, ગત વસ્તુનો શોક કરવો અને તે સંબંધી ચર્ચા કરવી નકામી છે. તમને મારી માત્ર એટલી જ વિનતિ છે કે તમે તેને મારા સંબંધમાં કશી યે હકીકત જણાવશો નહિ. અત્યારે જે હકીકત મેં તમને જણાવી તે ઉપરથી મારી આ વિનતિનું કારણ તમે સમજી શક્યાં હશો અને તે તમને યોગ્ય પણ લાગ્યું હશે."

ઘરવાળી કશું યે બોલી નહિ. તે બોલે પણ શું ? સુભદ્રાએ જે હકીકત જણાવી હતી તેમાં અયોગ્ય કશું યે ન હતું. તેનું કથન માન્ય રાખીને વિઠલદાસને તેના સંબંધમાં કશી પણ હકીકત નહિ કહેવાનું વચન આપ્યું. સુભદ્રાના જામીન થવાને માટે બીજે દિવસે તેણે ઘરવાળીના પત્નીને અમુક સ્થળે મળવાનું ઠરાવ્યું. અને તેને લઈ દરજીની દુકાને જઇ જામીન તરીકે તેને નક્કી કરવાની વ્યવસ્થા કરી. પછી સુભદ્રા આ મમતાળુ બાઇની રજા લઇને ચાલી નીકળી.

---

## પ્રકરણ ૩૦ મું

---

### એક આપત્તિ

બીજે દિવસે પેલી બાઇનો પતિ સુભદ્રાને મળ્યો અને તે તેનો જામીન થયો. એથી એક દરજી કે જે કાપડનો પણ મોટો વેપાર કરતો હતો તેની દુકાનેથી સુભદ્રાને કામ મળવા લાગ્યું. એ દરજીની દુકાન મોટી હતી. શહેરમાં મોટા શ્રીમંતો તરફથી તેને પુષ્કળ કામ મળતું હતું. આ માણસે પોતાની યુવાવસ્થામાં પુષ્કળ કમાણી કરી હતી. અત્યારે તે વૃદ્ધ થયો હતો અને તેની સ્ત્રી પણ મૃત્યુ પામી હતી. એથી તે ઉદાસીન બની ગયો હતો અને પોતાની દુકાનની તમામ વ્યવસ્થા પોતાના એક સગાને સુપ્રત કરી હતી. તે પોતે પ્રામાણિક મનુષ્ય હતો અને ગ્રાહકો સાથેનો તેનો સંબંધ સરલ તથા બીનતકરારી હોવાથી તેની દુકાનની સારી પ્રતિષ્ઠા જામી હતી. સુભદ્રાનો આ દુકાન સાથે સંબંધ બંધાયો તે વખતે દુકાનની વ્યવસ્થા તેના માલીકનો જે સગો કરતો હતો તે તરૂણ, દેખાવમાં સુંદર અને ધંધામાં હોશિયાર તથા કુશળ હતો. તેનું નામ **નારણ** હતું. નારણે દુકાનના વહીવટ મુજબ તેની પાસે જામીનની માગણી કરી હતી. ખરી વાત તો એ હતી કે તેના સ્વરૂપથી તે મુગ્ધ બની

ગયો હતો. શરૂઆતમાં તેણે સુભદ્રાને જે કામ સુપ્રત કર્યું તે મજૂરીવાળું હતું. તથાપિ તેનો સારો બદલો મળે તેમ હોવાથી સુભદ્રાને તે પસંદ પડયું. બે અઠવાડિયામાં તેને પોતાનું ખર્ચ જતાં આશરે દશ–બાર રૂપીયા બચ્યા. પરંતુ પછી તેમાં પરિવર્તન થયું. નારણ તેને વધારે શ્રમનું અને ઓછા બદલાનું કામ આપવા લાગ્યો. એમ કરવામાં તેની અમુક મતલબ હતી.

સુભદ્રાને બે–ચાર દિવસે એ દુકાને જવું પડતું હતું. નારણનું તેની સાથેનું વર્તન અધિકાધિક અમર્યાદિત થતું ગયું. અને તેના શબ્દોમાં પણ તે વધારે છૂટ લેવા લાગ્યો. તેનો હેતુ સુભદ્રાના લક્ષમાં આવ્યો ન હતો એવું કાંઇ ન હતું. તથાપિ તે તેના તરફ વિશેષ લક્ષ આપતી નહિ. પરંતુ દિવસાનુદિવસ નારણની નફટાઇ વધતી ગઇ અને તેના મુખમાંથી તેના મનોગતને ખૂલ્લા કરનારા ઉદ્દગાર સ્પષ્ટપણે નીકળવા લાગ્યા. તેનું લગ્ન થયું હતું, એટલું જ નહિ પણ તેને એક–બે બાળકો પણ થયાં હતાં. તથાપિ પતિ અને પિતા તરીકેની જવાબદારીની કલ્પના આ પશુને બિલકુલ ન હતી. સુભદ્રાનું સૌંદર્ય લોકોત્તર હોવાથી તે તેના ઉપર એટલો બધો મુગ્ધ બન્યો હતો એમ સમજવાનું કારણ નથી. એ દુકાનમાં કામ માટે પેટનો ખાડો પૂરવા માટે–કેવળ જીવન્ત રહેવા માટે, જેમને આવવું પડે તેમની નીતિમત્તા હલકા પ્રકારની હોવી જોઇએ એવી આ નરાધમ નારણની ચોક્કસ માનિનતા હતી. એટલે તે આવી દરેક છોકરીની સાથે અમર્યાદ વર્તન ચલાવતો અને ઘણીને ફસાવતો. પરંતુ એક દિવસ સુભદ્રાએ તેના આવા નીચ વર્તનને માટે તેનો સખ્ત ભાષામાં તિરસ્કાર કર્યો. એથી તેને અત્યંત આશ્ચર્ય થયું. સુભદ્રાના મુખમાંથી નીકળેલા એ ઉદ્દગારનો શો જવાબ આપવો તેનો તેને વિચાર થઇ પડયો. પરંતુ મૂર્ખને વિચાર શાનો હોય ? તે બોલી રહી એટલે આ નરાધમ ખડખડ હસવા લાગ્યો અને "તારા જેવી ભિખારચોટ છોકરીએ પાપપુણ્યની વાતો કરવી અને સદાચારની બડાઇ હાંકવી તે

કેવળ મૂર્ખતા છે” એવો ઉદ્ગાર કાઢી તેણે બાપડીને દુઃખ પર ડામ દીધો. સુભદ્રાને હવે શું કરવું તે સૂઝ્યું નહિ. તે દિવસે પોતાના હાથમાં જે કામ હતું તે જેવી ને તેવી સ્થિતિમાં રાખીને તે પોતાના મકાનપર ચાલી ગઇ. ત્યાં ગયા પછી તે એકલી બેસીને રડવા લાગી. પરંતુ તેના મનને સાંત્વન આપે એવું ત્યાં કોણ હતું? રોઇ રોઇને મનનું દુઃખ ઓછું કર્યા પછી પ્રભુની મનોભાવપૂર્વક સ્તુતિ કરી અને પોતાને પાપથી દૂર રાખવાની તેણે ઇશ્વરને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી.

સંધ્યાનો સમય હતો. તે રસોઇની તૈયારી કરતી હતી ત્યાં તેની કોટડીનું દ્વાર ખૂલ્યું અને પેલો નરાધમ નારણ તેની સામે આવીને ઊભો રહ્યો. તેને જોતાં જ સુભદ્રાને નખથી શિખ સુધી રોમે રોમે ક્રોધ વ્યાપી રહ્યો. પરંતુ કદાચ તેને પોતાના આજના વર્તન માટે પશ્ચાત્તાપ થવાથી તે ક્ષમા માગવાને માટે આવ્યો હશે એવો વિચાર ઉદ્ભવતાં તેણે મનને શાંત રાખવાનો પ્રયત્ન કર્યો. કેટલી ભોળી! કેટલી સરલ! પશ્ચાત્તાપ અને ક્ષમા!! મનુષ્યનું રૂપ ધરનાર રાક્ષસના મનમાં તે કદિ એવો વિચાર પણ આવે ખરો? આ નીચના મનમાં એવો કશો યે વિચાર ન હતો. જ્યારે સુભદ્રા ગુસ્સે થઇને દુકાનની બહાર નીકળી ત્યારે તેની સકોપ મુદ્રા જોઇને એ પશુની કામવાસના અધિક પ્રજ્વલિત થઇ હતી. તે તો ચોક્કસ માનતો હતો કે આવી રીતે મજૂરી કરીને ઉદરનિર્વાહ કરનાર છોકરીઓની નીતિમત્તા હલકા પ્રકારની જ હોવી જોઇએ. અગાઉ તેને એવા અનુભવો પણ થયા હતા. એટલે તેને એકાન્તમાં મળી તેનું મન પ્રસન્ન કરી લેવાની ઇચ્છાથી તે સુભદ્રાના મકાન પર આવ્યો હતો. તેણે લાંબી ટુંકી પ્રસ્તાવના કરવાની ઉપાધિમાં નહિ પડતાં આ પ્રમાણે તેની સાથે બોલવાનો પ્રારંભ કર્યો. તે બોલ્યો: “સુભદ્રા! આજનું તારૂં વર્તન મને મોટું ચમત્કારિક લાગ્યું હતું. ત્યાં જે બીજી છોકરીઓ હતી તેમની સામે તારા સદાચરણનો ડોળ

દર્શાવવાને તું એ પ્રમાણે બોલી હોય તો જુદી વાત છે, જો એમ હોય તો તારો એ હેતુ બહુ સારી રીતે સિદ્ધ થયેલો છે એમ મારે તને કહેવું જોઇએ. તારે જો સદાચરણનો દેખાવ કરવો હોય તો તું મને કહે એટલે બીજી છોકરીઓની રૂબરૂમાં હું તારી સાથે સભ્યતાપૂર્ણ જ વર્તન રાખીશ. જો તારો વિચાર તારી હઠને જ વળગી રહેવાનો હોય તો અત્યારથી જ હું તને કહી રાખું છું કે તને અમારી દુકાનેથી હવેથી કશું યે કામ મળવાનું નથી. તારા વિના અમારૂં કાંઇ અડયું રહેવાનું નથી. તારા જેવી સેંકડો છોકરીઓ આજકાલ અમારી દુકાનનો ઉમરો ઘસવી નાંખે છે એ તને તારા પોતાના જ અનુભવ ઉપરથી માહિત હશે. તેને બદલે જો તું મારી ઇચ્છાને અનુસરીશ તો એથી તને ઘણો જ ફાયદો થશે. હું તને થોડા શ્રમમાં કરી શકાય અને બદલો સારો મળી શકે તેવા પ્રકારનું કામ આપીશ. કોઇ કામમાં કદાચ તારી ભૂલ થશે તો તેના તરફ પણ હું લક્ષ આપીશ નહિ. એટલું જ નહિ પરંતુ તારા કામનો હિસાબ કરતાં કદાચ તું દશ નંગને બદલે વીશ નંગ લખી નાંખીશ તો પણ હું એ તરફ લક્ષ નહિ આપતાં તારી માગણી પ્રમાણે તારો હિસાબ ચૂકવી આપીશ. આ કરતાં વિશેષ તને કહેવાની મને જરૂર નથી. માટે બરાબર વિચાર કરીને જવાબ આપ."

આ શબ્દોથી સુભદ્રાનો સંતાપ અત્યંત વધી ગયો. તે બોલતો બંધ થયો કે તેણે તેને એકદમ ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું. પરંતુ એ કામાંધ ત્યાંથી ખસ્યો નહિ. તે તેના અત્યારના સકોપ સૌંદર્યનું વર્ણન કરવા લાગ્યો અને એક ચુંબન લીધા સિવાય તો અહીંથી ખસવાનો નથી જ એમ બબડવા લાગ્યો. સુભદ્રા જે માળામાં રહેતી હતી તેમાં કાંઇ થોડાં મનુષ્યો ન હતાં. સુભદ્રાના મુખમાંથી મોટેથી શબ્દો નીકળવા લાગતાં દશ-બાર માણસો ત્યાં એકઠા થઇ ગયા. ત્યાંના ઘણાખરા મનુષ્યો સુભદ્રાના સ્વભાવથી પરિચિત હોઇ ખરો પ્રકાર ધ્યાનમાં આવતાં જ આ એકત્ર થયેલા લોકોએ નારણને ત્યાંથી

ચાલ્યા જવાનો આગ્રહ કર્યો. જો તે ત્યાંથી મૂંગો મૂંગો ચાલ્યો ગયો હોત તો એથી તેનું સારૂં માન રહ્યું હોત. પરંતુ મૂંગો રહેવાને બદલે તે એમ કહેવા લાગ્યો કે "સુભદ્રાએ અમારી દુકાનમાંથી અમુક માલ તફરકે કરેલો હોઇ, તે બાબત તેને પૂછવા આવતાં તેણે મારા ઉપર આવું કુભાંડ રચ્યું છે!" પરંતુ તેના શબ્દો કરતાં સુભદ્રા ઉપર આ લોકોનો વિશ્વાસ અધિક હોવાથી તેમણે સુભદ્રાનો જ પક્ષ લીધો. તે લોકો માંહેનો એક **નારણના** પૂર્વ ચરિત્રથી માહિતગાર હતો. એટલે પ્રથમ તો તેણે શાંતિથી **નારણની** બધી હકીકત સાંભળી લીધી. ત્યારબાદ તેને સામા પ્રશ્નો કરવા માંડયા. એ ઉલટતપાસમાં **નારણ** ફસાઇ ગયો. તે અગાઉ પોતે જણાવેલી હકીકતની વિરૂદ્ધ જનારા જવાબો આપવા લાગ્યો. એ સાંભળીને ત્યાં ઊભેલા લોકોએ તેને પુષ્કળ બનાવ્યો. **નારણ** ઘમંડી હતો અને શ્રીમંતાઇનું તેને અભિમાન હતું. પણ અહીં રહેતા ગરીબ મનુષ્યો સદાચરણી હોવાથી તેઓ આ **નારણને** ખૂબ બનાવવા લાગ્યા, એટલું જ નહિ પણ તેના ઉપર ધૂળ, કિચડ, જોડા અને એવા પ્રકારની વસ્તુનો વર્ષાદ પણ થયો. એટલે છેવટે તેને અહીંથી માનભ્રષ્ટ સ્થિતિમાં પલાયન થઇ જવું પડયું. તેની અહીં આ પ્રમાણે સ્થિતિ થઇ ખરી, તથાપિ આ નિર્લજ્જ મનુષ્યે ત્યારપછી પણ પોતાના વર્તનમાં કશોયે સુધારો કર્યો નહિ! દુષ્ટ તે કાયમને માટે દુષ્ટ જ રહે!!

---

## પ્રકરણ ૩૧મું

---

### શેઠ ચંદ્રપ્રસાદ

બીજા કેટલાક દિવસ પસાર થઇ ગયા. વિઠલદાસે પોતાના હૃદયની દેવીની શોધ કરવાના પ્રયત્નમાં અણું માત્ર પણ ઊણપ આવવા દીધી ન હતી. તેના મનને એવી તો જરૂર ખાત્રી હતી કે 'તે આજે

નહિ તો કાલે, ગમે ત્યારે પણ મને મળ્યા સિવાય રહેવાની નથી." વ્હાલીના વિયોગદુઃખથી તેનું શરીર ક્ષીણ થયું હતું ખરૂં, પરંતુ તેનું મન તો પ્રથમના જેટલું જ મજબૂત હતું. તેના સ્વભાવમાં પુષ્કળ પરિવર્તન થઇ ગયું હતું ખરૂં. તેનું વર્તન અત્યારે એક વિરક્ત પુરુષના જેવું બની ગયું હતું. બાહ્ય સુખસાધનો, મોજ-મજાહ ઇત્યાદિનો તેને કંટાળો આવી ગયો હતો. તેના સ્વભાવમાં આવું પરિવર્તન થવાનું કારણ માત્ર એકજ હતું અને તે એ કે શુદ્ધ પ્રેમનો વિકાસ ! વિયોગથી પ્રેમની વૃદ્ધિ સાથે વિશુદ્ધિ થાય છે એમ કહેવામાં આવે તો ખોટું નહિ.

પરંતુ અત્યારે આપણને વિઠ્ઠલદાસ કે તેનાં અન્ય કુટુમ્બીજનોનાં દુઃખો પ્રત્યે લક્ષ આપવાનો અવકાશ નથી. અત્યારે તો અમે વાચકોને એક અન્ય સ્થળે લઇ જવા ઇચ્છીએ છીએ. ચાલો, આપણે પરેલ ઉપર જઇએ. ત્યાં એક ન્હાનો પણ દેખાવડો માળો છે. એ માળાના બીજા મજલે એક પ્રશસ્ત ખંડમાં બે મનુષ્યો બેઠાં છે, તે માંહેની એક તો લગભગ વીશ—બાવીશ વર્ષની સુંદર અને સુસ્વરૂપા યુવતી છે. તેની પાસે એક હૃષ્ટપુષ્ટ તથા દેખાવડો યુવક બેઠેલો છે. યુવતીના અંગપરનાં વસ્ત્રાલંકારોમાં ડોળ દમામ અને ટાપટીપ વિશેષે કરીને જોવામાં આવે છે. તમે જો બારિકાઇથી તેની સામે દૃષ્ટિ કરશો તો આ સર્વ ડોળદમામ અને ભભકો બિલકુલ કૃત્રિમ છે એમ જ તમને જણાઇ આવશે. જન્મથી જ જેણે પોતાનું જીવન ગરીબાઇમાં વિતાડયું હોય તેને જો અચાનક શ્રીમંતાઇ અને વૈભવ પ્રાપ્ત થાય છે તો તે તેનું પ્રદર્શન કરવાને માટે ઉત્સુક રહે છે. શ્રીમંતાઇનાં સુખોનો અનુભવ લેવાની તેને ટેવ નહિ હોવાથી તેનો વૈભવ પ્રદર્શિત કરવામાં તે કેટલીક ભૂલો કરી નાંખે છે. એવી અનેક ભૂલો આ યુવતીએ કરેલી જણાતી હતી. પરંતુ તેના વર્ણનમાં આપણે નહિ ઉતરીએ.

તેની પાસે બેઠેલો પુરુષ હૃષ્ટપુષ્ટ અને દેખાવડો હતો [illegible] તેણે

ખપકાબંધ અને મૂલ્યવાન વસ્ત્રાલંકારો ધારણ કર્યાં હતાં. તથાપિ તેની મુદ્રાપર શ્રીમંતાઈ કિંવા સભ્યપણાનું તેજ બિલકુલ દેખાતું ન હતું. તેની મૂછો મોટી અને પોમેડમથી સીધી રાખેલી હતી. તેની ઉમર લગભગ ત્રીશેક વર્ષની હશે. તેમનું અત્યારનું પરસ્પર પ્રેમયુક્ત વર્તન જોતાં આ બે જણાં પતિપત્ની હશે એવું કોઇ અનુમાન કરે તો તેમાં અનુચિત જેવું કશું ગણાય નહિ.

આ ગૃહસ્થ અત્યારે શેઠ ચંદ્રપ્રસાદના નામથી ઓળખાતો હતો. તેનો જન્મ શ્રીમંત કુટુમ્બમાં થયો હતો, પરંતુ તેણે સ્વહસ્તે વડિલોપાર્જિત તમામ સંપત્તિ અનેક પ્રકારનાં અનિષ્ટ વ્યસનો અને ફંદફેલમાં ઉડાવી નાંખી હતી. ૭ માસ પૂર્વે તેની સ્થિતિ એવી હતી કે તેના સમાનશીલ સ્નેહીઓ પણ તેની મૈત્રીથી કંટાળી ગયા હતા. કોઇ તેને પોતાના આંગણે ઊભો પણ રહેવા દેતું નહિ એવી સ્થિતિ થયા પછી તે એકાએક અદૃશ્ય બની ગયો. આશરે ત્રણેક માસ પછી તેણે પુનઃ દેખાવ દીધો. એ વખતે તેની સ્થિતિ પલટાઇ ગયેલી લાગતી હતી. તે સહુને એમ કહેતો કે "હું અહીંથી જયપુર ગયેલો. ત્યાં ઝવેરાતના વ્યાપારમાં થોડા સમયમાં જ મને મોટો લાભ મળવાથી પાછો અહીં આવ્યો. છું." લોકો તેના એ શબ્દો પર કેટલો વિશ્વાસ રાખતા એ ન કહેવા છતાં મે સમજી શકાય તેમ છે. તથાપિ એટલું ખરૂં કે તે પુનઃ પ્રકટ થયા પછી ભારે ઠાઠમાઠથી રહેતો હતો. તેણે એક ગાડી તથા એક મોટર રાખ્યાં હતાં. આ માળો ખરીદી લીધો હતો. તે ત્રણ મજલાનો હતો અને તેમાં પોતે બીજા મજલે રહેતો હતો. બાકીના તેણે ભાડે આપ્યા હતા. અત્યારે તે કોઇની પાસે પૈસા માગવા જતો નહિ પણ બીજાને વ્યાજે રકમ આપતો. ઝવેરાતનો વ્યાપાર પણ કરતો. એથી તેની પાસે પુષ્કળ પૈસા હોવાના સંબંધમાં તો સંશય ન હતો જ.

અત્યારે તો તેનો આટલો જ પરિચય બસ છે. હવે તેઓ શો વાર્તાલાપ કરી રહ્યાં છે તે આપણે જોઇએ અને સાંભળીએ. તે બન્ને

જણાં એક સુંદર મખમલની ગાદીવાળા કોચ ઉપર બેઠાં હતાં. યુવતીનો કેશકલાપ ખૂલ્લો હતો. તેના પર હસ્ત ફેરવતો ચંદ્રપ્રસાદ ખુશામદપૂર્ણ સ્વરે બોલ્યો: "પુષ્પા! આજે તો તું અત્યંત આકર્ષક દેખાય છે! મુંબઇ નગરીમાં એવી એક પણ સ્ત્રી નહિ મળે કે જેને તારા આ અનુપમ સૌંદર્યની ઇર્ષ્યા થતી ન હોય. એટલું જ નહિ પણ જેને જેને તારા સૌંદર્યને જોવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે તે પુરુષ પણ મારા આજના સુખથી બળી રહ્યો હશે."

તેના પર નેત્રકટાક્ષનો વર્ષાવ કરતી પુષ્પા કહેવા લાગી: "પ્રિયતમ! પરંતુ મને સાચું કહો? લોકો તમારી ઇર્ષ્યા કરે એવી તમારી ખરેખર સ્થિતિ છે? એમ તમને જરૂર લાગે છે?"

તેને પોતાના પાશમાં લઇને ચંદ્રપ્રસાદે જવાબ આપ્યો: "એ વળી કેવો વિચિત્ર પ્રશ્ન? જેને તારા જેવી સ્વર્ગની સુંદરી પ્રાપ્ત થઇ હોય એ પુરુષને ધન્ય છે! હું તને સાચું જ કહું છું કે નાગપુરની ધર્મશાળામાં જે દિવસે આપણું પ્રથમ મિલન થયું તે દિવસને હું મારે માટે મોટો ભાગ્યશાળી સમજું છું."

પુષ્પાએ કહ્યું: "હા, તે દિવસે તમે જે ઔદાર્ય દર્શાવ્યું હતું તેનું મને કદિ પણ વિસ્મરણ થવાનું નથી."

ચંદ્રપ્રસાદ બોલ્યો: "એમાં વળી ઔદાર્ય શાનું? તે સમયે જે કાંઇ બન્યું એ તે પ્રસંગ અને પરિસ્થિતિને યોગ્ય જ હતું. હું ધર્મશાળામાં તેના રક્ષકની સાથે વાતો કરતો હતો તે વખતે એવું મારા જાણવામાં આવ્યું કે ધર્મશાળામાં એક મુંબઇ તરફની સ્ત્રી આવેલી છે અને તેની સ્થિતિ એવી છે કે તે ધર્મશાળાની કોટડીના ભાડાના પૈસા આપી શકે તેમ નથી તથા ઉદરનિર્વાહ માટે પણ તેની પાસે કશું સાધન નથી! એથી મેં તને બોલાવવા માણસ મોકલ્યો. તું મને મળવાને કબૂલ થઇ. પરિણામે આપણી એ મુલાકાત પરસ્પરને સુખદાયિની નિવડી. આપણે એકબીજાનાં વિચારોને સમજી શક્યાં, એકબીજાનાં મનની જમાવટ થઇ અને તે દિવસથી આપણે પતિ-

પત્નીના સંબંધથી રહેવા લાગ્યાં તે આજના ઘડી ને કાલનો દિવસ!" એમ કહીને તેણે મંદ હાસ્ય કર્યું.

પુષ્પાવતી બોલી: "હા, આપની વાત સાચી છે અને આ પ્રસંગે મારે આપને એ પણ જણાવવું જોઇએ કે આપના તરફ મારૂં મન જેટલું આકર્ષાયું છે તેટલું અગાઉ કોઇના તરફ આકર્ષાયું ન હતું."

તેના ગાલ પર હળવેથી તાડન કરતાં ચંદ્રપ્રસાદ બોલ્યો: "એક વાર શરાબના નશામાં તું રંગમાં આવી જવાથી તેં તારા અગાઉના તમામ મિત્રો કે યારોની યાદી મને જણાવી હતી એ મારા લક્ષમાં છે. તેમાં કેટલાક કોટયાધિપતિ અને પદવીધારીઓ પણ હતા. એ સર્વની પરવા નહિ કરતાં તેં મારી સાથે જીવનપર્યંત સંબંધ બાંધવાને કબૂલ કર્યું એ જ હું મારૂં અહોભાગ્ય સમજું છું."

પુષ્પાવતી બોલી: "તમે અત્યંત ઉદાર અને દીલદાર સ્વભાવના છો. તમારૂં મારા તરફનું વર્તન અત્યંત મમતા ભરેલું છે. એટલે પછી મારા પ્રેમનું પણ તમારા તરફ સ્વાભાવિક રીતે જ આકર્ષણ થાય તે દેખીતું છે. વળી તમે મોટા શ્રીમંત છો—"

ચંદ્રપ્રસાદ ચેષ્ટાયુક્ત સ્વરે વચ્ચે બોલ્યો: "હા, શ્રીમંત તો ખરો જ! મારી સંપત્તિની પાસે મોટા મહારાજાની સંપત્તિ પણ ફીકી પડી જાય!" એમ કહીને તેણે હાસ્ય કર્યું. પરંતુ તે બિલકુલ કૃત્રિમ હાસ્ય હતું એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. તે આગળ બોલવા લાગ્યો: "એટલું તો ખરૂં કે તારા અગાઉના યારો કરતાં હું તારે માટે વિશેષ ખર્ચ કરૂં છું."

"એ વાત તદ્દન સાચી છે. એટલું જ માત્ર નહિ પરંતુ મને કોઇ કોઇ વાર એમ પણ થાય છે કે જો તે દિવસે તમે મને પેલી ધર્મશાળામાં ન મળ્યા હોત તો અત્યારે મારી અત્યંત દુર્દશા થઇ હોત. ગમે તેમ હોય, પણ મારો પ્રેમ આપના પ્રત્યે આકર્ષાયો છે; અને જ્યાં સુધી—"

"જ્યાંસુધી મારી પાસે પૈસા છે અને જ્યાંસુધી હું તારી તમામ

ઇચ્છાઓ અને સગવડો પૂરી પાડીશ ત્યાંસુધી તું મને છોડવાની નથી." ચંદ્રપ્રસાદે પ્રસ્તુત શબ્દો સ્હેજ વક્રોક્તિપૂર્વક ઉચ્ચાર્યા.

પુષ્પાવતી સ્હેજ ક્રોધપૂર્ણ દૃષ્ટિથી તેની સામે જોતી બોલી: "તમે આવું કેમ બોલો છો? તમારા આવા શબ્દો મને બિલકુલ પસંદ પડતા નથી." વળી તે પ્રેમનો આવિર્ભાવ દર્શાવતી કહેવા લાગી: "સમજી-સમજી! તમે મારૂં મન જોવાને માટે જ આવું બોલ્યા હશો. તમારી મરજીમાં આવે તે રીતે મારી પરીક્ષા કરવાને માટે તમે મુખત્યાર છો. મારો પ્રેમ તલ માત્ર પણ ઓછો થવાનો નથી."

તે બોલ્યો: "હા, મને પણ એમ જ લાગે છે."

પુષ્પાવતી સ્હેજ રીસાઇને બોલી: "માત્ર એમ લાગે જ છે ના! એવી ખાત્રી નથી ને? હું તમારા ગળાના સોગન ખાઇને કહું છું કે હું કાંઇ તમારી સંપત્તિની ભૂખી નથી. મારે તો તમારો પ્રેમ જ જોઇએ છે. હું હમેશા એક જ બાબતનો વિચાર કરૂં છું કે તમને કઇ રીતે સુખ થાય. એથી જો કદિ તમારૂં મન ખિન્ન બનેલું મારી દૃષ્ટિએ પડે તો મારા મનમાં અત્યંત વેદના થવા લાગે છે. તમારી ખિન્નતા—"

ચંદ્રપ્રસાદે આશ્ચર્યયુક્ત મુદ્રાથી પ્રશ્ન કર્યો: "શું! મારૂં મન ખિન્ન દેખાય છે?"

તે બોલી: "હા, મારી તો એવી કલ્પના છે. કોઇ કોઇ વાર તમારૂં મન એટલું બધું વિચારમગ્ન બની જાય છે કે તમારી આસપાસ શું ચાલી રહ્યું છે તેનું પણ તમને ભાન રહેતું નથી. એ વખતે જો કોઇ બારણાપર ધક્કો મારે તો તમે એકદમ ચમકી જાઓ છો અને એ વખતે કોઇ તમને પકડવાને આવ્યું છે કે શું એવું તમારા મનને લાગતું હોય એવી મારી કલ્પના છે. વળી નિદ્રામાં પણ તમે કોઇ વાર કાંઇક ચમત્કારિક લવારો કરો છો અને આમતેમ હાથ કરતા દેખાઓ છો."

ચંદ્રપ્રસાદ પોતાની મુદ્રા નિર્વિકારી રાખવાનો પ્રયત્ન કરતો બોલ્યો: "ઉંહ! એમાં કશું ડરવા જેવું નથી. મને તો ન્હાનપણથી

જ ઉંઘમાં લવારો કરવાની ટેવ છે; અને કોઇ કોઇ વાર મને વિલક્ષણ સ્વપ્ન આવે છે એથી હાથ આમતેમ થતા હશે." પછી તે વિષયાંતર કરવાના હેતુથી બોલ્યો: "આજે તો આપણે ફરવા જઇએ. ખુલ્લી હવાનો પણ લાભ મળશે. તારી શી મરજી છે?"

પુષ્પાવતીએ કહ્યું: "મારે પણ બીજું શું કામ છે? વળી આજે તો ઉકળાટ ઘણો જ થાય છે." એમ કહીને તે ફરવા જવાને યોગ્ય પોષાક ધારણ કરવાને માટે પોતાના દિવાનખાનામાં ગઇ.

ચંદ્રપ્રસાદે પોતાના પોષાકમાં પણ જરૂરી ફેરફાર કર્યો અને નોકરને બૂમ મારીને ગાડી તૈયાર કરવાની આજ્ઞા કરી. ગાડી તૈયાર થઇ એટલે આ આશકમાશુક બન્ને એક બીજાના હાથમાં હાથ રાખીને બહાર આવ્યાં. ચંદ્રપ્રસાદ પુષ્પાવતીનો હસ્ત પકડીને તેને ગાડીમાં ચડાવવા લાગ્યો. એ જ વખતે બે સિપાઇઓ ત્યાં આવીને ઊભા રહ્યા. તેમણે ચંદ્રપ્રસાદના ખભાપર હાથ રાખી તેને પાછળ ખેંચ્યો.

ભર રસ્તા પર આ બનાવ બનવાથી આજુબાજુ જે માણસો ઊભા હતા તે તથા જતા આવતા હતા તેઓ આવો વિલક્ષણ પ્રકાર જોઇને ત્યાં ઊભા રહ્યા અને ત્રણ ચાર મિનિટમાં જ તે ગાડીની આસપાસ પુષ્કળ માણસો એકત્ર થઇ ગયા. પોતાના પ્રિયકરને પોલીસના માણસોએ આવી રીતે એકાએક પકડેલો જોઇને પુષ્પાવતીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું.

તથાપિ તે પ્રસંગાવધાન રાખીને પોલીસના માણસોને ઉદ્દેશીને બોલી: "તમારી કાંઇક ભૂલ થતી હશે! તમે એક બાજુએ હઠી જાઓ. આ કોણ છે તે જાણો છો? આમને ઓળખો છો? શેઠ ચંદ્રપ્રસાદનું નામ તમે નથી સાંભળ્યું?"

એક સિપાઇ બોલ્યો: "એ નામ અમે જરૂર સાંભળ્યું છે અને વળી તમે આ ગૃહસ્થનું એ જ નામ હોવાનું જણાવ્યું તે સારૂં કર્યું. કેમ કે તે નામવાળા ગૃહસ્થની જ અમને જરૂર છે. અમારી ભૂલ

થતી નથી એ તો હવે તમારા લક્ષમાં આવ્યું જ હશે. બાઇ! તમારા ઉપર આવો પ્રસંગ આવવાથી અમને અત્યંત ખેદ થાય છે. પણ એમાં અમારો કશો ઉપાય નથી. આ માણસનાં દુર્ભાગ્યે જોર કર્યું લાગે છે. કારણ કે તેના તમામ ભવાડા જાહેર થઇ ગયા છે. તેના ઉપર બનાવટી સહી કર્યાનો આરોપ છે. શેઠ સાહેબ! ચાલો હવે થોડા સમયમાં જ તમારી શેઠાઇની જાહેરાત થઇ જશે!"

એ પ્રમાણે બોલતા બન્ને સિપાઇઓ તેને ખેંચીને લઇ ગયા. તેમની સાથે દંગાઇ કરવામાં સાર નથી એવું ચંદ્રપ્રસાદ સમજતો હોવાથી તે તેમની સાથે જવા લાગ્યો. પરંતુ તેના પગ શિથિલ બની ગયા હતા અને તે પરાણે ચાલી શકતો હોય એમ લાગતું હતું. તે દૃષ્ટિ બહાર ગયો એટલે પુષ્પાવતી પણ ઘરમાં પાછી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### પુષ્પાવતી રણછોડદાસને ત્યાં

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટના જે રોજ બની ગઇ તેના બીજા દિવસે મધ્યાન્હ સુધી વિઠ્ઠલદાસ પોતાની પ્રિયાની શોધમાં ચોતરફ ભટકીને લગભગ બે વાગે પોતાના મકાનના ખૂણા પાસે આવ્યો ત્યાં એ મકાનના પ્રવેશ દ્વાર પાસે એક ગાડી ઊભેલી તથા તેમાંથી એક તરૂણીને નીચે ઉતરતી જોઇ. આ સ્ત્રી કોણ હશે તેનો વિચાર કરતો તે ત્યાં જ ઊભો રહ્યો. કેટલીક વાર સુધી તેની સામે નિરખીને જોતાં તેનો ચ્હેરો બદલાઇ ગયેલો હોવા છતાં તેની ચાલવાની ઢબ ઉપરથી આ સ્ત્રી પુષ્પાવતી હોવી જોઇએ એવો તેણે તર્ક કર્યો. તે ઉતાવળી ઉતાવળી મકાનની અંદર જતી હોવાનું જણાયાથી અત્ર તે કાંઇ મહત્ત્વના કાર્યને માટે આવી હશે એવી કલ્પના વિઠ્ઠલદાસના મનમાં ઉદ્ભવ્યા સિવાય રહી નહિ.

તેણે પુષ્પાવતીને છોડયાને લગભગ છ મહિના થઇ ગયા હતા. તે દરમ્યાન તેની પુનઃ કદિ પણ મુલાકાત થઇ ન હતી કિંવા તેના સંબંધમાં કશી યે વાર્તા વિઠ્ઠલદાસના કર્ણપર આવી ન હતી. તેનું મન સદૈવ સુભદ્રાનું જ ચિંતન કર્યા કરતું હોવાથી તેને પુષ્પાવતીનું કદિ સ્મરણ પણ થયું ન હતું. એમ હોવાથી તેને એકાએક પોતાના મકાનમાં દાખલ થયેલી જોવાથી વિઠ્ઠલદાસને મોટું આશ્ચર્ય થયું. તે સ્હેજ ગભરાયો પણ ખરો. તેને એમ લાગ્યુ કે 'અમીધર' તે જ 'વિઠ્ઠલદાસ' એમ તેના જાણવામાં આવી ગયું હશે અને તેથી એ મને મળવાને માટે આવી હશે. તે કાં તો પૈસા માગવાને માટે આવી હોય કિંવા જૂની ઓળખાણ તાજી કરવાને માટે આવી હોય એવી શંકા સ્વાભાવિક રીતે જ તેના મનમાં ઉદ્ભવી. પુષ્પાવતીનો તિખ્ખો અને હઠિલો સ્વભાવ તે જાણતો હતો. એટલે જો તેની મરજી મુજબ બધું બરોબર ન બને તો તે રાડારાડ કરીને આખા મકાનને ગજાવી મૂકયા વગર રહે તેવી ન હતી, એવી તેને ખાત્રી હોવાથી પોતે મકાનના અંદર દાખલ થયા પૂર્વે તે પોતાની દષ્ટિએ પડી એ એક રીતે સારૂં થયું એમ તેને લાગ્યું. તે એટલામાં જ પુષ્પાવતી એ મકાનમાંથી બહાર નીકળે એટલે પોતે તેને જોઇ શકે એવા સ્થળે છૂપાઇને ઊભો રહ્યો. તેણે લગભગ દશેક મીનિટ રાહ જોઇ. પરંતુ તે બહાર આવી નહિ. એ ઉપરથી તેણે એવું અનુમાન કર્યું કે મારી મુલાકાત થયા સિવાય પાછા ફરવાનો તેનો ઇરાદો નહિ હોય. એટલે તે મારી રાહ જોતી ત્યાં બેઠી હશે. જો એવો તેનો ચોક્કસ ઇરાદો હોય તો તે મધ્ય રાત્રિ સુધી પણ પોતાની રાહ જોતી બેસી રહ્યા વગર રહેવાની નથી, એવી તેની ખાત્રી હોવાથી તેણે સંકટને આગળ ધકેલવાને બદલે તેને મળીને છેવટનો ફડચો કરી નાંખવાનો વિચાર કરી તે પણ મકાન તરફ ગયો. મુખ્ય દ્વારમાં થઇને અંદર ગયા બાદ મુલાકાતને માટે આવનારાં અજાણ્યા મનુષ્યોને જે દિવાનખાનામાં બેસારવામાં

આવતાં હતાં ત્યાં તે ગયો. ત્યાં પુષ્પાવતી પોતાની દૃષ્ટિએ પડશે એમ તે માનતો હતો, પરંતુ ત્યાં તો તેને બદલે કોઈ બે અજાણ્યા માણસોને બેઠેલા જોયા. આ લોકોના ચ્હેરા પોતે અગાઉ કોઇ વાર જોયેલા હોય એમ તેને લાગ્યું. પરંતુ તે ક્યારે અને કયે સ્થળે એ તેના લક્ષમાં આવ્યું નહિ. તેના મનમાં તો અત્યારે માત્ર એક જ વિચાર ઘોળાયા કરતો હતો કે પુષ્પાવતીને ગમે તેમ કરી સમજાવીને અહીંથી વિદાય કરી દેવી. એટલે તે આગળ ચાલ્યો. પોતે મકાનમાં નહિ હોવાથી કંટાળીને તે રણછોડદાસ શેઠ પાસે કિંવા પોતાની બ્હેન પાસે તો ગઇ નહિ હોય ? એવી શંકા આવવાથી તેનું મન ભયભીત બન્યું. તે સ્હેજ આગળ ચાલ્યો તો શેઠનો ખાસ માણસ રામજી પટેલ તેની દૃષ્ટિએ પડયો. તેને વિઠ્ઠલદાસે પૂછ્યું: "રામજી ! હમણાં થોડા સમય પર અત્ર આવેલી એક તરૂણ સ્ત્રી કયાં છે એ તું જાણે છે ? "

"હા જી, તે શેઠ સાહેબ પાસે ગઇ છે." રામજીએ જવાબ આપ્યો.

તેના પાછા ફરવાની રાહ જોતાં બહાર ઊભા રહેવાની પોતે કરેલી ભૂલ માટે મનોગત સ્વતઃ ઠપકો આપતાં તેણે બીજો પ્રશ્ન કર્યો: "પણ તેણે અગાઉ મારા સંબંધમાં પૂછગાછ કરી હતી ખરી ?"

રામજીએ જવાબ આપ્યો: "નાજી, તેણે આવતાંની સાથે શેઠ સાહેબ વિષે જ પૂછ્યું હતું. હું જ તેના આગમનના સમાચાર આપવાને માટે શેઠજી પાસે ગયો હતો. તેનું નામ સાંભળતાં જ તેને પોતાની પાસે મોકલી આપવાની મોટા શેઠે મને આજ્ઞા કરી."

"તેણે શું નામ જણાવ્યું હતું ?"

"શેઠ ચંદ્રપ્રસાદની પત્ની."

"એ ચંદ્રપ્રસાદનું નામ મેં સાંભળ્યું હોય એમ લાગે છે."

"એ ચંદ્રપ્રસાદ નામના મનુષ્યને ગઇ કાલે બનાવટી સહીના આરોપસર પકડવામાં આવેલો હોવાનું વર્તમાનપત્રોમાં જાહેર થઇ ગયું છે." રામજીએ જણાવ્યું.

વિઠ્ઠલદાસે કહ્યુ: "હા, એ હકીકત મારા વાંચવામાં પણ આવી છે. તેને પકડવામાં આવ્યો તે વખતે તેની સ્ત્રી પાસે જ હતી અને તે અતિ રૂપવંતી છે એવું પણ પ્રસિદ્ધ થયું છે."

"હાજી, આ સ્ત્રીને પણ જરૂર રૂપવંતી કહી શકાય. પણ આવા બનાવટી સહી કરનાર હલકા મનુષ્યની સ્ત્રીની શેઠજીએ શા કારણસર મુલાકાત લીધી હશે?"

વિઠ્ઠલદાસ મનોગત બોલ્યો: "પુષ્પાવતીએ કદાચ એ મનુષ્ય સાથે લગ્ન કર્યું હશે. પરંતુ તેને અહીં મારા મામા સાથે શું કામ હશે?" તેણે પ્રકટ સ્વરે રામજીને પૂછ્યું: "તે અત્યારે ક્યાં છે?"

"તે શેઠ સાહેબની પાસે જ છે." રામજીએ જવાબ આપ્યો.

હવે પોતે શું કરવું એ બાબતનો વિઠ્ઠલદાસે ક્ષણ વાર વિચાર કર્યો. 'તે શા માટે આવી હશે? તેનો મારા મામા સાથે શો સંબંધ? તેણે મારા નામનો ઉપયોગ કર્યો હશે કે કેમ?' ઇત્યાદિ પ્રશ્નો તેના મનમાં ઘોળાવા લાગ્યા અને તેની ઉત્કંઠા તીવ્ર બની. તે જેમ જેમ વધુ વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેનું અત્ર આગમન પોતાની સાથે સંબંધ ધરાવતું હોવું જોઇએ એમ તેનું મન તેને કહેવા લાગ્યું. તેના મનને એમ પણ થયું કે શેઠ તથા તે જે સ્થળે બેઠા છે ત્યાં ગુપ્તપણે જઇ તે શા માટે આવી છે તે જાણી લેવું. પરંતુ પુનઃ તેના મનમાં શંકા ઉદ્દભવી: 'જ્યારે તેણે મને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી નથી અને વળી પોતે ચંદ્રપ્રસાદની પત્ની હોવાનું જણાવ્યું છે, તથા તે નામ સાંભળતાંની સાથે જ શેઠે તેને મુલાકાત આપી છે, ત્યારે તેના આગમનનો સંબંધ મારી સાથે હોવો જોઇએ નહિ. મારા મામાને પ્રથમથી જ તેની માહિતી હશે અને તે કોઇ બીજા જ કામે આવી હશે.'

આવી કલ્પના તેના મનમાં ઉદ્દભવી ખરી. પરંતુ એથી કાંઇ તેની ઉત્કંઠા ઓછી થઇ નહિ. ચંદ્રપ્રસાદની શાખ મુંબઈમાં સારી

ન હતી. એટલે એવા ભામટા માણસની સ્ત્રીને પોતાનો મામો એકાંતમાં મુલાકાત આપે એ વાર્તા તેને પસંદ પેડી નહિ. 'ગમે તે હોય પણ અમારા આ દુઃખી કુટુંમ્બપર કોઇ સંકટ આવી પડવાનો સંભવ છે' એવું તેના મનને થયું. એથી તેના મનની સ્થિતિ ચમત્કારિક બની ગઇ. 'તે શા માટે આવી છે એ મારા જાણવામાં નહિ આવે તો મોટો અનર્થ થશે,' એવો વિચાર તેને થવા લાગ્યો. તેને એમ તો લાગતું જ હતું કે બે મનુષ્યો એકાંતમાં કશી વાત કરતાં હોય તે ગુપ્તપણે સાંભળવામાં સભ્યતાના નિયમનો ભંગ થાય છે, તે એક પ્રકારનું ધર્મદૃષ્ટિએ પણ પાપ ગણાય છે અને પોતાની મહત્તાને ઘટાડનારૂં છે. તથાપિ તેના અંતઃકરણની પ્રેરણા તેને સ્વસ્થ બેસવા દેતી નહિ. તેના પગ આપોઆપ જ શેઠ તથા પુષ્પાવતી બેઠાં હતાં તે સ્થળ તરફ વળ્યા!

શેઠ તથા પુષ્પાવતી અત્યારે બગીચાની મધ્યમાં આવેલા એક ન્હાના બંગલા ઘાટના પણ એક જ ખંડના અને ચોતરફ બારી-બારણાં વાળા મકાનમાં બેઠાં હતાં. વિઠલદાસ ત્યાં ગયો. એક બારીની આડો જઇને છૂપાઇને ઊભો રહ્યો. અંદર તેનો મામો અસ્વસ્થ ચિત્તે આમથી તેમ ફેરા મારતો જોવામાં આવ્યો. પુષ્પાવતી એક કોચ પર બેઠી હતી. પુષ્પાવતીની પીઠ આ બારી તરફ હોવાથી તેનો ચ્હેરો દેખાતો ન હતો. શેઠના વદન પર ભીતિ, નિરાશા, ગભરાટ, લજ્જા આદિ વિકારોની છટા મૂર્તિમંત વાસ કરી રહી હોય એમ લાગતું હતું. પોતાના મામાનો આવો ચ્હેરો જોઇને વિઠલદાસને પણ ગભરાટ છૂટયો. તે ઊભો હતો એ જ સ્થળે સ્તબ્ધ બની ગયો.

પુષ્પાવતી બોલી: "શેઠ સાહેબ! એટલો બધો શો વિચાર કરી રહ્યા છો?" એ શબ્દો કર્ણગોચર થતાં જ પુષ્પાવતી હોવાની વિઠલદાસને ખાત્રી થઇ ગઇ. કારણ કે પુષ્પાવતીનો અવાજ તેને પૂર્ણ પરિચિત હતો.

શેઠે કહ્યું: "બાઇ! એક તરફથી તું આવી અકલ્પનીય શરત કરે છે અને બીજી તરફથી ઉલટો 'એટલો બધો શો વિચાર કરી રહ્યા છો?' એવો પ્રશ્ન કરે છે!" તેના મનોવિકારની અસર તેના સ્વર ઉપર પણ થયા વગર રહી ન હતી. એટલે આ શબ્દો જો વિઠલદાસે પ્રત્યક્ષ તેના મુખમાંથી નીકળતા જોયા ન હોત તો એ શબ્દો બોલનાર પોતાનો મામો જ છે કે કોઇ બીજો એવી શંકા તેને જરૂર આવી હોત. રણછોડદાસે આગળ કહ્યું: "તારૂં એમ જ કહેવું છે કે એ ચંદ્રપ્રસાદ મારા ઉપર હુકમ ફરમાવે અને મારે મૂંગાં મૂગાં તે સાંભળીને સ્વીકારી લેવો!"

પુષ્પાવતી વાઘણની પેઠે ઘુરકતી તેની સામે ઊભી રહીને બોલી: "તમે આ મારી મસ્કરી કરો છો કે શું? જો કાંઇ કહેવું હોય તો તે મને સરલતાથી કહો. આવી રીતે અસ્પષ્ટ અને ગોળગોળ બોલશો તે બિલકુલ ચાલવાનું નથી." તેની આ સમયની મુદ્રા એકાદી પિશાચિનીના જેવી દેખાતી હતી.

તેનો એ દેખાવ જોઇને રણછોડદાસ બોલ્યો: "તારો ઇરાદો મારૂં ખૂન કરવાનો છે કે શું?"

"શું! ખૂન?" એ બે જ શબ્દો તેના મુખમાંથી બહાર પડયા. પરંતુ તે વખતના તેના સ્વરમાં અને મુદ્રામાં એટલો બધો રહસ્યપૂર્ણ ભાવ ભરેલો દેખાતો હતો કે એ જોઇને વિઠલદાસ રોમાંચને અનુભવવા લાગ્યો. પુષ્પાવતી ચમત્કારિક રીતે હસીને બોલવા લાગી: "આ શબ્દો તમે તમારા મુખમાંથી બહાર કાઢવાની હિમ્મત શી રીતે કરી શકો છો? મારા હાથ કાંઇ રક્તથી ભીંજાયેલા નથી."

"અને મારા પણ નથી! મારા પણ નથી!" એમ બોલતાં રણછોડદાસ જોરપૂર્વક પોતાના હસ્ત ઘસવા લાગ્યો. કેમ જાણે હસ્તપર લાગેલા રક્તના ડાઘને ભૂંસી નાંખવાનો પ્રયત્ન કરતો હોય ને! પરંતુ તે વખતે તેના સ્વર અને મુદ્રાપરથી કોઇ પણ એમ કહી શકે કે તે જે બોલતો હતો એ તદ્દન ખોટું હતું.

પુષ્પાવતી સ્હેજ નરમાશથી બોલીઃ "તમારી વાર્તા તમે જાણો! પરંતુ એ વાત જવા દો. હું કાંઇ તમારી સાથે ઝગડો કરવાને માટે અત્યારે અત્ર આવી નથી. જે ગૃહસ્થ ઉપર મારો પ્રાણથી પણ અધિક પ્રેમ છે તે ગૃહસ્થને મુશ્કેલીમાંથી મુક્ત કરાવવાને માટે તમારી પાસે મદદની માગણી કરવાને સારૂ આવી છું. તમારાં તમામ કૃત્યો મારા જાણવામાં છે—"

શેઠ બોલ્યોઃ "હા–હા, એ તેં અત્યારે ને અત્યારે જ મને દશ વાર કહી બતાવ્યું!"

પુષ્પાવતીએ કહ્યું: "હા જી, અને વળી પુનઃ અગીયારમી વાર જણાવું છું કે તમારાં બધાં કારસ્થાન મારા જાણવામાં છે! મારા ધણીનો અપરાધ ગમે તેટલો ભયંકર હોય, તો પણ તે મારો ધણી છે અને તેના ઉપર મારો પ્રેમ છે; એટલે તેને બચાવવાનો પ્રયત્ન મારે કરવો જ જોઇએ. વળી તેણે જે ભયંકર ઘોર અપરાધ કર્યો છે તે કાંઇ સ્વેચ્છાથી નહિ, પરંતુ તમારા કહેવાથી–તમે દર્શાવેલા લોભથી મુગ્ધ બની કર્યો છે. એટલે—"

"બસ–બસ, અત્યારે માજીસ્ટ્રેટ સમક્ષ કાંઇ એ ગુન્હાને માટે તેને ઊભો કરવામાં આવ્યો નથી. તેના ઉપર અત્યારે જ આરોપ મૂકવામાં આવ્યો છે તે સંબંધમાં તારે જે કહેવાનું હોય તે કહે."

પુષ્પાવતીએ કહ્યું: "બહુ સારૂ, હું તે જ કહું છું. તેણે માત્ર ત્રણ બનાવટી હુંડીઓ લખી છે. જેના નામની હુંડીઓ છે તે ગૃહસ્થે તેની સામે એ માટે ફરિયાદ કરી છે ખરી. તથાપિ જો તેને પૈસા મળી જાય તો ફરિયાદ પાછી ખેંચી લેવાને તે તૈયાર છે. પૈસા મળતાં કેસ ચલાવવાની ખટપટ અને ખર્ચમાં ઉતરવાની તેની બિલકુલ ઇચ્છા નથી. માજીસ્ટ્રેટ સમક્ષ કેસ ચાલવાને હજુ આઠ દિવસની વાર છે. તેટલા સમયમાં બધું સમાધાન થઈ શકે તેમ છે."

શેઠ બોલ્યોઃ "એ સમાધાન કરવામાં સીતેર હજાર રૂપીઆની જરૂર હોવાનું તેં હમણાં જણાવ્યું હતું, ખરૂં ને?"

"હા, ત્રણ હુંડીઓ માંહેથી બે હુંડીઓના સાઠ હજાર અને ત્રીજીના દશ હજાર." પુષ્પાવતીએ જવાબ આપ્યો.

"એ ત્રણે હુંડીઓની મુદત પાકી ગઇ છે ?" શેઠે પૂછ્યું.

"બેની પાકી ગઇ છે. ત્રીજીને હજી વાર છે."

"એ ત્રીજી હુંડી અત્યારે કોના હાથમાં છે ?" શેઠે બીજો પ્રશ્ન કર્યો.

"રતનદાસ મારવાડી નામના એક શરાફના હાથમાં છે." પુષ્પાવતીએ જવાબ આપ્યો.

"રતનદાસ મારવાડી !" રણછોડદાસના મુખમાંથી આશ્ચર્ય અને ખેદપૂર્ણ ઉદ્‌ગાર સરી પડયો.

"હાજી, તેના હાથમાં છે !"

રણછોડદાસ બોલ્યો: "એને હું પૂરેપૂરો ઓળખું છું ! તેના જેવો અધમ બીજો કોઇ જ હશે !" તે કોચ પર બેસી ગયો.

"તમારો તેની સાથે પરિચય છે એ તો વધારે સારૂં. એટલુ તમારૂં કાર્ય સરલ બનશે." પુષ્પાવતીએ જણાવ્યું.

શેઠે ખિન્ન સ્વરે કહ્યું: "અરે એ તો મહા પાજી છે. તે માણસ એટલો નીચ અને સ્વાર્થી છે કે પૈસાને ખાતર પોતાના બાપને વેચવાને માટે પણ તૈયાર થઇ જાય. તે આજે જ અત્ર આવીને મને અમુક બાબતનો ત્રાસ આપવાનો છે. પરંતુ એ વાત જવા દ્યો. એ વાતને તારી સાથે કશો યે સંબંધ નથી." એટલામાં એક બીજો જ વિચાર તેના મનમાં આવ્યો અને તે બોલ્યો: "તારી રૂબરૂ તેના સંબંધમાં આવા ઉદ્‌ગાર કાઢવા તે યોગ્ય નથી."

પુષ્પાવતી બોલી: "હું પણ તે જ કહું છું. તમે નકામા તમારૂં મગજ તપાવો છો અને તમારી સાથે મારૂં પણ તપાવો છો. હું હવે તમને છેલ્લી વારનું કહી દઉં છું. તમે જો શાંતિથી અને મિત્રત્વના સંબંધથી આ બાબતનો નિવેડો લાવશો તો ઠીક છે; નહિ તો પરિણામ કેવું આવશે એ તો મેં તમને જણાવેલું જ છે.

પછી ભવિષ્યમાં પોતાનું શું થશે, તેનો કશો પણ વિચાર નહિ કરતાં મારા પતિદેવ તમામ હકીકત માજીસ્ટ્રેટ સમક્ષ જાહેર કરી, તમારા ઉપરનું વેર વસૂલ કર્યા વગર રહેવાના નથી એ ખાસ લક્ષમાં રાખજો."

રણછોડદાસ ઘોઘરા સ્વરે બોલ્યો: "એવી ધમકી આપવાનું કારણ નથી. મેં કાંઇ હજી તને એમ તો કહ્યું નથી કે આ સંબંધમાં હું કશું કરવાનો નથી ! વારૂ, હું પૂછું છું કે એ રતનદાસનું મુખ જો હું બંધ કરૂં તો એ પછી વળી કોઇ બીજો નહિ જાગે તેની ખાત્રી શી ? ચંદ્રપ્રસાદે એવી બીજી પણ બનાવટી હુંડીઓ લખીને બીજાને ફસાવ્યા નહિ હોય એ શી રીતે કહી શકાય ?"

"હું પોતે જ કહું છું કે તેમણે બીજી હુંડીઓ લખી નથી." પુષ્પાવતીએ કહ્યું.

"પણ તારા શબ્દો ઉપર કેવી રીતે વિશ્વાસ રાખી શકાય ?" રણછોડદાસ બોલ્યો.

પુષ્પાવતી સંતપ્ત સ્વરે બોલી: "હું જે કાંઇ કહું છું તે મારા ઇષ્ટદેવનું સ્મરણ કરી પ્રતિજ્ઞા પૂર્વક જણાવું છું. પછી મરજી હોય તો વિશ્વાસ રાખો યા ન રાખો. જો નહિ રાખો તો તમે ફાંસીના માંચડા પર ઊભેલા છો એમ જ સમજજો."

આ શબ્દો કાનપર પડતાં જ વિઠલદાસનું રક્ત ઉછળવા લાગ્યું. તે જો અવિચારી અને આકળો હોત તો આ પળે જ અંદર ઘુસ્યો હોત અને પુષ્પાવતીનું ગળું દબાવી, તેની પાસેથી તમામ હકીકત જબરદસ્તીથી કઢાવી હોત. પરંતુ તેણે પોતાના ગુસ્સાને દબાવી દીધો અને પ્રસંગ ઓળખીને તે શાંત તથા મૌન રહ્યો.

થોડો સમય વિચારમાં ગાળીને રણછોડદાસે કહ્યું: "બહુ સારૂં, તું હવે જા. મેં સઘળી હકીકત સાંભળી લીધી છે. આ પૈસાની બાબત છે અને સાઠ–સીતેર હજારની રકમ કાંઇ ન્હાની સૂની ન ગણાય. એટલી મોટી રકમ કાંઇ કોઇની તિજોરીમાં બાંધી રાખી ન

હોય. માટે તું અત્યારે તો જા. આવતી કાલે સ્હવારે મને મળજે. સંકટો આવે છે ત્યારે તે ઉપરાછાપરી આવવા લાગે છે. હું અત્યારે જે પ્રસંગમાં સપડાયલો—"

પુષ્પાવતી બોલી: "તથાપિ આ બાબત બીજી બધી કરતાં વિશેષ મહત્ત્વની છે. એટલે તેની તજવીજ જલ્દીથી કરીને આ દેવું તો અવશ્ય આપવું જ જોઇશે."

રણછોડદાસ કંટાળીને બોલ્યો: "અને બાકીનું દેવું હું આપવાનો નથી, એમ તારૂં કહેવું છે? શું હું મારા લ્હેણદારોને રોવરાવવા માગું છું? હું દીવાળીઓ છું? બોલ કયારે હું એવું બોલ્યો છું?"

પુષ્પાવતી શાંતપણે બોલી: "તમે એટલા બધા ઉશ્કેરાઇ શા માટે જાઓ છો? મને લાગે છે કે વચ્ચે વચ્ચે તમને કોઇ પ્રકારનો ભ્રમ થતો હોવો જોઇએ! કોઇ ભૂત-પ્રેત તો તમારા જોવામાં આવતું નથી ને?"

"બરાબર! બરાબર!" પોતાના બન્ને હસ્ત વડે મુખ ઢાંકીને તે બોલ્યો. "તેં મારા હૃદયની સ્થિતિ બરાબર જાણી લીધી!"

એટલામાં પુષ્પાવતી એકાએક ચમકીને બોલી: "પણ આ શો ચમત્કાર! મારી સામે આ કોનો ચ્હેરો છે?"

રણછોડદાસે ગભરાઇને પૂછ્યું: "કયાં કયાં? શું તારા જોવામાં આવ્યું?" જાણે પોતાની સામે કોઇ પિશાચ ઊભું હોય એવા પ્રકારે તેનો ચ્હેરો ગભરાયેલો દેખાતો હતો.

પુષ્પાવતીએ સામેની છબી તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું: "આ છબી કોની છે? આ ચ્હેરો મને પૂર્ણ પરિચિત છે."

શેઠે કહ્યું: "એ મારા ભાણેજની છબી છે. પરંતુ તારી તેની સાથે ઓળખાણ કયાંથી?"

"કેટલાક દિવસ સુધી તેની સાથે મારો સંબંધ હતો. તેણે પોતાનું નામ ભળતું જ જણાવ્યું હતું. પરંતુ તે ઉચ્ચ ખાનદાનનો પુત્ર છે એવી મારા મનને પૂરી ખાત્રી હતી."

શેઠે પૂછ્યું: "હમણાં તારી તેની સાથે મુલાકાત થાય છે ખરી?"

તેણે જવાબ આપ્યો: "ના, એક ભિખારી–પેલી રાં–દરજણ જો વચ્ચે ન આવી હોત તો આજે પણ હું તમારા ભાણેજની સાથે સુખમાં અમનચમન કરતી હોત. પરંતુ પેલીએ વચ્ચે ઘોંટાળો કરીને મારા સુખમાં માટી નાંખી."

શેઠે ઉત્કંઠાથી પૂછ્યું: "તેનું નામ શું?"

"સુભદ્રા!" પુષ્પાવતીએ જવાબ આપ્યો.

"એ અભાગિણીનો નાશ કેમ થતો નથી?" રણછોડદાસ નિરાશા પૂર્વક બોલ્યો: "તેના લીધે જ આ બધો અનર્થ થઇ રહ્યો છે! જો વિઠલદાસ એ કુલટાના મોહમાં સપડાયો ન હોત તો મને આ ચંદ્રપ્રસાદનું મ્હોં જોવાની પણ જરૂર પડી ન હોત, અને આજે હું આનંદ તથા શાંતિનો અનુભવ કરતો હોત." એમ બોલતાં તેણે ચમત્કારિક રીતે પોતાના હાથ હલાવવા અને ઉંચાનીચા કરવા માંડયા. તેનો એ અંગવિક્ષેપ જોઇને તેને ઘેલછા તો લાગૂ પડી નહિ હોય એવી પુષ્પાવતીના મનમાં શંકા ઉદ્ભવી અને તે રણછોડદાસની સામે જોઇ રહી.

એથી તે બોલ્યો: "જે ભયંકર કૃત્યને કારણે હું તમારા બન્નેના પંજામાં સપડાયો છું એ ભયંકર કૃત્યનો એ કુલટા સાથે કેટલો બધો સંબંધ છે તે તું શી રીતે સમજી શકે? એવી એક નહિ પણ એક હજાર ભિખારણ સાથે વિઠલે જો લગ્ન કર્યું હોત તો તે હું ચલાવી લેત. પણ અત્યારે મારા અંતઃકરણને જે વેદના થાય છે તે મારાથી સહન થતી નથી. એ ભિખારણને લીધે જ મારા હાથ–"

તે પછીના શબ્દો વિઠલદાસના કર્ણપર પડયા. પરંતુ જાણે પોતાના કાનમાં તે ખાલી શબ્દો નહિ પણ ગરમ કરેલો સીસાનો રસ રેડાયો હોય એવો તેને ભાસ થયો. બીજી જ ક્ષણે તેનું મસ્તક ભ્રમણ કરવા લાગ્યું, તેની આંખે અંધારાં આવ્યાં, તેનાં અવયવ શિથિલ બની ગયાં અને તે એકાએક મૂર્ચ્છિત થઇને જમીનપર પડયો.

# પ્રકરણ ૩૩ મું.

## રણછોડદાસ અને રતનદાસ.

વિઠલદાસ પુનઃ શુદ્ધિમાં આવ્યો તે વખતે સંધ્યાકાળનો અંધકાર ચોતરફ પ્રસરી રહ્યો હતો અને પોતે બગીચામાં આવેલા મકાનની બહાર જમીન ઉપર પડયો હતો એવું તેના લક્ષમાં આવ્યું. તેણે જે ઘટના જોઇ અને સાંભળી હતી તે બધું ઉંઘમાં આવેલા સ્વપ્નમાં જ બની ગયું હશે એવો તેને ભાસ થયો અને તેથી અત્યારે પણ જાણે પોતાની નિદ્રાને ઉડાડતો હોય તેવી રીતે આંખો ચોળવા લાગ્યો. પરંતુ તેનું મન ધીમે ધીમે ઠેકાણે આવવા લાગ્યું અને તે સાથે સ્વપ્નની કલ્પના પણ દૂર થઇ ગઇ. ખરો પ્રકાર તેનાં નેત્રો સમક્ષ તરવરી રહ્યો અને એથી તેના અંતઃકરણમાં તીવ્ર વેદના થવા લાગી. તેણે જે કાંઇ સાંભળ્યું હતું એટલાથી જ તેના મનનું સમાધાન થઇ શકે તેમ ન હતું. એટલે અનેક પ્રકારના કલ્પનાતરંગ તેના મનમાં ઉઠવા લાગ્યા. તેણે જે ભયંકર વાર્તા સાંભળી હતી તેનો સંબંધ કયાં બેસારવો એ તેનાથી સમજાતું ન હતું.

એ સ્થિતિમાં કેટલોક સમય પસાર થયા બાદ તેણે આ ખંડના અંદરના ભાગમાં દૃષ્ટિ કરી. ત્યાં પુષ્પાવતી કિંવા તેના મામા જોવામાં આવ્યાં નહિ. એ પરથી તેઓ અહીંથી ગયાં હશે અને પોતે અહીં પડયો હતો એ તેમના જાણવામાં આવ્યું નહિ હોય એમ તેણે અનુમાન કર્યું. કારણ કે જો પોતે અહીં મૂર્ચ્છિત પડેલો છે એ તેના મામાના જાણવામાં આવ્યું હોત તો તે તેને એવી સ્થિતિમાં પડયો રહેવા દેત નહિ એવું સહજ જ તેના મનમાં આવ્યું. તેનુ મન તેને કહેવા લાગ્યું કે આ દુઃખી કુટુમ્બ ઉપર થોડા સમયમાં જ કોઇ મહા અનર્થ ગુજરવો જોઇએ.

હવે અહીં રહેવાનું કશું કારણ નહિ હોવાથી તે અહીંથી નીકળ્યો અને સિદ્ધો પોતાના દિવાનખાનામાં ગયો. તેનું મન અત્યારે

અત્યંત ક્ષુબ્ધ બની ગયું હતું. એટલે રૂદન કર્યા સિવાય હૃદયની શાંતિ થવાનો બીજો માર્ગ તેને દેખાયો નહિ. બન્ને હસ્ત વડે મુખ ઢાંકીને આ યુવક એક બાળકની માફક રોવા લાગ્યો. પરંતુ ન્હાના બાળકને ક્ષણિક દુઃખને લીધે આવેલું રડવું ક્યાં અને આ તરૂણને દારૂણ મનોવ્યથાને કારણે આવતું રૂદન ક્યાં? તો પણ નેત્રોમાંથી પુષ્કળ અશ્રુ વહી ગયા પછી તેનું મન સ્હેજ શાંત થયું: શાંતિપૂર્વક વિચાર કરવાનું સામર્થ્ય તેનામાં આવ્યું. તે પોતાનાં નેત્રો લૂછી બની શકી તેટલી ગંભીર મુદ્રા ધારણ કરીને પોતાના આસનપર સ્વસ્થપણે બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો.

પોતાના મામાએ ભયંકર–ઘોર અપરાધ કર્યો છે અને તેથી તે ચંદ્રપ્રસાદ જેવા બદમાશના પંજામાં સપડાયો છે; રતનદાસ મારવાડી સાથે મામાને કોઇ પણ પ્રકારનો વ્યવહાર છે; તે વ્યવહાર પરિણામે દુઃખકારક નિવડે તેવો છે અને એ બાબત થોડા સમયમાં રતનદાસ અહીં આવવાનો છે; મામાએ જે ઘોર અપરાધ કર્યો કે કરાવ્યો તે પોતાનું લગ્ન સુભદ્રાની સાથે નહિ થવા દેવાને માટે જ કર્યો હતો: આ ત્રણ બાબતોના સંબંધમાં તો તેને કશી યે શંકા રહી ન હતી.

આ ત્રણે બાબત ભયંકર હતી! તેમાંની બે બાબતોનો તેની પ્રિયતમા સુભદ્રાની સાથે સંબંધ હોઇ એ તેને વિશેષ ભયંકર લાગતી હતી. પોતાના મામાએ ભયંકર અપરાધ કર્યો છે અને તે પણ પોતાની અને સુભદ્રાની વચ્ચે વિયોગ પડાવવાને માટે કર્યો છે, એ વિષયનો તે જેમ જેમ અધિકાધિક વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તેનું મન વધુ ને વધુ વ્યગ્ર બનવા લાગ્યું. અને છેવટે એક અત્યંત હૃદયદ્રાવક અને અસહ્ય કલ્પના તેના મનમાં ઉદ્દ્ભવી–સુભદ્રા તો એ ભયંકર ઘોર અપરાધની ભોગ થઇ પડી નહિ હોય?

આ વિચાર તેના મનમાં ઉદ્દ્ભવતાં તેના હૃદયને અસહ્ય વેદના થવા લાગી અને અત્યારે ને અત્યારે આવી સ્થિતિમાં મામા પાસે જઇ એ વિષયમાં તેમનો ખુલાસો માગવાનો વિચાર પણ તેના

મનમાં આવી ગયો. પરંતુ એમ કરવું તે કદાચિત અનુચિત ગણાશે એવું તેને લાગવાથી એ માર્ગ લેતાં તે અટકી ગયો. એટલામાં એક નવીન વિચાર તેના મનમાં ઉદ્‌ભવ્યો. રાત્રીનો ઘોર અંધકાર હોય, તે સમયે એક મનુષ્ય નિર્જન વનમાં આવી ચડયો હોય, માર્ગ સૂઝતો ન હોય, તે વેળાએ અચાનક તેને પ્રકાશની પ્રાપ્તિ થવાથી આગળ વધવાનો માર્ગ દેખાવા લાગતાં તેના મનની જેવી સ્થિતિ થાય તેવી વિઠલદાસની સ્થિતિ થઇ. એ નવીન વિચારથી તેની તમામ કલ્પનાઓનો પ્રવાહ બદલાયો.

ગંગાનું થયેલું ખૂન તેના નેત્રો સમક્ષ દેખાવા લાગ્યું. તે જેમ જેમ વિશેષ વિચાર કરવા લાગ્યો તેમ તેમ પોતાના મામાના ઘોર અપરાધનો સંબંધ આ ગંગાના ખૂન સાથે હોવો જોઇએ એવું તેના મનને થવા લાગ્યું. પરંતુ સુભદ્રા અને પોતાનો વિયોગ કરવાના કાર્યની સાથે ગંગાના ખૂનને શો સંબંધ છે તેનું સ્પષ્ટિકરણ તેનાથી થઇ શક્યું નહિ.

તેણે અનેક કલ્પનાઓ કરી, વિચારશક્તિને અતીવ શ્રમ આપ્યો, પણ એ વિષયમાં તેના મનનું સમાધાન થયું નહિ. પાંજરામાં પૂરાયેલા વ્યાઘ્રની માફક તે આ દિવાનખાનામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો. તેના મનને એમ થયું કે તેના મામા પાસે જવું, તેમને સ્પષ્ટ હકીકત કહીને સમજાવવા તથા બન્ને જણાએ સંમત થઇને એક બીજાના ઉપર આવેલાં સંકટ ટાળવાને માટે કોઇ પણ યુક્તિ કરવી. પરંતુ મામાના દુરાગ્રહી અને હઠીલા સ્વભાવનો તેને પૂર્ણ અનુભવ હોવાથી એ વિષયમાં યશની પ્રાપ્તિ થાય એવું તેને લાગ્યું નહિ. બીજો વિચાર તેને એ આવ્યો કે પુષ્પાવતીનો પત્તો મેળવી તેની પાસે જવું અને તેની પાસેથી તમામ હકીકતનો ખુલાસો મેળવવો. પરંતુ પુષ્પાવતીને તેનો સ્વાર્થ સિદ્ધ કરવાનો હોઇ તેની મુલાકાતનું સુફળ પ્રાપ્ત થાય એવી આશા તેને દેખાતી ન હતી. એ વિચારોમાં સમય પસાર થતો હતો અને રાત-

નદાસ મારવાડીનો શેઠને મળવા માટે આવવાનો મુકરર કરેલો સમય આવી લાગ્યો હતો. આ દુઃખી કુટુમ્બ ઉપર મોટું સંકટ આવવાનું છે એ તો વિઠલદાસને હવે સ્પષ્ટપણે સમજાતું હતું; પરંતુ તે સંકટ ક્યારે અને કેવી રીતે આવનાર છે તેની તે કલ્પના પણ કરી શકતો નહિ હોવાથી તેના મનને શાંતિ મળી શકતી ન હતી.

એટલામાં તેને એકાએક આ બંગલામાં પોતે જોયેલા પેલા બે અજાણ્યા મનુષ્યોનું સ્મરણ થયું. તેમના ચ્હેરા તેણે અગાઉ જોયા હોય એમ તેને લાગતું હતુ પરંતુ તે એ લોકોને બરાબર ઓળખી શક્યો ન હતો. વળી અત્યાર સુધી તેને એ લોકોનું સ્મરણ પણ થયું ન હતું કે તેમના સંબંધમાં વિચાર કરવાને અવકાશ પણ મળ્યો ન હતો. હવે તેમનું સ્મરણ થતાં તેમના સંબંધમાં તેના મનમાં વિચારો ઘોળાવા લાગ્યા અને તેમના ચ્હેરા તેનાં નેત્રો સમક્ષ દેખાવા લાગ્યા. તેઓ કોણ હશે તેનું સ્મરણ કરવાનો પ્રયત્ન કરતાં તેઓ સરકારી જમીદાર છે અને અગાઉ આ બંગલામાં આવ્યા હતા, એ વાત તેને યાદ આવી. પોતાના મામાને પુષ્કળ કરજ હોવાની વાર્તા તેને માટે કાંઇ નવીન ન હતી. એટલે તેને એમ લાગ્યું કે કોઇ લ્હેણદારે પોતાની રકમ વસૂલ કરવાને માટે આ જપ્તી બેસારી હશે. આ જપ્તીને પરિણામે બંગલાનું લીલામ થાય, પોતાની મામી અને બ્હેનોને આ સ્થાનનો પરિત્યાગ કરવો પડે, મામા પુષ્પાવતીને તેની માગણી પ્રમાણે સીતેર હજાર રૂપીઆ આપવાને શક્તિમાન્ ન હોવાથી તેમને ફાંસીના માંચડા પર ચડવું પડે અને એ પ્રમાણે થવાથી પોતે પણ જગતને મુખ દર્શાવી ન શકે તેમ હોઇ પોતાને વિષ ખાઇને આત્મહત્યા કરવી પડેઃ એ પ્રકારના ચિન્તાયુક્ત વિચારોથી તેની માનસિક વેદના અત્યંત તીવ્ર બની ગઇ.

આ સંકટમાંથી મુક્ત થવાનો એક પણ ઉપાય તેને સુજતો ન હતો. એટલામાં રતનદાસનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. જે થવાનું હોય તે ભલે થાય પણ મામા આ મારવાડીની જાળમાં

કેટલા ઉંડા સપડાયા છે તે પોતે કોઇ પણ પ્રકારે જાણી લેવું જ જોઇએ, એવો વિચાર કરીને તે દિવાનખાનામાંથી બહાર પડયો. તે પ્રથમ મામાના દિવાનખાના પાસે ગયો. પરંતુ ત્યાંથી તેનો મામો અને પેલો મારવાડી બન્ને નીકળીને પેલા બગીચાની વચ્ચે આવેલા ગૃહ તરફ ગયા. એ જોઇને તે પણ તેમની પાછળ એ સ્થળે ગયો. આ ગૃહની એક બારીની પાછળ બહાર ઓટલા પર તે છૂપાઇને ઊભો રહ્યો અને મામા તથા મારવાડી વચ્ચે ચાલતું સંભાષણ સાંભળવા લાગ્યો.

તુરત જ નીચેનો સંવાદ તેને કર્ણગોચર થયોઃ

પ્રથમ રતનદાસે જ બોલવાનો પ્રારંભ કર્યો. તેણે કહ્યું: "આજે આ જ સમયે આપણા કરારનામાની મુદત પૂરી થાય છે. એટલે હુ બરાબર યોગ્ય સમયે જ અત્ર આવ્યો છું એ આપના લક્ષમાં આવ્યુ હશે."

રણછોડદાસ ખિન્ન સ્વરે બોલ્યોઃ "હા, તે મારા લક્ષમાં છે. પરંતુ એ વિષયમાં આગળ બોલવાનો પ્રારંભ કરતાં પહેલાં હું તમને એમ પૂછું છું કે તમારી રકમ યોગ્ય સમયે તમને પાછી મળે છે કે કેમ, તેનો નિર્ણય કર્યા પહેલાં જ તમે શા માટે મારા મકાનમાં જપ્તીદારને લાવીને બેસાર્યા છે ?"

રતનદાસે પોતાના સ્વભાવ મુજબ શાંત મુદ્રાથી અને ગંભીર સ્વરે જવાબ આપ્યોઃ "શેઠ સાહેબ ! એ તો વ્યવહાર છે. આજથી છ મહિના પૂર્વે મારા કારકુનની સાક્ષીથી આપે જે કરારનામું કરી આપ્યું હતું તેમાં કરવામાં આવેલી શરતને અનુસરીને મને જે હક્ક મળેલો છે તેની બજાવણી કરવી તે મારૂં કર્ત્તવ્ય છે. જો કરારનામાની શરત આપ પૂર્ણ કરશો તો જપ્તીદાર તુરત જ ઉઠી જશે."

રણછોડદાસે કહ્યું: "તમે શું એમ સમજો છો કે તમારો હેતુ મારા લક્ષમાં નથી આવ્યો ? લોકોમાં મારી નાલાશી કરીને મને

નરમ પાડવાના ઉદ્દેશથી તમે તમારૂં આ કારસ્થાન ચાલુ કર્યું છે એ શું હું સમજતો નથી ? ખરૂં જોઇએ તો આવું કશું કરવાનું તમને જરી પણ કારણ ન હતું. તમે આ બીજી વાર ખાસ ઇરાદાપૂર્વક મારા નોકરો સમક્ષ મારૂં અપમાન કર્યું છે."

રણછોડદાસના આ ટોણાથી રતનદાસ જરી પણ ઉશ્કેરાઇ ગયો નહિ. તેણે પોતાના મનના સમતોલપણાને જાળવી રાખીને જવાબ આપ્યો: "શેઠ સાહેબ ! મેં આપને હમણાં જ કહ્યું કે આ તો વ્યવહાર છે, મારે કાયદાને અનુસરીને વર્તવું જ જોઇએ. હું મારા હક્કનો ઉપભોગ ન કરૂં એમ આપનું કહેવું છે ?"

"હું એમ કહેતો નથી, પરંતુ તમને એવી શંકા આવી ખરી." શેઠે જણાવ્યું.

રતનદાસ બોલ્યો: "વારૂ, ગમે તેમ પણ હવે આપણે આપણા મુદ્દાપર આવીએ."

"બહુ સારૂ. બોલો તમારે શું કહેવાનું છે ?"

રતનદાસે કહ્યું: "આજે હું અહીં શા માટે આવ્યો છું એ આપના જાણવામાં જ છે. એટલે અગાઉની હકીકતની પુનરાવૃત્તિ કરવાની કશી પણ જરૂર નથી. આપણી વચ્ચે જે વ્યવહાર થયો છે તે સંબંધી તમામ કાગળ પત્રો હું મારી સાથે લાવ્યો છું. આપ જો થોડી વાર શાંતપણે લક્ષ આપશો તો આ પ્રકરણનો નિકાલ આપણે હમણાં જ કરી નાંખીશું."

"બહુ સારૂ ચલાવો, મારૂં પૂરેપૂરૂં લક્ષ છે." શેઠે કહ્યું.

રતનદાસ એક ધંધાદારીની માફક શાંતપણે બોલવા લાગ્યો : "એક વર્ષ પહેલાં આપણી વચ્ચે આપણી લ્હેણદેણના સંબંધમાં વાત થઇ હતી. તે વખતે આપની પાસે મારી લ્હેણી નિકળતી રકમની મેં માગણી કરી હતી, પરંતુ તે આપ આપી શકો તેમ ન હતા. તે પ્રસંગે મેં આપને એક તોડ સૂચવ્યો હતો. મેં તે વખતે આપની મોટી દીકરીની માગણી કરી હતી. જો આપે મારી એ

માગણી મંજૂર રાખી હોત તો હું તે જ વખતે આપને કરજમુક્ત કરવાને માટે તૈયાર હતો: એટલું જ નહિ પરંતુ આપને બીજાઓનું પણ જે કરજ હતું તે ચૂકવી આપવાને માટે હું કબૂલ થયો હતો. પરંતુ એ પ્રસંગે આપે મારી માગણી ધૂતકારી કાઢી; એટલું જ નહિ પણ ન ઇચ્છવા યોગ્ય શબ્દો વાપરીને મારૂં અપમાન પણ કર્યું હતું. તથાપિ દૂરદર્શિતાથી વિચાર કરીને આપે કરેલું એ અપમાન હું ગળી ગયો. જેને પોતાનો હેતુ સિદ્ધ કરવાનો હોય છે તેને શાંતપણું ધારણ કરવું જ પડે છે. વિઠ્ઠલદાસ તે વખતે ઉમરલાયક થયો ન હતો અને તેની મૂડીનો આપનું કરજ ચૂકવવામાં ઉપયોગ કરવાનો આપને પણ અધિકાર ન હતો. એટલે તે ઉમરલાયક થાય ત્યાં સુધી કરજ ચૂકવવાનું મુલતવી રાખવું તે ઉભય પક્ષને માટે સગવડવાળું હતું. એ વાતને ત્રણ મહિના થઇ ગયા. આપનો ભાણેજ ઉમરલાયક થયો અને એક દસ્તાવેજ કે જેની મુદત પૂરી થવા આવી હતી તેને આધારે મેં આપના ઉપર દાવો દાખલ કર્યો અને જપ્તીનો હુકમ મેળવ્યો. જે વખતે મારા તરફના જપ્તીદારો આપના બંગલામાં આવ્યા તે દિવસ તો આપને યાદ હશે જ. તે દિવસે આપે મોટી રકમનું ખર્ચ કરીને આપને ત્યાં એક પાર્ટી કરી હતી. જો કે બીજી બાજુએ આપનું દેવું અને તેના ઉપરનું વ્યાજ વધ્યું જ જતું હતું !"

"એમ ન ધારતા કે હું સમજતો ન હતો. પરંતુ એ પાર્ટી આપવામાં મારો હેતુ જુદો જ હતો. પરંતુ—"

રતનદાસ વચ્ચે બોલ્યો: "આપનો હેતુ હું જાણી ગયો હતો. કોઇ આપના જેવો શ્રીમંત અને કુળવાન ગૃહસ્થ પાર્ટીમાં આવે તથા આપની પુત્રી તરફ આકર્ષાઇ તેના હાથની માગણી કરે એવી આપને આશા હતી—અરે એમ શા માટે ? પેલા ગિરિકાન્તને આપની જાળમાં ફસાવવા માટે આપની એ બધી ખટપટ હતી. હું પણ કબૂલ કરૂં છું કે એક રીતે આપનું એ કૃત્ય યોગ્ય અને

આવશ્યક હતું. તે સત્રે પાર્ટીનો ઠાઠ અને આનંદ અવર્ણનીય હતો ખરો, પરંતુ તેનો અંત એવો આવ્યો કે રંગમાં ભંગ પડી ગયો. પેલા હિંચકારા કેસસનદાસે નામર્દની માફક આપની પત્નીને જખમી કર્યાં અને—"

શેઠ વચ્ચે બોલ્યો: "એ વાત જવા દો. તેને આપણી લ્હેણદેણના વ્યવહાર સાથે કશો મે સંબંધ નથી."

રતનદાસે કહ્યું: "એ વાત સાચી છે. તથાપિ એ રાત્રીની વાત નીકળતાં તે ભયંકર ઘટનાનું સ્મરણ થયા સિવાય કેમ રહે ? અસ્તુ. એ ભયંકર ઘટના બનવાથી આવેલા ગૃહસ્થો ચાલ્યા ગયા. મારા જપ્તીદાર જ માત્ર અહીં હતા. આપના બંગલામાં સ્મશાનાકાર બની ગયું. ત્યાર બાદ મોડી રાત્રે આપે આપના ભાણેજને મારી પાસે મને બોલાવવાને માટે મોકલ્યો. હું તેજ વખતે આપની પાસે આવ્યો. આપણી વચ્ચે ઘણો સમય સુધી વાત થઇ. તે પ્રસંગે મેં પુનઃ આપની દીકરીની માગણી કરી. તે સમયે આપે મારી પાસે બીજી વધુ રકમની માગણી કરી અને જો આપ છ માસની અંદર મારી તમામ લ્હેણી રકમ મને આપી ન શકો તો આપની મોટી પુત્રી મનોરમાનું મારી સાથે લગ્ન કરવાનું આપે જણાવ્યું. મેં એ શરત કબૂલ રાખી. આવી શરત કરવામાં આપનો હેતુ શો હતો તે હું પૂર્ણપણે સમજી ગયેલો હોવા છતાં પણ એ શરતનો મેં સ્વીકાર કર્યો હતો. આપનો હેતુ એવો હતો કે આપની પુત્રીને કોઇ શ્રીમંત કુટુંબમાં આપીને કિંવા કોઇ શ્રીમંત બુઢ્ઢાને વેચીને તે દ્વારા મોટી રકમ મેળવવી-બની શકે તો તેની તમામ મિલકતના માલિક થઇ જવું ! જો મારો જન્મ કોઇ કહેવાતા કુળવાન કુટુમ્બમાં થયો હોત તો મારી માગણી આપે વગર આનાકાનીએ કબૂલ રાખી હોત. છોકરીને વેચવામાં આપને નાનપ આવે તેમ ન હતું—તેમાં આપના કુળવાન પણાને બટ્ટો લાગે તેમ—"

રતનદાસનો દરેક દરેક શબ્દ રણછોડદાસને ડંખી રહ્યો હતો. તે

કિંચિત્ ક્રોધ અને નિરાશા પૂર્વક બોલ્યો: "રતનદાસ ! હું અત્યારે તમારો કરજદાર છું, ગમે તેવી મુશ્કેલીમાં છું, છતાં પણ આવી રીતે મારૂં અપમાન કરવાનો, મને ત્રાસ આપવાનો તમને બિલકુલ અધિકાર નથી."

તનદાસ બોલ્યો: "આપ પોતે જ આપના મનથી વિચાર કરી જૂઓ કે મારૂં કથન સાચું છે કે ખોટું ! માત્ર કોઇ પણ રીતે સમય નિભાવી લેવાને માટે જ આપને મારી ગરજ હતી. જો આપના સુદૈવે આપનો હેતુ સિદ્ધ થયો હોત તો આપે કયારના યે મારા પૈસા ચૂકવી આપ્યા હોત અને પછી મારી હાંસી કરવામાં કિંવા મારૂં અપમાન કરવામાં આપ જરી પણ ઓછા ઉતર્યા ન હોત. શું આપ એમ માનો છો કે આ બધું મારા ધ્યાનમાં ન હતું ? શું આપ એમ માનો છો કે પૈસા આગળ માનાપમાનને હું તુચ્છ ગણું છું ? આપનો વિચાર પૂર્ણપણે સમજીને જ મેં આપની સાથે આ વ્યવહાર કર્યો હતો. મારા મનમાં તો એવી ખાત્રી હતી કે આપની યુક્તિ આપના જ ગળામાં નાંખીને મારો હેતુ હું સિદ્ધ કરી લઇશ. મારે આપને એવું સિદ્ધ કરી આપવું હતું કે એક ભિખારી કુળવાન કરતાં જેની પાસે આર્થિક સંપત્તિ પુષ્કળ છે એવા સાદા અને સાધારણ કુળમાં જન્મ પામેલા મનુષ્યની યોગ્યતા સોગણી વધારે છે."

હવે તેણે પોતાનો સ્વર બદલ્યો અને તેણે શાંતિપૂર્વક નિશ્ચયદર્શક સ્વરે બોલવાનો પ્રારંભ કર્યો. તેણે પોતાની પાસેના કાગળોમાંથી એક કાગળ કાઢી તેને પહોળો કરીને કહ્યું: "જૂઓ, આ આપણી વચ્ચેનું કરારનામું. તેમાં શું લખ્યું છે ? તેને આધારે મેં આપને આપની માગણી મુજબની રકમ છ માસની મુદત માટે આપી હતી. જ્યાં સુધી મારી એ રકમ તેના વ્યાજ સાથે મને પાછી ન મળે ત્યાંસુધી આપે આપની બન્ને દીકરીઓને અવિવાહિત રાખવાનું ઠર્યું હતું અને જો ઠરાવેલી મુદતમાં મારૂં કરજ આપ ચૂકાવી ન શકો તો પછી આપની બે દીકરીઓમાંથી મને યોગ્ય લાગે તેને

પસંદ કરવી અને આપે તેની સાથે મારૂં લગ્ન કરવું. આપણી વચ્ચેના કરારનામાનો એ સારાંશ છે. આજે એ કરારનામાંની મુદત પૂરી થાય છે."

"હા, એ પ્રમાણે મેં લખી આપ્યું હતું ખરૂં." શેઠે હતાશ વદને કહ્યું.

આટલા સંવાદ પછી આ બન્ને જણા કેટલોક સમય સ્તબ્ધ રહ્યા. બહાર ઊભો ઊભો વિઠલદાસ આ સર્વ હકીકત સાંભળતો હતો. તેને વિચાર કરવાનો સમય મળ્યો. આ માંહેની કશી યે હકીકત આજ સુધી તેના જાણવામાં આવી ન હતી. આ હકીકત તેને કર્ણ-ગોચર થતાં જે આશ્ચર્ય થયું, જે સંતાપ થયો, અને પોતાના મામાની સ્વાર્થવૃત્તિને માટે તેના મનમાં જે તિરસ્કાર ઉત્પન્ન થયો તેનું અમે વર્ણન કરીએ તે કરતાં વાચકો જ તેની કલ્પના કરી લ્યે તે અધિક યોગ્ય છે. મામાના હસ્ત માનવીરક્તથી ભિંજાયેલા હોવાનું તો તેના જાણવામાં આવી ચૂક્યું હતું. એથી તેના મનમાં મામાને માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. તેમાં આ હકીકતથી ઉમેરો થયો. પોતાના કરજને ખાતર પોતાની પુત્રીને પ્રથમ ગીરવી મૂકનાર અને છેવટે તેને વેચવાને માટે તૈયાર થનાર મામો તેને રાક્ષસ સમો લાગ્યો. આવા પ્રકારનો વ્યવહાર કરનાર આ બન્ને જણા એક સરખા જ નિર્લજ્જ છે એવું તેના મનમાં ઉદ્ભવે એ સ્વાભાવિક જ હતું. આટલું સાંભળ્યા છતાં તે હજુ અહીંથી ખસ્યો નહિ. આ રાક્ષસી વ્યવહારનો શો અંત આવે છે એ જોવાને માટે તે એ જ સ્થળે ઊભો રહ્યો.

પછી રતનદાસ સ્તબ્ધતાનો ભંગ કરતો બોલ્યો: "આજે કરારનામાની મુદત પૂરી થતી હોવાથી આગળ શું કરવું તે વિચારવાની અને નક્કી કરવાની જરૂર છે. મુદતની અંદર આપ મારૂં કરજ ચૂકાવી શક્યા નથી. પરંતુ આપે શરત મુજબ આપની પુત્રીઓને અવિવાહિત રાખી છે. હવે હું આપને એક છેવટનો પ્રશ્ન

કરૂં છું કે આપ મારી લ્હેણી રકમ ચૂકવી આપશો કે પછી હું આપણા કરારનામાની શરત મુજબ આપની બે પુત્રીઓમાંથી એકને પસંદ કરૂં ?"

કોઇ મનુષ્યને વધસ્તંભ પર ચડાવવામાં આવે છે ત્યારે તે પહેલાં તે માણસને કાંઇ ખાવા પીવાની કે કોઇને કશું કહેવા કરવાની ઇચ્છા છે કે કેમ એવો પ્રશ્ન કરવાનો વહીવટ છે. એ વેળાએ મરણના શરણને સ્વીકારવા માટે તત્પર થયેલો મનુષ્ય જેવા નિરાશાપૂર્ણ ઉદ્‌ગારોથી પોતાની આશાને વ્યક્ત કરે છે, તેવા નિરાશાપૂર્ણ સ્વરે રણછોડદાસે બોલવાની શરૂઆત કરી. તેણે કહ્યું: "રતનદાસ! તમારી લ્હેણી રકમ તમને ચૂકવી આપવાનું સામાર્થ્ય મારામાં નથી. મારી જે કાંઇ આશા હતી તે સર્વ નિષ્ફળ ગઇ છે. ખરૂં કહું તો આર્થિક વિષયમાં આજથી નવ માસ પૂર્વે મારી જે સ્થિતિ હતી તે જ આજે પણ છે. તેમાં જરી યે સુધારો થયો નથી. ગિરિકાન્ત જ્યોત્સ્ના સાથે લગ્ન કરશે એવી મને આશા હતી, તે પણ વ્યર્થ ગઇ છે."

રતનદાસ વિજયી મુદ્રા અને તુચ્છતાદર્શક સ્વરે બોલ્યો: "ગઇ હશે! તેમાં મારે શું ? એવી બાબત સાંભળવા કિંવા તેની ચર્ચા કરવાને મને સમય નથી. હવે આપ શું કરવા માગો છો તે મને જણાવો."

રણછોડદાસ હતાશ બનીને ભગ્ન સ્વરે બોલ્યો: "હું તમારે શરણે છું! તમે જ મારા ઉપર કાંઇક દયા કરો!"

રતનદાસે જણાવ્યું: "જો આપ રકમ આપી ન શકો તેમ હો તો પછી બીજી શરતનો અમલ કર્યા સિવાય બીજો માર્ગ છે જ નહિ. હવે આપની પુત્રીઓ માંહેની કોને મેં પસંદ કરી છે એ હું આપને જણાવું છું. આપે મને અહીં અવારનવાર આવવાની પરવાનગી આપેલી હોવાથી આપની પુત્રીઓના ગુણાવગુણનું નિરીક્ષણ કરવાની મને પૂરતી તક મળી છે. સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે જ

હોય છે એવા ક્ષુલ્લક દોષો મનોરમામાં હોવા છતાં બીજા ઘણા ગુણ તેનામાં છે, દોષોનો વિચાર કરીએ તો ગર્વીષ્ટપણું, મસ્તર, ચડાઉ સ્વભાવ, યુક્તિબાજપણું વગેરે દોષો તેનામાં છે. પરંતુ તે દોષો એક શ્રીમંતની પુત્રીને શોભે અને છાજે તેવા ગણાય. તેનો સ્વભાવ માની હોવાથી તે બીજા ઉપર પોતાની છાપ સહેલાઇથી પાડી શકે છે. તેની સાથે સંભાષણ કરનારને એવું થયા વગર રહે નહિ કે પોતે એક તુચ્છ મનુષ્ય છે અને એવી લોકોત્તર સુંદર શ્રીમંત કન્યા સાથે સંભાષણ કરવાનો યોગ મળ્યો તે પોતાનું સદ્‌ભાગ્ય જ સમજવું."

રતનદાસની આ વ્યાજોક્તિ પ્રથમ તો રણછોડદાસના લક્ષમાં આવી નહિ, પરંતુ તુરત જ તેના કથનનો ભાવ તે સમજી ગયો અને બોલ્યો: "રતનદાસ! અત્યારે આવી રીતે મારૂં હાસ્ય કરવાનો સમય છે કે નહિ તેનો તમે પોતે જ વિચાર કરી જૂઓ."

રતનદાસ શાંતપણે બોલ્યો: "આપની મોટી પુત્રીના આ ગુણાનુવાદ જો આપને યોગ્ય લાગતા ન હોય તો તેના સંબંધમાં હું વિશેષ નહિ બોલું. જ્યોત્સ્નાના સંબંધમાં મારા મનમાં જે ભાવના ઉત્પન્ન થઇ છે તે હું કહું છું. તેનો સ્વભાવ મિલનસાર છે. તેનું દિલ માયાળુ છે. ગર્ભશ્રીમંતનાં લાડઘેલાં બાળકોમાં જે ખાલી ડોળ અને હઠિલાપણું દેખાય છે તેનો જ્યોત્સ્નામાં સંપૂર્ણતઃ અભાવ છે. તે પોતાના પતિ પ્રત્યે શુદ્ધ અને સમ્પૂર્ણ પ્રેમ દાખવી તેના જીવનને સ્વર્ગીય બનાવ્યા સિવાય રહેશે નહિ. મુશ્કેલી માત્ર એટલી કે એક મોટો રાજવી જેમ એક ભિખારીને તુચ્છ માને છે તેવી રીતે આપની આ પુત્રી મને તેટલો જ તુચ્છ સમજે છે."

'ડૂબતો મનુષ્ય તણખલાને પકડે' એ ન્યાયે રતનદાસના પ્રસ્તુત શબ્દો સાંભળીને રણછોડદાસ વચ્ચે બોલી ઉઠયો: "ત્યારે તમે મનોરમાને જ પસંદ કરવા માગતા હો એમ દેખાય છે."

વિજયશ્રી અને તિરસ્કારપૂર્વક તેની સામે જોતો એ પાજી મનુષ્ય

બોલ્યો : " એટલે પછી જ્યોત્સ્ના ખુશીથી પેલા ગિરિકાન્તની સાથે લગ્ન કરે– એમ ને! એ ઘમંડી ગિરિકાન્ત! તે ખૂલ્લંખૂલ્લાં મારી ચેષ્ટા કરવામાં મોજ માને છે! શેઠ સાહેબ! હું મોટી શાંતિપૂર્વક જે પ્રસંગની આજ ઘણા દિવસથી રાહ જોતો હતો તે પ્રસંગ આજે આવ્યો છે. આટલા દિવસ હું તમામ માનાપમાન ખમી ખાઇને યોગ્ય સમય આવે ત્યાં સુધી સ્વસ્થપણે દિવસો ગણતો હતો. જે ગર્વિષ્ટ શેઠ અને તેના કુટુમ્બનાં માણસો એક સ્નેહી તરીકેના સંબંધથી હું અહીં આવું તે પસંદ કરતાં નહોતાં–નથી, તેમને જ હવે જમાઇ તરીકે મારૂં આદરાતિથ્ય કરવાની ફરજ પડશે. જે ગિરિકાન્ત મારી સાથે વાત કરવામાં પણ હલકાપણું સમજે છે, તેનું ઘસીને નાક કાપવાની અત્યારે તક મળી છે તે જો હું ગુમાવું તો મારા જેવો મૂર્ખ બીજો કોણ? જે મનોરમા મને ઉતરતા દરજ્જાનો માની મારી સાથે ગર્વિષ્ટપણે વર્તતી હતી, તેને હવે મારી સાથે બનેવીના સંબંધથી વર્તવું પડશે. તેમ જ જે જ્યોત્સ્ના મારી સામે જોઇને નાકનું ટીચકું ચડાવતી તે હવે મારી પત્ની થઇ મારી સામે નમ્રતાથી બે હસ્ત જોડીને ઊભી રહેશે–મારા ચરણમાં પડશે."

વિચારમૂઢ બનેલો રણછોડદાસ કાલાવાલા કરતો હોય તે પ્રમાણે બોલવા લાગ્યો: "રતનદાસ! તમે એ છોકરી ઉપર તો જરૂર દયા કરો. તેણે જાણીબુઝીને તમને કદિ પણ દુભાવ્યા નથી. તમારે જો કશું યે વેર વાળવું હોય તો મારા ઉપર જે કરવું હોય તે કરો. તમારૂં જે કાંઇ અપમાન થયું હોય તેની મને શિક્ષા કરો. જેનો તમારા ઉપર જરી યે પ્રેમ નથી એવી બિચારી એ જ્યોત્સ્નાને–"

રતનદાસ વચ્ચે બોલ્યો: "તેનો મારા ઉપર પ્રેમ નથી એટલા ખાતર જ હું તેને મારી સ્ત્રી થવાની શિક્ષા કરવા માગું છું. આપને હવે બીજું કશું કહેવાનું છે? મને તો લાગતું નથી કે હવે આપને કશું કહેવા કથવાનું બાકી રહેતું હોય. મેં મારી પસંદગી કરી છે. આવતી કાલે બપોરે હું પુનઃ અહીં આવીશ. તે સમયે જ્યોત્સ્નાએ

મને તેનો ભાવી પતિ સમજી મારી સાથે મર્યાદાપૂર્વક વર્તવું જોઇએ તે ધ્યાનમાં રાખશો. હવે હું જાઉં છું."

"અને જપ્તીદાર ?" શેઠે પૂછ્યું.

આ ખંડમાંથી બહાર નીકળતાં રતનદાસે કહ્યું: "જપ્તીદાર તો મારાં લગ્ન થઇ જશે ત્યાં સુધી અહીં રોકાશે." એટલું કહી તે દમામપૂર્વક ચાલ્યો ગયો.

"હે પ્રભુ! હે શ્રીજી બાવા! મારૂં હવે શું થશે?" એમ બડબડતો રણછોડદાસ પણ ઉઠયો અને ત્યાંથી ચાલતો થયો.

વિઠ્ઠલદાસની સ્થિતિ મોટી ચમત્કારિક બની ગઇ હતી. માનસિક વેદનાને લીધે તેનું શરીર ગળી ગયા જેવું બન્યું હતું, તેનો કંઠ સૂકાતો હતો, તેને તૃષા પણ લાગી હતી. આ ખંડમાં થોડીક વાર સ્વસ્થ પડયા રહેવાથી પોતાનું મન થોડુંક શાંત થશે એવો વિચાર કરીને તે અંદર ગયો, ત્યાં એક બાજુએ પાણીની માટલી અને ચાંદીની ટબુડી તથા પ્યાલો પડયાં હતાં. એક કબાટમાં જાતજાતનાં શરબતના શીશા તથા કાચના ગ્લાસ હતા. તેણે એક ગ્લાસમાં અર્ધું જળ અને અર્ધું શરબત રેડી તેનું પાન કર્યું. એથી તેની તૃષા છીપી પછી તે એક કોચ પર જઇને બેઠો. એટલામાં તેના પગને કોઇ વસ્તુનો સ્પર્શ થયો. તે વસ્તુ ઉચકતાં તે એક ન્હાનું કાગળનું કવર જણાયું. તેનું નિરીક્ષણ કરતાં તે રતનદાસનું હોય એમ લાગ્યું.

આ રતનદાસનું કવર આવી રીતે પોતાના હસ્તમાં આવવામાં ઇશ્વરનો કોઇ અગમ્ય હેતુ હોવો જોઇએ એવું તેના મનને થયા સિવાય રહ્યું નહિ. તેણે મોટી આતુરતાથી એ કવરમાંથી કાગળો કાઢયા અને એક પછી એક કાગળ વાંચવાનો પ્રારંભ કર્યો. એમ કરતાં એક કાગળ તેના જોવામાં આવ્યો. એ વાંચતાં વિઠલદાસને મોટું આશ્ચર્ય થયું, એટલું જ નહિ પણ પુષ્કળ સંતોષ થયો. જો આ કાગળનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો આ નીચ મનુ-

ધ્યનો જરૂર પરાભવ કરી શકાશે એવી તેને ખાત્રી થઇ. એટલે તેના મનની ચિંતા લગભગ નાબુદ થઇ ગઇ. એ કાગળ વાંચતાં તેના નેત્રોમાંથી દુઃખાશ્રુ પણ નીકળતાં હતાં. પુનઃ તેણે એ કાગળ વાંચ્યો અને તે પોતાના ઉપયોગનો હોવા વિષેની ખાત્રી કરી લીધી, અને પછી તે આ મકાનમાંથી બહાર પડયો.

તે પોતાના દિવાનખાનામાં આવી પહોંચ્યો ત્યાં એક નોકરે આવીને શેઠાણી તેને બોલાવતાં હોવાની વરધી આપી. એ સંદેશો મળતાં જ તે શેઠાણી પાસે જવાને માટે તૈયાર થયો. પરંતુ આ મુલાકાત દરમ્યાન વળી બીજી અપ્રિય વાર્તા પોતાને કર્ણગોચર થશે એમ તેનું મન તેને કહેવા લાગ્યું. કેમકે શેઠાણીએ એકાન્તવાસ સ્વીકાર્યા પછી કદિ પણ તેને આવી રીતે બોલાવ્યો ન હતો. વિઠલદાસ સંશયગ્રસ્ત મનથી પોતાની મામીના દિવાનખાના તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### શેઠાણીનું રહસ્ય

આગાઉના અને અત્યારના શેઠાણીના શરીરમાં મોટો ફરક પડી ગયો હતો. છેલ્લા ૭ માસમાં તેના દેહ અને મનને પિડા કરનારી અનેક ઘટનાઓ બની ગઇ હતી. એથી તેનું શરીર અત્યંત કૃશ બની ગયું હતું અને તેના મનનો ઉત્સાહ બિલકુલ અદૃશ્ય થઇ ગયો હતો. તે અત્યારે ભર યુવાવસ્થામાં હતી, તેના મસ્તકનો એક પણ વાળ શ્વેત થયો ન હતો અને તેના મોતી જેવા શુભ્ર દાંત પણ હજુ કાયમ હતા. તો પણ તેનો બાહ્ય દેખાવ વૃદ્ધાના જેવો લાગતો હતો. તેની મુદ્રા સદૈવ ચિંતાક્રાન્ત દેખાતી. તેની તરફ નજર નાંખતાં જ આ સ્ત્રીનાં તન અને મનને ભયંકર ચિંતા ચિતા સમાન પ્રજાળી રહી છે એમ કોઇને પણ લાગ્યા શિવાય રહે તેમ ન હતું.

અમે આ વાર્તાના પ્રારંભમાં એક વાર જે દિવાનખાનાનું વર્ણન કરી ગયા છીએ તે જ ભવ્ય અને શૃંગારેલા દિવાનખાનામાં એક સુંદર મખમલથી મઢેલા કોચ ઉપર અર્ધી બેઠેલી અર્ધી આડી પડેલી એવી સ્થિતિમાં તે પડી હતી. તેના શરીરપરનાં સર્વ વસ્ત્રો બિલકુલ સાદાં હતાં. શરીર પર માત્ર સૌભાગ્ય દર્શક અલંકારો સિવાય બીજો એક પણ દાગીનો ન હતો. તેણે પોતાના વાળ તરફ બિલકુલ લક્ષ આપેલું નહિ હોવાથી તે અસ્તવ્યવસ્થ બની ગયા હતા. વિઠલદાસને આવેલો જોઇને તે બેઠી થઇ અને સ્વસ્થ બની તથા શાંત અને ગંભીર સ્વરે બોલી: "મારો સંદેશો મળતાં જ તું અહીં આવ્યો એથી મને આનંદ થાય છે. આ કોચ ઉપર બેસ. આપણે બન્નેએ અત્યારે ખૂલ્લા દિલથી સંભાષણ કરવાની અગત્ય છે." એમ બોલતાં તે પોતાના ભાણેજના ચ્હેરાનું નિરીક્ષણ કરવા લાગી. એથી તેના મુખમાંથી નિમ્નલિખિત આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો: "હાય હાય! આ શું? આજે તારૂં વદન આવું ચમત્કારિક કેમ દેખાય છે? કાંઇ નવીન પ્ર—"

વિઠલદાસે ગંભીરપણે જેવાબ આપ્યો: "મારા મનમાં જે કાંઈ ચાલી રહ્યું છે તે ટુંકામાં કહી શકાય તેમ નથી. મને જે થાય છે તથા જે મારા જાણવામાં આવ્યું છે તે કહેવાને માટે પુષ્કળ સમય જોઇએ."

આ શબ્દો સાંભળીને શેઠાણીના મનમાં ભીતિ અને ઉત્કંઠા ઉત્પન્ન થઇ અને તે બોલી: "અહીં બેસ અને નિરાંતે તારે જે કહેવાનું હોય તે કહે. મારા મનમાં જે કાંઇ છે તે મેં પણ તને જણાવવાનો નિશ્ચય કર્યો છે. આજે કેટલાક દિવસથી મારા મનમાં એવું થયા કરતું હતું કે તને મારી પાસે બોલાવીને તારી આગળ મારા દિલને ખૂલ્લું કરવું, પરંતુ નિશ્ચય થતો ન હતો. હું જે કહું તેનો તું કદાચ કોઇ જુદો જ અર્થ કરે અને મારે માટે તારા મનમાં અર્થ વગરની કુશંકા ઉત્પન્ન થાય એવી ભીતિ મને રહ્યા કરતી હતી.

તેમ છતાં પણ જે બાબતથી આપણાં સર્વનું–તેમાં પણ તારૂં, મારૂં અને જ્યોત્સ્નાનું હિત થઇ શકે તેમ હોવાનું મને લાગે છે તે મનમાં રાખ્યા કરતા ખૂલ્લી કરવી એ વિશેષ યોગ્ય અને આવશ્યક છે એવો વિચાર કરીને આજે મેં તને ખાસ તે માટે જ અત્ર બોલાવ્યો છે.”

વિઠલદાસ પ્રથમના જેવો જ ગંભીર અને શાંત સ્વરે બોલ્યોઃ “મામી સાહેબ! આપ મારા ઉપર અને મારી મનોરમા તથા જ્યોત્સ્ના બ્હેન ઉપર માયા રાખો છો તથા અમારા કલ્યાણને માટે આપનાથી બનતું તમામ કરો છો એવું આપની સમક્ષ મારે કહેવાની જરૂર હોય જ નહિ. જો આપના સંબંધમાં હું કશી યે શંકા લાવું તો ખરેખર કૃતઘ્ની જ ગણાઉં. મનોરમાના દિલની હું ચોક્કસપણે ખાત્રી આપી શકતો નથી, પરંતુ જ્યોત્સ્ના બ્હેન અને હું તો આપને સગી માતા સમાન જ માનીએ છીએ. આપે આ પ્રમાણે એકાન્તવાસ સ્વીકાર્યા પછી અમે આપના સંબંધમાં કેટલી યે વાર વાતો કરી હશે અને આપને માટે અમારાં અંતર અનેકવાર ગદગદિત બન્યાં હશે. આપના અંતઃકરણમાં કોઇ પણ બાબતના દુઃખનો સંચય થયો છે– આપના મનમાં કોઇપણ પ્રકારનો ભયંકર ચિન્તાવ્યાધિ પ્રવેશ્યો છે એવી અમારાં મનની ખાત્રી થઇ ચૂકી છે. વધુ શું કહું? આપનું એ દુઃખ, આપની એ ચિંતા દૂર કરવાને જો જરૂર હોય તો અમે અમારા પ્રાણ પણ અર્પણ કરવાને તૈયાર છીએ.”

સવિતાબાઇ માયાળુ અને મંજુલ સ્વરે બોલીઃ “વિઠલ! તારો મારા ઉપર કેટલો પ્રેમ છે એ શું હું નથી જાણતી? છતાં પણ તારા મુખમાંથી નિકળતા આ ઉદ્દગારો સાંભળતાં મારા મનને અત્યંત આનંદ તથા સંતોષ થાય છે. એટલું જ નહિ પણ મને એથી ધીરજ પણ મળે છે. આપણે ત્રણે જણાં સરખાં દુઃખી છીએ. તારા પોતાના મનને જે પ્રકારનું દુઃખ છે તે હું પૂર્ણપણે જાણું છું. જ્યોત્સ્નાના સંબંધમાં તો કશું યે કહેવાની જરૂર છે જ નહિ

કારણ કે પ્રેમભંગનું દુઃખ સહન કરવું એ કાંઇ ઓછું વિકટ નથી. એનો જેને અંગત અનુભવ થયો હોય તેને જ ખરો ખ્યાલ આવી શકે." એ પ્રમાણે બોલીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને તે પુનઃ બોલીઃ "અત્યારે આપણા તમામના ગ્રહ અવળા છે. આ ભયંકર સંકટની સામે આપણું કુટુમ્બ કેવી રીતે નિભાવ કરી શકશે એ મને તો એક ગૂઢ કોયડા સમાન જ લાગે છે."

થોડી વાર બન્ને મૌન રહ્યાં. પછી વિઠલ બોલ્યોઃ "મામી સાહેબ! મારી આપને વિનતિ છે કે પ્રથમ આપ ખૂલ્લા દિલથી આપની ચિન્તાનું કારણ યા કારણો મને જણાવવા કૃપા કરો."

શેઠાણીએ કહ્યું: "ના, પ્રથમ આપણે તમારા સંબંધમાં જ વાત કરીશું. જ્યોત્સ્ના તો આપણી નજર સામે સૂકાતી જાય છે—મૃત્યુના પંથે પળતી જાય છે. તેનો ગિરિકાન્ત ઉપર પ્રેમ છે. ગિરિકાન્ત પણ તેને એટલો જ ચાહે છે. તે શ્રીમંત છે, કુલીન છે, શાણો છે, સ્વરૂપવાન છે. તેમ છતાં પણ તેણે જ્યોત્સ્નાના હસ્તની કરેલી માગણીનો તારા મામાએ શા માટે અસ્વીકાર કર્યો એ મારાથી બિલકુલ સમજાતું નથી. હમણાં તો તેણે અહીં આવવાનું પણ બંધ કર્યું છે. બીજી એક ચમત્કારિક વાત એ છે કે હમણાં હમણાં પેલા રતનદાસ મારવાડીની આવ-જા આપણે ત્યાં ઘણી જ વધી ગઇ છે. આ બાબતમાં તને શું લાગે છે?"

રતનદાસનું નામ સાંભળતાં વિઠલદાસની ભૃકુટી ચડી. તે બોલ્યોઃ "એ મારવાડી મહા નીચ અને પાજી માણસ છે."

તેના તરફ આશ્ચર્યથી જોતી બોલીઃ "તું એને માટે આ પ્રમાણે સ્પષ્ટ શબ્દો ઉચ્ચારે છે એ ઉપરથી લાગે છે કે તેનો અનિષ્ટ હેતુ કદાચ તારા જાણવામાં આવ્યો હશે. તેનો શો હેતુ છે તે હું કહી શકતી નથી, તો પણ મારું મન એમ તો મને જરૂર કહે છે કે તે ખરાબ માણસ છે અને કોઇ પણ કપટ કારસ્થાન રચી રહ્યો છે. ઘણી વાર એવું બને છે કે આપણે કારણ સમજી શકતાં નથી, તથાપિ

આપણો અંતરાત્મા જે કહેતો હોય તે મોટે ભાગે સાચું જ ઠરે છે."

વિઠલદાસ આવેશપૂર્વક બોલ્યો: "તમારા મનમાં જે કલ્પના ઉદ્દ્ભવી છે તે તદ્દન વાજબી છે. તેનું કારસ્થાન માત્ર ચાલૂ નથી, પણ હવે તો તે પૂર્ણ થયું છે! અત્યારે જ તેના તરફથી આપણા આ મકાન પર જપ્તી બેસી ચૂકી છે."

શેઠાણી ખિન્ન સ્વરે બોલી: "મને પણ એમ લાગ્યું જ હતું. આપણા મકાનમાં બે અજાણ્યા માણસોએ ધામો નાંખ્યાનું મારી એક દાસીએ મને હમણાં જ જણાવ્યું હતું. એ બન્ને જણા આજ લગભગ છ મહિના પહેલાં પેલી પાર્ટીની રાત્રીએ—" તે દીર્ઘ નિઃશ્વાસ નાંખતી ધીમે ધીમે બોલવા લાગી: "આ મકાનમાં આવ્યા હતા એમ પણ એ દાસી કહેતી હતી. ગમે તેમ હો પણ એ વાર્તા સાંભળ્યા પછી મારૂં મન બિલકુલ બેચેન બની ગયું છે અને હવે શું કરવું તે બાબત મોટો વિચાર થઇ પડયો છે. આટલા દિવસ તો તને બોલાવવાની મને ઇચ્છા થતી હોવા છતાં હું આનાકાની કરતી હતી. પરંતુ આટલી હદે વાત પહોંચ્યા પછી સ્વસ્થ બેસવામાં સાર નથી એમ મને લાગ્યું અને મેં તને બોલાવ્યો. વારૂ, ત્યારે હવે તું મને જણાવ કે અત્યારે પૈસા સંબંધી આપણી સ્થિતિ કેવી છે? કાંઇ કરજ છે ખરૂં? અને લ્હેણદાર તો આ રતનદાસ મારવાડી જ છે ને? વળી આ બાબતનું પરિણામ કેવું આવે તેમ તને લાગે છે?"

વિઠલદાસ નિરાશાપૂર્ણ અને સંતપ્ત સ્વરે બોલ્યો: "એ જ મારાથી બિલકુલ સમજાતું નથી. છેલ્લા પા કલાકમાં એ વિષે મેં પચાસ વાર વિચાર કર્યો હશે પણ એમાંથી સહિસલામત પાર ઉતરવાનો એક પણ અસરકારક માર્ગ મારા જોવામાં આવતો નથી."

શેઠાણી શાંત મુદ્રાથી અને જાણે કાલાવાલા કરતી હોય તેવા સ્વરે બોલવા લાગી: "વિઠ્ઠુ! એ વિષયમાં જે કાંઇ તારા જાણવામાં ... તે તું મને કહે, હું જો કે મારા દુઃખમાં નિમગ્ન બનેલી

જેવી દેખાઉં છું તો પણ તારા તરફ મારૂં બિલકુલ લક્ષ નથી એમ ન સમજીશ. છેલ્લા ચાર–પાંચ મહિનામાં તારી વૃત્તિમાં જે ફેરફાર પડયો છે તે પૂર્ણપણે મારા લક્ષમાં આવ્યો છે. માત્ર આજ સુધી એ વાર્તા મેં તને જણાવી ન હતી. તું હવે કાંઇ ન્હાનો નથી. વાસ્તવિક રીતે જોઇએ તો તારે મારા બોલાવવાની રાહ નહિ જોતાં તારી જાતે જ તારા મનનું દુઃખ મને જણાવવું જોઇતું હતું અને મારી સહાય માગવી જોઇતી હતી. જ્યોત્સ્નાના મનને થતું દુઃખ તો સર્વના જાણવામાં આવી ગયું છે. પરંતુ તારી સ્થિતિ એવી નથી. કેવા પ્રકારની ચિંતાથી તું ઘેરાયેલો છે તેનો ખ્યાલ પણ મારાથી કરી શકાતો નથી. તારી ચિંતાને લગતી હકીકત હું કાંઈ તને તારી વડિલ તરીકે–તારી મામી તરીકે પૂછતી નથી. પરંતુ તારા પ્રત્યે મારી મમતા છે, અને મારાથી બની શકે તો તારૂં દુઃખ ઓછું કરવું એવા હેતુથી પૂછું છું. એટલે તું કશો પણ સંકોચ નહિ રાખતાં મને સ્પષ્ટ ઉત્તર આપજે."

વિઠલદાસે કહ્યું: " મામી સાહેબ ! હું આપને મારી હકીકત ખૂલ્લા દિલથી નિઃસંકોચ ભાવે જ જણાવીશ. ખરૂં પૂછાવો તો મને પણ આપના જેવાં અનુભવીની સલાહ અને સહાયની જરૂર છે." તે જે સ્થળે બેઠો હતો ત્યાંથી ઊભો થયો અને શેઠાણીના કોચની નજીકમાં પડેલી એક ખુરશીપર બેઠો તથા આસપાસ સાશંક મુદ્રાથી દૃષ્ટિ કરતો બોલ્યો. " મારે લગતી હકીકત હું પછી જણાવીશ. પરંતુ તે પૂર્વે કેટલીક ભયંકર હકીકત આપને કહેવાની છે, તે વાર્તા સાંભળવાને માટે આપના મનને તૈયાર કરો. તે ઘટના એટલી ચમત્કારિક અને વિલક્ષણ છે કે એ સાંભળતાં તમારી કેવી સ્થિતિ થશે તેની કલ્પના પણ થઇ શકતી નથી.

શેઠાણીએ નિશ્ચયદર્શક મુદ્રા કરીને જણાવ્યું: "વિઠુ ! જ્યારે તું આટલી પ્રસ્તાવના કરી રહ્યો છે ત્યારે તે વાર્તા ઘણી જ ભયંકર હોવી જોઇએ. એ ગમે તેવી હકીકત હોય તો પણ તે સાંભળવાને

માટે હું મારા અંતઃકરણને પત્થરના જેવું ઘટ્ટ બનાવીશ. પછી તો થયું ને ?"

વિઠ્ઠલદાસે કહ્યું : " મામી સાહેબ ! આપ આમ બોલો છો ખરાં, પરંતુ આપની એ શાંતતા ટકી શકવાની નથી. એના સંબંધમાં આપ ગમે તેટલી કલ્પના કરો તથાપિ એ બાબત એટલી ભયંકર છે કે તેની કલ્પના પૂર્ણતઃ તો થઇ શકે તેમ નથી જ. આપની સામે જે દુઃખ પીરસી રખાયેલું છે તેની કલ્પના આપ કરી શકો એમ મને લાગતું નથી. "

આ શબ્દો કર્ણગોચર થતાં શેઠાણીનું નૂર એકદમ બદલાઇ ગયું. એકાએક તેના મુખ ઉપર શુદ્ધ પ્રેતકળા આવી ગઇ. તેના મુખમાંથી નિમ્નલિખિત ઉદ્‌ગાર સરી પડયો : " શું મારી સામે દુઃખ પીરસાયેલું છે ? "

મામીની સ્થિતિ જોઇને વિઠ્ઠલદાસની શાંતિ પણ વિચળ બની ગઇ. તે ધ્રૂજતા સ્વરે બોલ્યોઃ "હા ! એ બાબત એટલી ભયંકર છે કે, એવો ભયંકર ગુન્હો—"

શેઠાણી પણ થરથર કમ્પતી બોલીઃ "શું ! ગુન્હો ?"

" હા, ગુન્હો ! ઘોર અપરાધ ! "

શેઠાણીએ પોતાના કમ્પતા શરીરને સ્થિર કરવાનો પ્રયત્ન કરતાં પૂછ્યું: "એવો ગુન્હેગાર કોણ છે ? કોણે ગુન્હો કર્યો છે ? શો અપરાધ થયો છે ?" જો કે આ પ્રશ્નનો જવાબ તો તેના મને તેને પ્રથમથી જ આપી દીધો હતો.

વિઠ્ઠલે અત્યંત ખિન્ન અને હૃદયભેદક સ્વરે જવાબ આપ્યો : "ત્યારે હવે સાંભળી લ્યો ! એ ગુન્હેગાર મારા મામા પોતે જ છે !"

શેઠાણી ધડાક દઇને કોચ ઉપર પડી અને "હે પ્રભુ ! દયા ! મારા ઉપર દયા કર !" એમ પટપટતી નેત્રો બંધ કરીને તે સ્તબ્ધ પડી રહી. તે કાંઇ મૂર્ચ્છિત થઇ ન હતી. મૂર્ચ્છા તો મન મજબૂત હોય તો જ આવે. તે બાપડીનું મન એટલું બધું દુર્બળ બની

ગયું હતું કે એટલો મૂર્ચ્છા ધક્કો સહન કરી તેનો પ્રતિકાર કરવાનું સામર્થ્ય જ તેનામાં રહ્યું ન હતું. આશરે પાંચ–સાત મીનિટ તે એવી સ્થિતિમાં નેત્રો બંધ રાખીને પડી રહી. એક મનુષ્ય ભયંકર સ્વપ્નાવસ્થામાંથી જાગૃત થતાં તેની જેવી સ્થિતિ થાય તેવી જ તેની પણ સ્થિતિ થઇ હતી. તેણે પોતાની આસપાસ દૃષ્ટિ કરી, તે ઉઠી અને સ્વસ્થપણે બેઠી. પછી તેણે શાંતપણે કહ્યું : "વિઠલ! પહેલો આઘાત તો પસાર થઇ ગયો. હવે મારૂં મન પૂર્ણ લઇશ. થઇ ગયું છે. હવે તું જે કહોશ તે હું શાંતપણે સાં કાંઇ તારા હવે તને મારે એ જ કહેવાનું છે કે એ જણાવ. તેમાંથી કશું યે બાકી જાણવામાં હોય એ તમામ
રાખીશ નહિ."

"બ ારૂં. તે સ્હેજ તિક્ષ્ણ સ્વરે બોલ્યો: "બધી હકીકત ર જાણવાની પણ જરૂર છે. એ સઘળી ઘટના તમારા લક્ષમાં તે માટે મારે તમને જરીક આગલી હકીકત કહેવી જોઇશે. આવી શકે એથી મારી વૃત્તિમાં આવો ફેરફાર શાથી થયો છે એ પણ આપના લક્ષમાં આવશે. છ મહિના પૂર્વે આપણે પેલી પાર્ટી આપી હતી તે દિવસ—"

શેઠાણી ખિન્ન સ્વરે બોલી: "હા, મને મારા આખા જીવનમાં તે દિવસનું વિસ્મરણ તો કદિ પણ નહિ થાય. પત્થર પર કોતરેલા અક્ષરો કાલાંતરે ઘસાઇ જાય છે. પણ મારા હૃદયમાં કોરેલી એ તિથિ મારી હયાતી સુધી તો નષ્ટ થવાની નથી જ. તારા દુઃખનો પણ એ જ તિથિએ પ્રારંભ થયો એ કાંઇક વિલક્ષણ તો ખરૂં જ."

વિઠલે કહ્યું: "તે દિવસથી જ મારી વિપત્તિનો પ્રારંભ થયો એમ કહી શકાય નહિ. તથાપિ તે દિવસે સ્હવારે એક મહત્વની ઘટના બની ગઇ. એથી મારા આયુષ્યક્રમે જુદું જ વલણ લીધું. ત્યાર પછી મારા ઘણા દિવસો આનંદ, સંતોષ અને શાંતિમાં ગયા.

ત્યાર પછીના પુષ્કળ દિવસો મેં ભાવી સુખની આશા કરવામાં, અનેક પ્રકારનાં મનોરાજ્ય રચવામાં અને સુખસ્વપ્નાનો અનુભવ લેવામાં ગાળ્યા ખરા. પરંતુ તે દિવસે સ્હવારે બનેલી એ ઘટનાને કારણે જ મારા તે પછીના આયુષ્યક્રમમાં મોટી ક્રાન્તિ થઇ ગઇ એ કાંઇ ખોટું નથી."

શેઠાણી મંદ સ્વરે બોલીઃ "સમજી, સમજી! આમાં પ્રેમનો તબ[illegible] તું પણ પ્રેમપાશમાં સપડાયો છે અને પ્રેમભંગનું દુઃખ તારે પણ અનુ[illegible] પડયું છે. એ વિષયમાં મને હવે જરી યે શંકા રહી નથી." તેણે પ્રસ્તુત [illegible] ઉચ્ચાર્યા. તે સમયના તેના દુઃખપૂર્ણ સ્વર અને તેની ખિન્ન મુદ્રા ઉપરથી [illegible] પોતે પોતાના પ્રેમભંગની પણ કબૂલાત આપે છે, એવું સ્પષ્ટપણે સમ[illegible] શકાતું હતું.

વિઠલે જણાવ્યુંઃ "હા, મારો પ્રેમ અંતઃકરણપૂર્વક[illegible], વિશુદ્ધ અને અત્યંત ઉચ્ચ પ્રકારનો હતો. અને તેથી જ અત્યારે [illegible] નિરાશાનું તીવ્ર દુઃખ સહન કરવું પડે છે. મારી હકીકત આપના ધ્યાનમાં બરાબર આવી શકે તે માટે તે દિવસે સ્હવારે, જે એક ન્હાની ઘટના બની ગઇ હતી તે પ્રથમ જણાવવાની જરૂર છે. તે દિવસે સ્હવારે એક તરૂણ અને સુંદર છોકરી આપની પાસે પોષાક લઇને આવી હતી એ તો આપના લક્ષમાં છે ને? જુઓ—યાદ કરો!"

શેઠાણીને એ વાર્તાનું તુરત જ સ્મરણ થયું અને એથી તેની ચિત્તવૃત્તિ એકદમ ક્ષુબ્ધ બની ગઇ. તેના મનમાં એક વિપરીત કલ્પના ઉદ્દભવી અને તે તુરત જ બોલીઃ "હા, એ બાબતનું મને સ્મરણ છે."

"તે છોકરી તરૂણ અને સુંદર હોવા ઉપરાંત સુસ્વભાવવાળી અને શાણી પણ હતી એવું આપને લાગ્યું હતું ખરૂં?"

શેઠાણીએ જવાબ આપ્યોઃ "હા—હા, તે એવી દેખાતી હતી ખરી. પરંતુ પછી તેનું શું?"

વિઠલ ગંભીરપણે બોલ્યોઃ "તે દિવસે મેં તેને પ્રથમ જ જોઇ, અને તે જ સમયે મારો તેના ઉપર અકૃત્રિમ તથા અપૂર્વ પ્રેમ થયો."

શેઠાણીએ એકદમ ભીતિયુક્ત સ્વરે પ્રશ્ન કર્યોઃ "પરંતુ તેનું નામ–તેનું નામ શું ?"

"સુભદ્રા !" વિઠલદાસે જવાબ આપ્યો.

આ નામ શ્રવણ થતાં તે સ્તબ્ધ બની ગઇ. તેનું હૃદય ભરાઇ આવ્યું. થોડી વારે તે સ્વસ્થ થઇ અને શાંતિથી ગાંભીર્યપૂર્ણ સ્વરે તેણે પૂછ્યું 'વિઠલ ! તું અત્યારે સાક્ષાત્ શ્રીજીના મંદિરમાં પ્રભુના સિંહાસન સામે ઊભો છે એવી કલ્પના કરીને મારા પ્રશ્નનો તદ્દન સત્ય જવાબ આપજે. સુભદ્રા તેના કૌમાર્યથી ભ્રષ્ટ થઇ છે ? કિંવા ક્ષણિક મોહનો ભોગ નહિ થતાં તેણે પોતાના કૌમાર્યને વિશુદ્ધ રાખ્યું છે ? વિઠલ ! સાચું કહેજે. સાચું બોલીશ તો તને મારો આશીર્વાદ મળશે અને જો તું જૂઠું બોલ્યો તો મારા શાપથી તારૂં અનિષ્ટ થયા વગર રહેશે નહિ !"

વિઠલ આ સમયે મામીની દૃષ્ટિ, મુદ્રા અને સ્વરનું આશ્ચર્યયુક્ત મનથી નિરીક્ષણ કરતો ગંભીરપણે બોલ્યો : "સુભદ્રા પવિત્રતાની પ્રત્યક્ષ પ્રતિમા છે ! તે બિલકુલ શુદ્ધ–બિલકુલ નિષ્પાપ છે."

શેઠાણીએ તેનો હાથ પકડીને એક ઝટકો માર્યો અને ભેદક દૃષ્ટિથી તેની સામે જોઇને પ્રશ્ન કર્યોઃ "આ તું સાચું બોલે છે ? ઇશ્વરનું સ્મરણ કરીને કહે છે ?"

તેણે જવાબ આપ્યોઃ "હા, હું ઇશ્વરની સાક્ષીથી કહું છું કે મારા સંબંધમાં તો તે બિલકુલ પવિત્ર જ છે."

"ત્યારે પ્રભુ તારૂં સદૈવ કલ્યાણ કરો." તે આનંદપૂર્ણ અંતઃ-કરણથી બોલીઃ "વિઠલ ! તમને બન્નેને પરમેશ્વરે અનિષ્ટ મોહથી મુક્ત રાખ્યાં, એથી મને જે આનંદ ઉત્પન્ન થાય છે તે શબ્દો દ્વારા વ્યક્ત કરવાને હું સમર્થ નથી. એ બિચારી અસહાય બાલિકા પાસે તેનું પાવિત્ર્ય એ જ તેનું સર્વસ્વ છે."

એ શબ્દો ઉચ્ચારતાં તેનાં નેત્રોમાંથી એક સરખી રીતે આનંદાશ્રુની ધારા વહેવા લાગી. પરંતુ તુરત જ તે આનંદાશ્રુનું દુઃખાશ્રુમાં રૂપાંતર થયું. અમુક બાબતનું સ્મરણ થતાં તેને ખેદ થાય છે એવું વિઠલને જણાયું. તેની એ મનઃસ્થિતિ જોઇને, તેનું કારણ લક્ષમાં નહિ આવવાથી તેને અત્યંત આશ્ચર્ય પણ થયું. શેઠાણીનાં નેત્રોમાંથી પુષ્કળ અશ્રુ નીકળી જવાથી તેનું મન વિશેષ સ્વસ્થ બન્યું. તેણે નેત્રો લૂછી નાંખ્યાં અને તે સ્વસ્થ થઇને બેઠી.

આ સમયની તેની મુદ્રા જોઇને તે પોતાને કાંઇક ખાનગી અને અગત્યની વાર્તા કહેવા ઇચ્છે છે એવું વિઠલને લાગ્યું. એટલે તે બોલ્યો: " મામી સાહેબ ! આપના મનમાં જે કાંઇ હોય તે મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને આપ મને જણાવો. એ બાબત ગમે તેવી હશે તો પણ મારી પાસે ગુપ્ત જ રહેશે. એટલું જ નહિ પરંતુ મારા હાથે તેનો દુરુપયોગ પણ થશે નહિ. "

શેઠાણી શાંતપણે બોલી: " તારા આ શબ્દો વગર પણ મારી એ વિષયમાં તો પૂરેપૂરી ખાત્રી છે જ. તેથી જ એ વિષય તને જણાવવા માટે મેં અહીં બોલાવ્યો છે. હવે હું તને જે વાર્તા કહેવા માગું છું. તેને ચાલુ વિષય સાથે સંબંધ નથી એવું પ્રથમતઃ તને લાગશે. પરંતુ આ વાર્તા મેં તને શા માટે જણાવી, એ છેવટે તારા ધ્યાનમાં આવશે. "

તે ઉત્કંઠિત હૃદયે બોલ્યો: " કહો-કહો, હું સાવધાન ચિત્તે તે શ્રવણ કરવાને માટે તૈયાર છું. "

શેઠાણી કહેવા લાગી: " સાંભળ ત્યારે ! અમુક વર્ષો પહેલાં અત્ર આપણી જ્ઞાતિનો એક મોટો શ્રીમંત વ્યાપારી હતો. તેનું કુળ પણ અત્યંત ઉંચું હતું. તેને એક કન્યા હતી. તેના લાવણ્યની ન્હાનપણથી જ પુષ્કળ પ્રશંસા થતી હતી. એ સમયે તેને જેટલું શિક્ષણ મળી શકે તેટલું મળ્યું હતું. વિદ્વત્તા અને કલાકૌશલ્યમાં તેણે સારૂં નામ કાઢયું હતું. દિવસાનુદિવસ તે મોટી થવા લાગી. ઉચ્ચ કુળના

ઘણા શ્રીમંતો પોતાના દીકરાઓને માટે તેની માગણી કરવા લાગ્યા. પરંતુ પોતાનો અભ્યાસ પૂર્ણ થાય ત્યાંસુધી પોતાનું લગ્ન ન થાય એવી તેની ઇચ્છા હતી અને તેનો પિતા પણ પોતાની પુત્રીને પોતાની પાસેથી દૂર કરવાને ઇચ્છતો ન હતો. એટલે તે તેનું સગપણ કરવામાં વિલંબ કર્યા કરતો હતો. એ છોકરીને કાંઇ મોટા પદવીધર કે માનચાંદવાળા અથવા કોઇ શ્રીમંતની પત્ની થઇને શ્રીમંતાઇમાં મહાલવાની મહત્ત્વાકાંક્ષા ન હતી; પરંતુ ભલે સાધારણ સ્થિતિનો પણ સદ્‌ગુણી, સુશીલ, ધર્મભીરૂ અને સુસ્વભાવી મનુષ્ય પોતાનો પતિ થાય તો સારૂં એમ તેને લાગતું હોવાથી એવો પતિ તેણે પસંદ પણ કર્યો હતો. તેના પિતાના પ્રાઇવેટ સેક્રેટરીમાં પ્રસ્તુત સર્વ ગુણો હોવાનું તેના જોવા અને જાણવામાં આવ્યું તથા તેણે એ સેક્રેટરીને પોતાનો પ્રેમ અર્પણ કર્યો. એ તરૂણ પણ તેની તરફ આકર્ષાયો. તે બન્નેનો પરસ્પર જે પ્રેમ હતો તેનું યથાર્થ વર્ણન તો કોઇ કવિ જ કરી શકે. આ સેક્રેટરીને મોટે ભાગે પોતાના શેઠને ત્યાં જ રહેવાનું થતું. એટલે શેઠની પુત્રી સાથે એકાંતનો પ્રસંગ પ્રષ્કળ મળતો. એવી રીતે તેઓ વારંવાર એકાંતમાં એકઠાં થવા લાગ્યાં અને પોતાનો પ્રેમ પ્રદર્શિત કરવા લાગ્યાં. પરંતુ તું જાણે છે કે એકાંત બૂરી ચીજ છે. એટલે તેનું પરિણામ અનિષ્ટ આવ્યું. બન્ને પોતાનું ભાન ભૂલી ગયાં અને જે બનવાનું હતું તે બની ગયું. આ છોકરીનો પિતા શ્રીમંત અને વળી કૂળવાન હતો. તેને પોતાની શ્રીમંતાઇનું તથા કુળનું એમ બન્નેનું અભિમાન હતું. એટલે તે પોતાના ખાનગી સેક્રેટરી જેવા સામાન્ય સ્થિતિના અને સાધારણ કુળના મનુષ્ય સાથે પોતાની પુત્રીનું લગ્ન કરે એ સર્વથા અસંભવનીય જ હતું. આ બન્ને જણાં પણ એ વાર્તા સમજતાં હતાં અને તેથી પોતે લગ્ન-ગ્રંથીથી જોડાઇ શકશે નહિ એવી નિરાશા તેમનાં મનમાં ઉત્પન્ન થઇ હતી અને એ નિરાશા પણ તેમને અયોગ્ય માર્ગે લઈ જવાને માટે અમુક અંશે કારણભૂત થઇ હતી. પરંતુ તુરત જ તેમને પોતાની

ભૂલ માલૂમ પડી. કહેવાનું તાત્પર્ય એ છે કે પોતાને ગર્ભ રહ્યો છે એવો તે તરૂણીને ખ્યાલ આવ્યો. હવે પોતાની પૂરેપૂરી ફજેતી થશે એમ તેને લાગવાથી તેણે પોતાની માતા પાસે પોતાનું પાપકૃત્ય પ્રકટ કર્યું. આ વાર્તા તેની માતા દ્વારા તેના પિતાના જાણવામાં આવતાં એ કુળાભિમાની પિતાએ આકાશ પાતળ કેટલું એકત્ર કર્યું હશે તેની કલ્પના તું જ કરી લે. પરંતુ એટલાથી તેના પિતાનાં નેત્રો ખૂલ્યાં નહિ. જો ખૂલ્યાં હોત તો તેણે એ છોકરીનું પેલા તરૂણુ સાથે લગ્ન કરવાનો યોગ્ય અને ન્યાયપૂર્ણ માર્ગ જ લીધો હોત. પરંતુ તેના પિતાને છોકરીના સુખ કરતાં પોતાના કુળના અભિમાનને માટે વિશેષ લાગણી હતી. તેણે આ તરૂણુ ગૃહસ્થને ખાનગી સેક્રેટરીના પદ ઉપરથી બદલીને દિલ્હીમાં પોતાની કાપડની મોટી દુકાન હતી તે સ્થળે મેનેજર તરીકે નિમીને મોકલી આપ્યો. પોતાની પુત્રીને પણ તબિયત નરમ હોવાનું બ્હાનું કરીને હવાફેર નિમિત્તે પોતાની સ્ત્રી અને બે-ત્રણ પૂર્ણ વિશ્વાસુ મનુષ્યોની સાથે દેવલાલી મોકલી આપી. ત્યાં તેની સૂવાવડની વ્યવસ્થા કરી. એ જ અરસામાં એ શેઠનો એક વિશ્વાસુ નોકર મરણ પામ્યો. એટલે શેઠે તેની સ્ત્રીને સહાય કરવા જણાવ્યું તથા પોતાની દીકરીએ એક સુંદર કન્યાને જન્મ આપ્યો હતો તે કન્યા એ વિધવા બાઇને સુપ્રત કરવામાં આવી. એ વિધવા બાઇને દર મહિને અમુક રકમ મળ્યા કરે એવી એક શરાફ મારફત ગોઠવણ કરી. માત્ર તે રકમ શા માટે આપવામાં આવે છે તે પેલા શરાફને જણાવવામાં આવ્યું નહિ. પ્રસૂતીને આઠ-દશ માસ થઈ ગયા બાદ એ અધ:પાતને પામેલી તરૂણીનું લગ્ન તેના પિતાએ પોતાના જેવા જ એક ઉચ્ચ કુલોત્પન્ન અને શ્રીમંત ગૃહસ્થની સાથે કર્યું. એ ગૃહસ્થ મુંબઈના શ્રીમંત મીલમાલિકોમાંહેનો એક છે."

વિઠલદાસ અત્યંત ગંભીર સ્વરે બોલ્યો: "મામી સાહેબ ! આપની અત્યારની મનઃસ્થિતિ ઉપરથી આપ આ કોની વાત કરો છો એ હું પૂર્ણપણે સમજી ગયો છું."

શેઠાણી મસ્તકને નીચું રાખીને બોલી: "તું એ સમજી જાય એવો જ મારો હેતુ હતો. મારા દુર્દૈવની કહાણી આવી છે."

વિઠ્ઠલે ગંભીર પણ આશ્ચર્યચકિત દૃષ્ટિથી જોતાં પૂછ્યું: "ત્યારે સુભદ્રા તે—"

"મારી દિકરી." શેઠાણીએ વાક્ય પૂરું કર્યું. તેનાં નેત્રોમાંથી પુનઃ અશ્રુધારા વહેવા લાગી અને તે સ્તબ્ધ બની ગઇ.

વિઠ્ઠલદાસનું આશ્ચર્ય ઓછું થયા પછી તે અત્યંત ખિન્ન સ્વરે બોલ્યો: "હાય! પ્રિય સુભદ્રા! તું ક્યાં હોઇશ? તારું શું થયું હશે?"

શેઠાણી તેની સામે જોઈને બોલી: "એટલે! તે ક્યાં છે એ તારા જાણવામાં નથી?"

તેણે જવાબ આપ્યો: "આજે મહિનાના મહિના થયા મારી પ્રિયતમાની શોધ હું કરી રહ્યો છું. અત્યારે તે ક્યાં છે, શું કરે છે, તેની શી વ્યવસ્થા હશે એ વિષે હું કશું પણ જાણતો નથી, અને તેથી મારું મન અત્યંત ચિંતાતુર રહ્યા કરે છે. મારા મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્કો થયા કરે છે અને કોઇ કોઇ વાર તો તે આ [illegible] નહિ એવી શંકા [illegible]વાથી મારું હૃદય વિદીર્ણ બની જાય છે." આ પ્રમાણે બોલતાં તેનાં નેત્રોમાંથી અશ્રુ ખરખર વહેવા લાગ્યાં.

શેઠાણી તેને શાંત કરવાનો પ્રયત્ન કરતી બોલી: "વિઠ્ઠલ! જો તે આપણાં સદ્ભાગ્યે જીવતી હશે તો આપણે હરેક પ્રયત્ન કરીને તેને શોધી કાઢીશું. પેલા અનિષ્ટ દિવસે સ્હવારે તે મારી સામે ઊભી રહી અને તેણે મને પોતાનું નામ જણાવીને પોતાની ઓળખાણ આપી તે વખતે મારા મનની જે સ્થિતિ થઇ હતી તેનું વર્ણન થઇ શકે તેમ નથી. મારી એ બાલકીને મેં અમારા પેલા વિશ્વાસુ નોકરની વિધવાના હસ્તમાં મૂકી ત્યારબાદ એ સ્હવારે જ તે પુનઃ મારી દૃષ્ટિએ પડી હતી. આપણે ત્યાં પાર્ટી આપી તે દિવસ અત્યંત વિલક્ષણ જ હતો. તે દિવસે સ્હવારે એવી રીતે મારું

તેની સાથે મિલન થયું અને તે જ દિવસે સ્હાંજે મારો પ્રેમસર્વસ્વ-એ છોકરીનો જન્મદાતા-મારો પ્રિયકર મારી દૃષ્ટિ સમક્ષ આવી લાગ્યો; અને હાય-એ બિચારાને મારૂં ખૂન કરવાનો આરોપ પોતાના શિર પર લેવો પડયો!"

વિઠલ આશ્ચર્યપૂર્ણ સ્વરે બોલ્યો: "આ હું શું સાંભળું છું? કરસનદાસ સુભદ્રાના જન્મદાતા! એ શું શકય છે?"

"હા, એ વાર્તા બિલકુલ સાચી છે. તેને મારા પિતાએ દિલ્હી મોકલ્યો હતો. ત્યાં ધીમે ધીમે તેનો વ્યાપારનાં ભાગ કરવામાં આવ્યો. એથી તેની પાસે સારી મૂડી એકઠી કરી. ત્યારબાદ તેણે પોતાનો સ્વતંત્ર વ્યાપાર કરવા માંડયો અને તેમાં તેનું પ્રારબ્ધ અનુકૂળ હોવાથી તેણે અગણિત સંપત્તિ પ્રાપ્ત કરી. આપણી આબરૂ રાખવાને માટે તેણે તારા મામાને કેટલી બધી સહાય કરી છે એ તો તારા જાણુવામાં છે જ."

વિઠલ ખિન્ન સ્વરે બોલ્યો: "હા, તેમના ઔદાર્યનો મને પૂર્ણ પરિચય છે. હું ખરૂં જ કહું છું કે અત્યારે તેમને જે કષ્ટ સહન કરવું પડે છે એથી મારા મનમાં સદૈવ દુઃખ થયા કરે છે."

શેઠાણી આવેશ પૂર્વક બોલી: "એ ખરેખર મહા પુરુષ છે. તેને માટે જીવન સમર્પણ કર્યું હોય તો પણ તે ઓછું જ છે. તેણે મારી આબરૂ રાખવાને માટે કેટલો મોટો સ્વાર્થત્યાગ કર્યો છે તેની કોઇને પણ કલ્પના થઇ શકે તેમ નથી. હું કાંઇ મારો તેના ઉપર પ્રેમ હોવાથી આ પ્રમાણે બોલતી નથી. પરંતુ જે ખરૂં છે તે જ કહું છું. તેના જેવા ધીરોદાત્ત પુરુષ આ પૃથ્વી પર બહુ થોડા જ થાય છે."

વિઠલદાસે કહ્યું: "તમારા કથન ઉપરથી એમ જણાય છે કે તે બિલકુલ નિર્દોષ જ છે."

શેઠાણી આવેશ પૂર્વક બોલી: "હા, તે બિલકુલ નિર્દોષ છે. મારા શરીરમાં છરી ઘોંચવાનો તેના ઉપરનો આરોપ તદ્દન ખોટો છે."

"તો પછી ખરો અપરાધી કોણ છે ?" વિઠલદાસે પ્રશ્ન કર્યો.

"તારો મામો—મારો પતિ !" શેઠાણીએ ઉત્તર આપ્યો.

મસ્તક ઉપર જોરથી પ્રહાર થતાં મનુષ્ય જેમ કેટલોક સમય વિચારશૂન્ય બની જાય છે, તેવી જ સ્થિતિ વિઠલદાસની થઇ ગઇ. કેટલીક વાર તે પત્થર સમો સ્તબ્ધ બની ગયો. શેઠાણીની પણ એ જ સ્થિતિ હતી. તે બન્ને એક બીજાં સામે દૃષ્ટિ કરીને ચિત્રની માફક નિશ્ચળ બનીને બેઠાં !

---

## પ્રકરણ ૩૫ મું

---

### હવે શું કરવું ?

એવી સ્થિતિમાં કેટલોક સમય ગયા બાદ શેઠાણીએ પુનઃ ભાષણનો પ્રારંભ કર્યો. તેણે કહ્યું: "પેલા અનિષ્ટ દિવસે આપણા બગીચામાં જે બંગલો છે તેમાં ખરો પ્રકાર શો બન્યો હતો એ હું તને હવે જણાવીશ. તે દિવસે સ્હાંજે કરસનદાસનું અને મારૂં મિલન થયું. પ્રથમ તો અમે આપણા કુટુમ્બ પર આવેલા સંકટના સંબંધમાં વાતો કરવા લાગ્યાં. તે દિવસે આપણા મકાનપર સરકાર તરફથી જપ્તી બેઠેલી હોવાનું તારા લક્ષમાં હશે જ. પછી અમે મનોરમા અને જ્યોત્સ્નાના સંબંધમાં વાતો કરવા લાગ્યાં. એ વાત કરતાં કરતાં અમે એકાંતમાં શાંતિથી કોઇ અમારી વચ્ચેનો વાર્તાલાપ સાંભળી ન શકે એવા હેતુથી જ્યાં બેઠાં હતાં ત્યાંથી ઉઠી બગીચા તરફ વળ્યાં અને પેલા બંગલામાં ગયાં. પરંતુ ત્યાં ગયા પછી તો અમારા સંભાષણને જુદું જ સ્વરૂપ પ્રાપ્ત થયું : તે દિવસે મારા મુખમાંથી પ્રેમવાર્તા બહાર પડવા લાગી. પરંતુ આ વાર્તા તારી પાસે રજૂ કરતાં પહેલાં મારે તને એટલું કહેવું જોઇએ કે તારા મામા સાથે મારૂં લગ્ન થયા પછી હું એક કુલસ્ત્રીનો ધર્મ

અત્યંત દઢતાપૂર્વક ઇશ્વરનું સ્મરણ કાયમ મારા મનમાં રાખીને પાળતી આવી હતી. માત્ર તે દિવસે મારા મનની એવી વિપરીત દશા શાથી થઈ તે સમજાયું નહિ. મારા હૃદયમાં કેટલાં યે વર્ષો થયાં ગુપ્ત રહેલો પ્રેમ સર્વ બંધનો તોડી નાંખવાને તૈયાર થઇ ગયો. કરસનદાસ ઉપર જેવો મારો અગાઉ પ્રેમ હતો તેવો અને તેટલો જ અત્યારે પણ છે અને મારા શરીરમાં પ્રાણ છે ત્યાંસુધી તે કદિ પણ અદૃશ્ય થઇ શકે તેમ નથી. વિઠ્ઠલ! પ્રેમ એટલે શું એનો અનુભવ તને તો પ્રત્યક્ષ થયો છે જ. તેને દાબી શકાય તેમ નથી એ પણ તું જાણે છે. એટલે તે દિવસના મારા વર્તનને માટે તું મને દોષિત નહિ જ માને—અરે તે દિવસે મારા મનની એવી સ્થિતિ થવા માટે તને મારી દયા જ આવશે! મેં મારા પ્રિયકરને દૃઢાલિંગન આપ્યું અને મને કોઇ દૂરના પ્રદેશમાં લઇ જવાની હું તેને વિનતિ કરવા લાગી. પરંતુ મારા નામને કલંક લાગે એવું કૃત્ય કરવાનો એ ઉદાર અને ધર્મનિષ્ટ ગૃહસ્થે સ્પષ્ટ ઇન્કાર કર્યો. તેનો પણ મારા ઉપર પ્રેમ છે, પરંતુ તે મારા જેવો ઉચ્છૃંખલ નથી. તે સમુદ્રના જેવો ગંભીર છે. એવા અનનુભૂત પ્રેમને લીધે જ તે અદ્યાપિ પર્યંત અવિવાહિત રહેલ છે. પોતાની ક્ષણિક વાસના તૃપ્ત કરવાને ખાતર આખા જગતના ઉપહાસને પાત્ર થવું એ કરતાં પોતાના મનમાં ઉત્પન્ન થતા વિકારોને તે જ ક્ષણે દબાવી દેવા એ જ યોગ્ય છે તથા એ જ દરેક મનુષ્યનું કર્ત્તવ્ય છે એવો તેણે મને ઉપદેશ કર્યો. પરંતુ એ ઉપદેશથી મારા મનને શાંતિ થવાને બદલે મારૂં મન વિશેષ ઉચ્છૃંખલ બન્યું. મેં તેને કહ્યું : 'જો તમે મને તમારી સાથે લઇ જવા માગતા ન હો તો મારા હૃદયમાં છરી ઘોંચીને મારો અંત લાવો.' એવી રીતે હું તેને ટોણાં મારવા લાગી. એટલે મારા મનને પ્રિય લાગે એવું થોડુંઘણું વર્તન કર્યા વગર મને શાંતિ નહિ થાય એમ તેને લાગવાથી તેણે મને હૃદય સરસી ચાંપી અને મીઠા શબ્દો વડે મારા મનને શાંતિ આપવાનો

પ્રયત્ન ચલાવ્યો. એટલામાં એકાએક એ ખંડનું દ્વાર ખૂલ્લું થયું અને મારા પતિ એકાએક અમારી સામે ઉપસ્થિત થયા ! તે સમયના દૃશ્યથી તેમનો ક્રોધ અમર્યાદિત બની ગયો હતો, એટલે તેમના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો ન હતો. પરંતુ તેમના હાથમાં રાક્ષસ જેટલું બળ હતું. ત્યાં ટેબલ ઉપર એક છરી પડી હતી એ તેમણે ઉચકી અને એકદમ મારી છાતીમાં ખોશી દીધી !"

વિઠલે ખિન્ન મુદ્રાથી કહ્યું : "તેમના હાથે ગયા છ મહિનામાં એવા કેટલા ભયંકર અપરાધ થયા હશે એ તો તે પોતે જ જાણી શકે !"

શેઠાણી કહેવા લાગી : "બીજી જ ક્ષણે હું મૂર્ચ્છિત બની ગઇ. અર્થાત્ પછી ત્યાં જે કાંઇ બન્યું તે પ્રત્યક્ષ મારા જોવામાં આવ્યું ન હતું. પરંતુ ત્યારપછીની હકીકત તો જે મારા સાંભળવામાં આવી હતી તેને આધારે જ હું તને કહીશ. આપણા મકાન ઉપર બેઠેલી જપ્તીને લગતી હકીકત મને જણાવી એ વિષયમાં મારી સલાહ લેવાને માટે તારા મામા મારી શોધ કરતા ત્યાં આવ્યા હતા. કરસનદાસને પણ એ હકીકત જણાવી તેમની મદદ માગવાની શેઠની ઇચ્છા હતી. તે એ સ્થળે આવ્યા તે સમયે અમે બન્ને એક બીજાના બાહુપાશમાં બદ્ધ હતાં. અમને પ્રત્યક્ષ એવી સ્થિતિમાં જોઇને તેમના દિલમાં ક્રોધની જ્વાળા પ્રકટી નીકળી અને એ ક્રોધાવેશથી અંધ બનીને તેમણે મને છરી મારી. એ જોઇને કરસનદાસ તો સ્તબ્ધ જ બની ગયો. પરંતુ બીજી જ ક્ષણે તેનું મન સ્વસ્થ થયું અને તેણે કહ્યું : 'શેઠ સાહેબ ! આપે આ શું કર્યું ? હું ઇશ્વરસાક્ષીથી કહું છું કે આપની પત્નિ બિલકુલ પવિત્ર છે. આપના આ અવિચારી કૃત્યથી તેની આબરૂને કેટલું કલંક લાગશે તેનો વિચાર કરો અને એકદમ અહીંથી ચાલ્યા જાઓ. આ અનર્થનો સર્વ દોષ હું ખુશીથી મારા શિરે લઉં છું !" એમ બોલતાં તેણે એક હાથે મારી છાતીમાંથી

છરી ખેંચી લીધી અને બીજે હાથે મારા પતિને બહાર ધકેલ્યા. મારા શરીરમાં છરી ભોંકાતાં મારા મુખમાંથી જે ચિત્કાર સરી પડયો હતો તે સાંભળવામાં આવવાથી કેટલાક માણસો એ તરફ આવવા લાગ્યા હતા. એ સ્થિતિ લક્ષમાં આવતાં પાછલા દ્વારમાંથી મારા પતિ બહાર પડયા અને તે અદૃશ્ય થયા ત્યાં કેટલાક માણસો એ ખંડમાં આવી પહોંચ્યા."

વિઠ્ઠલદાસે જણાવ્યું : "કરસનદાસનું એ સમયનું વર્તન લોકોત્તર હતું. તેમણે જો એ અપરાધ પોતાના શિરે લીધો ન હોત તો મારા મામાને પોતાના બચાવમાં સર્વ હકીકત સ્પષ્ટ કરવી પડત; અને જો એમ થયું હોત તો મામીસાહેબ ! આપને માટે આખા જગતમાં મુખ દેખાડવાને સારૂ જગ્યા રહી ન હોત !"

શેઠાણીએ જણાવ્યું: "આ જ વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હોવાથી આ પાપી મુખ જગતને દેખાડવું નહિ એવો વિચાર કરીને મેં આ એકાન્તવાસ સ્વીકાર્યો છે; અસ્તુ. એ પ્રસંગે જે કાંઇ બન્યું હતું તે તારા મામાના મુખેથી જ મારા સાંભળવામાં આવ્યું છે. હું પવિત્ર હોવા વિષે કરસનદાસે જણાવ્યું તે ઉપર તેમનો વિશ્વાસ બેઠો. મારે એટલું તો જરૂર કબૂલ કરવું જોઇએ કે શેઠનો મારા ઉપર અત્યંત પ્રેમ હતો. તે રાત્રીએ કરસનદાસને પોલીસના માણસો લઈ ગયા બાદ થોડી વારે તારા મામાએ તને રતનદાસ મારવાડીને બોલાવી લાવવાને મોકલ્યો હતો એ તો તારા ખ્યાલમાં હશે જ. તારા ગયા પછી તે પણ પોલીસચોકી પર ગયા અને ત્યાં જઇને તેમણે કરસનદાસની મુલાકાત લીધી. કરસનદાસે સર્વ દોષ પોતાને શિરે લીધો અને પોતાના મનમાં પાપબુદ્ધિ ઉત્પન્ન થવાથી પોતે પાપકર્મમાં પ્રવૃત્ત થયો હતો એમ કહીને તેણે મારી આબરૂ રાખી. એટલું જ નહિ પણ મારા સંબંધમાં દરેકનું મન શુદ્ધ રહે એવો જ તેણે પ્રયત્ન કર્યો."

વિઠ્ઠલ બોલ્યો: "પણ આ ઉપરથી એમ લાગે છે કે આપના પ્રેમની પૂર્વ હકીકત મારા મામાના જાણવામાં નથી."

શેઠાણીએ જવાબ આપ્યો: "ના, હજુ પણ એ વાર્તા તે જાણતા નથી અને ભવિષ્યમાં પણ તેમના જાણવામાં ન આવે એવી જ મારી ઇચ્છા છે. કરસનદાસને પોતાના ઉપર સઘળો દોષ–ખૂનનો અપરાધ સુદ્ધાંત લેવાને તૈયાર થયેલો જોઇને તારા મામાએ તેને કહ્યું: 'તમે મારી પત્નીને ભ્રષ્ટ કરવા ઇચ્છતા હતા, એ તમારા અપરાધ માટે તમને શિક્ષા થવાની જરૂર છે, અને ખૂનનો આરોપ તમે તમારા ઉપર લેવાને માટે તૈયાર થયા એટલી શિક્ષા તમને પૂરતી છે. પણ જૂઓ, પૂર્ણ વિચાર કરો. માજીસ્ટ્રેટ સમક્ષ ગયા બાદ તમારૂં મન બદલાઇ જશે.' કરસનદાસે કહ્યું: "તે વિષયમાં તમે બિલકુલ નિશ્ચિંત રહો. હું આનંદપૂર્વક દેહાંતશિક્ષા ભોગવીશ, પણ તમારા કુળની કીર્ત્તિને બટ્ટો લાગવા દઇશ નહિ. તમે માત્ર સંભાળજો.' એ પ્રમાણે તે બન્ને વચ્ચે સંવાદ થયા પછી શેઠ પાછા અહીં આવ્યા. મારા પતિની કૃતિ સંબંધી મારે જે કહેવાનું હતું તે મેં તને જણાવ્યું. હવે મારે તને મારા સંબંધમાં કેટલીક વાર્તા કહેવાની છે. જખમને પરિણામે હું બેશુદ્ધ બની ગઇ હતી. પછી જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે મને જાણે વિલક્ષણ સ્વપ્ન લાધ્યું હોય એવો મને ભાસ થયો. તે વખતે શેઠ મારી પાસે બેઠા હતા. ધીમે ધીમે મારૂં મન સ્વસ્થ થવા લાગ્યું. મારા પતિ મારી તરફ ક્રોધપૂર્ણ નહિ પણ માયાળુ દૃષ્ટિથી જૂએ છે એવું મારી દૃષ્ટિએ પડતાં મને અત્યંત આશ્ચર્ય થયું. જેમ જેમ તેમના શબ્દો મારા કાન ઉપર પડવા લાગ્યા તેમ તેમ ખરો પ્રકાર મારા ધ્યાનમાં આવવા લાગ્યો. કરસનદાસના પ્રેમનું અને સ્વાર્થત્યાગનું એ ઉજ્જવલ સ્વરૂપ દૃષ્ટિ સમક્ષ ખડું થતાં મારાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. હું અંતઃકરણ પૂર્વક રડવા લાગી. થોડી વારે શેઠ બોલ્યા: "જો કે એ પ્રસંગે તારૂં વર્તન મૂર્ખતા ભરેલું હતું તો પણ તે માટે હું તને ક્ષમા કરૂં છું. પરંતુ હું તને અત્યારે જ જણાવી રાખું છું કે હવે પછી જે કાંઇ બને તે સર્વ,

તારે મૂકપણે સહન કરવું. જો તેમાં તું વચ્ચે પડીશ તો તે મારાથી સહન થઇ શકશે નહિ. આ આરોપ માટે કરસનદાસને જે શિક્ષા થાય તે તેણે સહન કરવી જ જોઇશે. એ વિષયમાં તેમનું મન શાંત પાડવાનો અને મારા વિચારને અનુકૂળ કરવાનો મારો ઇરાદો હતો. પરંતુ બોલવાનું સામર્થ્ય મારામાં હતું જ નહિ, અને કદાચ મેં તેમને વિનવણી કરી હોત તો પણ તેનો કશો ઉપયોગ થયો ન હોત, એવું તે વખતની તેમની ચર્યા ઉપરથી મને લાગતું હતું. એટલે મારે મૌન્ય ધારણ કરવું પડયું અને મારી એ નિર્બળતા કહો–બ્હીકણપણું કહો, તેને લીધે બિચારા એ ઉદાર દિલના મહા પુરુષને–કરસનદાસને કારાગૃહવાસ ભોગવવો પડે છે."

વિઠલદાસ શાંતપણે બોલ્યોઃ "જે વસ્તુ બની ગઇ તેનો ઉપાય નથી. તથાપિ તેમની મુક્તિ માટે પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે. હજી પણ જો તેમને કેદમાં રહેવા દેવામાં આવે તો એ મોટો અન્યાય જ ગણાય."

તેના એ ઉદ્‌ગારથી શેઠાણીના મનનું સમાધાન થયું. તે બોલીઃ "શાહબાસ ! વિઠલ ! શાહબાસ ! તારા આ ઉદ્‌ગાર સાંભળીને મને બહુ જ આનંદ થાય છે. કરસનદાસે જે અસામાન્ય ધૈર્ય દર્શાવ્યું છે તેનો યોગ્ય પુરસ્કાર તેમને મળવો જ જોઇએ. અર્થાત્ તેમની કન્યા સાથે તેમની મુલાકાત કરાવી આપવી–બન્નેનો પરસ્પર પરિચય કરાવવો એ પણ કાંઇ ઓછો પુરસ્કાર ન ગણાય."

વિઠલે કહ્યું: "ઇશ્વરી તંત્ર પણ મોટું વિલક્ષણ છે. સુભદ્રા કરસનદાસ પોતાના પિતા છે એમ જાણતી હોય એ શકય નથી; તથાપિ તેના મનમાં એમને માટે આદરભાવ ઉત્પન્ન થયો હતો. તે કરસનદાસને કારાગૃહમાં મળવાને માટે ગઇ હતી. કરસનદાસ તદ્દન નિરપરાધી છે એવી તેના મનની સમ્પૂર્ણ ખાત્રી હતી. તેણે પોતાનો એ વિચાર શબ્દો દ્વારા કરસનદાસ પાસે પ્રકટ પણ કર્યો હતો." પછી તે ખિન્ન સ્વરે બોલ્યોઃ "પરંતુ સુભદ્રાનું શું થયું હશે તે કાંઇ સમજાતું નથી."

શેઠાણીએ કહ્યું: "તે સારી સ્થિતિમાં હશે એવી જ આશા આપણે રાખવી. તેના સંબંધમાં એક બાબત મને અત્યંત વિલક્ષણ લાગે છે. મારા પિતાએ તેના નિર્વાહને માટે સારી રીતે તજવીજ કરી હતી. છતાં પણ તેના ઉપર આવી રીતે શિવણકામ કરવાનો, આવી મહેનત મજૂરી કરીને નિર્વાહ ચલાવવાનો પ્રસંગ શાથી આવ્યો ?"

"તેના નિભાવ માટે આપના પિતાએ વ્યવસ્થા કરેલ હોવાનું ચોક્કસ આપના જાણવામાં છે ?" વિઠલદાસે પૂછ્યું.

શેઠાણીએ જવાબ આપ્યો: "હા, તેને કોઇ પણ માણસની પાસે માગણી કરવાની જરૂર ન પડે અને એકાદ નોકર રાખીને તે સ્વતંત્ર પણે શાંતિ પૂર્વક સુખમય જીવન ગુજારી શકે એવી વ્યવસ્થા મારા પિતાએ કરી હતી. મારા પિતાએ ઓછામાં ઓછી પચાશ હજાર રૂપીઆની રકમ એક શરાફને ત્યાં રાખીને તેની મારફત તેને દર ત્રણ મહિને વ્યાજ મળ્યા કરે એવી યોજના કરી હતી. મારી દીકરીના સંબંધમાં મને ચિંતા થાય એ સ્વાભાવિક છે; અને તેથી એ વિષયમાં મારા પિતાને પૂછીને મેં મારા મનની ખાત્રી કરી લીધી હતી. એમ છતાં પણ તેને આવો મહેનતમજૂરી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો જોઇને મારા મનને કેવું લાગ્યું હશે તેની કલ્પના તું જ કરી લે. એ પ્રમાણે થવાનું કારણ મારાથી સમજાતું નથી. મને તો એ મોટા રહસ્ય જેવું લાગે છે."

વિઠલ સંતાપ પૂર્વક પગ અફાળતો બોલ્યો: "એમાં મોટું રહસ્ય શું હોય ? પેલા બદમાશ શરાફે મોટી નિર્દયતા, ક્રુરતા અને નીચતાથી સુભદ્રાને રડાવી છે ! જ્યાં સુધી તમારા પેલા વિશ્વાસુ નોકરની વિધવા સ્ત્રી જીવન્ત હતી ત્યાં સુધી એ લૂચ્ચા મનુષ્યે કશી પણ ગરબડ કરી નહિ હોય. તે ઠરાવ પ્રમાણે દર ત્રણ માસે તેને રકમ આપ્યા કરતો હશે. એ વિધવા બાઇનું સર્વ જીવન ગરીબાઇમાં વિતેલું હોવાથી તે સાદાઇથી થોડા ખર્ચમાં પોતાનો અને સુભદ્રાનો

નિર્વાહ કરતી હશે. એટલે ખર્ચ જતાં જે કાંઇ રકમ વધતી હશે તે પુનઃ એ જ શરાફને ત્યાં તે વ્યાજે મૂકતી હશે. આપના પિતાએ પચાશ હજાર રૂપીઆની રકમ આ બદમાશને સ્વાધીન કરી હતી અને સુભદ્રા અઢાર વર્ષની થાય એટલે તે રકમ તેને સુપ્રત કરી દેવી એવું પણ તેમણે ઠરાવ્યું હતું. જેને આપણે શરાફ માનીએ છીએ અને કહીએ છીએ તે જો બદમાશ ન હોત તો સુભદ્રાને કોઇના પણ મુખ સામે જોવાની કે મહેનતમજૂરી કરવાની ગરજ પડી ન હોત. પરંતુ પેલી વિધવા બાઇ અકસ્માત મૃત્યુ પામવાથી તે એ રકમની વ્યવસ્થા કરી શકી નહિ. તે મરી ગઈ એટલે પેલો પાજી એ પચાશ હજારની રકમ પચાવી પડયો !"

તેનો એ સમયનો આવિર્ભાવ જોઇને શેઠાણીએ પૂછ્યું: "જ્યારે આટલી હકીકત તારા જાણવામાં આવી છે ત્યારે એ નીચ મનુષ્યનું નામ પણ તારા જાણવામાં આવ્યું હશે જ."

વિઠલ અગાઉના જેવા જ સંતાપપૂર્ણ સ્વરે બોલ્યો: "હા, તેનું નામ હું જાણું છું. એટલું જ નહિ પણ મારી પાસે એ સંબંધમાં લેખિત પૂરાવો પણ છે. આ જૂઓ! એ વિધવા બાઇ મૃત્યુ પામી તે પૂર્વે કેટલાક મહિના અગાઉ લખેલો પત્ર. તેમાં તે સમય સુધીનો તમામ હિસાબ છે તથા એ રકમની શી વ્યવસ્થા કરવી તે પણ આ પત્રમાં લખેલ છે. તેણે પોતાને મળતા વ્યાજમાંથી ખર્ચ જતાં બાકીની જે રકમ શરાફને ત્યાં પાછી વ્યાજે મૂકી હતી તેમાંથી સુભદ્રાના નામથી એક સારૂં મકાન ખરીદવાના સંબંધમાં તેણે આ પત્રમાં આગ્રહપૂર્વક લખેલું છે. આ પાજી, બદમાશ, નીચ, અધમ મનુષ્ય બીજો કોઈ નહિ; પરંતુ અત્યારે આપણા કુટુમ્બનો સર્વનાશ કરવાને, આપણી પ્રતિષ્ઠાનો વિનાશ કરવાને તૈયાર થયો છે તે જ રતનદાસ—"

"કોણ ? રતનદાસ મારવાડી !" શેઠાણીએ પ્રશ્ન કર્યો. અને તે આશ્ચર્યથી સ્તબ્ધ બની ગઈ.

થોડી વાર તે બન્ને સ્તબ્ધ રહ્યાં. પછી વિઠ્ઠલદાસે સુભદ્રા સંબંધી પોતાના પ્રેમની સર્વ કથની પોતાની મામીને કહી સંભળાવી. વિઠ્ઠલ અને સુભદ્રાએ પરસ્પર પ્રત્યે શુદ્ધ પ્રેમ રાખી લગ્નસંબંધથી એકરૂપ થવાનો નિશ્ચય કરેલો હોવા છતાં વચ્ચે સુભદ્રાનું મન પલટાયું એ ઉપરથી તેને કોઇએ ફસાવી હશે એવું શેઠાણીએ અનુમાન કર્યું. એ હકીકત જણાવ્યા પછી વિઠ્ઠલદાસે પોતે સાંભળેલી ભયંકર ઘટના જણાવવાનો પ્રારંભ કર્યો. રણછોડદાસ શેઠ અને પુષ્પાવતી વચ્ચે થયેલું સંભાષણ પોતાના સાંભળવામાં આવેલું તે સર્વ તેણે તેની મામીને જણાવ્યું. સુભદ્રાની સાથે પોતાનું લગ્ન થવા ન પામે તે માટે શેઠે કાંઇક ખટપટ કરેલી હોવી જોઇએ અને તેમાં તેને કશુંક ભયંકર કૃત્ય કરવાની ફરજ પડી હશે. એ ભયંકર કૃત્ય અને ગંગાના ખૂનને નિકટનો સંબંધ હોવો જોઇએ. એ સંબંધમાં તેને આવેલી શંકા પણ તેની મામીને જણાવી. આ ભયંકર કૃત્યને લીધે ખોટી હુંડીઓ લખનાર ચંદ્રપ્રસાદના પંજામાં શેઠ સપડાયેલા હોવાનું જણાવી, રતનદાસ અને શેઠ વચ્ચે ચાલેલો સંવાદ પણ વિઠ્ઠલે તેની મામીને કહી સંભળાવ્યો. શેઠાણી જેમ જેમ આ બધી બાબતોનો વિચાર કરવા લાગી તેમ તેમ તેનું અંતઃકરણ અધિકાધિક ચિંતાતુર બનવા લાગ્યું. પોતાના પગ નીચે સુરંગ ભરેલી છે અને તે સુરંગને ક્યારે સળગાવવામાં આવશે તેનો નિયમ નથી, એવું તેના મનમાં આવવાથી તે ગભરાઈ પણ ગઇ. એ સ્થિતિમાં કેટલોક સમય ગયા બાદ તેણે ગંભીરતા ધારણ કરવાનો પ્રયત્ન કરતાં વિઠ્ઠલને કહ્યું: "હવે આપણે શું કરવું એ સંબંધી વિચાર કરવો જોઇએ. આપણે બન્ને જો એકમત થઇને વર્તીએ, કોઇ યુક્તિ શોધી કાઢીએ તો હજુ પણ આ સંકટમાંથી આપણે પાર પડી શકીશું એમ મને લાગે છે."

તે પણ નિશ્ચયદર્શક સ્વરે બોલ્યો: "હા, પ્રયત્ન કરવો એ તો આપણું કર્તવ્ય જ છે. જે કાંઇ વિચાર કરવાનો હોય તે આપણે આજે ને આજે જ કરી નાંખીએ. હવે એકેકી ક્ષણ જાય છે તે

અત્યંત મૂલ્યવાન્ છે. પ્રથમ તો આપણે પેલી પુષ્પાવતી અને ચંદ્રપ્રસાદના મુખને બંધ કરી દેવાં જોઇએ. તેમને જેટલી રકમની જરૂર છે તેટલી આપવાનું સામર્થ્ય મારા મામામાં નથી એ તો સ્પષ્ટ છે જ." તે કિંચિત તીવ્ર સ્વરે બોલ્યો: "તેણે બનાવેલી હુંડીઓ રતનદાસ પાસે છે અને રતનદાસના સમાચાર મારે લેવાના છે. તથાપિ ચંદ્રપ્રસાદનો પક્ષ લઇને તેની સાથે લડવામાં આપણને કશો લાભ નથી. ચંદ્રપ્રસાદ આપણી ગુપ્ત હકીકત જાણે છે એવું જો આ બદમાશ રતનદાસના સમજવામાં આવે તો તે આપણા કુટુંબને એ પ્રકારે સર્વનાશના કિનારે પહોંચાડયા સિવાય રહે તેવા નથી. એટલે પ્રથમ તો ચંદ્રપ્રસાદનું મુખ બંધ કરીને તેને કોઇ પણ દૂરના દેશમાં મોકલી આપવાની અગત્ય છે." તે કિંચિત ખિન્ન સ્વરે બોલ્યો: "પરંતુ એ કામ માટે પૈસા લાવવા ક્યાંથી?"

શેઠાણી કોચપરથી ઉઠી. તેણે તિજોરી ખોલીને તેમાંથી એક હીરો જડેલી વીંટી કાઢી. એ વિઠલના હાથમાં આપતાં તેણે કહ્યું: "મારા કેટલાક દાગીના ગંગા ચોરી ગઇ છે. પરંતુ હજી આ વીંટી મારી પાસે રહી છે. આ વીંટી મારી માએ મને આપેલી છે. એનો હીરો પાણીદાર અને અત્યંત મૂલ્યવાન છે. કદાચ વેચવા જઇએ તો તેના મૂલ્ય કરતાં કાંઇક ઓછી રકમ ઉપજે એ સ્વાભાવિક છે. તો પણ એ વેચવાથી ચંદ્રપ્રસાદને જોઇએ છે તેટલી રકમ તો જરૂર મળી શકશે. એટલે તેને એ રકમ આપી અહીંથી દૂરના સ્થળે મોકલી આપ અને વળી ત્યાં પણ જો તે શાંતિથી રહેશે તો તેને દર મહિને એકસો રૂપીઆ મળ્યા કરશે એવું જણાવજે. એટલે પછી પુનઃ તે અહીં આવશે નહિ અને તેના તરફનો ત્રાસ આપણને સહન કરવો પડશે નહિ."

વિઠલ બોલ્યો: "બહુ સારૂ. હું જાઉં છું. એક વકીલ મારો મિત્ર છે. તેની સલાહ લઇ તેની મારફત બનાવટી હુંડીઓની રકમ રતનદાસને આપીને તેની પહોંચ લઇ લઇશ; અને ચંદ્રપ્રસાદની

ભવિષ્યની વ્યવસ્થા પણ તે જ વકીલની મારફત કરી નાંખીશ અને ચંદ્રપ્રસાદ અહીંથી ગયા બાદ પુનઃ અત્ર પાછો ન આવે તે સબંધમાં પણ પાકો બંદોબસ્ત કરીશ. "

શેઠાણીએ જણાવ્યું : "બીજી મહત્ત્વની બાબત કરસનદાસને બંદીવાસમાંથી મુક્ત કરવાની. તેમાં હવે બિલકુલ ઢીલ થવી જોઇએ નહિ. પરંતુ તેણે ગુન્હો કર્યો નથી એ સિદ્ધ થયા સિવાય તેનો છૂટકારો કેવી રીતે થશે ? અર્થાત્ તારા મામાએ પોતે સ્વહસ્તે મને છરીનો ઘા કર્યો હતો એ વાર્તાનો સ્વીકાર કરવો જોઇએ."

વિઠલ બોલ્યો : તે એ વાર્તાનો સ્વીકાર કરશે કે કેમ એ વાત જુદી છે. પરંતું એમ માનો કે તે એ પ્રમાણે કહેવાને કબૂલ થાય, તો પણ તેમણે એમ કરવાનું કારણ જણાવવું જોઇએ; અને એ કારણ જણાવતાં—"

" મારી આબરૂને બટ્ટો લાગશે એ જ તને ભીતિ છે ને ?" શેઠાણી વચ્ચે બોલી: "મેં એ બાબતનો પૂર્ણ વિચાર કર્યો છે. મારી આબરૂની ભીતિથી તો આ સર્વ અનર્થ થયો છે. મારી આબરૂના રક્ષણને ખાતર, હું હયાત હોવા છતાં મારી પેટની દીકરીને ભિખારી અવસ્થામાં અને વિપત્તિમાં દિવસો વિતાડવા પડે છે. મારી આબરૂના રક્ષણને ખાતર જ ગંગાનું ખૂન થયું છે. બિચારા કરસનદાસને કારાગૃહવાસ સહન કરવો પડે છે તે પણ મારી આબરૂને માટે જ. મારી આબરૂના બચાવને સારૂ તારા સર્વ સૌખ્યનો ભાગ આપવો પડયો છે. અર્થાત આ સર્વ અનર્થોનું મૂળ હું જ છું. હવે હું મારી આબરૂની બિલકુલ દરકાર કરતી નથી. મારૂં જે થવાનું હશે તે ભલે થાય. લોકો મારી નિંદા કરવાના હોય તો ખુશીથી કરે. હું તે નિંદાને સર્વ રીતે પાત્ર જ છું. હું તો જે એકાંતવાસનો મેં સ્વીકાર કર્યો છે તેવી જ સ્થિતિમાં કાયમને માટે રહીશ. એ મારો દઢ નિશ્ચય હોવાથી હવે નિંદા કે સ્તુતિની મને પરવા કે ભીતિ છે જ નહિ. હું આવતી કાલે તારા મામાને મળીને તેમને સમજાવી લઇશ."

વિઠલે કહ્યું: "એ ઉપરાત બીજી મહત્ત્વની બાબત સુભદ્રાની શોધ કરવાની છે. તે બિચારી આ જગતમાં હશે કે તેનો અંત આવ્યો હશે તે કોણ કહી શકે તેમ છે?"

શેઠાણી બોલી: "એ વિષયમાં જે કાંઇ કરવાનું છે તે હું પોતે જ કરીશ. તેં જે હકીકત મને જણાવી તે ઉપરથી તે છેલ્લી જે મકાનમાં રહેતી હતી તે મકાનવાળી બાઇને તેની માહિતી હોવી જોઇએ એમ મને લાગે છે. આવતી કાલે જ હું પોતે એ બાઇ પાસે જઇ, તેને મળી, તેની ગેરસમજને દૂર કરીશ. એવું કામ અમે સ્ત્રીઓ જ સારી રીતે કરી શકીએ. વારૂ, આપણે ચંદ્રપ્રસાદ, કરસનદાસ અને સુભદ્રાના સંબંધમાં વિચાર કરી લીધો. હવે માત્ર પેલા રતનદાસ મારવાડીના સંબંધમાં વિચાર કરવાનો બાકી રહ્યો."

વિઠલે જવાબ આપ્યો: "તેના સંબંધમાં બધો વિચાર મેં કરી જ રાખ્યો છે. આ પત્ર એટલે એ બદમાશનો પ્રાણ જ મારા હાથમાં છે એમ હું સમજું છું. કરસનદાસની મુક્તિને માટે મારે માજીસ્ટ્રેટને મળવું પડશે. તે વખતે તેમને આ પત્ર હું બતાવીશ અને તે સંબંધમાં શું કરવું એ વિષે પ્રશ્ન કરીશ. એક અજ્ઞાન છોકરીના દ્રવ્યનું અપહરણ કરી, તેને ભિખ માગતી કરવી એ અપરાધ કાંઇ જેવો તેવો નથી. આપણાં સદ્‌ભાગ્યે માજીસ્ટ્રેટ સાહેબ મોટા ન્યાયપૂર્ણ છે. આ બાબતમાં જેવાની સાથે તેવા જ થવાનો મેં નિશ્ચય કર્યો છે. જેમ તેણે સુભદ્રાને ખુવાર કરી તેવી જ રીતે હું પણ તેને ખુવાર કરીશ. તેણે મારા મામાને જો કેવળ વ્યાજ ખાવા માટે જ નાણાં ધીર્યાં હોત તો એ વાત જુદી હતી. પરંતુ તેણે મારા મામાની વિપત્તિનો લાભ લઇને તેમની પાસેથી મનુષ્યત્વને ન શોભે તેવો કરાર કરાવી લીધો છે. તેવી રીતે હું પણ તેને સકંજામાં સપડાવીને તેની પાસેથી મને યોગ્ય લાગશે તેવો કરાર કરાવી લઇશ. એ સંબંધમાં આપ જરીએ ચિંતા ન કરશો. તેનો બંદોબસ્ત હું કરી લઇશ."

રાત્રિ ઘણી વ્યતી ગઇ હતી. એટલે વિઠલ મામીની રજા લઇને ઉઠયો અને પોતાના શયનગૃહમાં ગયો. તે વસ્ત્રો બદલાવીને બિછાના પર સૂતો પરંતુ વિચારોને લીધે તેને નિદ્રા આવી નહિ. શેઠ રણછોડદાસ અને શેઠાણી પણ પોતપોતાનાં શયનગૃહમાં સૂતાં હતાં. પરંતુ આજ રાત્રે નિદ્રાદેવીએ તેમના ઉપર પણ કૃપા કરી નહિ. ખરેખર જ્યારે મનુષ્ય વિપત્તિમાં હોય છે અને માનસિક ચિંતાથી ઘેરાયેલ હોય છે ત્યારે તેને કદિ પણ નિદ્રા આવતી નથી.

## પ્રકરણ ૩૬ મું

### શેઠ અને શેઠાણી

બીજે દિવસે સ્હવારે આઠ વાગે રણછોડદાસ પોતાના દિવાનખાનામાં બેઠો હતો. તે વખતે સવિતાબાઇની એક દાસી અંદર આવી અને શેઠાણી અત્ર તેમની પાસે આવતાં હોવાનું જણાવ્યું. પોતાની પત્ની અહીં પોતાને મળવાને સારૂ કેમ આવતી હશે, એ વિષે રણછોડદાસ તર્ક કરતો હતો ત્યાં સવિતાબાઇ દિવાનખાનામાં દાખલ થઇ. તેના મુખ ઉપરનું તેજ નષ્ટ થઇ ગયું હતું અને તેને બદલે પ્રેતકળા છાઇ રહી હતી. તેની મુદ્રા જોતાં શેઠ ચમકયો. પોતાની પત્ની પોતાનું દુઃખ ઓછું કરવા માટે અત્યારે અત્ર આવી નથી; પરંતુ પોતાના ઉપર આવી લાગનારા એકાદ સંકટની સૂચના આપવાને માટે આવી છે એવું તેના મનમાં ઉદ્‌ભવવાથી તે પણ ચિન્તાક્રાન્ત બની ગયો.

તેણે આગળ આવીને શેઠાણીનો હસ્ત પોતાના હાથમાં લીધો. તેને એક કોચ ઉપર બેસારીને તે બોલ્યો: “ સવિતા ! તું આપણા હમેશના રીવાજનો પરિત્યાગ કરીને અત્ર આવી એ જોઇને મને આશ્ચર્ય થાય છે. આજે સ્હવારે એટલું બધું મહત્ત્વનું કાર્ય શું આવી પડયું છે કે તારે અહીં આવવું પડયું ? ”

સવિતાબાઇએ કહ્યું: " તમે કદાચ બીજા કોઇ મહત્ત્વના કાર્યને માટે બહાર જાઓ અને તેથી વખતે તમારી મુલાકાત ન થાય એવી શંકા થવાથી મેં સ્હવારે વ્હેલાં તમારી પાસે આવવાનો નિશ્ચય કર્યો હતો." આ શબ્દો તે બોલતી હતી એ વખતની તેની ખિન્ન મુદ્રા, તેનો દુઃખપૂર્ણ મંદ સ્વર અને તેની પત્થરના પુતળા જેવી નિશ્ચળ દેહયષ્ટિ દૃષ્ટિએ પડતાં શેઠના મનમાં ઘોળાતી નવીન સંકટની કલ્પના વિશેષ દૃઢ થઇ.

" આજે તારી મુદ્રા આવી ખિન્ન કેમ દેખાય છે ? " એવો પ્રશ્ન શેઠે કર્યો.

" સવિતાબાઇએ શાંતપણે જવાબ આપ્યો: " આજે જ મારી મુદ્રા ખિન્ન દેખાય છે અને બાકી તો હમણાં હું આનંદી અને સુખી દેખાતી હતી એવું આપને લાગતું હતું શું ? મારૂં તો ગમે તે થાઓ, પણ આજે આપની મુદ્રા ઘણી જ બદલાઇ ગયેલી લાગે છે. આપની આ સ્થિતિ જોઇને મને અત્યંત ખેદ થાય છે: આપની દયા આવે છે ! "

" શું ? મારી દયા આવે છે ? " શેઠે ચમકીને પ્રશ્ન કર્યો. એ પ્રશ્ન કરતાં તો તેની અસ્વસ્થતા બમણી વધી ગઇ.

તે પોતાના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખે એવા હેતુથી તેની સામે જોતી સવિતાબાઇ બોલી: " આપની આવી સ્થિતિ જોઇને જેનામાં મનુષ્યત્વનો લેશ પણ અંશ હોય એવા દરેક મનુષ્યને આપની દયા આવવી જ જોઇએ. આપને માટે લાગણી થવી જ જોઇએ. "

તેના આ હૃદયસ્પર્શી શબ્દો કર્ણપર પડતાં શેઠની સ્થિતિ વિલક્ષણ બની ગઇ. તે અત્યારે તરૂણાવસ્થામાં હોવા છતાં દુઃખ અને ચિંતાથી તેના તારૂણ્યનો લોપ થઇ ગયો હતો. તો પણ તેના સહાનુભૂતિપૂર્ણ શબ્દો શ્રવણ કરતાં તેને દૃઢ આલિંગન આપી, તેના હૃદયપર પોતાનું મસ્તક રાખી, તેને પોતાના દુઃખની કથની મુક્ત કંઠે નિવેદન કરવી, પોતાના દુઃખની ભાગીયણ બનાવવી અને બન્ને

જણાએ મળીને ભાવી સંકટની સામે થવાને તૈયાર થવું. એવું ક્ષણવાર શેઠના મનને થયું. પણ એ બિચારનો તેણે અમલ કર્યો નહિ. તેનું અભિમાન વચ્ચે આડું આવ્યું. પોતાના જેવો મોટો વ્યાપારી અને મીલમાલિક એક સ્ત્રીની સલાહ લ્યે, તેના મત પ્રમાણે વર્તવાને તૈયાર થાય, એ વાત તેની શેઠાઇને, તેના વ્યાપારીપણાને કલંકિત કરનારી છે એવો વિચાર બીજી જ ક્ષણે તેના મનમાં ઉદ્‌ભવ્યો. પોતાનું મૃત્યુ આવતી કાલે થતું હોય તો ભલે આજે થાય, પણ પત્નીને પોતાના વિશ્વાસમાં લેવી નહિ એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો.

તેના મનની એ સ્થિતિ સવિતાબાઇના ખ્યાલમાં આવ્યા સિવાય રહી નહિ. તેના ચ્હેરા પ્રત્યે નજર કરતાં જ તેના મનમાં જે વિચારો ચાલી રહ્યા હતા તે શેઠાણી સમજી ગઇ.

રણછોડદાસે કહ્યું: "એ વાત જવા દે. અત્યારે આટલી વ્હેલી મારી પાસે શા કાર્યાર્થે આવી છે તે મને જણાવ."

સવિતાબાઇએ શાંતિથી ઉત્તર આપ્યો: "હું પણ આપને તે જ કહેવાની હતી. કારણ કે જુદી જુદી સંકાઓ મનમાં ઉદ્‌ભવવાથી મનને કેટલી યાતના ભોગવવી પડે છે એ મને બરાબર માલૂમ છે. હું આપને જે પ્રશ્ન કરૂં તેનો કૃપા કરીને મને ખરેખરો જવાબ આપજો. હું આપને હાથ જોડું છું, આપના પગે પડું છું, મને ખરેખરૂં કહો કે પેલી સુભદ્રા નામની છોકરીનું શું થયું છે? અત્યારે તે કેવી સ્થિતિમાં છે?"

શેઠે આશ્ચર્ય અને સભ્ય મુદ્રાથી પૂછ્યું: "શું? સુભદ્રા!" પોતાના મનોવિકારને દાબી દેવાને માટે અનહદ પ્રયત્ન કરતાં તેણે પ્રશ્ન કર્યો: "એ પ્રશ્ન મને કરવાનું શું કારણ?" શેઠે બની શકયો તેટલો પ્રયત્ન કરવા છતાં યે તેના અવાજમાં રહેલો કંપ સ્પષ્ટ સમજાતો હતો.

શેઠાણીએ અગાઉના જેટલી જ શાંતિથી જવાબ આપ્યો: "કાલે આપણા વિઠુભાઇ અને મારી વચ્ચે ઘણો સમય સુધી વાત

થઇ હતી. તે દરમિયાન એ બિચારી ગરીબ છોકરી પ્રત્યે પોતાનો પ્રેમ આકર્ષાયેલો હોવાનું તેણે મને કશા યે સંકોચ વગર ખૂલ્લા દિલથી જણાવ્યું હતું. એટલું જ નહિ પણ તેનો એ પ્રેમ તમારા જાણવામાં આવતાં તેમનાં લગ્ન ન થાય તે માટે તમે એ બે જણાં વચ્ચે વિયોગ પડાવેલો હોવાનું પણ વિઠલે મને જણાવ્યું. આપે એવું કર્યાનું તેના જાણવામાં કેવી રીતે આવ્યું એ બાબત ચર્ચા કરવાની કશી યે જરૂર નથી. એ વાર્તા તેના જાણવામાં આવી છે એટલું હું તમને જણાવું છું. તો કહો, એ વાત સાચી છે કે નહિ ?"

શેઠ ક્રોધપૂર્ણ મુદ્રાથી બોલ્યો: "અને સમજ કે એ વાર્તા સાચી છે; તો શું તું મારા એ કૃત્ય માટે મને દોષ દેવા માગે છે ? આપણા કુટુમ્બને કલંક લાગે તેવું કૃત્ય કરવાને માટે આપણા પુત્ર જેવો આપણો ભાણેજ તૈયાર થયો હતો, એ કૃત્યથી મેં તેનું રક્ષણ કર્યું હોય તો એ મેં ખોટું કર્યું છે એમ શું તું કહેવા માગે છે ?"

સવિતાગૌરી તિક્ષ્ણ સ્વરે બોલી: "વિઠલે તેની સાથે લગ્ન કર્યું હોત તો એથી કયો મોટો અનર્થ થઇ જવાનો હતો ?" તથાપિ બીજી જ ક્ષણે તેને ભાન આવ્યું. સુભદ્રા પોતાની પુત્રી હોવાથી તેના વિષયમાં પોતાને પ્રેમ હોય એ સ્વાભાવિક છે; પરંતુ શેઠની દૃષ્ટિએ તો તે એક મહેનતમજૂરી કરીને ગુજરાન ચલાવનાર ભિખારણ જ હોવાથી અને વળી તેના અંગેઅંગમાં કુળાભિમાનનો પવન ભરાયેલો હોવાથી તે સુભદ્રાને માટે તુચ્છતા પ્રદર્શિત કરે તો એથી તેમને દોષ દેવો તે જરી પણ યોગ્ય ગણાય નહિ, એવો વિચાર તેના મનમાં આવવાથી તે શાંતપણે બોલવા લાગી: "જ્યારે તમે વિઠલને તમારા પુત્ર માફક સમજો છો ત્યારે તેના સુખ તરફ લક્ષ આપવું એ તમારૂં પ્રથમ કર્ત્તવ્ય છે. વિઠલનો એ છોકરી ઉપર અનનુભૂત પ્રેમ છે અને તેની પ્રાપ્તિ થયા સિવાય તેને કદિ પણ સુખની પ્રાપ્તિ થવાની નથી, એટલું જો તમે જોઇ શકતા હો તો તે શ્રીમંત છે કે દરિદ્ર છે, તેનું કુળ સારૂં છે કે સામાન્ય છે, એ

વિષેનો વિચાર બાજુપર રાખવાની આપને જરૂર નથી લાગતી ?"

શેઠ કહ્યું: "બહુ સારૂ, આપણે એ વિષયમાં કોઇ બીજા પ્રસંગે અવકાશના સમયે વિચાર કરીશું. અત્યારે તો એ કરતાં વિશેષ મહત્ત્વનું કામ મારે કરવાનું છે." એક રીતે શેઠનું એ કથન સાચું હતું. કારણ કે આગલી રાત્રે નક્કી થયું હતું તદનુસાર પુષ્પાવતી અત્યારે તેની પાસે આવવાની હતી. તેનો આવવાનો વખત નજીક આવી લાગ્યો હતો.

તથાપિ સવિતાબાઈ શાંતપણે બોલી: "એવી રીતે એ વાર્તાને કાઢી નાંખવામાં લાભ નથી. એ વિષયના સંબંધમાં વિચાર કરવાને માટે આજનો જ અને અત્યારનો જ સમય સર્વ રીતે યોગ્ય છે. ગમે તેમ થાય પણ આજે સંધ્યાકાળ પહેલાં તમારા મનમાં રમી રહેલી તમામ હકીકત મને જણાવવાની તમને ફરજ પડશે."

રણછોડદાસ પુનઃ આશ્ચર્ય અને સભય મુદ્રાથી તેની તરફ જોઇને બોલ્યો: "સવિતા ! આ તું શું બોલે છે ?"

શેઠાણીએ જરીકે ડગમગ્યા સિવાય મક્કમપણે જવાબ આપ્યો: "અત્યારે ગુપ્તતા કે ગેરવિશ્વાસ રાખવાનો સમય નથી. તમે જેને તમારી સાથે સંકટમાં ધકેલવા માગો છો અને જેની તમારા સુખ-દુઃખમાં ભાગીદાર થવાની ફરજ છે તે જો તમારો એ સંકટમાંથી નિભાવ થાય એવી તમારી સાથે મસલત કરવાને તૈયાર થાય તો તમારે પણ તેના ઉપર વિશ્વાસ રાખીને તમારા મનની તમામ હકીકત તેને કહેવાને માટે સિદ્ધ થવું જોઇએ. એટલે પ્રથમ તો મને એ જણાવો કે સુભદ્રાનું શું થયું અને તે ક્યાં છે ?"

શેઠે જવાબ આપ્યો: "હું પ્રતિજ્ઞાપૂર્વક સાચું જ કહું છું કે તેના સંબંધમાં મને કશી યે માહિતી નથી. મેં તેને નજરે જોઈ નથી કે તેની સાથે કદિ પણ એક શબ્દ સરખો યે ઉચ્ચાર્યો નથી."

શેઠાણીએ કહ્યું: "તો પછી તેને છળવાના કાર્યમાં તમે કોઇ બીજી વ્યક્તિની યોજના કરેલી હોવી જોઇએ."

આ સંભાષણ આગળ વધતાં કઇ સ્થિતિએ પહોંચશે એની કલ્પના મનમાં ઉદ્‌ભવતાં શેઠના આખા અંગમાં કમ્પ છૂટયો અને તે બોલ્યોઃ "હા, એ કાર્યમાં મેં બીજા કોઈની યોજના કરી હતી. પરંતુ હવે એ વિષયમાં આટલી બધી ચોળાચોળ કરવાની તારે જરૂર શી છે?"

શેઠાણી ભેદક દષ્ટિથી તેની સામે જોતી બોલવા લાગીઃ "જરીક ધીમે ધીમે! ઉતાવળા થવાની જરૂર નથી. ઘણી ખરી બાબત તો મારા લક્ષમાં આવી ગઇ છે. તમે કોની યોજના કરી હતી તે હું જાણી ગઇ છું. હું બેશુદ્ધ અવસ્થામાં હતી તે દરમ્યાન મારી પાસે બેસી રહેવાની કામગીરી તમે જેને સોંપ્યાનું મને પાછળથી હું શુદ્ધિમાં આવતાં જણાવ્યું હતું તથા જેને સારી સારી બક્ષિસો આપીને તમે અનુકૂળ કરી લીધી હતી એ લબાડ દાસી ગંગા.—"

શેઠનાં નેત્રો ભીતિથી નિસ્તેજ બની ગયાં. તે મંદ સ્વરે બોલ્યોઃ "ગંગા! તેનો હવે શો સંબંધ છે? એ તો કયારની યે મરી ગઇ છે!"

શેઠાણી કોચ પરથી ઉઠીને રણછોડદાસની સામે ઊભી રહી અને પ્રશ્નાર્થક દષ્ટિથી બોલીઃ "તેને તમારા માર્ગમાંથી દૂર કરવાને ખાતર તેની પાછળ મારાને મોકલતી વખતે તમારા શરીરમાં ક્યા પિશાચે પ્રવેશ કર્યો હતો?"

રણછોડદાસ બે હાથ વડે પોતાનું મુખ ઢાંકીને હતાશ સ્વરે બોલ્યોઃ "હાય! મારી પત્ની જ મારા ઉપર આવો આરોપ કરવાને માટે તૈયાર થાય છે?"

તે મંદ પરંતુ ગંભીર સ્વરે બોલીઃ "આપના અપરાધ વિષે બીજે કોઇ સ્થળે હું ઉચ્ચાર કરીશ એવી શંકા લાવવાનું કારણ નથી. માટે એ ભીતિ તમે ન રાખશો. હું આજે ખાસ તમારી પાસે આ સંબંધમાં વાત કરવાને માટે આવી છું તે કાંઇ તમારી માનસિક વેદનામાં ઉમેરો કરવાને માટે નહિ પરંતુ તમારા સંરક્ષણનો માર્ગ તમને દર્શાવવાને માટે આવી છું."

રણછોડદાસે તેની તરફ રાક્ષસી મુદ્રાથી જોતાં પ્રશ્ન કર્યો: "પણ આ વાર્તા તારા જાણવામાં કેવી રીતે આવી? જો આ વાર્તા બીજા કોઇ મનુષ્યના જાણવામાં આવી હોય અને તેની મારફત તારા કાન પર આવી હોય તો પ્રસંગ મોટો વિકટ છે. તે માણસ જો આ વાર્તાને જાહેર કરવાને તૈયાર થાય તો આપણા ઉપર કેવો ભયંકર પ્રસંગ આવી પડે તેની તને કલ્પના આવે છે ખરી? તથાપિ એમ થવાનો સંભવ નથી." તેના મનમાં જુદી જ કલ્પના આવવાથી તે આવેશપૂર્વક બોલ્યો: "સમજ્યો–સમજ્યો! અમે એકાંતમાં આ વાર્તા કરતા હતા તે વખતે તે છૂપાઇને સાંભળવાનું અધમ કૃત્ય કરેલું હોવું જોઇએ."

તેના આ આવેશથી જરી પણ નહિ ગભરાતાં શેઠાણી અભિમાનયુક્ત સ્વરે બોલી: "આવી રીતે ભળતી શંકા લાવીને ઝગડો કરવાની આપની ઇચ્છા હોય એમ જણાય છે. પરંતુ એટલો તો વિચાર કરો કે આ સમય ઝઘડો કરવાનો છે!"

શેઠે કહ્યું: "આ વાર્તા તમારા જાણવામાં કેવી રીતે આવી એ હવે હું બરાબર સમજી ગયો છું. પેલી નીચ પુષ્પાવતી કેટલોક સમયપર્યંત વિઠલાની રખાત હતી. એ જ દુષ્ટાએ એ વાર્તા તેને જણાવી મારો સર્વનાશ કર્યો છે!" સંતાપથી બેફામ કિંવા નિરાશ બનેલો મનુષ્ય અવિચારી બની જાય છે એવી જ સ્થિતિ અત્યારે રણછોડદાસની થઇ હતી. તે તિરસ્કારથી વિકટ હાસ્ય કરતો બોલ્યો: "એમ હોય તો ઘણું જ સારૂં! જ્યારે તે ચંદ્રપ્રસાદની સાથેનો મારો સંબંધ તમારા સમજવામાં આવ્યો છે ત્યારે તેને બનાવટી હુંડીઓને લગતા પ્રકરણમાંથી મુક્ત કરવાને માટે જોઈતી રકમ પણ તમારે જ તૈયાર કરવી જોઇશે. મારી પાસે તો એક ફુટી બદામ પણ નથી એ તમે જાણો જ છો."

લલિતાગૌરી શાંતપણે બોલી: "તમારા આ શબ્દો ઉપરથી હું તમારી દુશ્મન છું અને તમને નુકસાન કરવાના ઇરાદાથી તમારી

પાસે આવી છું એવી જ તમારી માનિનતા હોય એમ લાગે છે! તથાપિ જો તમે મારૂ કથન શાંતિથી સાંભળશો તો એ માનિનતા ભૂલ ભરેલી છે એવું તમારા લક્ષમાં આવ્યા વગર રહેશે નહિ. એ ચંદ્રપ્રસાદને આપવાને માટે તમારી પાસે પૈસા નથી, એ અમારા જાણવામાં હોવાથી પૈસાની વ્યવસ્થા અમે કરી છે. એટલું જ નહિ પરંતુ આપણો વિઠલ એ રકમ લઇને ચંદ્રપ્રસાદના છૂટકારા માટે પણ અત્યારે ખટપટ કરી રહ્યો છે. ચંદ્રપ્રસાદ આ પ્રકરણમાંથી મુક્ત થશે કે અમુક રકમ તેને આપીને તેને આફ્રિકા જેવા દૂરના પ્રદેશમાં મોકલી આપવાનો અમે અગાઉથી જ વિચાર કરી રાખ્યો છે."

રણછોડદાસે શેઠાણીના મુખમાંથી નીકળતા આ શબ્દો સાંભળ્યા. પરંતુ પોતે જે સાંભળે છે તે સાચું છે કે પોતાને ખાલી ભાસ થાય છે એમ તેના મનને થયું. તેની મુદ્રા ઉપરથી સંતાપનાં લક્ષણ દૂર થઇ ગયાં અને તેને બદલે આશ્ચર્યનું દર્શન થવા લાગ્યું. તેણે પ્રશ્ન કર્યો: "પ્રિયે! તું જે કહે છે તે સર્વ સાચું છે?"

સવિતાગૌરીએ જવાબ આપ્યો: "હા, હું જે કહું છું તે સર્વ સાચું જ છે. જો તમારા મનમાં મારા એ કૃત્યને માટે કૃતજ્ઞતા ઉત્પન્ન થઇ હોય, એટલી મોટી રકમની વ્યવસ્થા કરીને આ ભયંકર સંકટમાંથી મેં તમારૂ રક્ષણ કર્યું છે એમ જો સમજતા હો, તો પેલી બિચારી સુભદ્રાના સંબંધમાં તમે શું કર્યું, તેને ફસાવવાને માટે કેવા પ્રકારની કપટ જાળ રચી હતી, એ સર્વ ખૂલ્લા દિલથી મને જણાવશો એવી હું આશા રાખું છું."

સવિતાગૌરી આ શબ્દો બોલતી વખતે કોચ ઉપર સ્વસ્થપણે બેઠી હતી. તેની સ્વસ્થતા અને શાંતી ઉપરથી પોતાના પ્રશ્નનો સંતોષકારક જવાબ પોતાને મળ્યા વગર રહેશે નહિ એવી તેની ખાત્રી થઈ ચૂકેલી હોવાનું જણાતું હતું. શેઠ તેના હૃદયનો એ ભાવ કળી ગયો અને તેની પાસે કોચ ઉપર બેસીને કહેવા લાગ્યો: "સવિતા! તારી દાસી ગંગા કેવળ રાક્ષસી જ હતી. લુચ્ચાઇ,

કપટ, ઠગબાજી, વિશ્વાસઘાત આદિ નીચ કૃત્યો કરવામાં તે અત્યંત કુશળ હતી. વિઠલનો એ છોકરી ઉપર પ્રેમ હોવાની વાર્તા પ્રથમ તેના જ જાણવામાં આવી હતી. તેમનો પ્રેમ સંબંધ તોડી નાંખવાની સલાહ તેણે જ મને આપી હતી. વળી તે કાર્યને પાર પાડવાની જવાબદારી પણ તેણે સ્વેચ્છાથી જ સ્વીકારી હતી. એ વિષયમાં તેને મારા તરફથી પીઠબળ મળતાં તેણે એ છોકરી સાથે ઓળખાણ કરી અને વિઠલે પોતાની બ્હેનને ફસાવેલી હોવાની અસત્ય વાર્તા તેને જણાવી. વિઠલના સંબંધમાં તેનું મન કલુષિત કર્યું. એટલું થયા પછી વિઠલ અને મનોરમાને ગાડીમાં સાથે બેસારી મારે ફરવાને માટે જવું એવી તેણે મને સૂચના કરી. અમારી ગાડી રાજમાર્ગ ઉપર ચાલતી હતી તે વખતે ગંગા સુભદ્રાને લઈને ત્યાં આવી હતી અને વિઠલ તરફ આંગળી કરી તે જ પોતાની બ્હેનને ભ્રષ્ટ કરનાર મનુષ્ય છે અને અત્યારે પોતાની પત્નીની સાથે ફરવાને માટે નીકળ્યો છે, એવી મતલબની હકીકત તેણે સુભદ્રાને જણાવી !"

પોતાની પુત્રીને આવી રીતે ફસાવેલી જાણીને સવિતાગૌરીને અત્યંત સંતાપ થયો. તથાપિ તે સંતાપને મોટા કષ્ટપૂર્વક દબાવીને તે બોલી: "અરેરે ! ગરીબ બિચારી ! એ ભોળી છોકરી આટલી સહેલાઈથી ફસી જાય એમાં કશી નવાઈ નથી. વારુ, પછી તેનું શું થયું ?"

શેઠે કહ્યું: "પછી વળી શું ? તેનો પ્રેમ ભંગ થતાં એ છોકરી એ મકાન છોડીને ચાલતી થઈ ગઈ. તે ક્યાં ગઈ એ હજી સુધી વિઠલના જાણવામાં આવ્યું નથી. એવી રીતે એ ભિખારણ છોકરી સાથે થનારું તેનું લગ્ન બંધ રહ્યું અને આપણા કુટુમ્બ ઉપરની પણ એ આપત્તિ ટળી ગઈ. એ એક સંકટ તો ટળ્યું પણ તુરત જ બીજું સંકટ ઊભું થયું. પેલી નીચ રાક્ષસી ગંગા પોતાના કાર્યના બદલામાં બળાત્ જ બક્ષિસ માગવા લાગી."

"એ બક્ષિસ શી ?" સવિતાગૌરીએ પ્રશ્ન કર્યો.

રણછોડદાસે જવાબ આપ્યો: "તે નીચ દાસી વિઠલની સાથે પોતાનું લગ્ન કરી આપવાનો મને આગ્રહ કરવા લાગી."

"આ તમે મશ્કરી તો કરતા નથી ને ?" સવિતાગૌરીના મુખમાંથી અત્યંત આશ્ચર્યપૂર્વક ઉદ્દગાર સરી પડયો.

રણછોડદાસે જણાવ્યું: "હું કહું છું તે માંહેનો એક અક્ષર પણ ખોટો નથી. તેની એ માગણી સાંભળતાં મને પણ અત્યંત આશ્ચર્ય થયું અને તેના ઉપર ક્રોધ પણ ચડયો." એ પ્રમાણે આરંભ કરીને તે પ્રસંગે બનેલી તમામ ઘટના તેણે પોતાની પત્નીને જણાવી. પોતે ચોપાટી ઉપર ગયો, ત્યાં ચંદ્રપ્રસાદની મુલાકાત થઇ, ગંગાને પોતે દાગીના તથા પોશાક ચોરવાની યુક્તિ બતાવી, વગેરે સર્વ હકીકત તેણે વિસ્તારથી કહી સંભળાવી. એ સર્વ હકીકત વાચકો જાણતા હોવાથી અત્ર તેની પુનરુક્તિ કરવાની આવશ્યકતા લાગતી નથી. એ હકીકત જણાવ્યા પછી તે બોલ્યો: "ગંગાના મૃત્યુની સાથે મારો સંબંધ છે એવી કોઇને પણ શંકા ન આવે તે માટે હું વિઠલને લઇને એક ગૃહસ્થને ત્યાં પાર્ટીમાં ગયો હતો, અને ત્યાં અમે મોડી રાત્રિ સુધી રોકાયા હતા. પેલા ચંદ્રપ્રસાદના હસ્તે એ ભયંકર કૃત્ય બન્યું. સવિતા ! ખરો પ્રકાર આ પ્રમાણે છે. આ સર્વ હકીકત મેં તને ખૂલ્લા દિલથી જણાવી છે. હવે મારી આબરૂ સંભાળવી અને મારો જીવ બચાવવો એ સર્વ તારા હાથમાં છે."

એ સર્વ ભયંકર હકીકત સાંભળીને શેઠાણીના સર્વાંગમાં કમ્પ છૂટયો અને તેના આખા શરીરે પરસેવો-પરસેવો થઈ રહ્યો. તે ઘોઘરા સ્વરે બોલી: "તમે આ અતિ ભયંકર કૃત્ય કર્યું છે અને કદાચ આ લોકમાં નહિ તો પણ પરલોકમાં તો તમારે આ કૃત્યનો જરૂર જવાબ આપવો જ પડશે. મારા જેવી સ્ત્રીને આ બાબતમાં અધિક મન નાંખવાનો અધિકાર નથી; તથાપિ હું તમારી

વિવાહિત પત્ની હોવાથી આ ભયંકર કૃત્યના પરિણામથી તમારૂં રક્ષણ કરવું તે મારૂં કર્તવ્ય છે અને તે માટે વિઠ્ઠલદાસ મારી આપેલી રકમ લઇને ક્યારનો યે એ કાર્યમાં લાગી ગયો છે."

રણછોડદાસ પોતે બેઠો હતો તે સ્થળેથી ઉઠી દિવાનખાનામાં આમતેમ આંટા મારતો બોલવા લાગ્યો: "હાય હાય! હું કેટલો હતભાગી! મારૂં આ નીચ કૃત્ય મારા ભાણેજના જાણવામાં આવ્યા પછી તે મારૂં મ્હોં જોવાનું પણ પસંદ કરશે નહિ! તેના સુખનો મેં સર્વનાશ કર્યો છે એ તેના જાણવામાં આવતાં તે મારો દ્વેષ—મારો તિરસ્કાર કરવા લાગશે!"

સવિતાગૌરી શાંતિપૂર્વક બોલી: "જો તમને તમારાં કૃત્યોને માટે ખરેખર પશ્ચાત્તાપ થતો હોય તો હજી પણ તમારા પાપનો પરિહાર થઇ શકે તેમ છે. હજી પણ તમારાથી બની શકે તેટલી બાબતો કરવાથી— "

દુર્ભાગી શેઠે વચ્ચે પ્રશ્ન કર્યો: "હું શું કરી શકું તેમ છું—મારે શું કાર્ય કરવાનું છે? કહે—જલ્દી કહે!"

શેઠાણીએ પૂછ્યું: "હું કહું તે પ્રમાણે કરવાને માટે તમે તૈયાર છો?"

શેઠે જવાબ આપ્યો: "હા, તું જે કહીશ તે પ્રમાણે હું કરીશ. અત્યારે હું તને મારી પત્ની—સામાન્ય સ્ત્રી સમજતો નથી, પરંતુ મારાં પાપકૃત્યોથી મારો ઉદ્ધાર કરનારી સાક્ષાત્ દેવી જ અહીં ઉતરી આવી છે એમ માનું છું."

સવિતાગૌરી બોલી: "જૂઓ, પૂરેપૂરો વિચાર કરી જૂઓ, નહિ તો પાછળથી ફરી જશો."

રણછોડદાસ આવેશપૂર્વક બોલ્યો: "નહિ, નહિ, હું બિલકુલ ફરવાનો નથી!"

સવિતાગૌરીએ કહ્યું: "હું તમને મુખ્યતઃ બે બાબત કરવાને માટે કહું છું. પહેલી વાત તો એ કે પેલી બિચારી સુભદ્રા જીવન્ત

હોય અને જો તેની તપાસ કરવામાં અમને યશ મળે તો તેની સાથે લગ્ન કરવાની તમારે તમારા ભાણેજને–વિઠ્ઠલદાસને પરવાનગી આપવી. ”

રણછોડદાસે જવાબ આપ્યો: “ હું તને પરવાનગી આપી જ ચૂક્યો છું એમ સમજ. કહે, બીજું મારે શું કહેવાનું છે ? ”

શેઠાણી ક્ષણભર વિચારમાં પડી ગઇ. પરંતુ પછી તે હિમ્મત ધારણ કરીને બોલી: “ પેલા ભયંકર દિવસે બગીચામાં આવેલા પેલા મકાનમાં જે ઘટના બની હતી તે સર્વ સાચેસાચી જાહેર કરી, એ સદાચરણી અને પરોપકારી ગૃહસ્થ કરસનદાસને કારાગૃહવાસમાંથી મુક્ત કરવાની ખટપટ કરવી જોઇએ. ”

રણછોડદાસ ખિન્ન અને આશ્ચર્યયુક્ત સ્વરે બોલ્યો: “ પરંતુ એમ કરવામાં એક મોટી અડચણ છે. ખરી હકીકત પ્રકાશમાં આવતાં તારી આબરૂને કલંક લાગશે તેનું શું ? ”

સવિતાગૌરી નિશ્ચયપૂર્ણ સ્વરે બોલી: “ એ સંબંધી હવે વિચાર કરવાની જરૂર છે જ નહિ. આજનો દિવસ આપણાં કૃતકર્મોનું પ્રાયશ્ચિત્ત કરવાનો છે. આજે આપણે આપણાં માનપ્રતિષ્ઠાને બાજુપર રાખીને આપણું કર્તવ્ય બજાવવું જ જોઇએ. હું પણ તમારા જેવી જ પાપી છું અને મારે માટે પણ પ્રાયશ્ચિત્તની જરૂર છે. આપણે કરેલા પાપને ખાતર નિરુપદ્રવી મનુષ્યને શિક્ષા ભોગવવા દેવી એ કદિ પણ યોગ્ય ગણાય નહિ. ”

રણછોડદાસ નિરાશાપૂર્વક બોલ્યો: “બહુ સારૂ, જેવી તારી ઇચ્છા ! એ વિષયમાં પણ હું તારી સૂચનાને અનુસરીશ.”

એ વખતે દિવાનખાનાના દ્વાર પર અવાજ આવ્યો. રણછોડદાસે દ્વાર ખોલ્યું તો તેનો નોકર દષ્ટિએ પડયો.

“કેમ કોઇ મને મળવાને આવ્યું છે ?” રણછોડદાસે પૂછ્યું.

“હા જી, ગત રાત્રિએ પુષ્પાવતી નામની જે બાઇ આવી હતી તે અત્યારે પણ આપને મળવાને માટે આવી છે.”

"બહુ સારૂ, તેને મુખ્ય દિવાનખાનામાં બેસાર. હું હમણાં જ ત્યાં આવું છું."

શેઠની આજ્ઞા સાંભળીને નોકર ચાલ્યો ગયો. પછી રણછોડદાસે તેની પત્નીને પ્રશ્ન કર્યો: "પેલી આવી છે. તેને હું શું કહું?"

સવિતાગૌરીએ જવાબ આપ્યો: "તેને એટલું જ કહો કે શરાફની મારફત બનાવટી હુંડીઓની રકમ ભરવાની વ્યવસ્થા કરી છે, અને તે તથા તેનો ધણી જો આફ્રિકા જવાને માટે તયાર હશે તો તેઓ આફ્રિકા પહોંચશે કે તુરત જ તેમને ત્યાં બેઠાં દશ હજાર રૂપીઆ રોકડા મળશે અને ત્યાર પછી તેઓ આફ્રિકામાં રહેશે ત્યાં સુધી દર માસે તેમને એકસો રૂપીઆ મળ્યા કરશે."

"બહુ સારૂ, હવે તારે મને વિશેષ કહેવાનું છે?" શેઠે પૂછ્યું.

રતનદાસને લગતી હકીકત પોતાના પતિને જણાવવાનો સવિતાગૌરીને વિચાર થયો. પરંતુ એ કાર્ય પતાવવાનું વિઠલદાસે સ્વીકારેલું હોવાથી તે શું કરે છે એ જોયા બાદ શેઠને તે વાત કરવી એવા ઇરાદાથી તેણે જવાબ આપ્યો: "ના, હવે મારે અત્યારે તો કશું કહેવાનું નથી. આજનું આપણું અતિ મહત્ત્વનું કાર્ય પૂર્ણ થયું છે. હું પણ હવે મારા ખંડમાં જાઉં છું."

બન્ને જણાં ઉઠયાં. સવિતાગૌરી પોતાના એકાંતવાસ તરફ તથા રણછોડદાસ મુખ્ય દિવાનખાના તરફ જવા લાગ્યાં.

---

## પ્રકરણ ૩૭ મું.

---

## થોડામાં ઘણું.

સવિતાગૌરી પોતાના દિવાનખાનામાં ગઇ અને સ્હેજ જળપાન કરી એક કોચપર બેઠી તથા ભાવી પરિણામના વિચારમાં નિમગ્ન બની ગઇ. પરંતુ તેના એ વિચારતંત્રને દીર્ઘકાળ સુધી ચાલવાનો અવકાશ મળ્યો નહિ. કેમ કે થોડી વારમાં જ વિઠલદાસ ત્યાં આવી

લાગ્યો અને તેની એકાન્તિક અવસ્થાનો ભંગ થયો. પોતાના પતિની સાથે થયેલો તમામ સંવાદ તેણે પોતાના ભાણેજને જણાવ્યો. પોતાના મામાને પશ્ચાત્તાપ થાય છે તથા તે આટલા બધા નરમ બની ગયા છે એ જાણીને વિઠલદાસના હૃદયપરનો ઘણો બોજો ઓછો થઇ ગયો. તેણે પણ પોતે બજાવેલી કામગીરી મામીને નિવેદન કરી. તેણે કહ્યું : "હું મારા પેલા મિત્ર જે વકીલ છે તેમને મળ્યો અને તેમની મારફત ચંદ્રપ્રસાદે લખેલી ખોટી હુંડીઓનાં નાણાં ભરપાઇ કરીને તે પાછી મેળવવાની વ્યવસ્થા કરી છે. પરંતુ સહુથી પહેલાં રતનદાસનું મુખ બંધ કરવાની પણ મેં તેમની મારફત વ્યવસ્થા કરેલ છે. તેમ કરવામાં મારો એક વિશિષ્ટ હેતુ પણ હતો."

"શો હેતુ ?" સવિતાગૌરીએ પ્રશ્ન કર્યો.

તેણે કહ્યું : "રતનદાસની સાથે મારી મુલાકાત થાય તે પહેલાં ચંદ્રપ્રસાદની હુંડીઓ સંબંધી ભાંજગડ પરબારી ટાળી દેવી તે આ પ્રસંગે અત્યંત અગત્યનું કાર્ય છે. ચંદ્રપ્રસાદને મુક્ત કરવાના કાર્યમાં આપણો હાથ છે એવું જો એ નીચ મારવાડીના લક્ષમાં આવે તો કદાચ આપણને વિશેષ સકંજામાં લેવાને માટે તે ચંદ્રપ્રસાદના મસ્તક ઉપર ફોજદારી ફરિયાદની તલવાર લટકતી જ રાખત."

એ પ્રમાણે તેઓ સંભાષણ કરતાં હતાં તે વખતે દિવાનખાનાનું દ્વાર ધડાક લઇને ખૂલ્યું અને રણછોડદાસ શેઠ અંદર દાખલ થયો. અત્યારે તેની મુદ્રા જંગલી પશુના જેવી ક્રૂર દેખાતી હતી. તે ગુસાપૂર્વક નીચલા હોઠ દાંતવડે પીસતો હતો. તેનાં નેત્રો ભક્ષ્ય ઉપર ઝડપ કરવાને માટે તૈયાર થયેલા બિલાડાનાં નેત્રો સમાં તેજસ્વી દેખાતાં હતાં. ક્રોધથી તેનું સર્વાંગ થરથર ધ્રૂજતું હતું. તેનો અત્યારનો દેખાવ જોઇને સવિતાગૌરી ભયભીત બની ગઇ. વિઠલદાસ પણ બાવરીબાવરી મુદ્રાથી તેની સામે જોઇ રહ્યો.

પોતાનાં લાલચોળ નેત્રો ક્રોધપૂર્વક સવિતાગૌરીની સામે રાખીને

તેણે કઠોર તથા કર્કશ સ્વરે બોલવાનો પ્રારંભ કર્યો. તે બોલ્યોઃ "મારી ગુપ્ત વાર્તા પુષ્પાવતીના મુખેથી વિઠલના જાણવામાં આવેલી હોવા વિષે મેં કલ્પના કરેલી અને તેં પણ મારી એ કલ્પનાનો વિરોધ નહિ કરતાં મારી એ માનિનતાને ઉત્તેજન આપ્યું હતું. પરંતુ એ વાત તદ્દન ખોટી છે. તેણે આ સંબંધમાં એક અક્ષર પણ વિઠલને જણાવ્યો નથી. એટલું જ નહિ પરંતુ તે તથા વિઠલ આજે ઘણો સમય થયા મળ્યાં પણ નથી. ત્યારે એ ઉપરથી મારે શું સમજવું? તમારા બેમાંથી ગમે તે એક ઘરભેદુ છે અને તેણે પોતાના મામા કિંવા પતિના ગળામાં ફાંસો નાખવાના હેતુથી ચોરની માફક લપાઇ છૂપાઇને બીજાની ગુપ્ત વાર્તા સાંભળવાનું નીચ કૃત્ય કરેલું છે; અથવા તો પછી આ કાર્યમાં તમે બન્ને જણાં એકી સાથે સામેલ થયાં છો!'

તેનો પ્રસ્તુત આક્ષેપ શ્રવણ કરીને વિઠલદાસ પોતાના બન્ને હસ્ત છાતીપર રાખીને મોટા ધૈર્યપૂર્વક આગળ વધ્યો. પોતાના મામાની સામે સ્વસ્થપણે ઊભો રહી, સ્હેજ પણ ગભરાયા સિવાય તેણે સ્પષ્ટ સ્વરે જવાબ આપ્યોઃ "આ કાર્યમાં મારાં મામી સાહેબનો જરી યે દોષ નથી. એ સર્વ અપરાધ મારો એકલાનો જ છે. માટે તે વિષયમાં જે કાંઇ કહેવું હોય તે આપ મને એકલાને જ કહો."

રણછોડદાસ ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "ત્યારે શું મારી તમામ વાર્તા તેં છૂપાઇને સાંભળી છે? કિંવા કશી બાકી રહી છે?"

વિઠલદાસે પૂર્વની માફક જ સ્પષ્ટ સ્વરે જવાબ આપ્યોઃ "ઘણી વાતો મારા જાણવામાં આવી છે. આપ મારા સુખની આડા આવ્યા, મારો જેના ઉપર મારા પ્રાણથી પણ અધિક પ્રેમ છે એવી મારી પ્રિયતમાનો મારાથી વિયોગ કરાવવામાં પણ આપ જ કારણભૂત થયા એ સર્વ વાર્તા મારા જાણવામાં આવી છે. હાય! એ બધી બાબતનો હું વિચાર કરૂં છું ત્યારે મારૂં મન મારા કબજામાં રહેતું નથી—હું શું કરૂં ને શું નહિ તે મને સમજાતું નથી."

પોતાના ભાણેજ તરફનો આવો રોકડો જવાબ સાંભળતાં શેઠનો ક્રોધ ત્યાંનો ત્યાં જ શમી ગયો. તે બિલકુલ નરમ સ્વરે બોલ્યોઃ "વિઠ્ઠલ ! ગમે તેમ હોય તો પણ હું તારો મામો છું. મેં જ તને ન્હાનાથી મોટો કર્યો છે. માટે એટલો બધો ઉતાવળો ન થા-ઉશ્કેરાઇ ન જા !" પછી તે પોતાની પત્ની તરફ આર્જવતાપૂર્ણ દૃષ્ટિથી જોતો બોલ્યોઃ "પ્રિયે ! તું વિઠલને સમજાવ, તેને શાંત પાડ."

પોતાના મામા આવી રીતે એકાએક આટલા બધા નરમ બની ગયા તે વિઠ્ઠલદાસને ઠીક લાગ્યું નહિ. પોતાના મનની વાર્તા સ્પષ્ટ-પણે કહી સંભળાવવાને માટે આ જ તક યોગ્ય છે, આવી તક પુનઃ મળવાની નહિ, એટલે આ તક ગૂમાવવાથી પશ્ચાત્તાપનો સમય આવશે, એવો વિચાર કરીને તેણે અતિ મૃદુ સ્વરે કહ્યુંઃ "મામા સાહેબ ! આપ મારા મુરબ્બી છો—પિતા તૂલ્ય છો. પરંતુ આપે મને વિપત્તિની કેટલી ઊંડી ગર્ત્તામાં હડસેલી દીધો છે તેની આપને કલ્પના નથી ! મારા આ શુષ્ક શરીર તરફ દૃષ્ટિ કરો ! મારા અંગમાં રક્તનું બુન્દ પણ રહ્યું નથી. મારા શરીર પરનું અગાઉનું તેજ અદૃશ્ય થઇ ગયું છે. હું જીવન્ત હાડપિંજર જેવો બની ગયો છું. મારી અત્યારે ભર તરૂણાવસ્થા છે, મારા મનમાં મોટી મોટી આશાઓ છે. તથાપિ આપના વર્તનને લીધે એક અતિ વૃદ્ધ કરતાં પણ મારી સ્થિતિ વિશેષ દયા ઉપજાવનારી થઇ પડી છે. મારૂં સર્વ જોમ, સર્વ ધૈર્ય નષ્ટ થઇ ગયું છે. હું અત્યંત દુર્બળ બની ગયો છું. મારા નેત્રો સમક્ષ સર્વત્ર ભયંકર અંધકાર પ્રસરી રહ્યો છે. આ જગતમાં નિરાશા સિવાય બીજું કશું યે મારી દૃષ્ટિએ પડતું નથી. મારી આ અવસ્થા કોણે કરી ? હું સુખના શિખરે બેઠો હતો ત્યાંથી મને દુઃખની ઊંડી ખીણમાં કોણે હડસેલી દીધો ? તમે ! મારી સર્વ આશાનો તમે જ ભંગ કરી નાંખ્યો છે. આપના કર્મોનો વિચાર કરો—મારા આ એક વૃદ્ધ કરતાં યે અતિ કૃશ બની ગયેલા શરીર તરફ દૃષ્ટિ કરો અને આપના આ કૃત્યથી આપે શો લાભ પ્રાપ્ત કર્યો તે મને સ્પષ્ટપણે જણાવો !"

તે આ શબ્દો ધીમે ધીમે બોલતો હતો, તો પણ તેના દરેકે દરેક શબ્દમાં–દરેકે દરેક અક્ષરમાં દુઃખનો આવેશ પરિપૂર્ણ ભરેલો હતો. તેના મુખમાંથી આ શબ્દો નીકળતા નથી પણ પોતાના ઉપર અગ્નિનો વર્ષાવ થઇ રહ્યો છે એવું પેલા દુર્દૈવી શેઠને લાગતું હતું. વિઠલનો એ આવેશ અને તેનું એ દુઃખ જોઇને બિચારી શેઠાણી તો પત્થરની પ્રતિમા માફક સ્તબ્ધ જ બની ગઇ. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. તે દિવાનીની માફક એક વાર પોતાના પતિની સામે તો બીજી વાર પોતાના ભાણેજની સામે જોવા લાગી.

"વિઠલ! હું મહાન્ અપરાધી છું. તું મને ક્ષમા કર. હું તારા પગે પડું છું. પણ તું હવે તારૂં કથન પૂર્ણ કર!" આ શબ્દો રણછોડદાસના મુખમાંથી સરી પડયા. એટલું જ નહિ પણ તે જમીન પર બેસી ગયો અને તેણે પોતાના ભાણેજના બન્ને પગ પકડયા.

આ પ્રકાર જોઇને વિઠલદાસનાં નેત્રોમાંથી અશ્રુધારા છુટી. તેણે પોતાના મામાને બેઠા કર્યા અને તે દીન સ્વરે બોલ્યો: "આપ આ શું કરો છો? ગમે તેમ થયું હોય તો પણ હું આપને મારા વડિલ જ સમજું છું. દુઃખના જોરમાં મારા મુખમાંથી અયોગ્ય અને અમર્યાદિત શબ્દો નીકળી પડયા છે તે માટે હું જ આપના પગમાં પડીને આપની ક્ષમા માગું છું." એમ કહીને તે જમીન પર બેસી ગયો અને તેણે પોતાના મામાના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. તે એક ન્હાના બાળકની માફક રડવા લાગ્યો. શેઠનાં નેત્રોમાંથી પણ અશ્રુધારા વહેવા લાગી. બિચારી સવિતાગૌરી તો અબળા જ હતી. એટલે તે પણ આ દૃશ્ય જોઇને એક ન્હાના બાળકની માફક રોવા લાગે તેમાં આશ્ચર્ય શું? આ સમયે ત્યાં જે કરૂણરસની જમાવટ થઇ હતી તેનું ખાલી શબ્દો દ્વારા યથાયોગ્ય વર્ણન થઇ શકે તેમ નથી. તેની ખરી કલ્પના તો જો કોઇ સહૃદય મનુષ્ય ત્યાં

એ સમયે હાજર હોય તો તેને પ્રત્યક્ષ નજરે જોયાથી જ આવી શકે.

વિઠલે પોતાને ક્ષમા કરી છે, એ જોઇને રણછોડદાસ ત્યાંથી ચાલ્યો ગયો તે પોતાના દિવાનખાનામાં ગયો અને તેનું દ્વાર બંધ કરીને સ્વતઃ વિચારમગ્ન બની ગયો. શેઠ ગયા પછી શેઠાણી અને વિઠલને ખૂલ્લા દિલે વિચારવિનિમય કરવાની તક મળી. સુભદ્રા અને વિઠલની વચ્ચે વિરોધ પડાવવાને માટે પેલી નીચ દાસી ગંગાએ જે કપટજાળ પાથરી હતી તેની સવિસ્તર હકીકત શેઠાણીએ વિઠલને કહી સંભળાવી. તે હકીકત સાંભળતાં વિઠલના હૃદયમાં જાણે હજારો વિંછીના ડંખ જેટલી વેદના થવા લાગી. તે હકીકત શેઠાણીએ પૂરી કરી ન કરી ત્યાં એક નોકર એ સ્થળે ઉપસ્થિત થયો. તેણે એક બંધ કવર વિઠલદાસના હાથમાં આપ્યું.

એ કવર ઉપરના શિરનામાના અક્ષર વાંકાટેડા હતા. કવર પણ ચોળાઇ ગયેલું હતું. તેને બંધ કરવા માટે ચોપડેલા ચિકણા પદાર્થના ચોતરફ લપેડા થયા હતા, આવા ગંદો પત્ર પોતાના ઉપર આ સમયે આવેલો જોઇને વિઠલદાસ ગરમ બની ગયો. તેણે સ્હેજ ઉગ્ર સ્વરે નોકરને પ્રશ્ન કર્યો: "આ પત્ર કોણ લાવ્યું ?"

નોકરે નમ્રતા અને મર્યાદા પૂર્વક જવાબ આપ્યો: "સાહેબ ! આ પત્ર આપણા દરજી તરફથી આવેલો છે. આ પત્ર ઉપર અમીધરપ્રસાદનું નામ લખેલું છે પરંતુ તે પત્ર આપનો જ છે અને આપના સિવાય બીજાના હાથમાં આપવો નહિ એવું દરજીએ કહેવરાવેલું છે. વળી આ પત્ર ઉપર 'ખાસ જરૂરી' એવું લખેલું હોવાથી મેં એક સેકન્ડની પણ વાર કર્યા સિવાય આ પત્ર આપ સાહેબની પાસે હાજર કર્યો છે."

તથાપિ નોકરનું આ ભાષણ પૂરૂં થયા પહેલાં જ વિઠલે કવર ખોલીને અંદરનો પત્ર ઉખાળી ઘણો ખરો વાંચી નાંખ્યો હતો. સવિતાગૌરી લક્ષપૂર્વક તેની સામે જોતી હતી. પત્ર વાંચતાં ક્ષણમાં

વિઠલદાસની મુદ્રા આનંદથી પ્રફુલ્લિત થઇ. પરંતુ એ આનંદ વધુ વખત ટકયો નહિ. તે આનંદની પાછળ તુરત જ ખિન્નનતાની છટા તેની મુદ્રાપર છવાઇ રહી અને બીજી જ ક્ષણે તેની મુદ્રા ઉદ્વિગ્ન દેખાવા લાગી. પત્ર વાંચી રહ્યા પછી તે મામીને આપતાં વિઠલદાસ બોલ્યો: "એનો પત્તો લાગ્યો! મારી પ્રિયતમા સુભદ્રા છેવટે હાથ લાગી ખરી. પરંતુ હાય! તે બિચારી અત્યંત માંદી છે અને મૃત્યુના પંથે પળવાની તૈયારી કરી રહી છે."

એ વખતે તેનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. શેઠાણીએ તે પત્ર મોટી આતુરતા પૂર્વક વાંચી જોયો. સુભદ્રા છેલ્લી જે મકાનમાં રહેતી હતી અને જ્યાં પેલી ગંગાએ તેને ફસાવવાની કપટજાળ બિછાવી હતી તે મકાનની માલિકણ તરફથી આ પત્ર આવ્યો હતો. પોતાનું ખરૂં નામ કે શિરનામું વિઠલદાસે એ બાઇને આપ્યું ન હતું પરંતુ તેણે એટલી સૂચના કરી હતી કે જો સુભદ્રાનો પત્તો લાગે કિંવા તેનો પત્ર આવે તો તે સમાચાર કાલબાદેવી રોડપર આવેલા અમુક દરજીને ત્યાં મોકલી આપવા. એ દરજીને પણ તેણે એવું જણાવ્યું હતું કે અમીશ્વરપ્રસાદ કિંવા વિઠલદાસના નામનો કોઇ પત્ર તેની પાસે આવે તો તેણે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં પોતાના ઉપર મોકલી આપવો. વિઠલદાસ પોતાનાં કપડાં આ દરજી પાસે જ શિવડાવતો હતો એટલે તેણે એ પ્રમાણે કરવાનું કબૂલ કર્યું.

આ પત્રમાં લખાણ થોડું હતું. અત્યારે સુભદ્રા પેલી ભલી બાઇને ત્યાં આજારી અવસ્થામાં પડી હતી અને હવે પોતે જીવશે નહિ એવું તેના મનને લાગતું હતું. એટલે મૃત્યુ પહેલાં એક વાર પોતાના પ્રેમને પાત્ર થયેલા પ્રિયકરનાં દર્શન કરવાં તથા જો તેણે ખરેખર અપરાધ કર્યો હોય તો તેને ક્ષમા કરવી અથવા પોતાની ગેરસમજ કે ભૂલ થઇ હોય તો પોતે તેની ક્ષમા માગવી અને શુદ્ધ અંતઃકરણથી પ્રભુના ચરણમાં જવાને માટે તૈયાર થવું એવા હેતુથી

તેણે પોતે જેના આશ્રયે રહેતી હતી એ બાઇ મારફત આ પત્ર મોકલાવ્યો હતો.

એ પત્ર માંહેની હકીકત વાંચતાં આ બન્નેનાં મનપર કેવી અસર થઇ હશે તેની કલ્પના વાચકો જ કરી લેશે. વિઠલદાસને તે પ્રાણથી પણ પ્રિય હતી, જ્યારે શેઠાણીને તો તે પેટની દીકરી હતી. સુદૈવે આ પત્ર લાવનાર નોકર પોતાને જે કહેવાનું હતું તે કહીને ત્યાંથી ચાલ્યો ગયો હતો. એટલે આ બન્નેનાં વદનપર દુઃખની છાયા જોનાર ત્રીજું કોઇ ત્યાં ન હતું. શેઠાણીને પત્ર વાંચી રહેલી જોઇને વિઠલદાસ ખિન્ન સ્વરે બોલ્યો : " મારી પ્રિયા મૃત્યુપંથે પળી રહી છે! હે સર્વસાક્ષી દયાઘન પ્રભુ! તને અમારી જરી યે દયા નથી આવતી ?"

શેઠાણીએ કહ્યું: " આપણે એ દીન જનોના ઉદ્ધારક ઉપર જ વિશ્વાસ રાખવો જોઇએ. આમ રડવાથી કશો લાભ નથી. આવા પ્રસંગે તો ધૈર્ય રાખવું જોઇએ. ચાલ, અત્યારે જ આપણે ત્યાં જઇએ."

ઇશ્વરસ્મરણથી થોડીક ધીરજ આવ્યા પછી વિઠલદાસ ઊભો થયો અને બોલ્યો: " મામી સાહેબ! ચાલો, હું તૈયાર જ છું. ઇશ્વર ઉપર ભાર રાખીને આપણે આપણું કર્તવ્ય કરીએ. એ પરમાત્મા હવે આપણને વિશેષ દુઃખી નહિ કરે."

તે બન્ને જણાં તૈયાર થઇને દ્વાર પાસે આવ્યાં ત્યાં વળી એક નોકર ત્યાં આવ્યો અને તેણે બીજો એક પત્ર વિઠલદાસના હાથમાં આપ્યો. બરાબર આવા સમયે આ પત્ર આવેલો જોઇને તેને ઠીક લાગ્યું નહિ. તો પણ તે પત્ર વાંચવાની જરૂર હોવાથી તેણે મોટેથી એ પત્ર વાંચ્યો. તેમાં આ પ્રમાણે લખ્યું હતું.

" પ્રિય વિઠલદાસ,

" હું તુરંગમાંથી મુક્ત થઇ ગયો છું. હવે તુરત જ આ સ્થળનો ત્યાગ કરીને કોઇ દૂર દેશમાં ચાલ્યા જવાનો મેં ઇરાદો રાખ્યો છે. પરંતુ તે પહેલાં એક વાર તને મળી તને આશીર્વાદ

આપવો એવી મારી ઇચ્છા છે. તારા ઉપર મારો કેટલો પ્રેમ છે એ તું જાણે છે. એટલે તું મારી આ ઇચ્છાનો અનાદર નહિ કરે એવી મારી ખાત્રી છે. હું બંદીવાસમાં હતો તે દરમ્મયાન તું અવારનવાર જેલર પાસે જઇને મારા સંબંધમાં પૂછપરછ કરતો હતો એ મારા જાણવામાં છે. વિઠલ ! ઇશ્વર તારૂં કલ્યાણ કરો અને તને સુખી રાખો. હું અત્યારે જે મિત્રને ત્યાં રહું છું તેનું શિરનામું નીચે લખેલ છે. આજે બપોર સુધીમાં તે સ્થળે આવીને તું મને મળજે. તારે ત્યાં સર્વજનોને મારા યથાયોગ્ય કહેજે.

" શુભેચ્છક કરસનદાસના શુભાશીર્વાદ. "

એ નીચે કરસનદાસે પોતાના મિત્રનું શિરનામું લખ્યું હતું.

આ પત્ર વાંચ્યા પછી વિઠલ પ્રસન્ન મુદ્રાથી પોતાની મામી તરફ જોતો બોલ્યો: " ઇશ્વરની આપણા ઉપર દયા હોય એમ લાગે છે. જો તેમ ન હોત તો બરાબર આ જ પ્રસંગે આવા ઉદાર ઉપકારકર્તાનો છૂટકારો શી રીતે થાય ?"

શેઠાણી પણ ઉત્સાહપૂર્ણ સ્વરે બોલી: " ઇશ્વરને આપણી દયા આવી છે એમાં તો જરી યે સંશય નથી. પોતાની પુત્રીનું રક્ષણ કરવાને માટે પ્રત્યક્ષ તેના પિતાને જ એ દયાવાન દીનવત્સલ ભગવાને મોકલી આપ્યો છે, એ તે અનાથના નાથની ભાવી કૃપાનું સૂચક ચિહ્ન જ છે. ચાલો, પ્રભુનું નામ લઇને અત્યારે જ બહાર પડીએ. "

બન્ને જણાંએ ઇશ્વરસ્મરણ કર્યું અને તેઓ બહાર નીકળી મોટરમાં બેસીને ઇષ્ટ સ્થળે જવાને માટે રવાના થયાં.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### મૃત્યુશય્યાપર

સુવિતાગૌરી અને વિઠલદાસ પ્રથમ કરસનદાસને મળ્યા અને પછી તેને લઇને જે સ્થળે સુભદ્રા અનારોગ્ય અવસ્થામાં પડી હતી

તે સ્થળે ગયા. માર્ગમાં સવિતાગૌરીએ કરસનદાસને સુભદ્રાનો પૂર્વ-વૃત્તાન્ત જણાવ્યો હતો. એટલે સુભદ્રા પોતાની જ કન્યા છે અને તે અતિશય માંદી છે એ જાણીને કરસનદાસ તેને મળવા તથા જોવાને માટે અત્યંત ઉત્કંઠિત બની ગયો. તેમની મોટર એ મકાન પાસે આવી પહોંચી એટલે તેના ભુંગળાનો અવાજ સાંભળીને મકાનની માલિકણ બાઇ ઉતાવળી ઉતાવળી દરવાજા પાસે આવી.

સુભદ્રા આ સ્થળે પુનઃ શી રીતે આવી તે અત્ર પ્રથમ જણાવવાની જરૂર છે. **નારણ** નામના પેલા બદમાશે તેના શિયાળને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમાં સુભદ્રા પોતાનું સંરક્ષણ કરી શકી હતી, એ તો અમે અગાઉ જણાવી ગયા છીએ. **નારણ** ત્યાંથી નિરાશ અને અપમાનિત થઇને પાછો ફર્યો તે પછી સુભદ્રાએ તે મકાનનો ત્યાગ કર્યો. જો પોતે ત્યાં રહેશે તો એ દુષ્ટ ત્યાં આવશે અને પુનઃ પોતાના શિયળને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરશે એવી ભીતિ તેના મનમાં ઉત્પન્ન થઇ હતી. એટલે તે એ સ્થાનનો ત્યાગ કરીને તે પહેલાં જે સ્થળે રહેતી હતી તે બાઇ પાસે આવી હતી. જો કે એ સ્થળે રહેવાનું પણ તેને રૂચતું ન હતું. કેમ કે ત્યાં પોતાને બેવફા નિવડેલો પ્રેમી તેની તપાસ કરવાને માટે આવવાનો સંભવ હતો. એટલે આ બાઇની બ્હેનનું મકાન જે આ મકાનની નજીકમાં જ હતું ત્યાં રહેવાનું તેણે ઠરાવ્યું. હમણાં હમણાં તેની કષ્ટમય સ્થિતિ અમર્યાદિત થઇ ગઇ હતી. એથી તેના માનસિક દુઃખ અને શારીરિક શ્રમની તેની નાજુક પ્રકૃતિ ઉપર અસર થવાથી તે આ મકાનમાં રહેવા ગઇ કે થોડા જ દિવસોમાં માંદી પડી. તેને પ્રથમ થોડો થોડો તાવ આવવા લાગ્યો. એ વખતે પૂર્ણ વિશ્રાંતિની જરૂર હતી. પરંતુ તેનો માની સ્વભાવ તેને સ્વસ્થ બેસવા દેતો નહિ. પોતાના ઉદરનિર્વાહનો બોજો બીજાના ઉપર ન પડે એવી તેની ઇચ્છા હોવાથી આવી સ્થિતિમાં પણ તે ભરત ગુંથવાનું ત્રાસદાયક કામ કર્યા જ કરતી હતી. પરંતુ

એ સ્થિતિ ક્યાં સુધી નભે ? તાવ વધવા લાગ્યો અને આઠમા દિવસે તો તે પથારીવશ બની ગઇ. સુભદ્રા હમેશાં કામ કરતી નજરે પડે તેને બદલે તેને પથારીવશ બનેલી જોઇને આ મકાનવાળી બાઇ તેની પાસે આવી, તેણે તેના શરીરની તપાસ કરી, ઔષધોપચાર શરૂ કર્યો અને પોતાની બ્હેનને એ ખબર પહોંચાડયા. તેની બ્હેન એટલે કે જેના મકાનમાં સુભદ્રા અગાઉ રહેતી હતી તે એકદમ આ સ્થળે આવી, કેમકે સુભદ્રાના સુસ્વભાવથી અને ચારિત્ર્યશીલતાથી તેને માટે એ બાઇના મનમાં પ્રેમ તથા લાગણી હતાં. તેણે પણ સુભદ્રાને આશ્વાસન આપ્યું અને પોતાના એક ઓળખીતા વૈદ્યને બોલાવી તેને સુભદ્રાની તબીયત બતાવી તેનું ઔષધ શરૂ કરી દીધું. બે ચાર દિવસ પસાર થયા પણ સુભદ્રાની પ્રકૃતિ ઉત્તરોત્તર વધારે બગડતી ગઇ. તાવ પ્રથમ જે સ્હવારે ઉતરી જતો તે ચોવીસે કલાક સતત આવવા લાગ્યો. એથી એ બાઇ સુભદ્રાને પોતાના મકાનમાં લઇ ગઇ. ત્યાં એક સ્વચ્છ અને પૂરતા બારીબારણાવાળા દિવાનખાના જેવા ખંડમાં તેનું બિછાનું રાખ્યું. ઔષધોપચાર તો શરૂ હતો જ. છતાં પણ કશો ફેર પડયો નહિ. એટલે આ બાઇના મનમાં શંકા આવી કે સુભદ્રાના શરીર પર તેની માનસિક યાતનાની પણ મજબૂત અસર હોવી જોઇએ. અને માનસિક યાતના એટલે તેનો પ્રેમભંગ એ તો તે જાણતી જ હતી. એટલે તેણે સુભદ્રાને તેના પ્રિયકરને મળવા માટે બોલાવવાની સૂચના કરી. પરંતુ એ સૂચના સુભદ્રાના માની સ્વભાવને પ્રથમ તો રૂચી નહિ. છેવટે આ બાઇએ બીજી યુક્તિ કરી. સુભદ્રાની ધાર્મિક વૃત્તિનો તેને પરિચય હતો. એટલે એ ધાર્મિક વૃત્તિને ઉશ્કેરવાના ઉદ્દેશથી તેણે કહ્યું કે "પ્રેમને ખાતર નહિ તો યદાકદાચિત આમાંથી તારૂં મૃત્યુ થાય તે પહેલાં તારા મનની શાંતિને માટે તારા પ્રિયકરની મુલાકાત લઇને તેના અપરાધને માટે તેને ક્ષમા આપવી એ તારૂં કર્તવ્ય છે."

સુભદ્રાને પણ એ વાત યોગ્ય લાગી. તેના શરીરમાં બેસવા ઉઠવાની કિંવા લખવાની શક્તિ ન હતી. છતાં પણ જેમ તેમ કરીને ધ્રૂજતા અને અચકાતા હાથે ગત પ્રકરણમાં અમે જણાવી ગયા એ પત્ર તેણે લખ્યો અને તે આ બાઇને આપ્યો. એ બાઇએ પોતાને મળેલી સૂચના મુજબ પેલા દરજીની મારફત વિઠલદાસને પહોંચાડયો અને તેને આધારે વિઠલદાસ કરસનદાસ અને સવિતાગૌરીને સાથે લઇને તેને મળવાને માટે આવ્યો.

આ સમયે આ મકાનની માલિકણ કાંઇ કાર્ય પ્રસંગે પોતાના એક સગાને ત્યાં ગઇ હતી અને પોતાની ગેરહાજરીમાં પોતાની બ્હેનને સુભદ્રાની સારવાર માટે રાખતી ગઇ હતી. સુભદ્રાની પ્રકૃતિ અત્યંત અશક્ત બની ગયેલી હોવાથી આ મુલાકાતનું પરિણામ તેના ઊપર કેવા પ્રકારનું આવશે એ વિષયમાં તે કશો નિર્ણય નહિ કરી શક-વાથી તેણે કામ કરનારીને પોતાની બ્હેન જે સ્થળે ગઇ હતી ત્યાં મોકલી તેને બોલાવી. તે થોડા સમયમાં જ આવી પહોંચી. તેની બ્હેને આ લોકોને એકદમ સુભદ્રાને મળવા નહિ દેવામાં ડ્હાપણ વાપર્યું છે એમ તેને લાગ્યું. વિઠલદાસ કોણ છે એ વિષયમાં તેને ખરી માહિતી ન હતી પરંતુ તે અગાઉ જ્યારે સુભદ્રા અહીં રહેતી ત્યારે અવારનવાર અહીં આવતો જતો હોવાથી તેને નજરે જોયાથી ઓળખતી હતી; જ્યારે સવિતાગૌરી કે કરસનદાસનો તો તેને આજે પ્રથમ જ પરિચય થયો હતો એટલે સુભદ્રા સાથે તેમનો શો સંબંધ છે એ તેના જાણવામાં કયાંથી હોય? એથી અત્યારના પ્રસંગનો વિચાર કરીને તેને પોતાના વિશ્વાસમાં લેવાનું શેઠાણી અને કરસન-દાસને આવશ્યક લાગ્યું અને ટુંકામાં તેમણે સત્ય વાર્તા તેને સમજાવી. કરસનદાસ સુભદ્રાનો પિતા હોવાનું જાણી એ બાઇને પણ સંતોષ અને આનંદ થયો અને શું કરવું તેનો પણ તેણે નિર્ણય કરી દીધો. કરસનદાસ પોતાનો જનક છે એવું સુભદ્રા જાણતી ન હતી; તો પણ તે એક સજ્જન અને પરોપકારી ગૃહસ્થ હોવાનું તો તેના

જાણુવામાં હતું જ. તે બન્નેનો અગાઉ એકબીજાને પરિચય થયો હતો. એટલે તો ઘરવાળી બાઇએ એવી સૂચના કરી કે પ્રથમ કરસનદાસે સુભદ્રાની મુલાકાત લેવી, તેને આશ્વાસન આપવું, તેના મનનું સમાધાન કરવું અને જેમ જેમ તેનું મન તૈયાર થતું જાય તેમ તેમ તેને અધિકાધિક વાર્તાથી માહિતગાર કરવી તથા તેના મનમાંથી વિઠલદાસને લગતી ગેરસમજ દૂર થયા પછી એ બન્ને જણાંનો મેળાપ કરાવવો. તેની એ સૂચના આ ત્રણેને પણ પસંદ પડી.

તદનુસાર પ્રથમ કરસનદાસ સુભદ્રા પાસે ગયો. માનસિક અને શારીરિક દુઃખથી તેનો દેહ બિલકુલ શુષ્ક બની ગયો હતો. તેના શરીરમાંથી રક્ત અદૃશ્ય થવાને લીધે મૂળ તેનો ગૌર વર્ણ હોવાથી અત્યારે તેના શરીર પર પીળાશ અને ફિક્કાશ છવાઇ રહી હતી અને તે નિસ્તેજ દેખાતી હતી. તેની આંખો ઊંડી ઉતરી ગઇ હતી. ગાલ ઉપર માંસ બિલકુલ રહ્યું ન હતું. એટલે હાડકાં ઉપસેલાં અને વચ્ચે ખાડા જણાતા હતા. ઓષ્ટ ઉપરની લાલાશ દૂર થઇ ત્યાં પણ ફિક્કાશ આવી ગઇ હતી. તેના હાથ અત્યંત પાતળા પડી જવાથી કાચની બંગડીઓ કોણી સુધી પહોંચતી હતી. આ પ્રમાણે તેનો દેહ અત્યંત શુષ્ક બની ગયેલો હોવા છતાં તેના મુખ ઉપર તેના નૈસર્ગિક લાવણ્યની છટા દેખાતી. કરસનદાસને પોતાની સામે ઊભો રહેલો જોતાં તેની મુદ્રા આનંદિત દેખાવા લાગી. તેના નિસ્તેજ, રૂક્ષ અને ફિક્કા ઓષ્ટ પર ક્ષણ માત્ર સ્મિત ચમકી ગયું. તેણે પોતાના ક્ષીણ હસ્ત વડે કરસનદાસનો હાથ પકડીને તેને પોતાના બિછાના પર બેસવાની ઇશારત કરી. કરસનદાસ તેની બાજુમાં બેઠો એટલે સુભદ્રાએ તે પોતાને ખાસ જોવાને માટે આવ્યો એ સારૂ તેનો આભાર માન્યો.

તેની આ સ્થિતિ જોઇને કરસનદાસનાં નેત્રામાંથી ખરખર આંસુ નિકળવા લાગ્યાં. તેનું આવું ક્ષીણ બનેલું શરીર જોઇને આ છોકરી

જીવશે કે કેમ એ વિષે ક્ષણભર તેનાં મનમાં સંશય ઉત્પન્ન થયો. તેણે પુનઃ એક વાર સુભદ્રાના શરીરનું બારિકાઇથી અવલોકન કરી જોયું. તેનો અવાજ અશક્ત થયો હતો ખરો, છતાં પણ તે અવાજ માંહેનું જોમ તો અગાઉના જેવું જ હતું. એ જરીક સંતોષકારક હતું. તેની મુદ્રા કૃશતાને લીધે બિલકુલ બદલાઇ ગઇ હતી; પરંતુ તેનું તેજ હજી કાયમ હતું. આ બધાં લક્ષણો સારાં છે અને હજી પણ યોગ્ય ઉપાય કરવામાં આવે તો છોકરી બચવાનો સંભવ છે, એવી કરસનદાસના મનમાં આશા ઉત્પન્ન થઇ. તેણે તેની પાસે બેસીને પ્રથમ તો મોટી મમતા પૂર્વક કેટલાક સામાન્ય પ્રશ્નો કર્યા. તેમ જ સુભદ્રાએ પૂછેલા પ્રશ્નોના જવાબ આપ્યા. પછી તેણે ધીમે ધીમે પોતાનો અને તેનો શો સંબંધ એ બાબતમાં સર્વ હકીકત ટુંકામાં પણ મુદ્દાસર કહી સંભળાવી.

કરસનદાસે કહેલી હકીકત સાંભળીને સુભદ્રાને અત્યંત આશ્ચર્ય થયું; તેમ જ પોતાનો જન્મ કેવી પરિસ્થિતિમાં થયો છે એ જાણીને તેને ખેદ પણ થયો. તથાપિ પોતાને જન્મ આપનારી હજુ હયાત છે, એટલું જ નહિ પણ તે પુનઃ પોતાનો સ્વીકાર કરવાને તૈયાર છે એ તેના જાણવામાં આવવાથી તેનો ખેદ દૂર થઇ તેના મનને સંતોષ થયો. રણછોડદાસ શેઠની પત્ની સવિતાગૌરીના ઉદરથી પોતાનો જન્મ થયાનું જાણવામાં આવતાં તેને પૂર્વના પ્રસંગનું સ્મરણ થયું. આજથી આશરે છ માસ પૂર્વે પોતે તૈયાર કરેલ પોશાક લઇને રણછોડદાસ શેઠને ત્યાં ગઇ હતી તે સમયે પોતાનું નામ શ્રવણ કરતાં શેઠાણીની મનઃસ્થિતિમાં થયેલું પરિવર્તન તથા તે વખતે તેનાં નેત્રોમાં આવેલાં આંસુનું કારણ અત્યારે સમજાયું. પરંતુ એ સર્વ કરતાં યે એક બીજી બાબતથી તેને અત્યંત આશ્ચર્ય થયું અને ઇશ્વરી યોજનાને માટે તેનો વિશ્વાસ તથા શ્રદ્ધા અધિકતર દૃઢ બન્યાં. કરસનદાસ પોતાનો પિતા હોવાનું તે અગાઉથી જાણતી ન હતી. તેમ જ તેની સાથે કોઇ જાતની ઓળખાણ પણ ન હતી.

તેમ છતાં પણ પોતે તેને પ્રથમ જોયો ત્યારથી જ તેને માટે પોતાના મનમાં આત્મીયતા ઉત્પન્ન થઇ હતી, એ કુદરતના નિયમને અનુસરીને જ થયેલી હોવી જોઇએ એવું તેને લાગવાથી તેના ધર્મ-પરાયણ અંતઃકરણમાં સદૈવ નિવાસ કરી રહેલી ઇશ્વરનિષ્ઠા અધિક વૃદ્ધિને પામી.

કરસનદાસે તેના જન્મનો વૃતાંત તેને જણાવ્યો એ સાંભળીને તેને આશ્ચર્ય થયું ખરૂં, પરંતુ એટલેથી જ તેના મનને સંતોષ થઇ શકે તેમ ન હતો. કરસનદાસને તેની મનઃસ્થિતિનું જ્ઞાન હોવાથી, આશ્ચર્યથી તેનુ મન મુકત થતાં જ તેણે વિઠલદાસની હકીકત કહેવાનો પ્રારંભ કર્યો. વિઠલદાસ ઉર્ફે અમીધરપ્રસાદ સવિતાગૌરીની નણંદનો દીકરો છે અને હજુ તે અવિવાહિત જ છે, તથા ગંગાએ તો (સુભદ્રાને) જે કાંઇ હકીકત કહી હતી તે સર્વ તદ્દન ખોટી છે, કારણ કે ગંગાને કોઇ બ્હેન હતી જ નહિ, તેમ જ વિઠલદાસનો તેની (સુભદ્રાની) સાથે પરિચય થયો ત્યારથી તેનું વર્તન અને ચારિત્ર્ય બિલકુલ વિશુદ્ધ છે એવું કરસનદાસના મુખેથી તેના જાણવામાં આવતાં તેના મનનું પૂર્ણ સમાધાન થયું. તેને જે માનસિક રોગ લાગુ પડ્યો હતો તેના ઉપર આ અસરકારક ઔષધનો ઉપયોગ થતાં એક ક્ષણ માત્રમાં તેની અદ્દભુત અસર થઇ. તેની મનઃસ્થિતિમાં મોટો ફરક પડી ગયો. તેના શરીરમાં રહેલું થોડું ઘણું રક્ત પ્રેમ અને આનંદથી ઉછળવા લાગ્યું અને તેના આખા શરીરની નસેનસમાં ખેલવા લાગ્યું. તેના નિસ્તેજ અને તદ્દન ફિક્કા પડી ગયેલા ઓષ્ટ તથા ગાલ પર ગુલાબી લાલી ચમકવા લાગી. એક ક્ષણમાં જ તેની મુદ્રા સતેજ દેખાવા લાગી. આ દૃશ્ય જોઇને કરસનદાસ મનમાં સ્હેજ ગભરાયો. ઓલવાઈ જતા દીપકની જ્યોત તેની પૂર્વે અલ્પકાળ વિશેષ પ્રકાશિત અને તેજપૂર્ણ દેખાય છે. એવું તો આ નહિ હોય એવી શંકા તેના મનમાં ઉદ્દભવી. એથી તેણે ઘરવાળી બાઇને બૂમ મારી. સુભદ્રા તેના મનની શંકાનું

કારણ સમજી ગઇ. તેણે કહ્યું કે "બ્હીવાનું કશું યે કારણ નથી. મારા મનને થયેલા સંતોષ અને આનંદની જ મારા શરીર પર અસર થઇ છે." તથાપિ ઘરની માલિકણે તેને વૈદ્યે આપેલા ઔષધનો થોડો ભાગ પાયો અને વૈદ્યને બોલાવવાને માટે માણસને તુરત મોકલવાની વ્યવસ્થા કરી.

કરસનદાસે તેને આ બધી હકીકત જણાવી, તથાપિ વિઠલદાસ આ સ્થળે આવેલો હોવાની હકીકત તેને જણાવી ન હતી. તેની નબળી પ્રકૃતિને લીધે વિઠલદાસની મુલાકાત થતાં તેના મનોવિકાર ક્ષુબ્ધ બની જવાનો સંભવ હોવાથી કરસનદાસે તેને માત્ર એટલુંજ આશ્વાસન આપ્યું હતું કે "હવે થોડા સમયમાં જ વિઠ્ઠલ તને મળશે."

સુભદ્રાએ પોતાની માતાને મળવાની ઇચ્છા દર્શાવી, જે કરસનદાસે ઇરાદાપૂર્વક સ્હેજ આનાકાની કર્યા પછી પૂર્ણ કરી. વાસ્તવિક રીતે જોઇએ તો આ ખંડ અને બાજુના ખંડની વચ્ચેના દ્વાર પર ચીકનો પડદો રાખ્યો હતો તેની પાછળ બાજુના ખંડમાં સવિતાગૌરી અને વિઠલદાસ એ બન્ને જણાં બેઠાં હતાં તથા સુભદ્રાવાળા ખંડમાં બનતી તમામ ઘટના જોતાં તથા સાંભળતાં હતાં. સુભદ્રા કરસનદાસને પોતાની માતાનો મેળાપ કરાવવાનું જણાવતી હતી તે વખતે એક પ્રૌઢ ઉમરનો ગૃહસ્થ ત્યાં આવ્યો. તે સારી પ્રસિદ્ધિને પામેલો વૈદ્ય હતો. તેણે આયુર્વેદને લગતાં લગભગ તમામ શાસ્ત્રીય ગ્રંથોનો ઉત્તમ અભ્યાસ કરીને એ વિદ્યામાં નિષ્ણાતપણું પ્રાપ્ત કર્યું હતું. પરંતુ તે કદિ પણ કોઇની પાસેથી ડોળદમામ કે દબાણથી પૈસા લેતો નહિ. એથી તે ઘણાં વર્ષો થયાં વૈદ્યકનો ધંધો કરતો હોવા છતાં દ્રવ્યની દૃષ્ટિએ ગરીબ હતો. તેનો સ્વભાવ લાગણીવાળો અને ઉપકારી હતો, અને તે ગરીબ વર્ગના સમૂહની વચ્ચે રહેતો હોવાથી લોકોના ઉપર ઉપકાર કરવાનો પ્રસંગ પણ તેને પુષ્કળ મળતો.

સુભદ્રાના ખંડમાં આવીને પ્રથમ તેણે તેની પ્રકૃતિ તપાસી. તુરત જ આ અનુભવી વૈદ્ય જોઇ શકયો કે તેની સ્થિતિમાં ઘણો ફેર પડી ગયો છે. તેણે કરસનદાસ ત્યાં જ બેઠેલો હોઇ તેને ઉદ્દેશીને કહ્યું: "તમે આ બાઇના કોઇ આપ્તજન હશો એવો મારો તર્ક છે. આ છોકરીને શારીરિક કરતાં માનસિક રોગ જ અધિક છે. તેના મનની જે અસ્વસ્થતા રહ્યા કરે છે તે શાંત થયા સિવાય તેની પ્રકૃતિ સુધરવાની નથી. આવી જુવાન છોકરીઓ અવિચારી જ હોય છે. પ્રથમથી પૂરેપૂરો વિચાર કર્યા વગર તેઓ પોતાના પ્રેમને છૂટો મૂકી દે છે. તે એક વાર અમર્યાદિત થતાં પછી તેને કબ્જામાં રાખવાનું તેની શક્તિ બહારનું થઇ પડે છે. છેવટે પ્રેમભંગ થતાં તેઓ માનસિક વેદનાને પરિણામે આવી રીતે ઝુરવા લાગે છે. આ છોકરીના રોગનું બરાબર નિદાન મેં પહેલે દિવસે જ કર્યું હતું."

કરસનદાસ સ્મિત મુદ્રાપૂર્વક બોલ્યો: "તમારી પરીક્ષા તદ્દન યોગ્ય અને સચોટ છે. અને પ્રભુકૃપાથી તેના મનની અસ્વસ્થતા પણ લગભગ દૂર થઇ ગઇ છે. પરંતુ પ્રથમ મને એટલું જણાવો કે આ ભયંકર માંદગીમાંથી તેનો નિભાવ તો થશે ને?"

વૈદ્યે જવાબ આપ્યો: "તેને થોડો તાવ આવે છે અને રક્તવૃદ્ધિ બંધ થવાથી તે ક્ષીણ થઇ છે. એ સિવાય તેને બીજો રોગ નથી. તેના મગજને શાન્તિ મળશે કે તેનો જ્વર દૂર થઇ જશે અને જ્વર દૂર થવાથી અનાજ પચવા લાગતાં રક્તવૃદ્ધિ થતી જશે. એના મનને સ્હેજ શાન્તિ મળતાં આઠ દિવસમાં જ એની પ્રકૃતિ સુધરી જશે." તે સુભદ્રા તરફ સ્મિતપૂર્ણ દૃષ્ટિ કરીને બોલ્યો: "બ્હેન! આ તારા આપ્તજન તારી પાસે આવી પહોંચ્યા છે. તારા સુખને માટે તે બની શકતો તમામ પ્રયત્ન કરશે. માટે હવે તારા મનમાંથી સઘળી ચિંતા, સઘળું દુઃખ કાઢી નાંખ. ઇશ્વર તારી સર્વ ઇચ્છા પૂર્ણ કરશે." તેનું એ ભાષણ શ્રવણ કરતાં સુભદ્રાને હસવું આવ્યું. એ જોઇને વૃદ્ધ વૈદ્ય પણ તાળી પાડતો કરસનદાસને ઉદ્દેશીને બોલ્યો:

"હવે આ છોકરીની ચિંતા કરવાની જરૂર નથી. જેની માનસિક વ્યથા અસહ્ય હોય છે તેને આ પ્રમાણે હસવું આવે જ નહિ. હવે તેને માત્ર આરામની જ જરૂર છે. હું આજે સ્હવારે જ તેની નાડી તપાસી ગયો હતો. તે વખતે તેનાં લક્ષણો બરાબર ન હતાં, પણ અત્યારે એ સ્થિતિ પલટાઇ ગઇ છે. હવે તેનો તાવ બિલકુલ દૂર થઇ ગયો છે. આજે રાત્રે તેને શાંત નિદ્રા આવશે એટલે આવતી કાલે તેની તબીયતમાં ચાર આની સુધારો જણાશે. તેનું મન પ્રસન્ન રાખશો એટલે તેને હવે બીજા કશા યે ઔષધની જરૂર નથી."

એટલું કહીને વૈદ્ય ત્યાંથી જવાને માટે તૈયાર થયો. એ જોઇને કરસનદાસ પણ તેની સાથે ઉઠ્યો અને બહાર નીકળ્યા પછી તેણે વૈદ્યને જણાવ્યું કે "આ મારી દીકરી છે અને કેટલાંક કારણોને લીધે તેનો અમારો વિયોગ થયો હતો. તેની માતા પણ અત્યારે અહીં જ છે. પરંતુ છોકરીની તબીયત બહુ જ નરમ હોવાથી અત્યારસુધી મેં તેમને મળવા દીધાં નથી. હવે જો તેઓ એકબીજાને મળે તો તેનું ખરાબ પરિણામ નહિ આવે ને?"

વૈદ્ય કહ્યું: "એ તો હું શી રીતે કહી શકું? પરિણામનો આધાર મુલાકાતના પ્રસંગ ઉપર રહે છે. જો એ મેળાપથી આનંદ કરતાં દુઃખ અધિક થવાનો સંભવ હોય તો હું સ્પષ્ટ જણાવું છું કે એવી મુલાકાત ન થાય તે જ ઠીક છે. મારે તો એટલું જ કહેવાનું છે કે અત્યારે તેના મનને આનંદ આપવો એ જ તેને માટે અસરકારક ઔષધ છે. તમારા આગમનથી એ ઔષધ તેને મળવા લાગ્યું જ છે. જો તમે તેને મળ્યા ન હોત અને તેના મન ઉપરથી દુઃખનો બોજો ઓછો થવા લાગ્યો ન હોત તો આ દરદીના બચવાની મને આશા ઓછી હતી. પ્રભુકૃપાથી આજે આને ખરેખરો આરામ પ્રાપ્ત થયેલો જોઇને મને અત્યંત સંતોષ તથા આનંદ થાય છે."

કરસનદાસે પોતાના ગજવામાંથી ચામડાનું એક સુંદર પાકીટ કાઢ્યું અને તે ખોલીને તેમાંથી એક નોટ કાઢીને વૈદ્યના હાથમાં

મૂકી. આ નોટ એક સો રૂપીઆની હતી. આવી મોટી રકમ આ વૈદ્યને પોતાના આખા જીવનમાં એક સામટી કદિ યે કોઇ પણ દરદી તરફથી મળી ન હતી. એટલે તેણે આ રકમ પોતાના શ્રમ અને ઔષધના પ્રમાણમાં વિશેષ જણાવી તે નોટ પાછી આપવાનો પ્રયત્ન કર્યો. પરંતુ કરસનદાસે આગ્રહપૂર્વક તેનો સ્વીકાર કરાવ્યો અને સુભદ્રાની તબીયત બરોબર સુધરી જાય અને તે પૂર્વવત્ સશક્ત બની જાય ત્યાં સુધી તેની સંભાળ રાખવાની અને યોગ્ય ઔષધોપચાર કરવાની વિનતિ કરી. તે બહાર રસ્તા સુધી વૈદ્યની સાથે સાથે ગયો. વૈદ્ય વિદાય થયા પછી તે પાછો આવ્યો અને તેણે સવિતાગૌરીને પોતાની સાથે સુભદ્રાના ખંડમાં આવવાની સૂચના આપી. પોતાને અહીં કેટલોક સમય લાગશે એમ માનીને સવિતાગૌરીએ સોફરને મોટર બંગલે લઇ જવાની આજ્ઞા કરી અને તે કરસનદાસની સાથે સુભદ્રા જે સ્થળે સૂતી હતી ત્યાં ગઇ.

પોતાની જનની દૃષ્ટિએ પડતાં સુભદ્રાને ઘણો જ આનંદ થયો અને તેના નિસ્તેજ બનેલા કપોલપ્રદેશ પર પુનઃ લાલાશ આવી. તેની આ સ્થિતિ જોવાથી શેઠાણીની આંખો અશ્રુજળથી ભરાઇ ગઇ. જે દિવસે સુભદ્રાને પોતાના દિવાનખાનામાં પહેલવહેલી પોતે જોઈ હતી તે દિવસનું તેને સ્મરણ થયું. પોતે જેનો ત્યાગ કર્યો, પછી પણ જેના સંબંધમાં બિલકુલ બેદરકારી દર્શાવી, જેની તપાસ માત્ર પણ કરી નહિ અને એ કારણથી જે આજે મૃત્યુપંથે પળી રહી છે, તે પ્રત્યક્ષ પોતાની પુત્રીને આવી વિપન્ન સ્થિતિમાં જોતાં શેઠાણીના મનની કેવી સ્થિતિ થઇ હશે એ તો તે પોતે જ કહી શકે. બીજાથી તેની બરાબર કલ્પના થઇ શકે તેમ નથી, અને કદાચ કોઇ અસ્પષ્ટ કલ્પના કરે તો પણ તે શબ્દો દ્વારા સ્પષ્ટ કરી શકે તેમ તો નથી જ. શેઠાણી પોતાની પુત્રી તરફ ખિન્ન અંતઃકરણથી જોતાં મનોગત બોલી: "જો તે સમયે મેં મારૂં કર્તવ્ય બજાવ્યું હોત તો મારી દીકરી પર આવું સંકટ આવ્યું ન હોત. મેં તેને મારી ઓળખાણ

આપી હોત, અરે તેના ઉપર નજર રાખી હોત તો કેવું સારૂં ? હું મારા પોતાના સુખની ભ્રામક કલ્પનામાં મુગ્ધ બની ગઇ હતી. તે વખતે મારી પુત્રી કરતાં મારી આબરૂ મને વિશેષ વ્હાલી હતી. હું માત્ર મારો જ વિચાર કરી રહી હતી. ક્ષણિક સુખથી લુબ્ધ બનીને હું બ્હીકણ બની ગઇ. મેં કુદરતી માતૃપ્રેમને હડસેલી દીધો, મનુષ્યત્વને ન શોભે તેવું વર્તન કર્યું અને ભાવિ વિપત્તિનો પાયો નાંખ્યો. ભવિષ્યકાળ તરફ મારી દૃષ્ટિ પહોંચી નહિ. મારી એ મૂર્ખતા, બેદરકારી અને હૃદયહીનતાનું ફળ આજે આ છોકરીને ભોગવવું પડે છે." એ પ્રકારના વિચારો ચાલૂ હતા તે દરમિયાન આ દીન બની ગયેલી શેઠાણીએ પોતાની પુત્રીને હૃદયસરસી ચાંપી અને પોતાનાં અશ્રુથી તેને સ્નાન કરાવ્યું. આ પ્રકાર જોઇને કરસનદાસનું કરૂણ હૃદય પણ ભરાઇ આવ્યું.

થોડી વારે કરસનદાસે સુભદ્રાને કહ્યું: "બ્હેન ! તું હવે તારૂં મન શાંત રાખજે, ભૂતકાળની વાર્તા વિસરી જજે, તેનું સ્મરણ કરીશ નહિ, હવે તારા દુઃખના દિવસ પૂરા થયા છે. આજનો દિવસ ભૂતકાળને ભૂલી જવાનો છે. તારો ભાવી પતિ પણ થોડા સમયમાં જ તને મળશે. તેની સાથે અત્યારે જ અમે તારી મુલાકાત કરાવી હોત. પરંતુ તમારા મિલનથી તને આનંદ થાય તે સહન કરવાનું સામર્થ્ય હજુ તારા શરીરમાં નથી. વિઠ્ઠલદાસ સર્વ પ્રકારે નિર્દોષ જ છે. તેનું હાલનું વર્તન કોઇ ધાર્મિક અને નીતિમાન્ મનુષ્યના જેવું છે. વારૂ. તારી માતા આજે સ્હાંજ સુધી તારી પાસે રહેશે. સ્હાંજે તારી પ્રકૃતિ જોઇ, તે સમયે તારૂં મન શાંત હોવાની અને તારામાં અત્યારના કરતાં વિશેષ શક્તિ હોવાની અમારી ખાત્રી થશે એટલે વિઠ્ઠલ સાથે તારી મુલાકાત કરાવવામાં અમે એક મીનિટની યે વાર લગાડીશું નહિ. એ તો તું જાણે જ છે કે સર્વ ઘટના ઇશ્વરી સૂત્ર પ્રમાણે બને છે. એટલે એ દીન દયાળુ પરમેશ્વર પર વિશ્વાસ રાખી, તારા ચિતને શાંત રાખજે. તમે મા

દીકરી ખૂલ્લા દિલથી વાતચીત કરી શકો તે માટે હું બહાર જઇને બેસું છું. જો તારે કશી જરૂર પડે તો ઘરવાળી બાઇને કહેજે એટલે હું તારી પાસે તુરત જ હાજર થઇશ."

એટલું કહી તે બહાર નીકળ્યો અને વિઠ્ઠલદાસ પાસે ગયો. અંદરનું દશ્ય જોતો વિઠ્ઠલદાસ બાજુના દિવાનખાનામાં પેલા પડદાની પાસે ઊભો હતો. પોતાની પ્રિયતમા સાથે હવે થોડા સમયમાં જ પોતાની મુલાકાત થશે એવી તેના મનમા આશા હતી. પરંતુ કરસનદાસનું ઉપર્યુક્ત ભાષણ તેના કાન ઉપર પડતાં તેને સ્હેજ નિરાશા થઇ. સ્હાંજ સુધી પોતે પોતાની હૃદયદેવીને મળી શકે તેમ નથી એવું જાણવામાં આવતાં તેના મનને દુઃખ થયું ખરૂં, તથાપિ તે વિચારવંત હોવાથી તેણે પોતાના દુઃખને મનમાં જ દબાવી દીધું. કરસનદાસે એ વિષયમાં દર્શાવેલો નિર્ણય કેટલો મહત્ત્વનો છે એ તે પણ સમજતો હતો. એટલે કરસનદાસ પોતાની પાસે આવતાં તે બોલ્યોઃ "હવે મારે અત્ર રોકાવાની ખાસ જરૂર નથી. સ્હાંજ સુધી મારે પણ એક મહત્ત્વનું કામ છે. અત્યારે મધ્યાન્હ થઇ ગયો છે. એટલે હું બંગલે જાઉં છું. ત્યાં ભોજનથી પરવારી મારા કામે લાગીશ અને—"

કરસનદાસ તેની સામે આશ્ચર્યથી જોતો બોલ્યોઃ "સુભદ્રા સાથે તારી મુલાકાત અત્યારે જ થાય એ અમને ઇષ્ટ લાગતું નથી; તથાપિ તું હમણાં જ અહીંથી ચાલ્યો જઇશ એવી મને કલ્પના ન હતી. વારૂ, એવું તારે શું કામ છે ?"

વિઠ્ઠલદાસે જવાબ આપ્યોઃ "આ કામ મારી પ્રિયતમાના હિતને લગતું જ છે. પેલા નીચ રતનદાસે સુભદ્રાના પૈસાના સંબંધમાં જે ઘોર અન્યાયયુક્ત વર્તન કરેલું છે તેનું તેને પ્રાયશ્ચિત્ત આપવાની જરૂર છે. જે વકીલની સહાયથી મેં પેલા ચંદ્રપ્રસાદને મારા મામાના માર્ગમાંથી એક કોર કર્યો તે જ વકીલની સહાયથી આ રતનદાસને પણ તેના કર્મનો યોગ્ય બદલો આપવાનો મારો ઇરાદો

છે. રતનદાસને કેવી રીતે ઠેકાણે લાવવો તે અમે લગભગ નક્કી કરી નાંખ્યું છે. એટલે આ કાર્યમાં વધુ સમય લાગે તેમ નથી. તે કાર્ય પૂર્ણ થાય કે ન થાય, તો પણ સ્હાંજે બરાબર છ વાગે હું અહીં હાજર થઇ જઇશ."

—:o:—

## પ્રકરણ ૩૯ મું.

—:o:—

## આનંદમાં ઉપાધિ

તે દિવસે સુભદ્રાએ બે કોળીયા અન્ન પણ લીધું. બપોરે તેને સ્હેજ નિદ્રા પણ આવી. તેના મનની અસ્વસ્થતા પૂર્ણપણે દૂર થયેલી હોવાથી તેના રોગનું મૂળ જ નાશ પામ્યું હતું. બપોરે નિદ્રા આવતાં તેના ચ્હેરા પર સ્ફુર્તિ આવી હતી. કરસનદાસની સૂચના મુજબ વૃદ્ધ વૈદ્ય સ્હાંજે સ્હાડાચાર–પાંચ વાગે સુભદ્રાની પ્રકૃતિ તપાસવાને માટે આવ્યો. તે વખતે જ સુભદ્રા જાગૃત થઇ હતી. વૈદ્ય પુનઃ બારિકાઇથી તેની નાડી વગેરે તપાસ્યાં અને તેની તબિયત સુધારા પર આવતી જોઇને આનંદ પ્રદર્શિત કર્યો. વિઠલદાસને મળવાનો સમય જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ સુભદ્રાનું મન વિશેષ આનંદિત બનવા લાગ્યું. તેમ જ તેના મન અને શરીરમાં અધિક સ્ફુર્તિ આવવા લાગી. બરાબર છ વાગે વિઠલદાસ આ સ્થળે આવી પહોંચ્યો. કરસનદાસે પ્રથમ સુભદ્રા પાસે જઇને તેના આગમનની સૂચના આપી પછી તેણે તેને અંદર બોલાવ્યો. વિઠલદાસનો શુષ્ક દેહ દૃષ્ટિએ પડતાં સુભદ્રાને જે દુઃખ થયું અને તેમાં પણ તેને જે એક પ્રકારનો આનંદ થયો તે સર્વથી અવર્ણનીય જ હતાં. પોતાના પ્રિયતમનું કૃશાંગ જોઇને તેને દુઃખ થાય એ સ્વાભાવિક હતું. પરંતુ એથી તેને જે આનંદ થયો હતો તે અસ્થાને હતો એમ કહી

શકાશે નહિ. પોતાના વિરહને લીધે તેની એવી દશા થઇ છે એ કરસનદાસ તથા સવિતાગૌરીના મુખથી તેના જાણવામાં આવી ચૂકયું હતું. એથી તેનો પોતાના ઉપર અકૃત્રિમ અને નિસ્સીમ પ્રેમ હોવાનો ખ્યાલ આવતાં તેને આનંદ થાય એમાં પણ કશું આશ્ચર્ય ન હતું. પોતાના પ્રિયકરને પોતાની પાસે આવતો જોતાં તે ઉઠીને બેસવાનો પ્રયત્ન કરવા લાગી. વિઠલદાસે પ્રેમાળ સ્વરે તેને એવી સ્થિતિમાં જ પડયા રહેવાની સૂચના કરી. પરંતુ તે ઘણો સમયથી બિછાનામાં સૂતેલી હતી એ વિચાર આવતાં તે જરીક ઉઠીને બેસે તો સારૂં એવા ઇરાદાથી સવિતાગૌરીએ અને કરસનદાસે તેને બેઠી કરી અને તેની પાછળ એક ન્હાનો તકીયો બાજુમાં પડયો હતો તે મૂકયો. આ પ્રિયતમ-પ્રેયસીને અનેક વાતો કરવાની હતી, પરંતુ વડિલ મનુષ્યો પાસે હોવાથી તેમનાં મનમાં સંકોચ ઉત્પન્ન થતો હતો. તેમની એ સ્થિતિ કરસનદાસ અને સવિતાગૌરિના લક્ષમાં આવી ન હતી એવું ન હતું. પરંતુ સુભદ્રાની પ્રકૃતિને માટે તેમને ચિંતા રહ્યા કરતી હોવાથી તેમના પ્રથમ દર્શનનો આ પ્રસંગ પાર પડી જાય ત્યાં સુધી પોતે ત્યાંથી દૂર ખસવું નહિ એવો તેમણે નિશ્ચય કર્યો હતો. કરસનદાસે વિઠલદાસને પ્રશ્ન કર્યો: "તું બંગલે ગયો ત્યારે ત્યાં તારા મામાને મળ્યો હતો કે નહિ?"

વિઠલદાસે નકારમાં જવાબ આપ્યો. તેના મામાનાં પાપમય કૃત્યો તેના જાણવામાં આવેલાં હોવાથી તેના મનમાંથી મામા માટેનો આદરભાવ બિલકુલ નષ્ટ થઇ ગયો હતો. એટલે તે તેના મામાને મળવાની ઇચ્છા કરતો નહિ. હા, તેના મામાએ જો તેને બોલાવ્યો હોત તો તે તેની પાસે ગયો હોત ખરો.

જો કે કોઇ પણ પ્રકારે જુદો જ પ્રસંગ કાઢવાના હેતુથી કરસનદાસે પ્રસ્તુત પ્રશ્ન તેને કર્યો હતો. એ પ્રશ્નનો ઉત્તર આપ્યા પછી વિઠલદાસે પોતાની પ્રિયતમાનો કૃશ અને નાજુક હસ્ત પોતાના હાથમાં લઇને તેને ખિન્ન તથા ગંભીર સ્વરે પ્રશ્ન કર્યો: "હવે તો તારી તમામ શંકાઓ ટળી ગઇ ને?"

સુભદ્રાએ પોતાના પ્રિયતમ તરફ સજળ નેત્રો વડે જોતાં જવાબ આપ્યોઃ "મારા મનમાં આપના વિષયમાં શંકા આવી તે હું પ્રાંજલપણે કબૂલ કરૂં છું. પેલી દુષ્ટ ગંગાએ મારા કર્ણમાં વિષ રેડયાથી આપના વિષયમાં મારૂં મન કલુષિત થયું હતું. જો કે કશા યે સંકોચ વગર કહું તો મારા મનમાં એવી શંકા આવે, એટલું જ નહિ પણ તે જે કહે છે એ સર્વ સાચું છે એવી મારા મનની ખાત્રી થાય એ સ્વાભાવિક જ હતું."

તેના કથનનો મર્મ વિઠ્ઠલદાસના ધ્યાનમાં આવી ગયો. તે બોલ્યોઃ "હા, મારા અગાઉના સ્વચ્છંદી વર્તનની તને માહિતી હોવાથી તારા મનની એવી ખાત્રી થાય તેમાં કશું આશ્ચર્ય નથી. મારા એ અનાચારી વર્તનના સંબંધમાં પ્રસંગ નીકળ્યો છે ત્યારે એ વિષયમાં કેટલોક ખુલાસો કરવાની આવશ્યકતા છે. પુષ્પાવતીની સાથે કેટલાક દિવસ પર્યંત મારો સંબંધ હતો. પરંતુ મેં પોતે આગળ થઇને એ સંબંધ જોડયો ન હતો."

એ પછી તેણે જે હકીકત જણાવી તેમાં તથા અગાઉ એક વાર પુષ્પાવતીએ સુભદ્રાને જે હકીકત જણાવી હતી એ બે વચ્ચે મોટું અંતર હોવાનું વાંચકોને જણાશે. પુષ્પાવતીએ પોતાનો દોષ સુભદ્રાની દૃષ્ટિએ ન પડે તે માટે ઇરાદાપૂર્વક પોતાની હકીકત જણાવતાં અસત્યવાદ કર્યો હતો. પરંતુ વિઠ્ઠલદાસ પોતાની ભાવી પત્ની સુભદ્રાની સાથે કપટાચરણ ચલાવવા માગતો નહિ હોવાથી તેણે તમામ સાચેસાચી હકીકત જણાવી દીધી.

તેણે આગળ શરૂ કર્યું: "એક વખત હું વિકટોરિયા ગાર્ડનમાં ગયો હતો ત્યાં પુષ્પાવતી અને મારી પ્રથમ મુલાકાત થઇ. તેનું આકર્ષક સ્વરૂપ જોઇને મારૂં મન ચંચળ બન્યું હતું એ વાર્તાનો હું અસ્વીકાર કરતો નથી. તથાપિ મેં જાતે આગળ થઇને તેની સાથે બોલવાનો પ્રયત્ન કર્યો ન હતો. એ સ્થળે મને એકલો જોઇને તે મારી પાસે આવી. તેણે ટુંકામાં મને પોતાની હકીકત જણાવી

અને મારી પાસે પાંચ રૂપીઆ માગ્યા. એ વખતે તેના શરીર પર જે વસ્ત્રો હતાં એ ઉપરથી તેની ગરીબ અવસ્થા સ્પષ્ટ દેખાતી હતી. તેની પાસેથી કશા પણ બદલાની આશા રાખ્યા વગર જ મેં તેને ગરીબ જાણીને પાંચ રૂપીઆ બક્ષિસ કર્યાં. બીજે દિવસે પણ તે જ સમયે અને તે જ સ્થળે તે પુનઃ આવી. ટુંકામાં કહું તો બે–ત્રણ મુલાકાત પછી તેણે પ્રેમનો વિષય કાઢયો. મેં તેને પ્રથમથી જ સ્પષ્ટ જણાવી દીધું હતું કે 'હું તારી સાથે લગ્ન કરવાનો નથી.' પરંતુ એથી તેને બિલકુલ માઠું લાગ્યું નહિ. તે દીન વદન કરીને દયા ઉપજાવે તેવા સ્વરે બોલીઃ 'જો તમે મારો સ્વીકાર નહિ કરો તો મારે કોઇ બીજા શ્રીમંત ગૃહસ્થનો આશ્રય લેવો પડશે.' તેની એ સ્પષ્ટોક્તિ સાંભળતાં મને આશ્ચર્ય ઉપજ્યું. પરંતુ યુવાનીના મદથી બેફામ બનીને હું મારા કર્તવ્યથી ભ્રષ્ટ થયો. તેને દૂર કરવાનું નૈતિક ધૈર્ય મારામાં નહિ હોવાથી હું તેના મોહનો ભોગ થઈ પડયો. ત્યારબાદ શું બન્યું એ તો તારા જાણવામાં છે જ. તારૂ પ્રથમ દર્શન થતાં જ તારે માટે મારા મનમાં એક અપૂર્વ પ્રકારનો અભિલાષ ઉત્પન્ન થયો અને હું તારી પાછળ પાછળ આવવા લાગ્યો. તું અમારા બંગલામાં દાખલ થઇ એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થયું. તે પ્રસંગનું તારૂં વર્તન જોઇને તારે માટે મારા મનમાં આદરભાવ ઉપજ્યો. ત્યાર બાદ પુનઃ આપણે મળ્યાં તે દરમિયાન મને વારંવાર તારૂં સ્મરણ થતું હતું. ધીમે ધીમે મારા મનમાં પ્રેમનો ઉદ્ભવ થયો, અને જો પેલી દુષ્ટ ગંગાએ વચ્ચે વિઘ્ન નાંખ્યું ન હોત તો તારી સાથે લગ્ન કરીને અત્યારે તો હું સ્વર્ગીય સુખનો ઉપભોગ કરતો હોત."

સુભદ્રાએ જણાવ્યું: "કોઇ મનુષ્ય અત્યંત કષ્ટપૂર્વક વૈભવ અને સૌખ્યના શિખરે પહોંચે, અને ત્યાંથી કોઇ રાક્ષસ તેને નીચે ઊંડી ખીણમાં હડસેલો મારતાં જેવી તેની સ્થિતિ થાય એવી મારી સ્થિતિ

થઇ હતી. તમે એક તરૂણ અને આનંદી સ્ત્રીની સાથે ગાડીમાં બેસીને ફરવા જતાં હતાં તે મને ગંગાએ બતાવ્યું તથા તમારા સંબંધમાં મને જે બનાવટી વાત તેણે કહેલી એથી હું ક્ષણાર્દ્ધમાં જ મારું દેહભાન વિસરી ગઇ. હું શુદ્ધિમાં આવી તે વખતે મારા મકાનમાં હતી. તમારું લગ્ન થઇ ગયેલું હોવાનું જાણીને મારા મનમાં અત્યંત ક્ષોભ થયો. આપણી જ્ઞાતિમાં પુરુષોએ એક સ્ત્રીની હયાતીમાં પણ બીજી સ્ત્રી કરવાનો રીવાજ છે ખરો, તથાપિ એ વિષયમાં તમે મને અગાઉ કશું પણ કહેલું નહિ તેથી તમે મારી સાથે ઠગાઇ કરી રહ્યા છો એવી ભાવના મારા મનમાં ઉત્પન્ન થઇ. એથી મને એમ પણ થયું કે મારા જેવી દરિદ્ર, નિરાધાર, હતભાગી કુમારિકાઓને ભ્રષ્ટ કરવાને માટે શ્રીમંત કુટુમ્બના યુવકો ટાંપી રહેલા હોય છે. આ વિચારથી આપને માટે મારા મનમાં વિપરીત ભાવના ઉત્પન્ન થઇ. એટલે આ સંકટમાંથી મુક્ત થવાને માટે આપની સાથેનો સંબંધ તોડ્યા વગર મારે માટે બીજો માર્ગ જ ન હતો, પરંતુ તમારા ઉપરનો મારો પ્રેમ એ પ્રમાણે કરવાની હિમ્મત કરી શકતો ન હતો. પ્રેમ અને કર્તવ્ય વચ્ચે ઘણી વાર સુધી ઝગડો ચાલ્યો. છેવટે તેમાં પ્રેમનો પરાજય થયો અને કર્તવ્યપાલન વૃત્તિ અધિક બળવત્તર થઇ. મેં તુરત જ એ સ્થાનનો ત્યાગ કરી દીધો. મેં પ્રેમને દબાવી દેવાનો નિર્ધાર તો કર્યો પરંતુ પ્રેમ કાંઇ એમ દાબ્યો દબાય ખરો? મેં મારા મનમાંથી પ્રેમને દૂર કરવાનો ભગિરથ પ્રયત્ન કર્યો પરંતુ વ્યર્થ."

વચ્ચે સવિતાગૌરી બોલી: "બેટા! તું કહે છે એ વાતો સાચી છે. આપણે મોટા શ્રમપૂર્વક પ્રેમ ઉપર કર્તવ્યનો વિજય સંપાદન કરી શકીએ ખરા, પરંતુ એક વાર ઉત્પન્ન થયેલો સાચો પ્રેમ સમૂળગો નષ્ટ થવાની તો કદિ પણ આશા રાખી શકાય નહિ. આ અભિપ્રાય હું મારા પોતાના અંગત અનુભવ ઉપરથી જણાવું છું."

એમ કહીને તેણે ગંભીર મુદ્રાપૂર્વક કરસનદાસ તરફ દષ્ટિક્ષેપ કર્યો. પછી તે સુભદ્રાની સામે જોઇને બોલી: "બ્હેન! તમારે બન્નેને ઘણી વાતો કરવાની હશે એ હું જાણું છું. પરંતુ તારી પ્રકૃતિ અશક્ત હોવાથી તારે હવે વિશ્રાંતિ લેવાની જરૂર છે."

તે એ પ્રમાણે કહેતી હતી તે જ વખતે એક નોકર ઉતાવળો ઉતાવળો ત્યાં આવ્યો. તેની મુદ્રા ઘણી જ ગભરાયેલી અને ભયપૂર્ણ દેખાતી હતી. તે શેઠાણીને નમ્રતાપૂર્વક નમન કરીને વિનયપૂર્વક બોલ્યો.: "બાઇ સાહેબ! બંગલામાં મોટો વિકટ પ્રસંગ આવી પડયો છે. શેઠ સાહેબ અને રતનદાસ દિવાનખાનામાં એકબીજા સાથે ઝગડો કરી રહ્યા છે અને તે ઝગડો બોલાચાલી પરથી વધીને મારામારી ઉપર આવેલો હોવાનું અમારૂં અનુમાન છે. દિવાનખાનાનાં દ્વાર તથા બારીઓ અંદરથી બંધ હોવાથી અંદર શો પ્રકાર બન્યો છે તે વિષે કશું પણ અનુમાન કરી શકાય તેમ નથી. પરંતુ એટલી વાત તો સાચી છે કે અંદર કોઇ ભયંકર પ્રસંગ બની રહેલો હોવો જોઇએ. આપ અહીં છો એવું મોટરવાળા પાસેથી જાણવામાં આવતાં હું તુરત જ મોટર લઇને અહીં આવ્યો છું. આપ એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં જલ્દી ત્યાં ચાલો એવી મારી વિનતિ છે."

વિશેષ વિચાર કરવાનો વખત ન હતો. બંગલામાં શું બન્યું હશે તેની સાચી કલ્પના સુભદ્રા સિવાય બીજા બધાંને આવી ગઇ. પરંતુ એકાદી અનિષ્ટ કલ્પના મનમાં આવી હોય, અરે તેની મનને ખાત્રી થઇ હોય તો પણ મોઢેથી તેનો ઉચ્ચાર કરવાની હિમ્મત ચાલતી નથી. તેવી જ સ્થિતિ અત્યારે આ ત્રણ જણાંની થઇ હતી. કરસનદાસે સુભદ્રાની પાસે રહેવાનું ઠરાવી સવિતાગૌરી અને વિઠ્ઠલદાસ ઉઠયાં અને એ મકાનમાંથી બહાર પડી મોટરમાં બેઠાં તથા મોટર મોટા વેગપૂર્વક દોડવા લાગી.

—:o:—

# પ્રકરણ ૪૦ મું.

## અંતે શું?

કોઇ અનિષ્ટ બાબત વિષે મનમાં ઉદ્ભવેલી કલ્પના ભાગ્યે જ ખોટી ઠરે છે. નોકરે શેઠાણીને જો કે અધૂરી બાતમી આપી હતી, તો પણ તેની મુદ્રા ઉપરથી ખરો પ્રકાર શો બન્યો હશે તેની કલ્પના સવિતાગૌરી અને વિઠ્ઠલદાસનાં મનમાં આવ્યા સિવાય રહી ન હતી. મોટર મોટા વેગપૂર્વક દોડતી હતી. તે બંગલે આવી પહોંચી તે દરમ્યાન આ બન્નેનાં મુખમાંથી એક પણ શબ્દ બહાર પડયો ન હતો. ખરો પ્રકાર શો બન્યો હશે તેની કલ્પના એ બન્નેનાં મનમાં આવેલી હોવાથી પોતાનો વિચાર મુખદ્વારા બહાર કાઢવાની એ બન્નેની હિમ્મત ચાલતી ન હતી.

મોટર બંગલા પાસે ઊભી રહેતાં જ બન્ને નીચે ઉતર્યાં. નોકરો પોતાનું કામકાજ બંધ રાખી એકબીજાની સાથે ગુસપુસ કરતા તેમની દૃષ્ટિએ પડયા. બંગલામાં સર્વત્ર ઉદાસીનતાનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું. ખરો પ્રકાર શો બન્યો છે તે જાણવાની એ બન્નેની ઉત્કંઠા અતિ તીવ્ર હોવાથી નોકરો તરફ કિંવા બીજી બાબત તરફ બિલકુલ લક્ષ નહિ આપતાં તે બન્ને એકદમ દાદરપર ચડી ઉપલા માળે શેઠના દિવાનખાના પાસે ગયાં. પરંતુ દિવાનખાનાનું દ્વાર અંદરથી બંધ હોવાને લીધે તેમને બહાર અટકી જવું પડયું.

દ્વારને ધક્કા મારવા છતાં તે ઉઘડયાં નહિ કિંવા અંદરથી કશો અવાજ પણ આવ્યો નહિ. દિવાનખાનાની તમામ બારીઓ પણ બંધ હતી. દ્વાર અંદરથી બંધ હોવાને લીધે તેને તોડયા સિવાય તે ખૂલે તેમ ન હતું. વિઠ્ઠલદાસે એક નોકરને કુહાડી લાવવાનો હુકમ કર્યો. કુહાડી આવતાં જ તેનો ઉપયોગ કરીને દ્વાર તોડી નાખ્યું.

દ્વાર ખૂલતાં અંદર જે પ્રકાર દૃષ્ટિએ પડયો એથી સવિતાગૌરીની આંખે ચક્કર આવ્યાં અને તે ધડાક લઇને નીચે પડી.

દિવાનખાનામાં એવું તેમની દૃષ્ટિએ શું પડયું ? રતનદાસનું મસ્તક તૂટી ગયું હતું અને તેનું આખું શરીર લોહીલોહાણ થઇ રહ્યું હતું. રણછોડદાસની છાતીમાં જખમ થયો હતો. પરંતુ તેમાંથી વિશેષ રક્ત વહી ગયું ન હતું. બન્નેના ચ્હેરા બિલકુલ વિદ્રુપ દેખાતા હતા.

ખરો પ્રકાર શો બન્યો હશે તે વિશેનું અનુમાન કરવામાં વિશેષ ચાતુર્યની જરૂર ન હતી. રણછોડદાસના હાથની પાસે જ એક તમંચો પડેલો હતો. એ એક શસ્ત્ર સિવાય આ ખંડમાં આસપાસ બીજું એક પણ હથિયાર દેખાતું ન હતું. રણછોડદાસના સ્વભાવની વિઠ્ઠલદાસને બરાબર માહિતી હોવાથી તેણે આ દૃશ્ય જોતાંની સાથે જ ખરા પ્રકારની કલ્પના કરી લીધી. રણછોડદાસે પ્રથમ પોતાના તમંચા વડે રતનદાસનું મસ્તક તોડીને તેનો પ્રાણ લીધો અને પછી તે જ તમંચાની બીજી ગોળી પોતાની છાતીમાં મારીને પોતે આત્મહત્યા કરી હતી.

બેશુદ્ધ બનેલી શેઠાણીને શુદ્ધિમાં લાવવાનો દાસ-દાસીઓ પ્રયત્ન કરી રહ્યાં હતાં. એ પ્રયત્નમાં તેમને યશ પણ મળતો જતો હતો. જ્યોત્સ્ના અને મનોરમા જ્યાંજે કોઇને મળવાને માટે ગઇ હતી તે પણ હમણાં જ આવી પહોંચી. પોતાના પિતાના મૃત્યુના સમાચાર કાન ઉપર પડતાં તે બન્ને જણીઓ હેબતાઇ ગઇ. મનોરમા તો તે જ સ્થળે બેસી ગઇ અને મોટેથી રડી રડીને આક્રંદ કરવા લાગી. જ્યોત્સ્નાને કાંઇ પોતાની બ્હેન કરતાં ઓછું દુઃખ થયું ન હતું. તથાપિ તે વિચારવંત અને હિમ્મતવાન હોવાથી પોતાની ઓરમાન માતા બેશુદ્ધ અવસ્થામાં પડેલી હોવાનું જાણ-વામાં આવતાં પ્રથમ સવિતાગૌરી પડી હતી ત્યાં ગઇ. તેણે નોક-

રોની સહાયથી સવિતાગૌરિને એ ભયંકર દશ્યથી દૂર કરી અને પછી તેને ઉપચાર કરવા માંડયો. થોડી વારમાં જ સવિતાગૌરી સાવધ થઇ ગઇ.

આ ભયંકર પ્રકાર કેવી રીતે બન્યો તે અત્ર જણાવવાની જરૂર છે. લગભગ સ્હાંજના પાંચ વાગ્યા હશે તે વખતે રતનદાસ શેઠને બંગલે આવ્યો. તેને જોતાં જ રણછોડદાસના મનમાં તિરસ્કાર છૂટયો અને એ તિરસ્કાર તેણે પોતાની મુદ્રા દ્વારા વ્યક્ત પણ કર્યો. પરંતુ એ તરફ બિલકુલ લક્ષ નહિ આપતાં રતનદાસ સીધો તેની પાસે ગયો અને જાણે પોતે રણછોડદાસની યોગ્યતાનો હોય એવી રીતે તે જે કોચપર બેઠો હતો તેની બાજુએ જઇને બેઠો. ગયા છ મહિનામાં રતનદાસ આ સ્થળે લગભગ રોજ આવતો હતો. પરંતુ આજના જેવું તેનું વર્તન કદિ પણ જોવામાં આવ્યું ન હતું. તે અગાઉથી ખબર આપ્યા વગર અંદર આવતો ખરો તથાપિ પૂરતી મર્યાદાથી વર્તતો તથા રણછોડદાસ શેઠ અને તેના કુટુમ્બી જનોનું માન જાળવતો. આજે રતનદાસ પોતાની જોડાજોડ પોતાના કોચ ઉપર આવીને બેઠો એ જોઇને શેઠને આશ્ચર્ય થયું. તે રતનદાસને એક તુચ્છ, વ્યાજવટાવનો ધંધો કરનાર મારવાડી સમજતો હતો. પોતાની જ્ઞાતિમાં પણ તે ઉતરતા કુળનો અને ગામડાનો હતો. એટલે તેના આજના વર્તનથી પોતાનું મોટું અપમાન થયેલું માનીને રણછોડદાસે તેને કહ્યું: "રતનદાસ! તું તારી યોગ્યતા ભૂલી ગયેલો જણાય છે. તું ગમે તેટલો શ્રીમંત હો, છતાં પણ મારા દરજ્જાનો ગણાવાની તારી યોગ્યતા નથી. આવું અપમાન હું કદિ પણ સહન કરી શકીશ નહિ."

રતનદાસ ચેષ્ટાપૂર્વક હસતો બોલ્યો: "તમારૂં એ માન તમને જ મુબારક હો. બરાબર છે, તમારી સાથે સમાન દરજ્જાથી વર્તવાની મારી યોગ્યતા હોઇ શકે જ નહિ—છે જ નહિ. દરેક

મનુષ્યની યોગ્યતા તેનાં કૃત્યો પર અવલંબી રહેલી હોય છે અને તે દૃષ્ટિએ વિચાર કરતાં—"

રણછોડદાસે ભેદક દૃષ્ટિથી રતનદાસ સામે જોયું. રતનદાસે આ શબ્દો ખાલી પોતાને ઉતારી પાડવાને માટે ઉચ્ચાર્યા છે કે તેમાં તેનો કશો હેતુ છે, એ તેના ચ્હેરા પરથી પારખવાનો તેણે પ્રયત્ન કર્યો. પરંતુ રતનદાસની મુદ્રા પરથી રણછોડદાસ તેના અંતઃકરણનો પાર પામી શક્યો નહિ. આ પ્રસંગે તેની સાથે કેવી રીતે વર્તવું એ સંબંધમાં શેઠને મોટો વિચાર થઇ પડ્યો. જો તેને પોતાની ગુપ્ત હકીકતનું જ્ઞાન હોય તો વધુ બોલવામાં લાભ નહિ; અને જો તેને કશી માહિતી ન હોય તો પોતાના મુખમાંથી વધુ ઓછો શબ્દ નિકળતાં આ ધૂર્ત્ત મનુષ્યને કાંઇક શંકા પડશે અને તે પોતાનું રહસ્ય જાણી લેવાનો પ્રયત્ન કરશે. તે કરતાં આ વિષયમાં કશું પણ વધુ નહિ બોલવાનો તેણે નિશ્ચય કરીને પૂછ્યું: "વારૂ, અત્યારે શું કામ છે તે કહો. મને અત્યારે અવકાશ નથી. બીજા અગત્યના કાર્યને માટે બહાર જવું છે."

રતનદાસે કહ્યું: "મારૂં કામ કાંઇ નવીન નથી. તમે લખી આપેલા કરારનામાની મુદત પૂરી થઇ છેઃ એ તમે જાણો છો. તે સંબંધમાં તમે શો વિચાર કર્યો એ જાણવાને માટે હું પુનઃ અહીં આવ્યો છું. એ વિષયમાં મારે જે કહેવાનું છે એ તો મેં અગાઉ તમને જણાવ્યું જ છે."

શેઠે કહ્યું: "અને તેનો જે જવાબ આપવાનો હતો તે પણ મે આપી દીધો છે."

રતનદાસ બોલ્યો: "હા, અને બીજી તરફથી મને સપડાવવાનો તમારા ભાણેજ મારફત પ્રયત્ન ચલાવી રહ્યા છો. તમે મને સપડાવવાનો પ્રયત્ન કરો છો, પણ યાદ રાખજો કે આ રતનદાસ મારવાડીની સાથે કામ છે!"

રણછોડદાસ બોલ્યો: "હું તો અત્યાર સુધી તારી સાથે બિલકુલ સરલતાથી વર્ત્યો છું. છતાં પણ તેં લોકોમાં મારી નાલાશી કરવામાં બાકી રાખી નથી. જ્યોત્સ્નાનું લગ્ન પેલા ગિરિકાન્તની સાથે કરીને તારૂં કરજ પતાવી આપવાનો મારો ઇરાદો હતો. પરંતુ તારી નીચતાને લીધે જ ગિરિકાન્ત સાથેનો સંબંધ થઇ શકયો નહિ. અર્થાત 'નીચ' વિશેષણ મારા કરતાં તને જ અધિક શોભે છે. હું સંકટમાં સપડાયેલો હોવાથી તેં મારી પાસેથી તારી મરજી માફક કરારનામું કરાવી લીધું; એટલું જ નહિ પણ મારી બાપડી રાંક જ્યોત્સ્નાનો ભોગ લેવાની તારી ઇચ્છા છે. તેનો પ્રેમ બીજા ઉપર છે એ તું જાણતો હોવા છતાં જ્યારે તેનો પ્રાણ લેવાનો પ્રયત્ન ઇરાદાપૂર્વક કરી રહ્યો છે ત્યારે નીચ કોણ હું કે તું, તેનો તોલ તું પોતે જ કરી લે !"

રતનદાસે કહ્યું: "શેઠ સાહેબ! જો મારી સાથે બોલાચાલી કરીને ઝગડો કરવાનો તમારો ઇરાદો હોય તો એ ઇરાદો પાર પડે તેમ નથી. કારણ કે મને અત્યારે તમારી સાથે ઝઘડો કરવાનો બિલકુલ સમય નથી. મારા કરારનામામાં જે શરત લખેલી છે તે તમે પૂર્ણ કરવાના છો કે નહિ? તમારો છેવટનો જવાબ જણાવો."

રણછોડદાસે જવાબ આપ્યો : "હું પણ તને અત્યારે છેવટનું કહી દઉં છું કે મારા ઉપર આવેલો પ્રસંગ ટાળવાને માટે એવું કરારનામું લખી આપ્યું હતું. તેની શરતને અમલમાં મૂકવાનો તે વખતે મારો વિચાર ન હતો અને અત્યારે પણ નથી."

રતનદાસ બોલ્યો : "આવો જવાબ તમે અત્યારે આપો છો તેનું કારણ હું નથી સમજતો એમ ન માનતા. પરંતુ શેઠ સાહેબ! બોલવાનું જેટલું સ્હેલું છે, તેટલું જ કરવાનું કઠિન છે."

રણછોડદાસે કહ્યું : "હું પણ તે જ કહું છું. તારી આ ધમકીઓ વ્યર્થ છે. જડજ આ કરારનામું વાંચતાં જ તે કેવી

પરિસ્થિતિમાં લખાયેલું છે એ તેના લક્ષમાં આવી જશે. ન્યાયનો અર્થ તારા કરતાં જડજ સાહેબ વધારે સારી રીતે સમજે છે. એટલે તું ખુશીની સાથે મારી સામે દાવો નોંધાવ. હું જડજ સમક્ષ મારે જે જવાબ આપવો હશે તે આપીશ."

રતનદાસે ચેષ્ટાપૂર્વક હાસ્ય કરતાં જણાવ્યું : " ના જી, તમારા જેવા મોટા શ્રીમંત અને લાગવગવાળા શેઠીયા ઉપર દાવો કરીને એમાં સફળતા મેળવવાનું કેટલું મુશ્કેલ છે એ હું સમજું છું. એટલે મારો માર્ગ તો જુદો જ છે. આ માર્ગ શો છે એ તમારા જાણવામાં આવતાં તમારા મગજમાં ભરાયેલી રાઇ એકદમ ઉતરી જશે. એટલું જ નહિ પણ તમે પોતે જ આ રતનદાસ મારવાડીના ચરણારવિંદમાં દંડવત પ્રણામ કરવા લાગી જશો."

તેના આ ભાષણ માત્રથી જ રણછોડદાસની ગરમી એક ક્ષણમાં જ ઉતરી ગઇ. એક ક્ષણભર તો તેની મુદ્રા બિલકુલ શ્યામ બની ગઇ. તથાપિ બીજી જ ક્ષણે પરાણે પૂર્વવત્ શાંતિ ધારણ કરીને તે બોલ્યો : " ત્યારે એ માર્ગ કહી નાંખને ! આજ સુધી તેં મને અનેક વાર ધમકીઓ આપી છે, તેમાં આ એક વધારે."

રતનદાસ માર્મિક સ્મિત કરતો બોલ્યો : " મહેરબાન ! આ મારી તમને ડરાવવાને માટે ખાલી ધમકી છે કે તમે ખરેખર ગભરાઇ ગયા છો એ તો તમારો શ્યામ બની ગયેલો ચ્હેરો જ કહી આપે છે. છતાં પણ એ હકીકત મારા મુખેથી સાંભળવાની તમારી ઇચ્છા હશે તો તે હું જરૂર પૂર્ણ કરીશ. આ રતનદાસને હજી તમે પૂરેપૂરો પિછાન્યો લાગતો નથી. તે પૂર્ણ વિચાર કર્યા વગર એક પણ શબ્દનો ઉચ્ચાર કરતો નથી કિંવા એક પણ કાર્ય કરતો નથી. મેં તમને નાણાં ધીરીને આ કરારનામું તમારી પાસેથી લખાવી લીધું ત્યારે કાંઇ હું મૂર્ખ ન હતો. આ કરારનામાને આધારે તમારા જેવા લાગવગવાળા શ્રીમંત શેઠીયા સામે ફરિયાદ કરતાં તેમાં યશ

મળશે એવું હું તે સમયે પણ માનતો ન હતો. તથાપિ મેં ભવિષ્ય ઉપર આધાર રાખીને તમને કોઇ પણ રીતે મારી પકડમાં લીધા હતા. જે મનુષ્યની વિવેકશક્તિ પોતાની દીકરીને ગીરવી મૂકવા જેટલી હદે પહોંચી ગઇ છે તે મનુષ્ય પ્રસંગ આવતાં એથી પણ વધારે નીચ કૃત્ય કર્યા સિવાય રહેશે નહિ એવી મારી ખાત્રી હતી. એવા એકાદા નીચ કૃત્યને લીધે તમે જ્યારે ને ત્યારે મારા બરાબર કબ-જામાં આવી જશો એવો મને ભરોંસો હોવાથી મેં એ કરારનામું તમારી પાસેથી લખાવી તમને મોટી રકમ ધીરી હતી. જે દાસી આજે ઘણાં વર્ષોથી તમારે ત્યાં નોકરીમાં હતી: તમારી તથા શેઠા-ણીની અત્યંત વિશ્વાસપાત્ર હતી, એ દાસીને એકાએક ચોરી કરીને ન્હાસી જવાનું વ્હેજું આવે અને વળી એ ચોરી કરીને ન્હાસી જતી હોય તે જ વખતે બરાબર તેનું ખૂન થાય, એ ઘટના દેખાવમાં ગમે તેટલી સાદી હોવા છતાં, આવા પ્રકારની વિલક્ષણ ઘટના સહજ જ બની ગઇ છે, એમ માની લેવા જેટલો હું ભોળો કે મૂર્ખ નથી. તેનું ખૂન કોણે કર્યું હશે?—"

રણછોડદાસ વચ્ચે બોલી ઉઠ્યો: "બહુ થયું! આવી ક્ષુલ્લક બાબતને ગમે તેટલું મહત્ત્વ આપવાનો તું પ્રયત્ન કરે, અને તારી કલ્પનાશક્તિના જોરથી ગમે તેવી બનાવટી વાર્તા ઊભી કરે, તો પણ પૂરાવા વગર એ વાર્તા કોઇ પણ સાચી માનવાનું નહિ."

રતનદાસ તેના કરતાં યે વિશેષ જોરથી બોલ્યો: "ગંગાનું ખૂન કોણે કર્યું અને કોના કહેવાથી કર્યું, તેનો પૂરાવો શોધવાને માટે બહુ દૂર જવાની જરૂર નથી. પેલા રખડેલ ચંદ્રપ્રસાદને ન્યાયાસન સમક્ષ ખેંચ્યો કે—"

રણછોડદાસનું હૃદય ભીતિપૂર્ણ બની ગયું હતું. તેના શરીરમાં લખલખાં આવવા લાગ્યાં. તથાપિ તે ધૈર્ય ધારણ કરીને બોલ્યો: "ચંદ્રપ્રસાદ કયાંનો? અને આ તું શાનું નાટક બનાવી રહ્યો છે?"

રતનદાસે કહ્યું: "એ નાટક હું બનાવતો નથી, પરંતુ તમે બનાવેલું નાટક પ્રેક્ષકો સન્મુખ ભજવી બતાવવાનો મારો વિચાર છે. ચંદ્રપ્રસાદે ખોટી તરકટી હુંડીઓ લખી, તે વેચીને પૈસા લીધેલા. હુંડીઓ નહિ સ્વીકારાયાથી તેના ઉપર ફરિયાદ થઈ હતી. પરંતુ એવામાં તો એકાએક એ હુંડીઓની રકમ ભરપાઇ કરી દેવામાં આવી અને એ પ્રકરણનો અંત લાવવામાં આવ્યો. ચંદ્રપ્રસાદ જેવા રખડેલ, લોફર, બદમાશ અને દોઢ દમડીનાં માણસને છોડાવનાર એવો શ્રીમંત કોણ છે અને એ શ્રીમંત ગૃહસ્થનો ચંદ્રપ્રસાદ ઉપર આટલો બધો પ્રેમ શાથી થયો એ જાણવાની મને ઇચ્છા થઇ. એટલે તે તુરંગમાંથી છૂટો થયો કે તુરત મેં તેની મુલાકાત લીધી. ચંદ્રપ્રસાદ કેવળ નીચતાની પ્રતિકૃતિ જ છે. પૈસાને ખાતર તે પોતાના બાપનું પણ ગળું કાપ્યા સિવાય રહે નહિ. તમે તો તેને પરદેશ મોકલી આપવાની યુક્તિ કરી હતી પણ તેને તો આ મુંબઇ શહેર બહુ જ ગમે છે. એટલે પરદેશ જવાનો તેનો ઇરાદો નથી. હવે તો—"

તેનું આ ભાષણ કાન પર પડતાં રણછોડદાસની સ્થિતિ શોચનીય બની ગઇ. તે પોતાની જગ્યાએ ચોંટી ગયા સરખો જણાયો. એક ક્ષણવાર તેની મુદ્રા રાક્ષસના જેવી ભયંકર દેખાઇ. તથાપિ એવી પરિસ્થિતિમાં પણ પોતાની મુદ્રા બની શકે તેટલી નિર્વિકાર રાખવાનો પ્રયત્ન કરતો તે બોલ્યો: "રતનદાસ! તમે સર્વ વાતોથી વાકેફ લાગો છો. એટલે હવે તમારી સાથે તકરાર કરવી નિરર્થક છે. વારૂ, બોલો હવે મારે શું કરવાનું છે?"

રતનદાસ વિજયાનંદથી ગર્વપૂર્ણ સ્વરે બોલ્યો: "આપે આપની ન્હાની પુત્રી જ્યોત્સ્નાને આજે ને આજે જ મારે સ્વાધીન કરવી જોઇશે અને કરારનામાની શરત મુજબ એક ઘડીનો પણ વિલંબ નહિ કરતાં મારૂં તેની સાથે લગ્ન કરી આપવું જોઇશે. તે માટે અત્યારે એક મુસદ્દા ઉપર તમારે સહી પણ કરવી પડશે."

"બહુ સારૂ, મુસદ્દો તૈયાર કરો." શેઠે કહ્યું.

"મુસદ્દો તો તૈયાર છે. તમે સહી કરો એટલી જ વાર છે."

રણછોડદાસ જે સ્થળે બેઠો હતો ત્યાંથી ઉઠીને પોતાના ટેબલ પાસે ગયો. એ ટેબલનું એક ખાનું ખોલીને તેમાંથી તેણે એક વસ્તુ બહાર કાઢી. રતનદાસનું તેના તરફ ધ્યાન ન હતું. તે તો પોતાના ગજવામાંથી કાગળોનું બંડલ બહાર કાઢીને તેમાંથી પોતાને જોઇતો કાગળ શોધતો હતો. રણછોડદાસ તેની સામે આવીને ઊભો રહ્યો. બીજી જ ક્ષણે ધડાક લઇને મોટો અવાજ થયો અને રતનદાસ ગતપ્રાણ થઇને જમીન ઉપર પડયો. રણછોડદાસે રતનદાસના હાથમાંથી જમીન પર પડેલો કાગળ ઉચકી લીધો અને તે કાગળના ચીરે ચીરા કરી નાખ્યાં. પછી જે તમંચા વડે તેણે રતનદાસનું ખૂન કર્યું હતું તેની નળી પોતાની છાતી પાસે રાખીને ઘોડો દબાવ્યો. બીજી ક્ષણે પુનઃ મોટો અવાજ થયો અને તે પણ ગતપ્રાણ બનીને નીચે પડયો.

પહેલો અવાજ કાન ઉપર પડતાં કેટલાક નોકરો હાથ માંહેનું કામ પડતું મૂકીને આ સ્થળે દોડતા આવી પહોંચ્યા. તે પહેલાં તો બીજો અવાજ પણ તેમને સંભળાયો. તેમણે બારણાને ધક્કા માર્યા. પરંતુ અંદરથી ઉત્તર મળ્યો નહિ. એટલે અંદર શો પ્રકાર બન્યો હશે તેનું સામાન્ય અનુમાન તો તેઓ કરી શકયા. આ બનાવની જાણ શેઠાણીને તથા વિઠલદાસને કરવાનું આવશ્યક ધારીને એક–બે નોકરો તેમના ખંડ તરફ ગયા. ત્યાં એ બેમાંથી એક પણ ન હતું. હવે શું કરવું તે વિષે તેઓ વિચારમાં પડી ગયા. એટલામાં મોટરનો શોફર જે બહાર પોતાના કામે ગયેલો તે આવી પહોંચતાં તેણે આ હકીકત જાણીને શેઠાણીના સમાચાર આપ્યા એટલે એક નોકર તે જ મોટર લઇને શેઠાણીને બોલાવી લાવવાને માટે તે જ પળે ઉપડયો. તે શેઠાણીને મળ્યો, પોતે જાણતો હતો એ હકીકત તેને

કહી અને શેઠાણી તથા વિઠ્ઠલદાસ મોટરમાં બેસીને પોતાને બંગલે આવી પહોંચ્યાં.

શેઠાણી મૂર્ચ્છિત થવાથી જ્યોત્સ્ના તથા કેટલીક દાસીઓ તેને શુદ્ધિમાં લાવવાના કામમાં લાગી. વિઠ્ઠલદાસે આ બનાવની જાણ પોલીસમાં કરવાનું આવશ્યક ધારીને એક નોકરને નજીકની પોલીસ ચોકી પર ખબર કરવાને માટે મોકલ્યો. ત્યાંથી તાબડતોબ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, ઈન્સ્પેક્ટર, વગેરે આવી પહોંચ્યા, તેમ જ તેમણે કરેલા ટેલીફોનથી ડોકટર પણ તે સ્થળે હાજર થઇ ગયા. રણછોડદાસની તેમ જ તેના ભાણેજ વિઠ્ઠલદાસની લાગવગ પુષ્કળ હોવાથી ખરો પ્રકાર દબાવી દઇ, ભરેલા તમંચાનો બેદરકારીથી ઉપયોગ કરવાને પરિણામે આ અકસ્માત થયેલો હોવાનું ઠરાવવું એમ નક્કી થયું. બીજે દિવસે સ્હવારે કોરોનરની જ્યુરી ભરવામાં આવી. તેમાં સાક્ષી પૂરાવા લેવામાં આવ્યા. તેમણે પણ ઉપર જણાવ્યો તે જ મત દર્શાવ્યો અને આ બન્નેનાં શબને સોનાપુર લઇ જઇ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. આવી રીતે રણછોડદાસ શેઠ તથા રતનદાસ મારવાડીનો અંત આવ્યો.

---

## પ્રકરણ ૪૧ મું

---

### ઉપસંહાર

વિઠ્ઠલદાસે પોતાના મામાની પ્રતિષ્ઠાને શોભે તેવી રીતે તેમની ઉત્તરક્રિયા કરી, બ્રહ્મભોજન તથા જ્ઞાતિભોજન કર્યું, જુદાં જુદાં ધાર્મિક ખાતાંઓમાં યથાયોગ્ય દાન આપ્યું. આ ઉત્તરકાર્ય પૂરું થયું ત્યાં સુધી તે સુભદ્રા તરફ વિશેષ લક્ષ આપી શક્યો નહિ. જો કે રોજ તે એક વાર તેને મળવાને જતો ખરો. તેની તબીયત

ઝપાટાથી સુધરવા લાગી હતી. તેની તબીયત બરોબર સુધરી ગઇ એટલે સવિતાગૌરી તેને એ સ્થળેથી પોતાના બંગલે લાવી. એક બીજાના સમાગમથી મા દીકરીનો સમય આનંદમાં પસાર થવા લાગ્યો.

રણછોડદાસના ઉત્તરકાર્યથી મુક્ત થતાં વિઠલદાસ રતનદાસ મારવાડીની સંપત્તિની વ્યવસ્થા તરફ લક્ષ આપવા લાગ્યો. રતનદાસનું નજીકનું સગું કોઇ નહિ હોવાથી તેની તમામ મિલકત જપ્ત થઇ હતી અને યોગ્ય મુદતમાં જો કોઇ હકદાર વારસ પોતાનો હક સાબત ન કરે તો એ તમામ સંપત્તિ સરકારમાં જમે થાય તેમ હતી. એ બાબતની યોગ્ય અધિકારી તરફથી નોટિસ પણ પ્રકટ કરવામાં આવી હતી. વિઠલદાસને જે કાગળ મળ્યો હતો તે તેણે એ અધિકારીને દર્શાવ્યો અને સુભદ્રાના પાલકે રતનદાસને ત્યાં તે રકમ વ્યાજે મૂકેલી હોવાનું સાબિત કરી આપ્યું. રતનદાસના જૂના ચોપડા પરથી પણ એ વાર્તા સિદ્ધ થવાથી અધિકારીએ સુભદ્રાની તમામ રકમ તેને વ્યાજ સાથે રતનદાસની સંપત્તિમાંથી આપી દેવાને માટે જડજ સાહેબની મંજૂરી માગી. તે મંજૂરી મળતાં સુભદ્રાને તેની રકમ આપી દેવામાં આવી; અને રતનદાસનો કોઈ પણ હકદાર વારસ આગળ નહિ આવવાથી તેની બાકીની સંપત્તિ સરકારમાં જમે થઇ ગઇ. રણછોડદાસને તેણે ધીરેલી રકમના સંબંધમાં કશું લખાણ નહિ મળવાથી તે રકમ વસૂલ કરવાનો સવાલ રહ્યો જ નહિ. રતનદાસે યુક્તિ પ્રયુક્તિ અને વ્યાજનાં વ્યાજ ચડાવીને તથા એ વ્યાજ પણ સેંકડે ૨૫ ટકાથી ૭૫ ટકા સુધીનું ગણીને જે રકમ એકઠી કરેલી તેનો આવી રીતે ઉપયોગ થયો. સત્ય જ છે કે "કીડી સંચે ને તેતર ખાય" અથવા તો "ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ !"

લગભગ છ માસ થઇ ગયા. રણછોડદાસની વરસીની ક્રિયા પાંચમે માસે કરી લેવામાં આવી. તે પછી વિઠલદાસનું સુભદ્રા સાથે મોટા ઠાઠમાઠથી લગ્ન થયું. વિઠલદાસને તેના મામાની તમામ સંપત્તિ

મળી હતી. જો કે તેમાં રોકડ રકમ તો કશી હતી જ નહિ. તથાપિ તેણે પોતાના ચાલુ ખર્ચમાં કરકસર કરવાથી તથા કરસનદાસની સહાયથી પોતાની મીલકતનો વહિવટ દક્ષતા પૂર્વક કરવાથી તેને પૈસા સંબંધી કદિ પણ અડચણ આવી ન હતી; એટલું જ નહિ પણ બે વર્ષ પછી તો તેની પાસે સારી રકમ જમા પણ થઈ શકી હતી.

રણછોડદાસ અને રતનદાસનો ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ અંત આવ્યા બાદ વિઠલદાસે ગિરિકાન્તને મોટા આદર પૂર્વક પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાના વિશ્વાસમાં લઇ, જરૂર પૂરતી હકીકત જણાવી, જ્યોત્સ્નાનો સ્વીકાર કરવાની વિનતિ કરી. ગિરિકાન્તે પણ તેના પ્રસ્તાવનો વિરોધ કર્યો નહિ. ગિરિકાન્ત અને જ્યોત્સ્ના પરસ્પર મળ્યાં, પ્રેમીઓનાં દિલ ખૂલ્યાં અને જ્યોત્સ્નાની પ્રકૃતિ પણ સુધરવા લાગી. વિઠલદાસનું લગ્ન થયા પછી તુરત જ જ્યોત્સ્નાનું ગિરિકાન્ત સાથે લગ્ન થયું અને તે પતિ સહ પોતાને પ્રાપ્ત થયેલી અનર્ગળ સંપત્તિનો ઉપભોગ કરવા લાગી.

પોતાની બ્હેનને તેના મનની ધારણા પ્રમાણેનો પતિ મળવાથી મનોરમાના મનને સંતોષ કે આનંદ તો ન જ થયો, પરંતુ તેના મનમાં ઇર્ષ્યાગ્નિ સળગવા લાગ્યો. તેણે પણ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો અને પોતાની જ્ઞાતિમાંથી ગિરિકાન્ત કરતાં યે સવાયો એક વર શોધી કાઢયો ! જો કે તેના બાહ્ય ડોળ દમામથી જ તે ફસાઇ ગઇ હતી. વિઠલદાસે તેનું પણ લગ્ન કરી આપ્યું. તે પોતાના પતિના ગૃહે ગઇ અને થોડા દિવસ થયા એટલે તેને પતિની ખરી સાંપત્તિક સ્થિતિનો ખ્યાલ આવ્યો. તુરત જ પતિ પત્ની વચ્ચે પ્રેમને બદલે કલહ ઉત્પન્ન થયો અને મનોરમાના ઝઘડાખોર સ્વભાવથી કંટાળીને તેનો પતિ મુંબઇનો ત્યાગ કરીને બ્રહ્મદેશ તરફ ચાલ્યો ગયો. ત્યાં તે કોઇ સ્થળે નોકરીએ લાગીને પોતાના જીવનનો નિર્વાહ કરતો હતો. તેણે મુંબઇમાં કદિ પગ મૂકયો નથી કે મનોર-

માને એક પત્ર પણ લખ્યો નથી. મનોરમા પોતાના પતિગૃહે રહીને પોતાનું જીવન દુઃખપૂર્ણ રીતે પસાર કરી રહી છે.

રણછોડદાસનું મૃત્યુ થવાથી તેમની જ્ઞાતિની રૂઢી મુજબ સવિતાગૌરી જો તેની ઇચ્છા હોય તો કરસનદાસની સાથે પુનર્લગ્ન કરી શકે તેમ હતું. પરંતુ પોતાના ભૂતકાલિન પાપનું પ્રાયશ્ચિત કરવાના હેતુથી ઉત્તર જીવન ઇશ્વર ભજનમાં જ ગાળવાનો તેણે નિશ્ચય કર્યો અને તે અગાઉની માફક એકાંતિક જીવન ગાળવા લાગી. કરસનદાસે પોતાની તમામ મીલકતનું વસિયતનામું કરી પોતાની વારસ તરીકે સુભદ્રાને ઠરાવી હતી અને તદુપરાંત અનેક ધાર્મિક સંસ્થાઓને પુષ્કળ દાન કરવાનું તથા નોકરોને બક્ષિસ આપવાનું પણ એ વસિયતનામામાં જણાવ્યું હતું.

પેલા ચંદ્રપ્રસાદ શેઠ પુષ્પાવતીને લઇને આફ્રિકા તો નહિ પણ દિલ્હી તરફ ઉપડી ગયા. દિલ્હીમાં જુગાર, ઠગાઈ વગેરે કાર્યમાં ખૂબ નામ કાઢીને ત્યાંથી આગ્રા ઉપડયા. આગ્રામાં એક ઝવેરાતના વ્યાપારી સાથે દશ હજારની કીમતના ઝવેરાતના સંબંધમાં ઠગાઇ કરવાથી તેને તેનાં અગાઉનાં કૃત્યોને આધારે જન્મદેશનિકાલની સજા થઇ.

ત્યાર બાદ પુષ્પાવતીએ એક ગૃહસ્થની સાથે મિત્રતા કરી. પરંતુ તે દરિદ્ર છે એમ જાણવામાં આવતાં બીજા ગૃહસ્થની આસપાસ જાળ પાથરી. એ વાર્તા પહેલા ગૃહસ્થના જાણવામાં આવતાં તેણે પુષ્પાવતીનું નાક કાપી નાંખ્યું તથા એક આંખ પણ ફોડી નાંખી. એવી રીતે તેનું સૌંદર્ય નષ્ટ થવાથી તેને માટે જીવન પ્રર્યંત ભીખ માગીને નિર્વાહ કર્યા સિવાય બીજું એક પણ સાધન રહ્યું નહિ.

સુભદ્રા માંદી હતી તે દરમિયાન પેલી ઘરવાળી બાઇ તથા તેની બ્હેને તેને આશ્રય આપી તેની જે સારવાર કરી હતી, તેમને

વિઠ્ઠલદાસે તેમના શ્રમને યોગ્ય બદલો આપ્યો. સુભદ્રા પણ અવાર-નવાર એ બન્ને બ્હેનોને પોતાની પાસે બોલાવીને તેમને યોગ્ય સહાય કરતી હતી.

પછી સુભદ્રાએ પોતાના પતિને કહીને શિવણ કામની એક દુકાન ઉઘાડી તથા ગરીબ સ્થિતિની શિવણ ભરતનું કામ કરી નિર્વાહ ચલાવતી છોકરીઓને તેમની મહેનતના પ્રમાણમાં યોગ્ય અને સંતોષકારક રકમ મળી શકે એવી વ્યવસ્થા કરી. આ વ્યવસ્થાથી પેલી ગિરજાબાઇ જેવી વચ્ચેની સ્ત્રીઓને વગર મહેનતે બમણી–ત્રણ ગણી મળતી દલાલી બંધ થઇ જવાથી તેવી સ્ત્રીઓ બડબડવા લાગી ખરી, પરંતુ એથી તદ્દન ગરીબ અવસ્થામાં મજૂરી કરીને પેટ ભરનારી છોકરીઓને પૂરતી મજૂરી મળવાથી તેઓ સુભદ્રાને આશીર્વાદ આપવા લાગી. આ સ્થળે ગરીબ સ્થિતિની અસહાય વિધવાઓ તથા અન્ય નિરાશ્રિત સ્ત્રીઓને શિવણ–ભરતનું શિક્ષણ આપી, તેમના જીવન નિર્વાહનું સાધન કરી આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. એથી પેટને ખાતર પાપાચરણ કરવાનું કશું યે કારણ ન રહેતાં તેઓ મહેનત કરી, પોતાનું જીવન પવિત્રપણે ગુજારવા લાગી.

**સમાપ્ત**

અમારા તરફથી બહાર પડેલી

# રસિક નવલકથાઓ

| | મૂલ્ય રૂ. આ. પા. |
|---|---|
| ચમત્કારિક ખૂન | ૨—૦—૦ |
| આગ્રાનો ખજાનો | ૨—૦—૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો | ૨—૦—૦ |
| ભયંકર ભેદ | ૨—૮—૦ |
| કુટુમ્બીનું કારસ્થાન ભાગ ૧-૨ | ૫—૦—૦ |
| સ્નેહલગ્નની સુંદરી | ૩—૮—૦ |
| દુર્ભાગી દારા | ૩——૦ |
| ચાલીશ ચ્હેરાનો માણસ | ૩—૮—૦ |
| સફેદ ઠગ | ૪—૮—૦ |
| સોનેરી ટોળી | ૪—૮—૦ |
| પાટલીપુત્રની પડતી | ૪—૮—૦ |
| ભૂલનો ભોગ | ૪—૦—૦ |
| દિવાની કે શાણી? ભાગ ૧-૨ | ૮—૮—૦ |
| વિપત્તિનું વાદળ | ૩—૮—૦ |
| શ્રીમંત સંહારક મંડળ | ૪—૦—૦ |
| વેર વસૂલ ભાગ ૧થી ૪ (સચિત્ર) | ૧૨—૦—૦ |
| પંચાસરનો જયશિખરી ભાગ ૧-૨ (સચિત્ર) | ૬—૦—૦ |
| સૌંદર્ય-જ્વાળા ભાગ ૧લો | ૨—૦—૦ |
| પ્રેમની ખુમારી ભાગ ૧-૨ (સચિત્ર) | ૬—૦—૦ |
| વિચિત્ર જગત ભાગ ૧લો | ૩—૦—૦ |
| અદ્દભૂત લૂટારો (સચિત્ર) | ૩—૮—૦ |
| રાજમાર્ગ | ૩—૦—૦ |
| પ્રાણ કે પ્રતિષ્ઠા? | ૩—૮—૦ |
| જાગીરદાર કે જલ્લાદ? | (છપાય છે) |
| જયંતીનાં જબ્બર સાહસો | (છપાય છે) |
| પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો | (છપાય છે) |

પુંજાલાલ ભગવાન પારેખ : વઢવાણ સોટી (કાઠિયાવાડ)

ચમત્કારિક ડિટેક્ટિવ નવલકથા

# ચાલીશ ચ્હેરાનો માણસ

## ( લેખક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ )

આજ કાલ ડિટેક્ટિવ નવલકથાઓ પુષ્કળ પ્રકટ થાય છે. પરંતુ આ નવલકથા તેમાં ખાસ ભાત પાડે છે. કારણ કે તેમાં એક બદમાશ અને ભયંકર લૂટારો કે જે પોલીસને પહેલેથી પોતાનો પ્રોગ્રામ જાહેર કર્યા પછી કોઇ મકાન પર ધાડ પાડતો હોવા છતાં પણ પોલિસ તેને ગિરફતાર કરી શકતી ન હતી; તે લૂટારો એક નવયૌવનાના સૌંદર્યથી મુગ્ધ બની પોતાના નિંદ્ય જીવનને પલટાવે છે અને ભયંકર ધાડપાડુને બદલે અદ્દભુત ડિટેક્ટિવ બની જઇ ન સમજી શકાય તેવી ચમત્કારિક ઘટનાઓમાં પણ તેના રહસ્યનો પાર પામી ગુન્હેગારોને આબાદ સપડાવે છે.

આ નવલકથા વાંચતાં જાણે તમે સીનેમાની ફિલ્મ જોઇ રહ્યા હો એમ લાગશે. વાર્તાનો પ્લોટ એટલો તો ચિત્તાકર્ષક છે કે પહેલેથી છેલ્લે સુધી એકધારી રીતે વાચકને રોકી રાખે છે. આ નવલકથા ડિટેક્ટિવ હોવા છતાં પણ તેમાં વીર, કરૂણ, ભયાનક, શૃંગાર આદિ રસો ઓતપ્રોત બની રહ્યા છે.

ઉંચા એન્ટિક કાગળ, સુંદર છપાઇ, પાકું સોનેરી બાઇન્ડિંગ, પૃષ્ટ સંખ્યા ૪૦૦. મૂલ્ય માત્ર રૂા. ૩–૮–૦

**પુંજાલાલ ભગવાન પારેખ.**

**વઢવાણ સીટી** (કાઠિયાવાડ)

અદ્‌ભુત સચિત્ર નવલકથા.

# વેર વસૂલ !

(ભાગ. ૧-૨-૩-૪)

(લેખક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.)

આ નવલકથાના ચારે ભાગ તૈયાર છે. નવલકથા શરૂઆતથીજ એટલી બધી આકર્ષક બને છે કે તે વાંચવાનું શરૂ કરતાં પુરૂં કર્યા સિવાય ચેન પડતું નથી. એક સાધારણ માણસ પોતાના દુશ્મનોના કારસ્થાનને પ્રતાપે રાજદ્રોહના ભયંકર આરોપસર કાળા કિલ્લાના ઉંડા ભોંયરામાં લગભગ ઓગણીશ વર્ષ કેદમાં રહીને, ત્યાં એક રાજ્યદ્વારી સન્યાસી કેદીની મદદથી વિદ્યા, વિજ્ઞાન, કળામાં પ્રવીણ બની પેલા રાજ્યદ્વારી સન્યાસી કેદીના અચાનક થયેલા મરણ પછી ચમત્કારિક રીતે તુરંગમાંથી પલાયન થઇ જાય છે. સુવર્ણદ્વિપની ભેદી ગુફામાંથી તેને અખુટ ખજાનો પ્રાપ્ત થાય થાય છે. એ વિપુલ સંપત્તિની મદદથી પોતાની પૂર્વ સ્થિતિમાં જેમણે ઉપકારો કરેલા તેમને વ્યાજશીખે બદલો આપે છે, જ્યારે જેમણે પોતાનો સર્વનાશ કરવાનો પ્રયત્ન કરેલો તેમને પણ તેમનાં કર્મોનો સચોટ બદલો આપે છે. આ નવલકથાનો પ્લોટ અત્યંત વિસ્તૃત અને રસિક છે. તેના પ્રકરણે પ્રકરણે ચમત્કારિકતા અને અદ્‌ભુતતા રહેલી છે. તેમાં એક પણ પેરિગ્રાફ, એક પણ વાક્ય એવું નથી કે જે વાંચકોને કંટાળો આપે. ગુજરાતી ભાષામાં આ નવલકથા અપુર્વજ છે. ચારે ભાગ જુદા. બાર ફોટોગ્રાફિક ચિત્રો, પાકાં સોનેરી પુંઠાં, ઉંચા ગ્લેઝડ કાગળ, દરેક ભાગમાં ૩૨૫ પૃષ્ટ. દરેક ભાગનું મૂલ્ય રૂા. ૩-૦-૦

**પુંજાલાલ ભગવાન પારેખ.**

વઢવાણ સીટી.